


કરભરનારઃ— તહીંની સરકણીપરથી જુવાનિયાઓને સરકવા દેવાનો મને અતિ તિરસ્કાર છે; પણ પ્રત્યેકની સ્વતંત્રતા મને માન્ય છે અને વળી તેમાંહેથી આવી મોટી જકાત ઉપજેછે. પછી જો હું તેમને રોકવા જઈશ તો સર્વથા હું હાડમાર થઈશ નહીં?

# MADHUPAN

OR

# THE DRINK QUESTION

BY

**HORMASJI D. PESIKAKA,**

*Licentiate of the Royal College of Physicians; Licentiate of the Faculty of Physicians and Surgeons; Licentiate of Midwifery; Fellow of the Royal Medical and Chirurgical Society of London; Fellow of the Royal Obstetric Society of London; late Honorary Surgeon to the Goculdas Tejpal Hospital, Bombay. Author of "Eyes and Spectacles,"*

*(WITH ILLUSTRATIONS.)*



**Bombay:**

PRINTED AT THE

EDUCATION SOCIETY'S PRESS, BYCULLA.

1889.

*Price Rs.* 7.

*THIS BOOK*

Has Been Dedicated

*TO*

*THE RESPECTED MEMORY OF*

*HIS BELOVED MOTHER, THE LATE*

Bai Goolbai,

*AND OF*

*HIS GRANDFATHER, THE LATE*

Sett Dosabhai Hormasji Cama,

*IN GRATEFUL REMEMBRANCE OF*

*THEIR PARENTAL LOVE, AND REGARD TO*

*THE AUTHOR.*

# CONTENTS.

## PART I.

### THE HUMAN BODY AND ITS DISEASES FROM ALCOHOL.

### CHAPTER VI.

*Results of Experiments on Dogs and Swine.*

### CHAPTER VII.

*Functional Disturbances in Nutritive and Secretory processes.*

---

## PART II.

MANUFACTURE, PROPERTIES, AND ADULTERATION OF LIQUORS.

### CHAPTER I.

*Ales, Beer, Porter, Cider and Perry.*

### CHAPTER II.

WINES:—*Clarets, Sauterne, Barsac, Chateau d' Yquem, Clos de Vougeot, Chambertin, Romanée, Volnay, Beaune, Maçon, Chablis, Mersault, Montrachet, Cotie Rotie, Hermitage, Beaujolais, Champagne, Roussillon, Masden, Hambro' Sherry, Hocks, Moselle, Carlowitz, Ruster, Ædenburg, Tokay, Kephisia, St. Elie, Noussa, Patras, Santorin, Vinsanto, Lachryma Christi, Cyprus, Capri, Australian Wines, Port, Bucellas, Lisbon, White Port, Sherry, Rosa Tent, Malaga, Paxarette, Sack, Tarragona, Marsala, Madeira, Malmsey, Constantia, &c.*

### CHAPTER III.

SPIRITS:—*Brandy, Whisky, Rum, Gin, Hollands, Old Tom, &c.*

### CHAPTER IV.

LIQUEURS:—*Curaçao, Maraschino, Kirschwasser, Cnartreuse, Parfait Amour, Anisette, Kummel, Absinthe, Bitters, &c.*

### CHAPTER V.

COUNTRY LIQUORS:—*Toddy, Rasi, Fanny, Masala, Jagri, Mowra, Bevda, Rum.*

### CHAPTER VI.

*A Special Discourse on Adulteration.*

## PART III.

### POPULAR BELIEFS *RE* EFFECTS OF ALCOHOL.

# મધુપાન અથવા દારૂનો સવાલ.

(સચિત્ર.)



કર્તા

હોરમસજી ડોસાભાઈ પેસીકાકા,

લાઈસેનશિયેત ઑફ ધી રૉયલ કૉલેજ ઑફ ફીઝીશ્યન્સ, લાઈસેનશીયેત ઑફ
ધી ફૅકલ્ટી ઑફ ફીઝીશ્યન્સ ઍન્ડ સરજ્યન્સ, લાઈસેનશીયેત ઑફ
મીડવીફરી, ફૅલો ઑફ ધી રૉયલ મેડીકલ ઍન્ડ કીરરજીકલ
સોસાયતી ઑફ લંડન, ફેલો ઑફ ધી રૉયલ ઑબ્સેટેટ્રિક
સોસાયતી ઑફ લંડન; ગોકલદાસ તેજપાલ
ઑસ્પિતલના છેલ્લા ઑનરરી સરજ્યન,
'આંખ અને ચશમા'ના કર્તા.





મુંબઈ:
એજ્યુકેશન સોસાયટીના છાપખાનામાં છાપ્યું છે.
કીમત રૂ૦ ૭.

તેના માતુશ્રી

મરહુમ બાઈ ગુલબાઈ

તથા મમાવા

મરહુમ શેઠ ડોસાભાઈ હોરમસજી કામા

એઓના કરેલા પિતૃભાવ ને પ્રેમની

પૂજ્ય યાદગારીમાં

કર્તાએ

ગ્રંથ અર્પણ કર્યોછે.

# પ્રસ્તાવના.

---

આ પુસ્તક રચવાનો આરંભ ઘણાં વર્ષ પૂર્વે થયોછે. થોડાંક વર્ષ ઉપર જ્ઞાન પ્રસારક મંડળી જોગ અપાતાં ભાષણો માટે "દારૂનો ઉપયોગ અને ગેર ઉપયોગ" નામનો વિષય મેં તૈયાર કર્યો, પણ એકજ ભાષણ પછે કાંઈ મતફેર ફીજે મેં મંડળીનો સંબંધ છોડ્યો ને બાકીના ભાષણ કર્યાં નહીં. પાછળથી આ બાબદ ગ્રંથ રૂપે પ્રગટ કરવાનો મેં વિચાર કર્યો. આ ગ્રંથ રચતાં મને અનેક કારણોને લીધે બહુ વિલંબ લાગ્યોછે. એમાં આકૃતિ જોકે ઘણી નથી, તોપણ તે તૈયાર કરવામાં મને મહા શ્રમ વેઠવો પડ્યોછે, અને તેનું મુખ્ય કારણ અહીં સારા કારીગરોની અછત છે. એકજ આકૃતિ પાછળ દિવસો દિવસ ઢકેલા ખાતાં છતાં તે ભાગ્યે બે મહિને તૈયાર થઈને આવી હશે. આ પુસ્તકની આકૃતિઓ, મોટા નકશા કે ચોપડીઓ ઉપરથી ઘણાક ફેરફાર સાથે અથવા ખાસ નવી કોરાવીછે. પુસ્તકમાં જોઈતી આકૃતિ સઘળી તૈયાર થઈ ન શકી, ત્યારે સાત આકૃતિઓ ડાકટર બરજોરજીનાં વૈદ્યકજ્ઞાન-ગ્રંથમાંથી લીધીછે જેનાં ઉડકત્સ રાસ્ત ગોફતારના માલેકે મને મેહરબાનીની રાહે આપ્યાંછે. પુસ્તક રચતાં મેં ત્રણ બાબત ઉપર વિશેષ લક્ષ દીધુંછે તેમાં પેહેલી શુદ્ધ ગુજરાતી, કે જે વગરનું લખાણ આજની ખરી કેળવણીની વળણમાં દોષિત ગણાય. બીજું શારીરશાસ્ત્ર, જેનાં જ્ઞાનથીજ દરેક પુરૂષ તંદુરસ્તી જાળવવાને શીખી શકેછે. મનુષ્ય દેહમાં જીવન કેમ ચાલેછે તેનાં જ્ઞાનનું અજાણપણું તે ચાલુ કાળના ભણતર અને સુધારાની સૌથી મોટી ખોટ છે. હવે ત્રીજી અને છેલ્લી મુખ્ય બાબતે મારૂં ધ્યાન રોકયુંછે તે દારૂનો સવાલ છે.

દારૂ માણસનાં શરીર ઉપર કેવા પ્રકારની અસર કરેછે—ખોરાક જેવી કે ઝેર જેવી? અને તેમનો રીતસર નિયમિત ઉપયોગ કરવો લાભદાયક કે હાનિકારક છે એ સવાલો વિષે ઘણા પ્રસિદ્ધ વૈદ્યો અને શારીરશાસ્ત્રમાં પ્રૌઢ પુરૂષો પરસ્પર વિરૂદ્ધ વાતો કહેતા આવ્યાછે. ચંચલ તેમજ વાંચવાનો શોખ ધરાવનાર ગૃહસ્થો ચોકસ નિયમોના આધારે એક સરખા દારૂ પીએછે અથવા દૂર કરેછે; તેમની ટેવનું વાજબીપણું વિદ્વાની ભૂલ અથવા સચ્ચાઈ ઉપર આધાર રાખેછે. તેટલામાટે જાહેર તંદુરસ્તી તેમજ વિદ્વાના ભલાં અર્થે અતિ અવશ્ય છે કે જે મહાન પુરૂષોને આપણે સ્વાભાવિક રીતે આવી બાબતોમાં ભોમિયા ગણીએ તેઓએ આલ્કોહૉલના સવાલ વિષે કોઈ નક્કી અને નિશ્ચિત સિદ્ધાંત આણવું. ત્યારે આપણે જાણી ખૂશી થવું જોઈએ કે હાલમાં વૈદ્યક મંડળ આ સવાલ ઉપર એક મત થતું જાયછે અને દારૂને બિન અગત્યનો તેમજ કોઈ રીતે શરીર સુખમાં ઉમેરો કરનાર નહીં પણ ઈજાકારક ગણેછે.

આ બાબતમાં વૈદ્યક મંડળમાંજ મતફેર પડે તેનાં જેવું ખિન્નકારક કાંઈજ નથી. એક પક્ષવાળા આલ્કોહૉલને ખોરાકના વર્ગમાં મૂકેછે અને બીજા પક્ષવાળાઓ

તેને ઝેર સમજેછે. પહેલા જ્યારે માણસનાં ખોરાકમાં આલ્કોહૉલ હમેશાં વેળાસર લેવો જોઈએ અને જરૂરનો નહિ તોપણ ઉપયોગી છે એમ સમજેછે, ત્યારે બીજા તેને એક જોરાવર વિષમય ઔષધ અને ઔષધાલયમાંના પદાર્થો જેવાકે અફીણ, સોમલ, ક્લોરોફાર્મ, એમોનિયાની માફક ચોકસ સ્થિતિમાંજ ઉપયોગમાં લઇ શકાય એવો પદાર્થ સમજેછે. આ વાત ઉપરથી એટલું શાબિત થાયછે કે માણસના શરીર ઉપર દારૂથી થતી અસરોની તરફેણમાં જુના કાળથી ઠસેલા વિચાર ઉપર આ પક્ષવાળાઓનાં મતનો મુખ્ય પાયો છે અને તે પ્રમાણે તેઓના મતમાં ફેર રહેછે. આપણા શારીર દ્રવ્ય તથા તેમના પ્રાણાધાર કાર્યો ઉપર થતી આલ્કોહૉલની અસર વિષે જ્યાં સૂધી વિદ્વાન પુરૂષો એકમત હતા નહીં ત્યાં સૂધી લોક દારૂ પીવાની ટેવ વિષે એકમત થઇ શક્યાં નહિ. કોઇ પણ વસ્તુથી શારીરિક દ્રવ્યો અને કાર્યો ઉપર કેવી અસરો થાયછે તે વાસ્તવિક ચોકસ ઠરાવવું ઘણું મુશ્કેલ છે. તોપણ અનુભવ અને પરીક્ષા, અનુમાન અને સિદ્ધાંત, રસાયનશાસ્ત્ર અને શારીરશાસ્ત્રની મદદથી ઘણા-ખરા દાખલાઓમાં નજદીક ખરેખરી અસર જાણવાને બની આવેછે. તેથી અત્યાર સૂધીમાં ખોરાકી તેમજ દવાને લગતા ઘણાક પદાર્થોની અસર નજદીક નક્કી કરવામાં આવીછે. આ વાંધાભર્યો અઘડો સવાલનો નીવેડો લાવવાનું હું ગુમાન રાખતો નથી, પણ આ બાબતમાં મત આપવા યોગ્ય સત્તાવાર પુરૂષોના મતોનો ઉતારો કરી, તેમજ મારા પોતાના અવલોકન અને કારણોથી તેની હાલની મર્યાદા પૂર્ણપણે દેખાડવાની અને વાંધાનો ફડચો સહેલ અને ટુંકો કરવાની કોશેશ કરીછે.

દારૂ માનવી દેહનો કેટલી હદવેર નાશ કરેછે તે હું તો મારા વૈદ્યક અભ્યાસનાજ વખતથી સમજવા લાગ્યોછું તેથી લોક ઠગાયલા વિચારથી દારૂનો અજાણપણે ઉપ-યોગ કરી પીડાકારી ભોગવે અને તેનો દોષ કોઇ બીજાં કારણને આપી પોતાનું સત્યા-નાશ વાળવું કારણ ગુહ્ય રાખે તે ઉઘાડું પાડવાની મેં એક ફરજ વિચારીછે. આ મહા અગત્યના વિષય ઉપર ખરૂં અજવાળું નાખી ઉગતા જમાનાને દારૂ વ્યસનથી દૂર કરવામાં કિંવા અદ્યાપિ કોઇકની પણ હાનિ થતી અટકાવવામાં જો આ ગ્રંથ કોઇ પ્રકારે ઉપયોગી થઈ પડશે, તો રચનારનો સર્વ હેતુ પાર ઉતરશે.

તંદુરસ્તી આ દુનિયામાં જીંદગીનું પહેલું ને મોટામાં મોટું સુખ છે, જે હાંસલ કરવું પ્રત્યેક જાતિ ને ધંધાદારીની ફરજ છે; અને જ્યાં સામાન્યરીતે જાતિ ને ધંધાદા-રીમાં કોઇને કોઈ સબબથી દારૂનો વપરાસ ચાલેછે, ત્યાં તેથી તેમની તથા ઓલાદની જીંદગી કેમ બગડેછે, અને ટુંકી થાયછે તે શીખવાને દરેક પુરૂષને કાળજી રહેવી જોઇએ. આ વિષય કોઈ પ્રકારે સાંકડો નથી કેમકે એના ઉપર આખી પ્રજાની સુખશાંતિનો આધાર રહેલોછે. આ સવાલનાં સંબંધમાં બુદ્ધિબળના જોરે સ્થાપિત સિદ્ધાંત જાણવાને ઝુપડામાં ગોંધાયલા ગરીબ કે મહેલમાં રહેનાર અમીર બંનેનો એક સરખો ધર્મ છે. અજમાયશ અને અવલોકન પ્રત્યક્ષ દેખાડી આપેછે કે મદ્ય-પાન સૃષ્ટિમાં સૌથી મોટો શાપ છે.

# સાંકળિયું.

## ભાગ પહેલો—શારીરિક જ્ઞાન.

---

### પ્રકરણ ૧.



### પ્રકરણ ૨.



### પ્રકરણ ૩.



### પ્રકરણ ૪.



### પ્રકરણ ૫.

પ્રકરણ ૫.



પ્રકરણ ૬.



## ભાગ ત્રીજો—લોકજન્ય ભ્રમ એટલે લોકમાં ઠસેલા ખોટા વિચાર.

પ્રકરણ ૧.



પ્રકરણ ૨.



પ્રકરણ ૩.



પ્રકરણ ૪.



પ્રકરણ ૫.



પ્રકરણ ૬.



પ્રકરણ ૭.



પ્રકરણ ૮.

પ્રકરણ ૯.



પ્રકરણ ૧૦.



પ્રકરણ ૧૧.



## ભાગ ચોથો—પરચુરણ વિચાર. છાકટપણું.

પ્રકરણ ૧.



પ્રકરણ ૨.



પ્રકરણ ૩.



પ્રકરણ ૪.



પ્રકરણ ૫.



પ્રકરણ ૬.



પ્રકરણ ૭.



## ભાગ પાંચમો.

# મધુપાન અથવા દારૂનો સવાલ.

## ભાગ પહેલો.

---

## શારીરિક જ્ઞાન.

### પ્રકરણ ૧.

### દારૂ અથવા શરાબની ઉત્પત્તિ તથા જાણવાજોગ તવારીખ.

આલ્કોહૉલ અથવા દારૂનો અર્ક રસાયન શાસ્ત્રમાં ઘણોજ જાણીતો પદાર્થ છે. એ પદાર્થ દારૂ માત્રમાં સત્વ તરીકે રહેલો છે. અને તેનાં વધારે ઓછાં પ્રમાણને લીધે જૂદી જૂદી જાતના દારૂ તેમની અસરમાં જલદ અથવા નરમ કહેવાયછે. આલ્કોહૉલની અસર દારૂ પીનારનાં મન તથા તન ઉપર કોઇક વારજ ફાયદાભરેલી પણ ઘણું કરી હમેશ નુકસાનકારક હોયછે. જ્યારે આલ્કોહૉલ વગર કોઇપણ જાતનો દારૂ હોતો નથી, અને જાતજાતના દારૂ શરીરની જૂદી જૂદી હાલતમાં માણસ પીવામાં લેછે. ત્યારે આપણને દારૂના ગુણ અવગુણથી વાકેફ થવું અગત્યનું છે. જેમ દારૂના વપરાસની વિરૂદ્ધ તેમ તેની તરફેનમાં પણ જૂદાં જૂદાં જાણવાજોગ મત અપાયલાંછે. એવાં મતો ઉપર દારૂ પીનારાઓ તથા તેને ધિક્કારનારાઓ આધાર રાખી વારંવાર માંહોમાંહે પોતપોતાની મતલબને અનુસરતી જોશભરી તકરાર ચલાવેછે.

આજ સુધીમાં ઘણા પ્રવીણ અને વખાણાયલા વૈદ્યોએ એ વિષે ઉત્તમ અને અગત્યનાં લખાણ કર્યાં છે અને હજી કર્યાં જાયછે; પણ માઠાં ભાગ્યે તે લખાણો ઘણું કરી અંગ્રેજી તથા યૂરપખંડની બીજી ભાષાઓમાં હોવાથી હિંદુસ્તાનનાં દેશીઓનો મોટો ભાગ તેથી અજાણ્યો રહેછે અને તેનો લાભ મેળવી શકતો નથી. એવાં લખાણો હિંદુસ્તાનના દેશીઓમાં ચાલતી ભાષાઓમાં પ્રસિદ્ધ થવાં જોઇએછે; કારણ, આપણાં દેશમાં પ્રથમ બહૂજ થોડો દારૂ વપરાતો અને હાલ પણ જોકે યૂરપના સુધરેલા દેશોનાં જેટલી આ બદી આપણામાં ફેલાઇ નથી, તોપણ જ્યારે યૂરપ અને અમેરિકામાં વૈદાંના ઉત્તમ હુનરની શોધોથી તથા સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી દારૂએ કરીને શરીરમાં થતા હાનિકારક ફેરફારો ખૂલા દેખાડી ત્યાંના વિદ્વજ્જનો સંભાષણોથી અને કાય-

દારૂઓની મદદ લઈ તેની વિરૂદ્ધ ભારી મહેનત કરેછે, ત્યારે આ દેશમાં તેનો ભૂરો પ્રસાર વધતો થતો જાય, એ આપણી અસલી શ્રેષ્ઠ સ્થિતિને વિસરાવી મેળેછે તથાપિ આપણે એક પ્રાણઘાતક વ્યસનને આધીન થતા જઈએ છીએ, એમ દર્શાવેછે. હાલમાં દેશીઓમાં દારૂનો ખપ અને ફેલાવો ઘણો થતો જાયછે. દારૂનાં પીઠાં ઠામ ઠામ વધી પડયાંછે. ગરીબોનો મોટો ભાગ અજ્ઞાન હોવાથી દારૂની લલચાવનારી અસરથી પોતાનાં તન, મન, આરોગ્યતા, પૈસા, અને સંસારસુખનો ભોગ આપેછે. ઉજળી વર્ણનાં લોક જેમને દારૂનો અસલ બહુજ તિરસ્કાર હતો તથા જેમને તે વિષે ધર્મની મનાઈ છે, તેનો પણ કાંઈક ભાગ પીવામાં સામેલ થતો જાયછે. દારૂ પીવાથી થતી નુકસાની, જોકે સામાન્ય રીતે સર્વને જાણિતી છે, તોપણ તેનાં ભયંકર સ્વરૂપથી હજી આ દેશનાં લોક અજાણ છે. એ અજાણપણું દૂર કરી દારૂનાં ભયાનક પરિણામો ખૂલાં પાડવાં, જેથી આપણાં લોકમાં પોતાના જીવનું રક્ષણ કરવાનો અને સદાચરણને માર્ગે ચાલવાનો ઉપદેશ પ્રસરે,—એટલોજ આ ગ્રંથ રચવાનો હેતુ છે.

માણસનાં તન અને મન ઉપર દરરોજ ધીમે ધીમે માઠી અસર કરનારી દારૂ જેવી બીજી વસ્તુ ક્વચિતજ હશે, એમ જાણવાથી કોઈપણ માણસ આશ્ચર્ય પામ્યા વગર રહેશે નહીં. એ પદાર્થ વિષે આપણાં લોક ભૂલભરેલા વિચારો ધરાવી સંતોષ પામે, તો દરેક વૈદ્યની ખરી ફરજ છે કે તે ભૂલ તોડવા પોતાથી બનતી તજવીજ કરવી. દારૂના હિમાયતીઓનાં ઉત્તમ મતોના નાદર નમૂના આપણી આગળ વારંવાર ધરવામાં આવેછે, જેમાંથી ઘણાક તો હસી કહાડવા ઉપરાંત ધિક્કારવા જોગ છે. કેટલાક ભમાયલા લોક એમ માનેછે કે દારૂ પીવાથી બુદ્ધિ વધેછે અને ભેજાંમાં શક્તિ આવેછે. કેટલાકોને વળી એવું ભાસેછે કે દારૂમાં ઉસ્કેરનારી શક્તિ હોવાથી તે બદનનાં કૌવતમાં વધારો કરેછે. વળી કેટલાકોનું તો એવું ખાસ મત છે કે જીંદગી જાળવવા માટે જેમ હવા અને પાણી અગત્યનાં સાધનો છે, તેમ દારૂ પણ એક અગત્યનું તત્વ છે, માટે તે વગર ચાલે નહીં. વળી ઘણાક દારૂના શોખીનો એવું ધારેછે કે જ્યાં સુધી માણસ છાકટું થાય નહીં, ત્યાં સુધી દારૂની ખરાબ અસર થયલી કહેવાય નહીં. આ સઘળા વિચારો ભૂલભરેલા છે. થોડો થોડો દારૂ પીવાથી પણ શરીરના બાંધા ઉપર છૂપી રીતે અને ધીમે ધીમે માઠી અસર થાયછે, તે જાણવાને પીનાર અને પીવાની હિમાયત કરનાર તદન અશક્ત હોયછે. નાશકારક અને સંતાપ ભરેલાં ઘણાંક દરદોના બેમાલમ ભોગ પીનાર થઈ પડેછે અને તેની ખબર તેમને રહેતી નથી, માટે દારૂ વિષે જેટલું વિગતવાર જ્ઞાન મળે તેટલું મેળવવું જરૂર છે.

દારૂનું મુખ્ય સત્વ **આલ્કોહૉલ** છે, અને જ્યારે તે આલ્કોહૉલને લીધે દારૂ બહુ માઠી અસર કરી શકેછે, ત્યારે આલ્કોહૉલની તવારીખ, બનાવટ, અને ખાસિયત વિગરેનો વિચાર ધ્યાનમાં લેવો પહેલો અવશ્ય છે. સઘળી જાતના દારૂમાં સમાયલા અર્ક એટલે આલ્કોહૉલની બનાવટ શું છે; તે કેમ અને કેવા આકારમાં પીવાયછે; સાધારણ રીતે પીવાતા દારૂઓમાં તેનું કેટલું પ્રમાણ હોયછે; શરીર માંહેનાં અવયવોની કૃતિમાં અને તેઓની બાંધણીમાં એથી શું ફેરફારો થાયછે; તંદુરસ્ત બાંધાનાં માણસ ઉપર તે કેવી અસર કરેછે; કોઈ વેળા પુષ્કળ અથવા હમેશાં થોડો કે હદ ઉપ-

રાંત દારૂ પીવાથી શરીરની કેવી બૂરી અવસ્થા થાયછે; ઇત્યાદિ, બાબતોનું જ્ઞાન કદી-પણ નજીવું અને કંટાળા ભરેલું ગણાશે નહીં. એ ઉપરાંત માણસનાં શરીરની ચોકસ દરદી હાલતમાં દારૂ અને તેમાં સમાયલો આલ્કોહૉલ કોઈ કોઇવાર કેવી દવારૂપી અસર કરી ગુણકારી થાયછે, તે પણ જ્ઞાન કિંમતી ગણાયા વિના રહેશે નહીં.

તવારીખનાં પુસ્તકો તપાસતાં જણાયછે કે દારૂની લખ અને વપરાસ અસલના વખતથીજ લોકમાં ચાલ્યાં આવ્યાંછે. દુનિયાના મહા જલપ્રલય (ડેલ્યુજ) ના વખ-તથી કેફી ચીજોનો ઉપયોગ તેમ ગેરઉપયોગ થતો આવેલો છે. એ રેલમાંથી ફક્ત નોહા નામનો સખ્સ કબિલા સહિત તેની પવિત્રાઈને માટે બચી ગયો હતો. તે નોહા-એ ક્રાઇસ્તનાં જનમની ૨૩૪૭ વરસ આગળ એક દ્રાક્ષનો માંડવો રોપ્યો, અને તે-માંથી જે દ્રાક્ષ થઈ તેનાં રસમાંથી વાઇન બનાવી તે પીને છાકટો બન્યો હતો (જેની-સીસ નવ, ૨૦, ૨૧). રૅબી લોકની દંતકથા ઉપરથી ફ્રેડ્રિકસ કહેછે કે નોહાએ દ્રાક્ષનો માંડવો રોપ્યો તે પ્રસંગે સેતાન હાજર થયો અને મેંઢું, સિંહ, વાંદર, અને ડુક્કરનાં ભોગ લીધા. આ જાનવરો છાકટપણાંની જૂદીજૂદી હદવાળી સ્થિતિની નિશાનો તરીકે સેતાને ધાર્યાં હતાં: એટલે જ્યારે માણસ પીવા શરૂ કરેછે, ત્યારે તે મેંઢાં જેવો રાંક અને નિર્દોષ હોયછે; પછી વધારે પી સિંહ જેવો બહાદૂર થાયછે; ત્યાર પછી તે બહાદૂરી વાંદરાના જેવાં ઘેલછાં કાઢેછે; અને છેલ્લાં તે ડુક્કરની પેઠે કાદવમાં રગદોળાય-છે. આ ઉપરથી અંગ્રેજીમાં કહેવત નીકળી છે કે 'ઍઝ ડ્રન્ક ઍઝ આ હૉગ.'

ક્રાઇસ્તના જન્મની ૨૨૦૦ વર્ષ આગળ ચીનમાં ઇતાઈ નામના એક એડુતે વાઇન શોધી કાઢ્યો હતો, એવું સાઇરિસ રેડીંગ પોતાની વાઇનની તવારીખમાં જણા-વેછે. કેટલીક સરકાર પૈસાની લાલચ સારૂ દારૂનાં ઉપર કર નાંખેછે, તેમ નહીં, પણ લોક દારૂ પી હિચકારાં, અને બાયલા ન બને, તે સારૂ તે વેળાની ચીનઈ સરકારે દારૂ ઉપર કર લાગુ પાડ્યો હતો. પણ આવો કર અસર કરી શક્યો નહીં. જેઓને મોંઢે દારૂ લાગ્યો તેઓને પીવા વિના ચાલ્યું ન હોતું; તેથી કરીને ક્યા નામના ઉત્તર તરફના એક ઝારે ક્રાઇસ્ત પહેલાં ૧૫૦૦ વરસપર પોતાના મનના ફાંટામાં તે દારૂથી એક તળાવ ભરી નાખ્યું અને પોતાની રૈયતના ૩૦૦૦ માણસોને તેમાં કૂદવાની ફરજ પાડી. ગીબન નામનો તવારીખ લખનાર કહેછે કે પૂર્વ તરફના હન લોક ચીનમાં પોતે રાજ્ય ચલાવતા હતા, તે તેઓએ છાકટપણામાં ખોયું. તેઓ પોતાની છાવ-ણીમાં દારૂ પી છાકટા થઈ ઉંઘમાં પડ્યા, તેવામાં ચીનના સરદારોએ તેઓ પર અચાનક ટૂટી પડી તેમને જીતી લીધા. મિસર દેશના અસલી રહેવાસીઓ તેમજ યૂનાની લોકમાં વાઇન દારૂ શિવાય 'બિયર' પણ વપરાતો હતો, એવું ડાયોડોરસ અને સ્ટ્રૅબો કહી ગયાછે. હિરોડોતસ, જેણે ક્રાઇસ્ત પહેલાં ૪૫૦ વર્ષ ઉપર તવા-રીખ લખી, તે જવમાંથી દારૂ બનાવવાની રીતનું બયાન આપેછે; અને તેના વખતનાં મિસર દેશનાં લોક રોજ તે દારૂ વાપરતા હતા એમ લખી ગયોછે. વિલ્કીનસન જણાવેછે કે મિસર દેશની અંદર જે કાંઈ કોતરે કામ કરેલાં છે, તે ઉપરથી જણા-યછે કે ત્યાંનાં મરદ અને ઓરત એટલો દારૂ પીતાં કે તેથી બેભાન થઈ જતાં હતાં. મિસર અને યૂનાનના લોક જોકે તે વખતમાં અતિ ઘણા સુધરેલા ગણાતા

હતા, તોપણ તેમને દારૂ પીવાની ટેવ હતી. યૂનાનીઓનો પ્રિય દેવ આખી દુનિયામાં ભમતો ફરી દારૂના આશીર્વાદ અને છાકટપણાંની મજેહની હિમાયત કરતો, તે બૅકસને નામે પ્રસિદ્ધ છે.

રેડીંગ લખેછે કે સઘળા લોકની દંતકથા ઉપરથી એવું માલમ પડેછે કે દ્રાક્ષના માંડવાની ઉત્પત્તિ પેહેલાં ઇરાનમાં થઈ. વળી આરમિનિયન લોક પણ એ બાબતમાં પહેલા થવા માગેછે; કારણ, એરીવાનની નજદીક શાહેરની દિવાલોથી આસરે ત્રણ મૈલ દૂર જ્યાં નોહા દુનિયાની મોટી રેળની આગળ સહકુટુંબ રહેતો હતો, ત્યાં તેને દ્રાક્ષનો પહેલો માંડવો રોપ્યો હતો. સર જૉન માલકમ પોતાની ઇરાનની તવારીખમાં મુલ્લાં અકબરનાં દસ્તાવેજ ઉપરથી લખેછે કે પરસીપોલીસના સ્થાપનાર જમશેદ પાદશાહે પહેલાં દારૂ શોધી કાઢ્યો હતો. તે દ્રાક્ષનો અતિ ઘણો શોખીન હતો અને તેણે મોસમ પછી મળવા સારૂ કેટલીક દ્રાક્ષ જાળવી રાખવાને ફરમાવ્યું. તે પરથી દ્રાક્ષને એક મોટાં વાસણમાં ભરી ભવિષ્યના ઉપયોગને માટે એક મહેરાપમાં મૂકી રાખી. જ્યારે વાસણને ઉઘાડવામાં આવ્યું, ત્યારે દ્રાક્ષને ઉભાણ (ફરમેન્ટ) ચઢયું હતું. તે રસ એટલો ખાટો માલમ પડચો કે તે ઝેરી થયલો જાણી તેની કેટલીક બાટલીઓ ભરી તે ઉપર 'ઝેર' કરીને શબ્દ લખ્યા. એ બાટલીઓ તેના ઓરદામાં મૂકી હતી. એવું બન્યું કે એ શાહની માનિતી સ્ત્રીઓ માંહેની એકનું માથું એટલું દુખ્યું કે તેનાં દરદથી તે દિવાની જેવી થઇને તેણીએ પોતાનું મોત ચાહ્યું. 'ઝેર' એવા નામ સાથની બાટલી જોઇ તેણીએ તે હાથમાં લીધી અને તે માંહેલો પ્રવાહિ પી ગઈ. એટલા વખતમાં પેલો દ્રાક્ષનો રસ દારૂ બની ગયો હતો. તે પીવાથી રાણી ભર ઊંઘમાં પડી અને જ્યારે તે ઉઠી, ત્યારે તેને ઘણો કરાર વળ્યો. આ ઇલાજથી તે ખૂશી થઈ; તેણીએ વધારે લેવા માંડયું અને પછી ઘડી ઘડી લેતાં બધું ઝેર પીવાઈ ખલાસ થઈ ગયું. જ્યારે આ વાત પાદશાહને માલમ પડી, ત્યારે તેને પેલી રાણીને સઘળું કબૂલ કરવાની ફરજ પાડી. તે પછી થોડાક જથામાં દારૂ બનાવ્યો, અને શાહા જમશેદ અને તેની દરબારે તેની લહેર લીધી અને તે પછી આજસુધી ઇરાનમાં " ઝેરે-ખૂશ " અથવા ખૂશી ભરેલું ઝેર, એવા નામથી વાઇન દારૂ ઓળખાતો આવ્યોછે.

ડાક્તર રીચર્ડસન જણાવે છે કે દારૂની ઉત્પત્તિ પહેલાં એશિયા ખંડમાં થઈ હતી. દ્રાક્ષનો વેલો, જેમાંથી પહેલાં વાઇન બનાવવામાં આવ્યો, તે એશિયા ખંડની ભૂમિમાં ઉગ્યો હતો; અને ગ્રીક તથા શેમીટીક ટોલાની દંતકથા પ્રમાણે એશિયા ખંડમાંથી યૂરપ ખંડમાં લઈ જવામાં આવ્યો. તે પછી યૂનાન દેશમાંથી તે ઇટલી દેશમાં ગયો, અને ત્યાંથી ફ્રાન્સ, જર્મની તથા યૂરપના બીજા દેશોમાં તેનાં મૂળિઆં ફેલાયાં.

આવી રીતની પૂરાણા વખતથી તે હાલના વખત સુધી દારૂ પીવાની અને તે સાથે હદ ઉપરાંત પણ પીવાની નોંધ છે. આ કબૂલ કરવું જોઈએ કે હાલના વખતમાં બૌદ્ધ ધર્મના અને હિંદુની ઊંચી જાતિનાં લોક સિવાય દારૂ પીવાની ટેવ સર્વ વર્ણમાં પ્રસરેલી છે. જે દેશોમાં મુસલમાની રાજ્ય છે, અને જ્યાં મુસલમાન લોક વસેછે, ત્યાં પણ જોકે તેમના ધર્મની ખાસ મનાઈ છે તે છતાં ઘણો ભાગ છૂપીરીતે દારૂની છૂટ લેછે. ઇરાન, તુર્કસ્તાન ને મીસરમાં દારૂ પીવાયછે, એ મશહુર છે.

મારકોપોલો નામનો જાણીતો મુસાફર કહેછે કે તૉરીસના મુસલમાનો દારૂ પીવાને તેમના ધર્મની બાધ છતાં દારૂને ઉકાળતા હતા; જેથી કરીને દારૂનો સ્વાદ બદલાતો ને સ્વાદ બદલાયાથી તેઓ તેનું નામ બદલીને તે પીતાહતા! સારાંશ, દારૂનું નામ બદલીને તેજ ચીજ બીજા નામથી પીવામાં ધરમની બાધ ન ગણવાને તેઓ તત્પર રહેતા હતા!!

હવડાં બધાં દેશમાં પછી જંગલી, અરધાં સુધરેલાં કે પૂરાં સુધરેલાંમાં, હરેક પ્રકારથી કેફ લાવનાર દારૂ બનાવવામાં આવેછે. દુનિયાના ગરમ મુલકોમાં જૂદી જૂદી જાતના તાડના રસ, સેળડીના રસ તથા મહુડાંમાંથી દારૂ બનાવવામાં આવેછે. દક્ષિણ અમેરિકા અને મેક્ષિકોમાં એલીઆના ઉભાણ આવેલા રસને દારૂ તરીકે પીવામાં આવેછે. સીદી લોકમાં ગુઆરાપો નામનો સેળડીના ઉભાણ આવેલા રસમાંથી દારૂ બનાવેછે, અને જ્યારે સેળડીની મોસમ હોતી નથી, ત્યારે મધ અને ચોખામાંથી તેઓ પેદા કરેછે. ઉત્તર તરફનાં ઘણાંક દેશમાં અને કોઇવાર સ્કૉટલન્ડના ઊંચા ભાગોમાં પણ 'બર્ચ', 'મેપલ' અથવા 'ઍશ' ઝાડના રસમાંથી દારૂ પેદા કરેછે. તાતાર અને મનગોલ લોક કુમીસ નામનો દારૂ ઘોડીના દૂધમાંથી બનાવેછે. પીરૂ અને અમેરિકાના બીજા ભાગોમાં અસલી ઓલાદના ઇન્ડિયનને નામે ઓળખાતા લોક ચીકા નામનો દારૂ મકેદોડામાંથી બનાવેછે. અરબ, એબિસિનિયન અને આફ્રિકાની બીજી જાતો બુસા નામનો દારૂ તેમની રોટલી બનાવવાના આટામાંથી બનાવેછે. રૂશીઆમાં ઘણો ખરો હમેશ વપરાતો દારૂ ક્વાસને નામે ઓળખાયછે, તે કાદવના જેવો ગદલો છે અને સ્વાદમાં આરબ લોકના બુસા જેવો છે; તે તેઓ જવ (રાઇ) ના આટાને પાણી સાથે ભેળી ઉભાણ ચઢાવીને બનાવેછે. જરમન લોક તેઓનો સાધારણ વીસબિયર નામનો દારૂ ઘઉં અને જવના આટામાંથી બનાવેછે. આપણાં ઇંગ્રેજી અને ફ્રેન્ચ દારૂઓ વિષે પાછળથી વિસ્તીર્ણ ખુલાસો આવશે.

---

# પ્રકરણ ૨.

## ઉભાણ તથા ગાળવાની ક્રિયા.

દારૂની બનાવટ વિષે બોલતાં આલ્કોહૉલ અથવા તેનો અર્ક કઇ કઇ ક્રિયાઓથી થાયછે તે જાણવું જરૂર છે. કોઇપણ ચીજમાંથી આલ્કોહૉલ ઉપજતાં બે પ્રમુખ ક્રિયા થાયછે. પહેલી **ઉભાણ ક્રિયા** (ફરમેન્તેશન)નાં નામથી, અને બીજી **દારૂ ગાળવાની ક્રિયા** (ડિસ્તીલેશન) નામથી ઓળખાયછે. ખાંડવાળા બધા પદાર્થોનાં રસમાં ઉભાણ ચહડયાથી આલ્કોહૉલ થાયછે. આથી રસાયની નિયમ પ્રમાણે ખાંડનાં મૂળતત્વ છૂટાં પડેછે, અને તે પાછાં બીજાં પ્રમાણમાં જોડાયછે, તેને આપણે દારૂ કહીએ છીએ. જેટલા દારૂ ઉભાણ ક્રિયાથી બનેછે તેમને **વાઇન** નામથી ઓળખવામાં આવેછે, અને પછી વાઇનને ગાળવાથી જે જલદ દારૂ ઉપજેછે તેને **સ્પિરિટ** અથવા **જલદ દારૂ** કહેછે.

એક સજીવ અથવા સકરણ (ઑરગૅનિક) પદાર્થનાં મૂળતત્વ છૂટાં પડે અને તે પાછાં બીજી રીતે એકમેક સાથે મળી કોઈ નવોજ પદાર્થ બને, તે ક્રિયાને ઉભાણ

ક્રિયા (ફરમેન્ટેશન) કહેછે. નેટ્રોજનવાળા પદાર્થો જેવાંકે ગોશ, પનીર, વગેરેમાં ભેજ હોવાથી તથા પૂરતી ગરમી સાથની હવામાં ઉઘાડા રહેવાથી પોતાની મેળેજ તેમનાં કેટલાંક તત્વ સાથે હવાની ઑક્સિજન મળી જાયછે અને તેમ થતાંમાં જે પૃથક્કરણ (દિકૉમ્પોઝીશન) શરૂ થાયછે, તે અસલ પદાર્થનો સઘળો નાશ થાય, ત્યાં સુધી ચાલુ રહેછે. આવા પૃથક્કરણને કોહવાણ કે ઉભાણ (પ્યુત્રીફૅકશન ઑર ફરમેન્ટેશન) કહેછે. ખાંડ જેવા પદાર્થો જેમાં નેટ્રોજન નથી, તેમાં એ પૃથક્કરણ આપોઆપ શરૂ થતું નથી; પણ તેમાં ફેરફાર શરૂ કરવા વાસ્તે બીજી કોઈ વસ્તુ કોહોતી, એટલે ખમીરી હાલતમાં, ઉમેરવાથી ઉશ્કેરણી થવી જોઇયે. આ ફેરફાર (મૅટામોરફોઝીસ) ચાલું કરવા માટે જે પદાર્થો ઉમેરવામાં આવેછે, તેમને ખમીર (ફરમેન્ટ્સ) કહેછે. જેમકે કોહોતું માંશ, લોહી, પનીર, ઇંડું, કણક (ડો) અને સર્વ પોતાની મેળે કોહોતી અથવા ખમીર ચહડેલી હાલતમાં આવેલી વસ્તુઓ છે. નેટ્રોજન રહિત ખાંડવાળી વસ્તુઓના તત્વોનો સંયોગ ઘણો દૃઢ (સ્તેબલ) ન હોવાથી, તેઓમાં ઉપલી ખમીરી વસ્તુઓ (ફરમેન્ટ્સ) નાખે ઝટ ઉભાણ ક્રિયા ચાલુ થાયછે, તત્વો છૂટાં પડેછે, અને તે બીજી રીતનાં પ્રમાણમાં એકમેક સાથ મળી જૂદી બનાવટ ઉપજેછે. ચોખ્ખી ખાંડને પાણીમાં પિગળાવી ગમે એટલો વખત રાખી શકાશે; પણ કોઈપણ નેટ્રોજનવાળો કોહોતો પદાર્થ ખાંડનાં પિગળાવેલાં પાણીમાં ઉમેરવામાં આવે, તો ઉભાણ ઉસ્કેરાઇ પૃથક્કરણ (ડીકૉમ્પોઝીશન) થાયછે અને આલ્કોહૉલ બનેછે. ખાંડના રસમાં આવી રીતે ઉભાણ શરૂ કરવા ઘણું કરીને કણકનું ખમીર (ઇસ્ટ) નાખેછે, જેથી તે રસમાંથી ખાંડનાં તત્વો છૂટાં પડવા સાથે મીઠો સ્વાદપણ જાયછે, અને ખાસ નવો સ્વાદ ઉપજી ખાંડને બદલે હવે કાર્બોનિક ઍસિડ ગૅસ અને આલ્કોહૉલ જેવી નવી બે ઝેરી વસ્તુ ઉત્પન્ન થાયછે.

| ખાંડ | = | આલ્કોહૉલ | + | કાર્બોનિક ઍસિડ ગૅસ |
|---|---|---|---|---|
| કાર્બન$_{૬}$ હૈડ્રોજન$_{૧૨}$ ઑક્સિજન$_{૬}$ | = | ૨ (કાર્બન$_{૨}$ હૈડ્રોજન$_{૬}$ ઑક્સિજન) | + | ૨ (કાર્બન ઑક્સિજન$_{૨}$) |

આપણે અહિં જોઇયેછીએ કે ખાંડને ખમીર દેતાં તેનાં તત્વ છૂટાં પડી તેમાંથી આલ્કોહૉલ અને કાર્બોનિક ઍસિડ ગૅસ બનેછે; તોપણ આલ્કોહૉલના તત્વ તો ખાંડનાં તત્વ જે કાર્બન હૈડ્રોજન અને ઑક્સિજન તેનાં તેજ રહેછે; ફરક માત્ર એટલો કે આલ્કોહૉલનાં તત્વ ખાંડનાં તત્વથી જૂદા પ્રમાણમાં જોડાયલાં છે. આટલા થોડાજ ફરકને લીધે ખાંડ અને આલ્કોહૉલ, જોકે એકજ તત્વો-કાર્બન, હૈડ્રોજન, ઑક્સિજન-થી બનેલાં છે, તોપણ ખાંડ કાર્બનવાળો એક ઉપયોગી ખોરાક છે, અને આલ્કોહૉલ ઝેર છે. આ ખાંડનાં તત્વ કાર્બન, હૈડ્રોજન, ઑક્સિજન આપણી દેહને પુષ્ટિ અર્થે ઘણાં ઉપયોગનાં છે; માટે જો એ તત્વ તેના કુદરતી નિયમથી ઝાડપાનકે ફળફળાદિમાં સાકર સ્વરૂપમાં જે પ્રમાણમાં સમાયલાંછે, તેમાં ફેરફાર વગર શેળડી કે દ્રાક્ષ તરીકે આપણાં પેટમાં દાખલ કરવામાં આવે, તો તેમાં સહેલથી ખોરાક તરીકે હજમ થાયછે. પણ જ્યારે એજ તત્વો સાકરથી બદલેલા પ્રમાણમાં રચાઇ દારૂ તરીકે લેવામાં આવે, તો તુરતજ પેટનાં સઘળાં અવયવોમાં જોસની ગતિનો આવેશ થાયછે અને તેઓ તેમને

હાનિકારક ઘુસનારા જેવા ગણી શરીરની બહાર કાઢી મેળેછે. જેમ એક કેરી પાકી હોયછે, ત્યારે તેનાં સાકરીયા રસને લીધે સ્વાદિષ્ટ લાગેછે અને ખોરાક તરીકે ખવાય-છે; પણ જો તે કેરી ઝાડપરથી પાકેલી ઉતારી ન લીધી, તો પછી તે પોતાની મેળે ખરી પડેછે; કારણ, પાકવા પછી તેમાં કોહોવાણ (ખમીરી ફેરફાર) શરૂ થાયછે, અને તેના શાકરીયા રસમાં દારૂ જેવો ફેરફાર થાયછે, ત્યારે ખાવામાંથી બાતલ કરવા સારૂ કુદરત તેને ઝાડ ઉપરનાં બીજાં ખાવાલાયક ફળોથી દૂર ફેંકી દેછે. તે છતાં પણ જો કોહતી હાલતમાં કેરી ખાધી, તો પેટમાં અજીર્ણ વિગરે ઝેરી ચિન્હોના વિકાર પેદા કરે-છે. એજ પ્રમાણે ખાંડવાળા પદાર્થોમાંથી કોહવાણ એટલે ખમીરી ક્રિયાથી બનેલો દારૂ પીધાથી ઝેરી અસર શરીરનાં સર્વે અવયવોને પહોંચેછે. આ ઉપરથી આપણને ખુલ્લું માલમ પડેછે કે ખાંડ અને દારૂમાં જો કે એકજ તત્વો છે, તોપણ ખાંડમાં તેઓ કુદરતી ખોરાકના નિયમમાં મિશ્રિત થયલાં છે; જેથી ખાંડ આપણા સ્વભાવિક સ્વાદને અનુસરતી રહીને એક કાર્બનવાળા પદાર્થ તરીકે સહેલથી ખાવામાં આવેછે. પણ બીજા હાથ ઉપર દારૂમાં એ તત્વો કુદરતી ખોરાકના પ્રમાણમાં મિશ્રિત ન થયાથી દારૂ સહેલથી પેટમાં રહી શકતો નથી ને તેને ત્વરીત શરીરમાંથી બહાર કાઢી મૂકવામાં આવેછે.

ઉભાણ ક્રિયા ચાલતાં સાકરીયા પ્રવાહિમાં જે ફેરફાર અથવા પૃથક્કરણ થાયછે, તેમાં મુખ્ય ભાગ સૂક્ષ્મ જંતુઓ બજાવેછે. ખમીર (ઇસ્ટ) એજ સૂક્ષ્મ જંતુઓથી ભરેલા પદાર્થ છે, અને તેમને લીધે ખાંડવાળા રસમાં ઉભાણ ચાલેછે. સૂક્ષ્મ જંતુઓ તરેહવાર પ્રકારના આવેછે, જેમની જાત સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી પરખાયછે. આ માહેલાં જે જાતનાં જંતુઓ સાકરીયા રસમાંથી આલ્કોહૉલ બનાવેછે, તે ઝાડપાનના વર્ગના હોયછે, અને તે માટે આ જાતનાં સૂક્ષ્મ જંતુઓને ખમીરનો પાળો (ઇસ્ટ પ્લૅન્ટ) કહેછે. આ પાળો ઝાડપાનની સૃષ્ટિના વર્ગોના અનુક્રમમાં સૌથી પ્રથમ જાતનો સાદો પાલો છે અને તે ઇંડાકાર સજીવ પરમાણુ (સૅલ્સ) ની રચના ધરાવેછે. એકમાંથી બીજાં ફૂટી નીકળી તે ફેલાતો ચાલેછે. આ પાળા (આકૃતિ ૧.) નું ખાંડ-વાળા પ્રવાહિમાં ઉગવું જેમ ફેલાતું જાયછે તેમ ખાંડનાં તત્વોમાં પૃથક્કરણ ચાલતું થાય છે અને તેથી આલ્કોહૉલ તથા કાર્બોનિક ઍસિડ ગૅસ ઉપર વર્ણવ્યા પ્રમાણે બનતાં જાયછે. આ ક્રિયા ચાલતી વેળા હવા-માંથી પુષ્કળ ઑક્સિજન ચૂસાયછે; જો કે બંધ વાસણમાં ખાંડવાળા પ્રવાહિને ઑક્સિજન દૂર રાખતાં પણ ઉભાણ ચાલી શકેછે; પણ ત્યારે ખમીરી પાળાની વૃદ્ધિ ધીમી ચાલે છે. જ્યારે ઘણી ઑક્સિજન હાજર હોયછે અને પ્રવા-હિનું ઉંડાણ હોતું નથી, ત્યારે આ છોડ પૂર જોરમાં ફેલાય-છે, પણ તેથી ખમીરી ક્રિયા ઘણી થોડી ચાલેછે. પણ બીજા હાથ ઉપર જ્યારે બહારની ઑક્સિજન દાખલ કરવામાં આવતી નથી, ત્યારે આ છોડ ધીમો ઉગેછે; પણ તેથી ઘણું ઉભાણ ચાલેછે; કેમકે છોડ પોતાની વૃદ્ધિ માટે જોઇતાં તત્વો બાહારની ઑક્સિજન બદલ પેલા ખાંડવાળા

ખમીરી પાળો (સૂક્ષ્મ-દર્શકયંત્ર પરથી).



આકૃતિ ૧.

પ્રવાહિમાંથી ખેંચતા જાયછે અને તેમ થતાં જે પૃથક્કરણ થાયછે, તેથી વહેલો આલ્કોહૉલ બનતો જાયછે.

હવે, મીઠા રસમાં ખમીર ચઢી તે દારૂનો સ્વાદ ધરેછે, પછી તેને ચોકસ રીતથી ગાળી સ્વચ્છ અને તેજ હાલતમાં લાવેછે, ત્યારે તેને દારૂ ગાળ્યો, એમ કહીએ છીએ.

દારૂ ગાળવાનું જંતર.




આ૦ ૨.

આ બીજી ક્રિયા જંતરની મારફતે થાયછે, તે આ પાસે આપેલાં ચિત્ર ઉપરથી સારી રીતે સમજ પડશે. એ ચિત્રમાં ક અગ્નિ અથવા ભઠ્ઠી છે. ખ ભાઠી (બૉઇલર) છે, ગ ત્રાંબાની નળી છે, ન-ન પાણીનું ટબ છે, ચ એક સીસો છે, જ ટબના નીચલા ભાગમાં ઠંડું પાણી લાવતી નળી છે, અને પ ટબના ઉપલા ભાગમાંથી ગરમ થયલું પાણી કહાડી નાંખનારી નળી છે. જે વસ્તુને ગાળવી હોય, અથવા જેમાંથી અર્ક કાહાડવો હોય, તે વસ્તુને પેહેલાં ખ ભાઠી (બૉઇલર) માં મૂકેછે. અહિ તે નીચેની ભઠ્ઠી ક ની અગ્નિથી ગરમ થઈ, તેમાંથી વરાળ નીકળેછે; ખ ભાઠી સાથે ગ નળીનો સંબંધ હોવાથી તે વાટે વરાળ પસાર થાયછે અને નળીના સ્ક્રૂ આકારના પેચમાંથી પસાર થતાં તેને જરા વખત લાગેછે, તેથી અને નળીની આસપાસના ટબ ન-નમાં રાખેલાં ઠંડાં પાણીના સ્પર્શથી વરાળ ઠીજીને પ્રવાહિ રૂપ બની ચ સીસો, જેમાં ગ નળી ઉતારેલી છે, તેમાં પડેછે. ચ સીસામાં જે પ્રવાહિ ભેગો થાયછે, તેને ગાળેલો પ્રવાહિ કહેછે, અને તે જો દારૂ હોયછે, તો તેને ગાળેલો, જલદ દારૂ અથવા સ્પિરિટ કહેછે. ન-ન ટબ માંહેની પેચદાર નળીમાંથી ઉની વરાળ પસાર થવાને લીધે ગરમ થઈ ગયલું પાણી પ નળી વાટે કાહાડી નાંખવામાં આવેછે, અને ટબની હેઠળની બાજૂથી બીજું ઠંડું પાણી જ નળી રસ્તે દાખલ કરવામાં આવેછે.

પહેલી ઉભાણ ક્રિયાથી જે કાંઇ વાઈન બન્યો, તેને આ પ્રમાણે ગાળવાથી સ્પિરિટ બનેછે અને તેમાં પેલા વાઈન કરતાં આલ્કોહૉલનું પ્રમાણ વધારે રહેછે તથાપિ વાઈનમાં જે કાંઇ બીજાં તત્વોનો ભેગ હોયછે, તે આમાં આવતો ઘણો ખરો અટકેછે; એટલા માટે વાઇન કરતાં સ્પિરિટ ચોખો અને જલદ દારૂ છે, તેમ તેની અસરો પણ સખત છે.

દારૂ બનાવવા માટે સાકર અથવા સાકરનો ગુણ ધરાવતી વસ્તુઓની ઘણી જરૂર છે; કારણ, આપણે જોયું કે સાકરનાં તત્વોમાં પૃથક્કરણ થઈ તેમાંથી આલ્કોહૉલ અને કાર્બોનિક ઍસિડ ગૅસ ઉપજેછે. આપણે જાણીએ છીએ કે દરેક જાતના ફળના રસમાં સાકરનો ગુણ રહેલો છે; માટે દારૂ બનાવવાના કામમાં તે આવશ્યક છે. પણ દારૂની ઓહોળી ખૂટ પૂરી પાડવા માટે ફળોના મીઠા રસ

પૂરતા જથામાં મળી શકતો નથી. એટલા માટે બીજી એવી વસ્તુ વાપરવામાં આવેછે કે જેના ઉપર ચોકસ ક્રિયા લાગુ પાડતાં તેમાં સાકરનો ગુણ પ્રાપ્ત થાયછે ને પછી તેમાંથી આલ્કોહૉલ ખેંચી લેછે. કેટલીક જાતના અનાજમાં મોટા જથામાં એ પદાર્થ સમાયલો છે, તેથી તેને આટાના સત્વવાળી વસ્તુ અથવા **સ્ટાર્ચ** કહેછે. એ સ્ટાર્ચમાં વિશેષ ઉભાણુ ક્રિયા (ફરમેન્તેશન)ના યોગથી સાકરનાં ગુણની સ્થિતિ સ્થાપન કરીને તેમાંથી મોટા જથામાં દારૂ બનાવેછે.

ગરમ દેશોમાં તાજાં પાકાં ફળોના સાકરીયા રસમાં કુદરતીજ (ફરમેન્ટ) ચઢેછે. ખમીર ચઢવા સાથે ચાર વસ્તુની ઉત્પત્તિ થતી જણાયછે. એક વાસણમાં જો દ્રાક્ષ જેવાં ફળનો રસ ઉઘાડો રાખ્યો હોય, તો તેમાંથી પહેલી કાર્બોનિક ઍસિડ ગૅસ (હવા) ઉત્પન્ન થઈ બહારની વાતાવરણ સાથે તે મળી જાયછે; બીજી વસ્તુ ફીણની માફક તે રસની સપાટી ઉપર તરતી અથવા ઉભરાતી દેખાયછે; ત્રીજી વસ્તુ રગડાના આકારમાં નીચે ઠરી જાયછે; ચોથી એક પ્રવાહિ વસ્તુ, જે નીચે ઠરી ગયલા રગડા અને ઉપર ઉભરાયલા ફીણની વચ્ચે પડી રહેછે, જે કાંઇજ નહીં પણ આલ્કોહૉલ ધરાવતો દારૂ છે અને તે **વાઈન** કહેવાયછે.

વાઇન શબ્દની ઉત્પત્તિ વિષે જો કે મિસર અને ઇટલી દેશ મગરૂર રહેછે; તોપણ યૂનાની ગ્રંથકારો ખાત્રી પૂર્વક જણાવેછે કે એ શબ્દ યૂનાનથી જન્મ પામ્યો છે. તેમના કહેવા પ્રમાણે ઇટોલ્યા શેહેરમાં ડચુકેલ્યનના છોકરા ઑરીસ-ત્યસે દ્રાક્ષના રસમાંથી પહેલવહેલો વાઇન બનાવ્યો. આ શોધની ખૂશીમાં તેણે પોતાના છોકરાનું નામ 'ઑઇનૉસ' આપ્યું. ઑઇનૉસ શબ્દ દ્રાક્ષના વેલાને માટે વપરાતો હતો; જેનું વખત જતાં 'ઑઇનમ'ને પછવાડેથી 'વાઇનમ' (અંગ્રેજી વાઇન) થઈ ગયું.

પહેલ વહેલાં વાઇન દારૂ ફકત દ્રાક્ષના રસમાંથી બનાવતા હતા. દ્રાક્ષરસના ખમીરનું જ્ઞાન લોકમાં જેમ પથરાતું ગયું, તેમ તેઓ બીજી તરેહવાર ફળ ફળાદિમાં ઉભાણુ (ફરમેન્તેશન) ઉઠાવી વાઇન બનાવવા લાગ્યા. શેતુર, સેબફળ, પેર, પીચ, અનનાસ, દાડમ અને મોસંબી વગેરે રસવાળાં ફળો તેઓ વાપરવા લાગ્યા, પણ દારૂના ખપ પ્રમાણે આવાં ફળો પણ પૂરતા જથામાં મળી ન આવ્યાથી સર્વે જાતનો અનાજ—જેમ ઘઉં, જવ, ને ચોખા; તથાપિ કેટલાક કંદ, જેમ પટેટા, બીટરૂટ, ઈત્યાદિ—જેમાં, આપણે કહ્યું, તેમ સ્ટાર્ચ રહેલો છે, તેનો ઉપયોગ દારૂકાજે જારી કર્યો.

અનાજમાં આવેલાં સ્ટાર્ચને સાકરીયા પદાર્થમાં બદલાવા સારૂ અનાજને થોડા કણસ અથવા પીળા ફૂટે, ત્યાં સૂધી પાણીમાં બોળી રાખેછે. એમ થતાં પાણીના સ્પર્શથી અનાજના સ્ટાર્ચમાં 'દાય્સ્ટીઝ' નામનો નવો ખમીરી પદાર્થ પેદા થાયછે, જેવડે સ્તાર્ચ એક જાતની ખાંડમાં બદલાયછે. આ પીળા ફૂટયા પછી અનાજને ચૂલા ઉપર સેકી સૂકવેછે, ત્યારે તેને **મૉલ્ટ** કહેછે. પછી દાય્સ્તીઝવાળા મૉલ્ટને છુંદી તેને બીજા બારીક ભૂકો કરેલા અનાજ સાથે ભેળેછે, જેથી મૉલ્ટની દાય્સ્તીઝ નવા અનાજના સ્તાર્ચની ખાંડ કરવામાં મદદ લાગેછે. તેમ થવા માટે આ ભેળેલા ભૂકાને

કેટલોક વખત સુધી પાણીમાં બોળી રાખેછે, જેથી તેમાં ખમીર ચઢી તેના સ્તાર્ચમાંથી એક જાતનો સાકરીયો પદાર્થ બનેછે. ખમીરમાં જલદી કરવા સારૂ તેને આતશ ઉપર ગરમ કરેછે, અને જેમ પાણી ઉકળતું જાય તેમ અનાજના છુંદાથી તે છૂટું પાડી બીજાં વાસણમાં રેડેછે. એવી રીતે ઉકળીને ઘટ થયલાં પાણીને અંગ્રેજીમાં 'વર્ટ' કહેછે. એ ઘાડું પાણી થંડું પડતાંજ તેમાં સાકરનો ગુણ આવેછે, અને જેમ દ્રાક્ષ અને બીજાં રસવાળાં ફળોના મીઠા સાકરવાળા રસમાંથી વાઇન બનાવવામાં આવેછે, તેમ અનાજનાં સ્ટાર્ચમાંથી ઉત્પન્ન થયલો સાકરનાં ગુણવાળો ઉપલો પદાર્થ પણ દારૂ બનાવવાના ઉપયોગમાં આણેછે. આ રીતે બનેલા દારૂમાંથી જો જલદ સ્પિરિટ બનાવવો હોયછે, તો તેને ફરી ગાળેછે અને તે સ્પિરિટ અનાજમાંથી ગાળેલો કહેવાયછે.

પોર્ટ, શેરી, મદીરા, કલારેટ, શૅમપેન, વગેરે જૂદા જૂદા વાઇન દારૂ છે. અને એ સઘળા વાઇન જોકે જૂદી જૂદી જગોએથી આવેછે અને તેમનો સ્વાદ પણ જૂદા જૂદા છે; તોપણ તે સઘળા દ્રાક્ષ રસમાંથી બનેછે અને તેમની બનાવટ આપણે આગળ બયાન કર્યું તેમ ઘણી ખરી એક સરખી છે. પ્રાચીન કાળના વાઇનોમાં હાલના વાઇન કરતાં આલ્કોહૉલનું પ્રમાણ થોડું આવતું હતું. કારણ, તેમાં ઉભાણથી જેટલો આલ્કોહૉલ કુદરતી બનતો તેટલોજ રહેતો. અસલના જલદમાં જલદ વાઇનમાં સેંકડે ૧૨ ભાગ આલ્કોહૉલ આવતો. હાલના ઘણા ખરામાં આસરે ૨૦ થી ૨૫ ભાગ આવેછે તેનું કારણ કે તેમનામાં પાછળથી બીજો સ્પિરિટ પણ ઉમેરેછે.

વાઇનમાં જે થોડાક આલ્કોહૉલ સમાયછે, તેને ગાળીને છૂટો પાડવાની ક્રિયા ઈ. સ. ૧૧ મી સદીની આગમજ કોઈને ખબર હતી નહી. આ ક્રિયા પહેલી આરબ લોકને હાથ લાગી અને આલ્કોહૉલ શબ્દ તેમનીજ ભાષાનો છે. આલબ્યુકૅસીસ નામના એક આરબ રસાયની કિમિયાગર અને તબીબે ઈ. સ. ૧૧ મી સદીમાં તે શોધી કાહાડી. આ વખતથીજ જોકે અરબ કિમિયાગરો સ્પિરિટ ગાળવાની ક્રિયાથી વાકેફ થયા અને તે વાકેફગારી પોતાનાં કિમિયાને લગતી કેટલીક છૂપી બનાવટોમાં વાપરતા ચાલ્યા; તોપણ છેક ૧૮ મી સદીની શરૂઆત સૂધીમાં દુનિયાના લોકને જણાયલી ન હોતી, એટલે પીતાપણ ન હોતા. ૧૦૦ ભાગ સ્પિરિટમાં આસરે ૪૦ થી ૫૦ ભાગ આલ્કોહૉલ હોયછે. દારૂને ગાળી સ્પિરિટ કરવા જતાં એક વિશેષ કારણથી તેમાં આલ્કોહૉલનો ભાગ વધારે આવેછે. પાણીને વરાળ રૂપ થવાને જેટલી ગરમી જોઈએછે, તે કરતાં ઘણી ઓછી ગરમીથી આલ્કોહૉલ વરાળ આકારમાં થઈ જાયછે; તેથી કરીને દારૂને ઉકાળતાં તેમાંહે સમાયલાં પાણીની વરાળ નીકળવા માંડે તે પહેલાંજ થોડી ગરમી લાગતાં તે માંહેલા આલ્કોહૉલની વરાળ નીકળેછે. દારૂમાંથી નીકળતી વરાળ એક વાસણમાં એકઠી કરવામાં આવેછે, જ્યાં વખત જતાં તે પ્રવાહિ આકારમાં બદલાયછે. આ પ્રવાહિમાં આલ્કોહૉલનું પ્રમાણ વધારે હોવાથી તેની અસરમાં તે ઘણો જલદ રહેછે; અને પછી પ્રવાહિને જેમ વારંવાર ગાળ્યા કરેછે, તેમ તેમાંથી સ્વચ્છ આલ્કોહૉલ મળેછે.

પ્રથમમાં સ્પિરિટનો ઉપયોગ રસાયની ક્રિયાઓ અને દવા બનાવવામાં કર્યો

હતો. પણ પાછળથી તે પીવામાં વાપરવા માંડ્યો, ત્યારે દારૂ ગાળી તે માંહેથી ઘણા જથામાં સ્પિરિટ બહાર ખેંચી કહાડવાનું કામ ધીક્કારેબંધ ચાલ્યું. આટલું જાણવું કદાચ અહિ અગત્યનું છે કે નરમ વાઈનોમાંથી સ્પિરિટ બનાવવા શીખ્યા પછી બ્રાન્ડી શબ્દ વપરાસમાં આવ્યો, તેથી માલમ થાયછે કે તે ઘણા પાછળથી બનવા લાગ્યાછે. જીન દારૂ, જેનું નામ જીનીવા શેહેર ઉપરથી પડચુંછે, તે નામથી હાલમાં તો એક જાતનો સ્પિરિટ ઓળખાયછે; માટે બસેં વર્ષની અગાઉનો જીન હાલના જીન સ્પિરિટના જેવો જલદ નહિ હતો. વ્હિસકી નામનો સ્પિરિટ પણ માત્ર ૧૫૦ વર્ષ થયાં જણાયલોછે. 'રમ' સાકર અથવા ગોળમાંથી ગાળીને બનાવેછે. લાટિન ભાષામાં સાકરને સૅકૅરમ કહેછે, તેમાંથી પહેલા બે અક્ષરનો નિષેધ થઈ છેલ્લા બે અક્ષરો ઉપરથી 'રમ' નામ પડચુંછે.

આસરે ઈ० સ० ૧૬૦૦ માં મોન્તપીલર નામના તબિબે શોધી કાહડ્યું કે આલ્કોહૉલ એક મિશ્ર પદાર્થ છે. પણ એ મિશ્ર પદાર્થમાં સમાયલાં મૂળતત્વો કાર્બન, હેડ્રોજન અને ઑક્સિજન છે, એવું ડી. સાસુર નામના શખ્સે પહેલું શાબિત કર્યું.

દારૂમાંથી જે આલ્કોહૉલ ગાળી કાહાડવામાં આવેછે તે તદન સ્વચ્છ હોતો નથી; પણ તેની સાથે હમેશાં પાણીનો ભાગ ભેળાયલો રહેછે. એ ભેળાયલાં પાણીમાંથી આલ્કોહૉલને છૂટો પાડવા માટે તેને ફરીથી ગાળવામાં આવેછે. આલ્કોહૉલમાં પાણીને ખેંચી લેવાની શક્તિ એટલી દૃઢ છે અને પાણી પણ તેને એટલાં ચીવટપણાંથી વળગી રહેછે કે આવી રીતે દારૂને ફરી ફરી ગાળવા છતાં પણ કેવળ સ્વચ્છ આલ્કોહૉલ મળતો નથી. એટલા માટે તેને સ્વચ્છ આકારમાં મેળવવા તદન જૂદીજ યુક્તિઓ રસાયનશાસ્ત્રમાં વાપરવામાં આવીછે. શીખેલા વૈદો અને રસાયનવેત્તાઓને આ વાત તો જાણીતી છે કે આલ્કોહૉલમાં પાણી ખેંચવાનું જેટલું આકર્ષણ છે તે કરતાં બીજી કેટલીક વસ્તુઓ—જેમ કળી ચૂનો (ક્વિકલાઈમ), મોરથુથુ (સલફેટ ઑફ કૉપર), અને ક્લૉરાઇડ ઑફ કૅલ્સિયમ—એઓમાં વધારેછે. એમ હોવાથી પાણીને આલ્કોહૉલથી છૂટું પાડવા એ વસ્તુઓનો ઉપયોગ કરવામાં આવેછે. વળી બીજી મુશ્કેલી એ નડેછે કે આલ્કોહૉલને સ્વચ્છ હાલતમાં લાવવા જતાં તેને હવા લાગવાથી પણ હવામાં આવેલો પાણીનો ભાગ ખેંચી લેછે.

---

## પ્રકરણ ૩.

## અસલી અને હાલના જમાનામાં દારૂનો વિદ્યાહુન્નર સંબંધી વપરાસ.

આગળા વખતમાં વાઈન દારૂનો બીજાં કયાં કયાં કામોમાં ફાયદાભરેલી રીતે ઉપયોગ કરવામાં આવતો હતો, તેની થોડીક સમજ આપવી આ ઠેકાણે જરૂરની છે. કેટલીક વસ્તુઓને જાળવી રાખવા અને કહોતી અટકાવવા દારૂ ઘણો અગત્યનો છે, એ જેમ હાલમાં આપણે જાણીએ છીએ તેમ પ્રાચીન કાળના લોક પણ તેથી અજ્ઞાન

ન હતા. આગળા વખતથીજ પ્રાણી તથા વનસ્પતિ વર્ગની વસ્તુઓને જાળવી રાખવા સારૂ દારૂ વાપરવામાં આવતો હતો. હાલની પેઠે આગળા વખતમાં દારૂમાંથી સરકો બનાવતા હતા. વનસ્પતિઓમાંથી દવાઇના ઉપયોગમાં આવતી ગુણકારી વસ્તુઓનાં સત્વ અથવા કસ ખેંચી કહાડવાની દારૂમાં શક્તિ છે, એ પણ આગળા વખતમાં લોક જાણતા હતા, એવું તવારિખ ઉપરથી માલમ પડેછે. ડાયોસ્કોઇડીઝ નામના પ્રાચીન કાળના એક વૈદે ઝાડપાનમાંથી દારૂની મારફતે સત્વ ખેંચી કેટલાએક ગુણકારી અને કીંમતી ટિંકચરો બનાવ્યા; એ ટિંકચરોમાં એક ઘણો અગત્યનો, ચમત્કારિક અને તવારિખના પાનાઓમાં મશહુર થયલો 'મેંડ્રેગોરા' ના વાઇન નામથી ઓળખાતો ટિંકચર હતો. યૂનાન દેશની આસપાસનાં ટાપુઓમાં ધતૂરાના છોડવા જેવો 'મેંડ્રેક' છોડ ઉગેછે, તેનાં મૂળિયાં વાઇનમાં ચોકસ રીતે ઉકાળી 'વાઇન ઑફ મેંડ્રેગોરા' નામનો ટિંકચર બનાવવામાં આવેછે. એ ટિંકચરની અસર એવી છે કે તે પીવાથી માણુસ કલાકોના કલાક સુધી બેભાન પડી રહેછે. લુશિયસ ઍપુલિયસ નામનો ઈતિહાસકર્ત્તા ઈ૦ સ૦ ૧૬૦ માં ગોલ્ડન ઍસ નામની એક ચોપડી લખી ગયોછે; તેમાં તે ઉપલાં ટિંકચરની ખૂબી વિષે જણાવેછે કે માણસના શરીરનો હરકોઈ ભાગ કાપવો વાહાડવો અથવા બાળવો હોય, તો તે માણસને આ ટિંકચર પાયાથી તે બેભાન બનેછે. અને તે હાલતમાં વાહાડકાપ વગેરેથી નીપજતું દરદ તેને જરાએ જણાતું નથી. મહાન કવિ શેક્સપિયરે પોતાનાં વખણાયલાં નાટક 'મૅકબેથ' તથા 'રોમીયો અને જુલિયટ' માં એ ટિંકચરની ખૂબીઓ ગાઇછે.

વળી લોખંડના કાટને દારૂ સાથ મેળવી ઊકાળવાથી ઍક્સ્ટ્રૅક્ટ ઑફ માર્સ નામની એક બનાવટ ઉપજાવી કાહાડવામાં આવેછે, તેની ખૂબી જખમ, સોજા અને શરીરનાં એવાંજ બીજાં દરદો ઉપર ઘણી ફાયદા ભરેલી જણાતી હતી.

દારૂ ગાળવાની ક્રિયા (દિસ્તિલેશન) થી સ્પિરિટ અથવા જલદ દારૂ મેળવવામાં આગળા વખતના કિમિયાગરો ફતેહ પામ્યા; પણ તેઓએ સ્પિરિટની બનાવટ ઘણીજ છૂપી રાખી; કારણ, તેઓએ જોયું કે ઘણી વસ્તુઓ જે કોઈ પણ કળાથી પીગળી શકતી ન હોતી, તે સ્પિરિટમાં સહેજ પીગળવા લાગી; ઘણીક જાતનાં તેલ, ઝાડના ચીકણા રસ, ગુંદર અને રાળ, તથા કેરબો વગેરે સ્પિરિટમાં પીગળી ગયાં, અને તે સઘળાં લેપ તરીકે જખમો ઉપર લગાડવાને ઉપયોગી થઈ પડયાં. વળી બીજો મોટો લાભ એ થયો કે સ્પિરિટની મારફતે રાલ (રેઝીન) અને કેરબો (ઍમ્બર) જેવી વસ્તુને પીગળાવી નાના પ્રકારના સુંદર રંગ પ્રાપ્ત થયા, જે ચિતારાઓને બહુ કીંમતી અને ઉપયોગી થઈ પડયા. વળી રસાયનીઓને સ્પિરિટને બળતો જોઈ મોટો આનંદ થયો કે તેમાંથી જરાએ ધુમાડો નીકળ્યા વગર તેની ગરમી અત્યંત માલમ પડી. દારૂ ગાળવાની કૂંચી હાથ લગતાંજ રસાયનીઓ નરમ, તેમ સાબર શિંગડા જેવી કઠણ વસ્તુઓ પણ ગાળવાનો અખતરો કરવા લાગ્યા. ગાળતાં ગાળતાં કાંઈ પણ નવી શોધ હાથ લાગશે એવી તેમને ઉમેદ રહી. તેથી આગળ વધતાં તેઓ ખનિજ પદાર્થો (મિનરલ સબસ્ટન્સીઝ) પણ ગાળવાનો અખતરો કરવા મંડયા. તેમાં હિરાકસી (સલફેટ ઑફ આયરન) ગાળી જોતાં તેમને તેલના જેવો એક ઘાડો અને ભારી પ્રવાહિ મળી

આવ્યો. આ પ્રવાહિને આપણે હાલમાં સલફ્યુરિક ઍસિડ અથવા ગંધકનો તેજાબ નામથી ઓળખીએ છીએ. પછી એ ગંધકના તેજાબ (સલફ્યુરીક ઍસિડ) ઉપર રસાયનીઓ વધારે અખતરા ચલાવવા મંડયા. સ્પિરિટ સાથે તેને ભેળીને ગાળી જોતાં વળી એક રમુજી અને અચંબા ભરેલો પ્રવાહિ નીકળી આવ્યો; તેને પાણીમાં રેળતાં તે ઉપર તરતો જણાયો. તેને સ્પિરિટ ઉપર રેડયો, તોય પણ તરતો રહ્યો. જ્યારે હાથ ઉપર રેડી જોયો, ત્યારે તે વરાળ રૂપી બની ઝડપથી ઉડી ગયો, અને તેમ થતાં હાથને અતિ ઠંડક વળી. તેને બાળતાં ભડકો ઉઠ્યો. એ પ્રવાહિમાં મીણ, તેલ, ચરબી, રાળ, તથા ઝાડનાં ચીકણા રસ વગેરે પીગળી ગયાં; પણ પછી થોડા વખતમાં ઉપલો પ્રવાહિ હવામાં ઉડી ગયો અને આ સઘળી વસ્તુઓ ઠરી બેઠી. પાણી કરતાં એ પ્રવાહિ કાંઈ હલકો છે, એમ તો પ્રથમમાં જણાયું હતું; પણ તે અને પાણીનો એક સરખો જથો લઇને તોલ કરતાં પાણી નવ રતલ અને એ પ્રવાહિ સાત રતલ થયો. આ હલકા વજનને લીધે તેને 'ઇથર' (હવા જેવી હલકી) નામ આપવામાં આવ્યું. આ વસ્તુ દવા દારૂના કામમાં હાલ બહૂ ઉપયોગી થઇ પડીછે. એની ઘણીક ખાશિયતો આલ્કોહૉલની ખાશિયતને મળતી આવેછે. શરીરના ભાગોમાં વહાડ કાપ કરતી વખતે તે માણસને સુંઘાડી બેશુદ્ધ કરવા કામમાં આવેછે. વળી હાલના વખતમાં જણાયલા ઘણા ઉપયોગી હુન્નરોમાં તે કામે લાગીછે. આગળા વખતમાં કિમિયાગરો આટલુંજ કરીને ધરાયા નહીં. સુરોખાર (સૉલ્ટ પીટર) ઉપર ઉપલી ગાળવાની ક્રિયા લાગુ કરીને તેમાંથી નૈટ્રિક ઍસિડ ખેંચી; અને નીમક ને ગંધકનો તેજાબ મેળવીને સાથે ગાળ્યાથી હાઇડ્રોક્લૉરિક ઍસિડ પેદા કરી.

હાલ આપણે જૂદીજૂદી ગૅસો અથવા હવા રૂપી વસ્તુઓ વિષે જે કાંઇ જ્ઞાન ધરાવીએ છીએ, તે જ્ઞાન પહેલવહેલાં દારૂ બનાવતાં ઉભાણક્રિયા (ફરમૅન્તેશન) થી નિપજતી ગૅસોની તપાસ કરવા ઉપરથી મળ્યુંછે. દારૂના સંબંધમાં ઉભાણક્રિયાનું જે આપણે બયાન કર્યું, તે ક્રિયાએ ન ધારેલી અને આડકતરી રીતે ઘણા અતિ મોટા ફાયદા કર્યાછે. નામાંકિત રસાયની પ્રીસ્ટલી, જે જે જગાએ દારૂમાં ઉભાણ ક્રિયા ચાલતી, તે જગાએ હાજર રહી તેમાંથી સ્વભાવિક જૂદી જૂદી ગૅસો કેમ પેદા થાયછે, તે તપાસતો હતો. તે પછી સુઝેલા અખતરા કેટલાએક ખનિજ પદાર્થો (મીનરલસબસ્ટન્સ) પર કરતાં તેણે ઑક્સિજન ગૅસ, જેના દમ ઉપર માણસ જાતનું જીવન છે, ને જે ન હોય, તો માણસ કદી જીવી શકે નહી, તે શોધી કાહાડી. વળી કોલસા ઉપર એજ ધોરણથી અખતરો કરતાં બીજી જાતની ગૅસ ઉત્પન્ન થઇ, જે ગૅસને બાળી જોતાં તે દીવાની સર્વે અગત પૂરી પાડે એવી માલમ પડી. હાલમાં આપણે સાધારણ ઉપયોગમાં દીવાને ઠેકાણે વાપરીએ છીએ તે આ ગૅસ છે. 'ક્લોરીન ગૅસ' ને આલ્કોહૉલમાંથી પસાર કરતાં 'ક્લોરલ હાઇડ્રેટ' નામની ઉપયોગી દવા લીબિગ નામના રસાયનીને હાથ લાગી. એ દવા દરદીને ઊંઘ લાવવા માટે ઘણી પ્રખ્યાત છે. વળી તેણે 'ક્લોરાઇડ ઑફ લાઇમ' સાથે આલ્કોહૉલ ઉપર પ્રયોગ કરવાથી 'ક્લોરોફૉર્મ' નામની સહૂને જાણીતી માણસને બેશુદ્ધ કરનારી કીંમતી વસ્તુ શોધી કાઢી. આ સઘળા પ્રસિદ્ધ દાખલા ટાંકવાની મૂળ મતલબ એ છે કે આલ્કોહૉલ

દવા દારૂ અને હુન્નરોનાં કામમાં કેવી, અને કેટલી અગત્યની વસ્તુ છે, તે વાંચનાર સારી રીતે પીછાણી શકશે.

## આલ્કોહૉલના ગુણની ગણના.

હવે સાકરિયા રસમાં ઉભાણ ચઢી વાઇન થતાં જે થોડો આલ્કોહૉલ થાયછે અને પછી વાઇનને ગાળવાથી જે સ્પિરિટ મળેછે તથા તે સ્પિરિટને ફરી ફરી ગાળવાથી જે સ્વચ્છ આલ્કોહૉલ મળેછે, તે સ્વચ્છ આલ્કોહૉલનાં લક્ષણ શું છે, તેની તપાસ લઇએ. આ આલ્કોહૉલનું વિશેષ અથવા ખાસ નામ **ઍઠીલ આલ્કોહૉલ** છે; તે જ્યારે તદન સ્વચ્છ હોયછે, ત્યારે રંગ રહિત નિર્મળ પાણી જેવો દિસેછે. એનો વાસ આપણને પસંદ પડતો છે; એનો સ્વાદ જીભને ઝણઝણાટ કરાવેછે. પાણીસાથે સરખાવતાં આલ્કોહૉલ વજનમાં હલકો ઉતરેછે. ગમે એટલી ઠંડી લગાડવા છતાં આલ્કોહૉલને પાણીની પેઠે બરફનાં આકારમાં બાંધવાને હજી સુધી કોઈ પણ કળા ફતેહ પામી નથી; આ ખૂબીને લીધે ઉષ્ણતામાપક યંત્રો (થરમૉમીતર) બનાવવામાં આલ્કોહૉલ પણ વપરાયછે. આપણે એ યંત્રોમાં ઘણું કરી પારો વાપરેલો જોઇએ છીએ; પણ જ્યાં અતિઘણી ઠંડીનું પ્રમાણ લેવું હોયછે, ત્યાં પારો બંધાઈ જાયછે, તેથી યંત્રની નળીમાં રંગ સાથે મેળવેલો આલ્કોહૉલ નાખેછે. આ અચંબા ભરેલી વસ્તુની વળી બીજી ખૂબી છે કે તેને જો ખુલ્લી મુકી હોય, તો તે પાણી કરતાં ઘણીજ ઝડપથી વરાળરૂપી થઇ ઉડી જાયછે અને એમ ઉડી જતાં જે જગા છોડી જાયછે, તેને અતિ ઠંડી કરી મેળેછે. કુદરતનો કાયદો છે કે જ્યારે કોઈ પ્રવાહિ ચીજ વરાળરૂપ પકડે, તે રૂપાન્તરમાં તેની આજુબાજુની ચીજોમાંની ગરમી ચૂશી તેમણે ઠંડી કરેછે તથાપિ પ્રવાહિ જેટલો ઝડપથી બદલાશે તેટલીજ જલદીથી આજૂબાજૂની ચીજોમાં ઠંડક કરશે. આ નિયમનો સાધારણ દાખલો આપણે કોલૉન વૉટરના ઘરસંસારી ઉપયોગમાં જોઇએ છીએ. માથું દૂખતી વેળા કપાળઉપર કોલૉન વૉટરને પાણી સાથે ભેલી આપણે મૂકીએછીએ, ત્યારે ગરમ થયલાં માથાને તે ઠંડક આપેછે; તેનું કારણ કોલૉન વૉટરમાં સમાયલો આલ્કોહૉલ તથા પાણી, ઉપર જણાવ્યું તેમ, વરાળરૂપ બની ઉડી જાયછે અને તેમ ઉડી જતાં કપાળની ગરમી સાથે ખેંચી જઈ કપાળને ઠંડું પાડેછે.

આલ્કોહૉલની ખાશિયત તપાસતાં વારેઘડીએ ઉષ્ણતામાપક યંત્ર સૂચવવું પડેછે, માટે આ ઠેકાણે આપણે તેની કાંઈક સમજણ લઈએ. હવામાં વધારે ઓછી ગરમીનું માપ જાણવા માટે ઉષ્ણતામાપક યંત્ર (થરમૉમીતર) (આ૦ ૩) બનાવેછે, તેમાં મુખ્ય એક કાચની નળી હોયછે; અને નળીની ઉપર એક સરખા તફાવતે કાપા પાડેલા હોયછે. એ એકેક કાપાને અંશ (ડીગ્રી) કહેછે. નળીનું તળીઉં કાચના પોકળ ફૂક્કા સાથે જોડાયલું રહેછે. એ ફૂક્કામાં પારો અથવા રંગીન આલ્કોહૉલ ભરવામાં આવેછે. જેમ જેમ ગરમી વધારે પડેછે, તેમ તેમ પારો અથવા આલ્કોહૉલ નળીમાં ઉપર ચઢેછે, ત્યારે નળીપર માંડેલા કાપની નિશાનીઓથી જેટલા અંશ ચઢયો તે જણાયછે. આપણે આગ પર પાણી ઉકળીને

ખળખળતું જોઈએ છીયે, તે ખળખળાવવા માટે જોઇતી ગરમી 'ફેરનહાઇટ'

ઉષ્ણતા-માપક યંત્ર.

બનાવનારના ઉષ્ણતામાપક યંત્ર (થરમૉમીતર) ની નળીમાં પારો ૨૧૨° અંશ (ડીગ્રી) પર ચઢેછે, ત્યારે પહોંચેછે. તે પારો તેમાં ૩૨° અંશ સુધી નીચે ઉતરેછે, ત્યારે પાણીનું બરફ થીજે એટલી ગરમી ઓછી થાયછે. જેમ પાણી ૨૧૨° અંશ (ડીગ્રી) ની ગરમીથી ઉકળેછે, તેમ આલ્કોહૉલ ૧૭૩° અંશ પર ખળખળેછે. વળી આલ્કોહૉલ દીવો કે દેવતાની ગરમી લાગતાંજ બળી ઉઠેછે અને બળતાં તે ધુજ્યા કરેછે. એના બળવાથી જો કે અજવાળું થોડું પડે છે પણ ગરમી બહૂ પ્રાપ્ત થાયછે. વિજળીનો તણખો પણ આલ્કોહૉલને સળગાવી શકેછે. આલ્કોહૉલની પ્રાણી ઉપર થતી અસરો વિષે સઘળા એક મતથી જણાવેછે કે વધારે પ્રમાણમાં લેવાથી તે તુરત ઝેરી અસર દેખાડેછે; એટલે પેટમાં ગયા પછી તે શરીરનાં પ્રવાહિ અને અપ્રવાહિ તત્વો ઉપર નાશકારક અસર કરેછે. જે રસાયની ફેરફારો ઉપર જીંદગીનો આધાર છે, તે સર્વને તે બંધ પાડેછે. શરીરનાં તત્વો માંહેની આલબ્યુમેનને જડ (કોઑગ્યુલેટ) કરી નાખેછે અને તેમને ચીમળાવી (કૉરેગેટ) દેછે. જો જનાવરોનાં ભેજાંને ઉઘાડું કરી તેપર પ્રૂફ સ્પિરિટ લગાડવામાં આવે, તો તેમને લકવો કરેછે; તેમનાં હૃદયને લગાડવાથી તેનાં ધબકારા બંધ પાડેછે; અને પાણીમાં નાંખવાથી તે માંહેલી માછલીઓ જલદીથી પોતાનું ચેતન્ય ખોઈદેછે. આટલા ઉપરથી આલ્કોહૉલની ઝેરી અસર પ્રાણી પર કેવી છે, તે સમજવું સહેલ છે.




આ૦ ૩.

---

# પ્રકરણ ૪.

## જીવનક્રિયા અથવા જીંદગી તે શું? શરીરરચનાનું વર્ણન.

આવી સઘળી તેજ ખાસિયત ધરાવતો આલ્કોહૉલ દારૂમાં હાજર રહ્યાથી માણસની તંદરૂસ્તી ઉપર કેવી અસર કરેછે, તે હવે પછી સારી રીતે જાણવામાં આવશે. આ દારૂના ઉપભોગ પાછળ દુનિયામાં કરોડો રૂપિયા ખરચાયછે; અને તે ઉપભોગ શાને માટે થતો હશે? કશા માટે નહિં, પણ ધીરે ધીરે પોતાના અમૂલ્ય જીવનો નાશ કરવા માટે. જેમ ખોરાક, હવા, પાણીવિના માણસથી જીવી શકાતું નહિં, તેવો દારૂ નથી કે તેનો દુનિયામાં આટલો બધો ખપ થવો જોઇયે. કોઇપણ નામાંકિત

વૈદ, કોઇપણ રસાયન શાસ્ત્રી, કોઈપણ ધર્મશાસ્ત્રી, કે કોઇપણ દુનિયાદારીનો અજમાયશી માણસ એવી ખાતરી કરી આપશે નહિં કે દારૂ ન હોય, તો માણસ જાત આરોગ્ય રહી શકશે નહિં. દારૂની વિવિધ અસર શરીર ઉપર કેવા પ્રકારની થાયછે, તે સમજવા માટે પહેલાં શરીરના જૂદા જૂદા ભાગોની રચના તથા તેમની કૃતિથી આપણું જીવન કેમ ચાલેછે, તેનું થોડુંક જ્ઞાન ધરાવવું ઉપયોગી છે; એટલા માટે જેમને આપણી જીંદગીની કળાનું સાધારણ જ્ઞાન ન હોય, તેમને સાહ્ય કરવા અહિ ટુંકામાં થોડું વર્ણન કરવું અવશ્ય છે. આપણું જીવન એટલે જીંદગીનાં લક્ષણો શું છે? તે એક બાળકને આપણે જોઇશું, તો તેમાંથી આગળ પડતાં જણાઈ આવશે. પ્રથમ તો તે બચ્ચાંમાં બુદ્ધિ હોયછે, જેથી કોઈ પણ આશ્ચર્યકારક કે નવી ચીજ તેની નજર સામે આવેછે, ત્યારે તે તરફ તેનું લક્ષ ખેંચાયછે. પછી જ્યારે તેનું જ્ઞાન તે વસ્તુ પર જાયછે, ત્યારે તેનામાં ગતિશક્તિ આપણે જોઈએ છીએ. એટલે પોતાના શરીરને ત્યાં ઉપાડી જવાની, તે ચીજ પર હાથ લાંબા કરી ઝીપલાવાની, અને તેને ઝાલી પોતા પાસે આણવાની તેનામાં શક્તિ જોઈએ છીએ. ત્યારે ગતિ એ જીંદગીનું બીજું લક્ષણ છે. વળી તમે વિશેષ જોશો કે તેનું અંગ ગરમ થયલું રહેછે. હવે આ લક્ષણોમાં પહેલું બુદ્ધિ, તે ભેજાંમાં રહેલીછે. બીજું ગતિ તે સ્નાયુરચનાથી જળવાયછે. અને ત્રીજું તેનાં અંગમાં ગરમી તે તેનાં તંતુવિકારી અને સ્નાયુરચનાનાં કાર્ય ચાલવાથી તેમનાં ક્ષય પામેલા તત્વોનો તથા આપણા ખોરાકના થોડાક ભાગનો લોહીમાં ધીમાં દહન થવાથી શરીરગરમી ચાલુ રહેછે. આવાં લક્ષણોની પૂરેપૂરી સમજ નીચલાં વર્ણનથી મળશે.

આપણાં શરીરની રચનામાં—**હાડપિંજર** એટલે હાડકાનું પાંજરૂં, **સ્નાયુ** એટલે **માંસ** (મસલ્સ), તેમનાં **બંધન** (લીગેમેન્ટ્સ), **ત્વચા** એટલે **ચામડી, ચરબી, ભેજું,** તથા **છાતી** અને **પેટ અંદરનાં અવયવો,** અને **લોહી**—એટલાં મુખ્ય વાણાં છે.

**હાડપિંજર** (આ૦ ૪) શરીરનો પાયો છે. હાડકાંનું પાંજરૂં ઘણાં હાડકાં એકમેકથી જોડાઇને થયુંછે, જે તેનાં સાંધા તથા બંધનોના યોગે કરીને કુદરતી નિયમ પ્રમાણે વગર છૂટાં પડે હાલેછે. માંસના લોંચા હાડકાનાં વિવિધ ભાગો ઉપર વળગી રહી સંકોચાયછે, તેથી તેને તરેહવાર ગતિ આવેછે, અને તેવડે શરીરનું વિવિધ પ્રકારે ચલનવલન થઇ શકેછે.

**માંસ** એટલે **સ્નાયુ** (મસલ્સ) માં આકુંચન (કન્ટ્રાક્તાઇલ) શક્તિ છે, જેથી તેઓ સંકોચ પામે, ત્યારે તે સાથ જોડાયલો ભાગ ખેંચાઇને હાલેછે; એક સાંચાને ગતિમાં મૂકવા જેમ પટા, દોરી, રસી વગેરેની જરૂર હોયછે, તેમ હાડપિંજરનાં ચોકઠાંને ઠેકાણે ઠેકાણે વળગાડેલા સ્નાયુ છે (આ૦ ૫), જેવડે ચાલવું, હાથ હલાવવો, ડોકું હલાવવું, બોલવું, આંખો ફેરવવી વિગૃરે જેજે ગતિમાન કાર્યો થાયછે, તેમાં સ્નાયુનાં કાર્ય ચાલેછે. શરીરના કોઇપણ મોટા કે બારીક ભાગ સ્નાયુ વગર ગતિમાં આવી શકે નહિં. એમાં જે સ્નાયુઓ આપણાં મનની ઇચ્છાને આધીન રહી હાથ પગ વગેરેનું ચલનવલન જોઈએ તે વખતે અને જોઈએ તેમ કરેછે, તેમને **ઈચ્છાધીન**

**સ્નાયુ** કહેછે. પણ હૃદયનું ધડકવું, હોજરી તથા આંતરડાંના પડના અને બીજા કેટલાક સ્નાયુ આપણી ઇચ્છાવગર હરદમ પોતાનાં કામ કર્યાં જાયછે, તેમને **અનિચ્છાધીન** અથવા **સ્વતંત્ર સ્નાયુ** કહેછે.

**સ્નાયુરચના.**



આ૦ ૫.

**ત્વચા એટલે ચામડી** (સ્કીન) થી શરીરના બહારના ભાગોનું રક્ષણ થાયછે, તેની મારફત સ્પર્શજ્ઞાન (ટચ) થાયછે, પરસેવ નીકળેછે અને બહારના પદાર્થનું શોષણ (એબ્સૉર્પશન) થાયછે (આ૦ ૩૪).

શરીરના બાહ્ય ભાગ ઉપર જેમ જડ ચામડી છે, તેમ અંદરના ભાગ ઉપર નાજુક પ્રકારની ત્વચા હોયછે, તેને **શ્લેષ્મ પડ** (મ્યુકસ મૅમબ્રેન) કહેછે. ચામડીની એક સરખી સપાટીમાં જ્યારે વચમાં કોઇ ગાળો આવેછે, ત્યારે જ્યાં જ્યાં ગાળાઓનાં મુખ રહેછે, ત્યાં ચામડીને બદલે આ લાલ શ્લેષ્મ પડ શરૂ થાયછે. જેમકે મોંઢાના ગાળાનું મુખ હોઠ છે, ત્યાં **ચામડીને** બદલે લાલ શ્લેષ્મ પડ છે અને તેવું આખાં મોંઢામાં નજરે પડેછે. આપણે મોંઢાની અંદર જે પારા તથા ગાળની અંદરનો

લાલ ભાગ જોઈએછીએ, તે શ્લેષ્મ પડ જાણવું અને એવુંજ આંખ, નાક, મોઢું, વાયુનળ, અન્નનળ, હોજરી, આંતરડાં, મૂત્રાશય, યોની, ગર્ભસ્થાન તથા બીજી કેટલીક નળીઓનું ગોલાબી રંગનું આચ્છાદન, તે એ શ્લેષ્મ પડનું હોયછે. આ પડમાંથી



આ૦ ૫ (ક)

1, 2, 3, જાંગના પાછળા ભાગના માસ લોચાના છેડા. 4, ટટાનો ઉપલો માસ લોચો. 5, ટટાનો વચમાંનો એક માંસ લોચો. 6, ટટાંના ઉપલા લોચાનું માસ બંધન, જે એડી ઉપર સખત જાડી દોરડી જેવું લાગેછે, અને જેથી એડી હિલવાય છે.



આ૦ ૫ (ખ)

ઉપલા હાથનો આગળો વચલો સ્નાયુ. 2, 3, 4, 5, 6, 7, હાથના સ્નાયુ અને તેના બંધન હાથની કાંડી આગળની ચામડી હેઠળ તાતણા જેવા પસાર થતા દેખાયછે તે એ બંધન છે

હંમેશા પતલો ચીકણો રસ જેવી કે મોંમાંથી લાળ અથવા નાકમાંથી, કે સળેખમની વખતે દમની નળીમાંથી રસ નિકળેછે, તેને **શ્લેષ્મ** ( મ્યુકસ ) કહેછે અને તે તેમની સપાટી હંમેશાં ભિની રાખેછે.

**ચરબી** ( ફૅટ ) કાર્બન અને હૈડ્રોજનની બનેલી છે અને તે મુખ્ય ચામડી હેઠળ તથા શરીરના બીજા ઘણા ભાગમાં હોયછે. ( આ૦ ૨૬. ખ )

આપણાં શરીરમાં ત્રણ પોળાણ છે. ૧ માથાંની ખોપરી. ૨ છાતી. અને ૩ પેટ.

૧. શરીરનું સર્વોપરી અવયવ ભેજું ખોપરીની પોળમાં સમાયલું છે. (આ૦ ૧૯).

૨. છાતી અંદરના અવયવોમાં હૃદય (આ૦ ૬, બ) તથા તેનાં સંબંધની મોટી રક્તવાહિનો (બ્લડ વેસ્લ્સ) (આ૦ ૬, લ. ધ.) અને બે ફેફસાં (લંગ્સ) (આ૦ ૬, ક.ક) તથા

છાતી અને પેટ અંદરનાં અવયવોનો દેખાવ.



આ૦ ૬.

બ હૃદય લ. આયોર્તા નામની ધમનિ. ધ. પલમોનરી નામની ધમનિ. જ. જ. જ. હૃદયનું પતલું રસપડ વેષ્ટન કાપેલું તેની કરતી ધારી. ક. ક ફેફસાં. ચ. ચ. છાતી અને પેટ વચ્ચેના પડદાની આગળથી કાપેલી ધારી. ન. ન. હોજરી. અ. અ. આંતરડાં. પ. પ. કલેજું, છેદન કરેલું. સ. પિત્તનો ફૂકો. ડ. પોર્ટલ શિરા. ર. ડિલના જમના ગાલાતરફ જતી શિરા. ત. તલ્લી.

તેનાં સંબંધની શ્વાસનળીઓ (આ૦ ૭, સ-સ-સ) છે. એ સિવાય અન્નને હોજરીમાં લઇ જનારી નળી, જેને અન્નનળી (આ૦ ૭, ધ. જ.) કહેછે અને જે છાતીમાં થઇને પેટમાં ઉતરેછે, એ સમાયલાં છે.

છાતી અને પેટની વચ્ચે છેક બરડાથી તે છેલ્લી પાંસળીઓની કોરેકોર સુધી ફરતો સ્નાયુનો એક આડો પડદો (ડાયાફ્રામ) (આ૦ ૬, ચ-ચ) (આ૦ ૭, ગ-ગ-ગ)

છે, જેથી આ બેહૂ પોળમાં સમાયલાં અંતર અવયવો (ઑરગન્સ) તદન જૂદાં પડે-છે. ફકત આ પડદામાં ત્રણ મોટાં છિદ્ર છે, તે માંહેલાં એકમાંથી મોટી ધમનિ

છાતી અને પેટ અંદરનાં અવયવોનો દેખાવ.



આ૦ ૭.

અ. અ. આયોર્તા નામની ધમનિ. ૧, ૨, ૩, ૭ તેની શાખા. સ. સ. સ. શ્વાસનળી અને તેની શાખા. ઈ. જ. અન્નનળ (હોજરી આગળથી છુટી). ગ. ગ. ગ. છાતી અને પેટ વચ્ચેનો ફરતો આડપડદો (ડાયાફ્રામ). ક. ક. કલેજું. લ. પિત્તો ત. તલ્લી. ખ. પેનક્રીઆઝ પિંડ. મ. મ. મૂત્રપિંડ. પ. મૂત્રપિંડ ઉપરની ગાંઠ (સુપરારીનલ કેપસ્યુલ). ડ. મૂત્રાશય અથવા પિશાબનો ફૂકો જેમાં મૂત્રપિંડમાંથી વ. નળી મૂત્ર આણેછે. ઉ. આંતરડું ખસાડેલું.

(આર્યોર્તા) (આ૦ ૭, અ-અ) છાતીમાંથી પેટમાં ઉતરેછે. બીજાં છિદ્રમાંથી અન્ન-નળ (ઇસૉફેગસ) (આ૦ ૭, ઇ-જ) નીચે પેટમાં જાયછે, અને ત્રીજામાંથી નીચલા ભાગોનું લોહી લાવતી મોટી શિરા (વેન) પેટમાંથી છાતીમાં ચઢેછે (આ૦ ६, ૨).

૩. પેટ અંદરનાં અવયવોઃ— હોજરી (સ્તમક) (આ૦ ६, ન-ન) અને આંતરડાં

(ઇન્ટેસ્ટાઈન્સ) (આ૦ ૬, અ-અ), **કલેજું** (લીવર) (આ૦ ૬, ૫-૫), **તલ્લી** (સ્પ્લિન) (આ૦ ૭, ત), **મૂત્રપિંડ** (કીડનીઝ) (આ૦ ૭, મ-મ), **પૅનક્રિયાઝ પિંડ** (આ૦ ૭, બ) અને **મૂત્રાશય** એટલે પિશાબનો કૂક્કો (બ્લૅડર) (આ૦ ૭, ડ) હોયછે. એ વતરેગે સ્ત્રીમાં **ગર્ભસ્થાન** (વુમ) અને તેની સાથની બે **ગાંઠો** (ઓવરીઝ) આવેછે. શરીર માહેલાં કેટલાંક અવયવો જેવાં કે મગજ, હૃદય, ફેફસાં, તથા પેટમાં સમાયલાં ઉપર જણાવેલાં અવયવો ને એક ચલકતા અને ઘણાજ પતલા ચમ્મર જેવા લીસા પડનું આચ્છાદન (કવરીંગ) હોયછે. આ પડને **રસપડ** (સીરસ મેમબ્રેન) કહેછે.

## પાચન, રસોત્પાદક અને શોષણક્રિયા.-લોહીની ઉત્પત્તિ.

શરીરના સઘળા અવયવો કેવી રીતે ગોઠવાયલા છે તેની ટુંકી સમજ પછે તેમાં નિરંતરપણે શું શું કાર્યો ચાલેછે અને તેઓને ચાલું રાખવાને કઈ કઈ ચીજોની મૂળ ગરજ લાગેછે તેની આપણે સમજ લઇએ.

જેમ કારખાનાંઓના સાંચામાં કોળસો અને પાણી પૂરાં પડવાથી તેનો દરેક ભાગ ગતિમાં મૂકાઈ તેનું પ્રત્યેક કાર્ય ચલાવેછે, તેમ શરીરનાં સાંચાનાં દરેક ભાગનું કાર્ય બજાવવા, હવા (ઑક્સિજન) અને ખોરાક જરૂરનાં છે. ખોરાકનું લોહી બની તેની જૂના લોહીમાં પૂરણી થઇ તે શરીરમાં બધે પોષણ થાયછે અને હવા અસ્વચ્છ લોહીને સાફ કરેછે.

ખોરાક કેટલો લેવો અને કેવો લેવો તેના કુદરતે નિયમ કરયા છે. એક બચ્ચું જન્મ્યું કે તે ભૂખ લાગ્યાથી રડેછે અને આપણને ચેતવેછે કે તેનાં અંગમાં કોઇ પણ પોષણ કરનારી વસ્તુ દાખલ કરવી જોઇએછે. જ્યારે દૂધ આપવાથી તે મતલબ પૂરી પડેછે, ત્યારે બચ્ચું રોતું બંધ પડેછે. આ ભૂખની લાગણી બચ્ચાં કે મોટાંને કુદરતે એકસરખી મૂકીછે; તેમાં નેમ એ છે કે દરેક જીવતાં પ્રાણીના શરીરના જૂદા જુદા ભાગના દરેક રજકણનો નિરંતર નાશ થતો જાયછે તેની જગાએ નવા રજકણો ખોરાકમાંથી પૂરાં પાડવાં. આપણા શરીરનો દરેક ભાગ હરઘડી વપરાયા કરેછે અને શ્રમના પ્રમાણમાં શરીરને તેથી ઘસારો લાગેછે. વિચારવું, બોલવું, ચાલવું, શ્વાસ લેવો, હાથ પગોનું હાલવું, ખાણું હજમ થતી વખતે હોજરી, આંતરડા, અને પાચન રસ પેદા કરનારા અંતરઅવયવોનાં કાર્યો થવાં, હૃદયનું ધડકવું, વગેરે સર્વે કાર્યો જીવંત હાલતમાં શરીરમાં ચાલેછે, તે કાર્યો ચલાવનાર સઘળા ભાગોનાં સૂક્ષ્મ રજકણો વપરાઇ ચૂકી હરઘડી ક્ષય પામેછે; તેથી તેમને ખસેડી તેમની જગાએ બીજા નવા તાજા અંશો ખોરાકમાંથી મેળવી પૂર્તિ કરવાની કુદરતે અગત મૂકી છે. જો શરીરના સૂક્ષ્મ કણો નાશ પામે અને તેમની કાંઇ પૂરવણી ન હોય, તો શરીરમાં તુરત તેની અસર જણાઇ આવેછે. કોઈ ઘોડાને આપણે ઘણી મહેનત આપીએ, તો તે તુરત દુબલો થાયછે; કારણ, વિશેષ મહેનતથી શરીરમાં ઉપજતા ઘસારાનું પ્રમાણ તેના ખોરાકના પ્રમાણ કરતાં વધારે થઈ જાયછે. આ રીતે અંદર ખજાનો ખૂટે તેની નવી પુરવણીની જરૂર માટે કુદરતે ભૂખરૂપી ચેતવણી મૂકીછે, જેથી મનુષ્ય પોતામા શરીરના

સંરક્ષણ સારૂ ગમે એવા કામમાં ગુંથાય, તોય ભૂખ તેને પોષણ લેવાની અવશ્ય ફરજ પાડેછે. ખોરાક શરીરનું પોષણ કરેછે એટલુંજ નહીં; પણ શરીરની ગરમી ઉત્પન્ન કરવામાં પણ કામ લાગેછે. પોષણકર્તા ખોરાકમાં ઘણો ભાગ નેટ્રોજનવાળો જોઇએછે, અને તેવો ખોરાક ઘઉં, દાળ, બાજરી, કઠોળ અને ગોશમાંથી મળેછે; તથા ઉષ્ણતા ઉત્પન્ન કરનારા ખોરાકનાં બંધન તત્વોમાં કાર્બન તથા હૈડ્રોજનનો વધારે ભાગ જોઇએછે તે તેલ, ચરબી, ઘી, સાકર અને સ્તાર્ચવાળાં અનાજ પૂરા પાડેછે. શરીરના સઘળા ચૈતન્યવાળા (ઑરગૅનિક) ભાગોને પોતપોતાનું કામ બજાવવા શ્રમ પડેછે અને તે દરેકમાં નેટ્રોજનનો કંઈ અંશ રહેલોછે; માટે નેટ્રોજનવાળા પદાર્થની સઘળી રગ, નસ, સ્નાયુ વગેરેને જરૂર છે. કાર્બનવાળા ખોરાકનો મુખ્ય ઉદ્દેશ શરીરની ગરમી જેટલી જોઇએ તેટલી રાખવાનો છે. ખોરાક પોતાનાં આ કાર્યો કેવી રીતે પૂરાં કરેછે? તે તેના સ્વરૂપમાં સર્વે અવયવોમાં પૂરાવા જતો નથી; પણ તેમાંથી પોષણકારક ભાગ પાચન થઈ તેનું શોષણ રક્ત કરેછે અને તે રક્ત સર્વે ભાગોમાં ફરીને પોષણ કરેછે. એટલા માટે હવે અહિ ખોરાકનું લોહી કેમ બનેછે તેની સમજણ આપણે લેવી જોઇએ.

ખોરાક શરીરનાં સાંચાના દરેક સૂક્ષ્મ તત્વનું પોષણ કરવાને યોગ્ય બને માટે ખોરાક ખાધા પછે તેનાં ઉપર પાચનક્રિયા થાયછે; જેથી જુદી જુદી જાતનો ખોરાક સામટો એક રસ થાયછે. આ ક્રિયા મોંઢાથી શરૂ થઇ હોજરી અને આંતરડાંમાં પૂરી થાયછે. ખોરાક મોંઢામાં ચવાઇને તેની મુખરસ કે લાળ સાથે મેળવણી થાયછે. ત્યાર પછી અન્નનળમાંથી પસાર થઈ હોજરી (આ૦ ૭, ન-ન) માં જાયછે. હોજરીમાં અન્ન આવ્યું કે હોજરીનું સ્નાયુપડ ગતિમાન થઈ અન્નને અંદર ફેરવ ફેરવ કરેછે, અને તેણે કરીને હોજરીમાં ઉપજતા પાચનરસ સાથે અન્નનું પૂરૂં મિશ્રણ થાયછે. પાચનરસની અસરથી અન્ન હળવે હળવે પીગળતું જઇને તેનો ઘટ્ટ ચીકાસવાળો વિચિત્ર વાસનો મળાઇ જેવો ઘાડો રસ નિપજેછે, જેને પાક (કાઇમ) કહેછે. હોજરીમાં પાચન થતાં અન્નનો બાકી રહેલો કેટલોક ભાગ આંતરડામાં જઇને પચેછે. હોજરીમાં ઉત્પન્ન થયલો અન્નપાક (કાઇમ) આંતરડામાં આવેછે. ત્યારે ત્યાં ઉત્પન્ન થતા તરેહવાર રસ તથા કલેજામાંનું પિત્ત અને પેન્ક્રિયાસ નામના પિંડનો જળમય રસ મળેછે; અને તેમને યોગે પાક (કાઇમ) નું પૃથક્કરણ થઇને તેનાં જે પુષ્ટિકારક અંશો હોયછે તેઓનો દૂધ જેવો સફેત રસ, જેને ધાતૂપરસ (કાઇલ) કહેછે, તે થાયછે. અન્ન જેમ હોજરીમાં પચતું જાયછે, તેમ ત્યાંની રક્તવાહિનીઓમાં થોડુંક શોષણ (એબ્સૉર્પશન) પામેછે; પણ મુખ્ય શોષણ પાચન થવા પછે આંતરડાંમાં પૂરૂં થાયછે. તથા ખોરાકનો પૌષ્ટિક અંશ લોહી બનવાના કામ માટે અહિ શોષણ થયા પછે જે બાકી મળ રહેછે તે આંતરડાંમાંથી આગળ પસાર થઇને ગુદ અથવા મૂત્ર માર્ગે શરીરની બહાર પાછો નીકળેછે. આંતરડાંના શ્લેષ્મ પડમાં, કેટલાંક ઝાડ અને પાંદડાં ઉપર બારીક કાંટા હોયછે, તેવાં સૂક્ષ્મ સુવાળાં રૂવાંટાં પથરાયલાં છે, જેને ધાતૂપવાહિની (વિલાઇ) (આ૦ ૮,ર-ર.) કહેછે અને જેની

અંદર લૅકટિલ (આ૦ ૯. ત) નામની એક બંધ મોંઢાની બારીક નળી છે અને તે પાચન થયલા ખોરાકનો રક્ત થવાને લાયક ધાતૂપરસ (કાઈલ) ચૂશી લેછે. આ

**આંતરડાં માંહેલી ધાતૂપવાહિની (વિલાઈ).**




આ૦ ૮.

૨-૨ ધાતૂપવાહિની. ક. ખ. આંતરડાનો રસ પેદા કરતાં સૂક્ષ્મ નલીકાકાર પિંડનાં મુખ.

સૂક્ષ્મ ધાતૂપવાહિની આંતરડાંના શ્લેષ્મ પડ માંથી નીકળી એકમેક સાથે મળીને શેવટે તેઓની એકજ મોટી વાહિની થાયછે. (આ૦ ૧૦). આ મોટી સંયુક્ત ધાતૂપવાહિની

**નાંનાં આંતરડાંની એ ધાતૂપવાહિનીનો વિભાગ પાડેલો દેખાવ**
**(સૂક્ષ્મદર્શકયંત્ર ઉપરથી).**




આ૦ ૯.

દ ધાતૂપવાહિનીનું મધ્યસ્થ અંગ. ચ તેનાં આચ્છાદન કરનાર પરમાણુ (એપિથિલ્યમ સેલ) જેમાંના થોડાંક છૂટાં પ. છે: ક. ખ. શુધ્ધ અને અશુધ્ધ રક્તની નળી. ત. ધાતૂપવાહિની માંહેલી, મુખ્ય ધાતૂપરસ ચુસી લઇ જનારી લૅકટીલ નળી ને એવીજ બીજીઓથી બનેલી જાળીને હેઠળ જઇ મળેછે.

(આ૦ ૧૦, ક. ચ. ખ.) પેટના નીચલા ભાગ (આ૦ ૧૦, ક) થી નીકળીને પીઠના કરોડ આગળથી ઉપર ડોકના નીચલા ભાગ સુધી જાયછે અને પછે એકદમ વાંકી વળી હૃદયમાં વહેતી એક મોટી શિરા (આ૦ ૧૦, ગ) સાથે મળેછે અને તેમાં પોતાને લોહીને મળતો રસ ખાલી કરેછે. આ પ્રમાણે આપણે ખોરાક લઈએ, તે હોજરી

આંતરડાં માંહેલી રક્તનળીઓ અને મુખ્ય ધાતૂપવાહિનીમાં આકર્ષણ થઈ શોષણ પામેછે, ત્યારે રૂધિરમાં જાયછે. લોહી આ રીતે ઘણું ખરૂં સઘળું નવું બનેછે અને તે જૂનામાં ઉમેરાયછે. વળી લોહીની પુરવણી શરીરના જૂદા જૂદા ભાગો ઉપર આવેલી લીમ્ફ નળીઓ અને તેમનાં સંબંધમાં આવેલી લીમ્ફ ગાંઠો (આ૦ ૧૦, છ. જ. સ. લ. ત. પ.) માં જે રસ છે તેથી થાયછે. શરીર માંહેલા તરેહવાર રસો આ નળીઓમાં ચૂશાયા પછી લીમ્ફ ગાંઠોમાં તેમના પર ઉત્તમ પ્રકારનો ફેરફાર થાયછે અને રસમાં જે નુકશાનકારક પદાર્થ હોય તે દૂર થાયછે; તથાપિ રક્ત સાથે મિશ્રણ થયાં પહેલાં રસના તત્વ લોહીના પરમાણુ જેવા ઉત્તમ પ્રતિના બનીને પછીજ હૃદયની નજદીકની શિરામાં ધાતૂપરસ (કાઇલ) સાથે દાખલ થાયછે. 'લીમ્ફ' અને 'કાઇલ'ના પૃથક્કરણ કરતાં પાણી, આલ્બ્યુમેન, ફેબ્રીન, ચરબી, ક્ષાર અને બીજા પરચૂરણ પદાર્થ લોહીના જેવા માલમ પડયા છે અને એમની રચના લોહીને મળતીજ છે. રસાયની અને બીજી સૂક્ષ્મ તપાસથી માલમ થયું છે કે ધાતૂપરસ (કાઇલ) નું લોહી બનેછે. ધાતૂપરસ (કાઇલ) પાચન થયલા ખોરાકમાંથી આવેછે, તેમ ' લીમ્ફ ' આખાં શરીરનાં તત્વોનાં પોષણ સારૂ રક્તનળીઓમાંથી બહાર પડેલા રસમાંથી પોષણ જેટલો ભાગ કામે લાગી બાકીનો લીમ્ફ રૂપે પાછો લોહીમાં જાયછે; પણ આમ થતાં તે અશુદ્ધ થાયછે, માટે શુદ્ધ થવા જે પ્રમુખ લીમ્ફ ગ્લાંડ છે, તેમાં તથા ફેફસાં વિગરેમાં તેને ફરવું પડેછે. આ પ્રમાણે લોહીની ઉત્પત્તિ નિરંતરપણે થયાજ કરેછે; અને તે લોહી ફરતું રહી શરીરના સર્વ અવયવોનું પોષણ કરેછે. એટલે એક હાથપર ક્ષય પામેલાં દ્રવ્યની પુનઃ ઉત્પત્તિ કરેછે અને બીજી બાજૂથી શરીરમાં સર્વસ્વ ઘસાઇને નિરૂપયોગી બનેલા તત્વોને એસવી જઇ હરકોઇ દ્વારે તેમનું નિવારણ કરેછે. આ કાર્યો બજાવવા માટે લોહીને શરીરના સર્વ તત્વોમાંથી હરઘડી જાઆવ કર્યા કરવું જોઇએ અને તે ઉદ્યમને રક્તાભિસરણ કહેછે.

સંયુક્ત ધાતૂપવાહિની.

આ૦ ૧૦.

ર. ધાતૂપાશય એમાં શોષવાહિનીઓ તેમનો લાવેલો રસ ખાલી કરેછે. ક. ખ. મુખ્ય ધાતૂપનળી. ઠ. ગ. દક્ષિ-જમણી સબક્લેવ્યન શિરા. છ. ૬. જ. માથાં અને ગળાંની શોષવાહિની દક્ષિ જમની. ત. પ. પગોની શોષવાહિની. સ. લ. હાથોની શોષવાહિની.

## લોહીનું ફરવું.

લોહીનું ફરવું અથવા રક્તાભિસરણ નિરંતર ચાલુ રાખનાર મૂળ હૃદય છે. લોહી ફરેછે, તે એકજ નિયમસર એક રસ્તે જાયછે અને બીજે રસ્તે પાછું

રક્તાભિસરણનો દેખાવ.




આ૦ ૧૧.

સપેત નળીઓ શુદ્ધ લોહી ડિલમાંથી શરીરમાં લઇજનારી અને કાળી તે અશુદ્ધ લોહી પાછું લાવનારી છે. સ. ડિલનો ડાબો નીચલો ખંડ. લ. તેમાંથી નીકળતી મોટી (આયોર્તા) ધમનિ જેની શાખાઓ માથું હાથ પગો અને શરીરના સઘળા ભાગોમાં વહેંચાયછે. મ. હોજરી આંતરડાંમાં શુદ્ધ લોહી લાવનારી નળી. અ. પોર્ટલ વેન નામની શિરા અને પ. તેનીજ કલેજાંમાં થતી સૂક્ષ્મ રેખા. ફ. હિપેટીક શિરા જે પોર્ટલ વેનનું લાવેલું રક્ત કલેજાંમાંથી હ. શિરા સાથ મળી ડિલના જમણા ગાળા દ માં આણેછે. ગ. માથા ને હાથની શિરાનું લોહી દ. માં લાવેછે. બ. ડિલનો નીચલો જમણો ખંડ જેમાં દ. માંથી અશુદ્ધ રક્ત આવેછે. ધ. શિરા બ. માંહેલું લોહી ફેફસાંમાં લઇ જાયછે અને ત્યાં કેશવાહિનીમાં વહેંચાયછે જેમાનું રક્ત સ્વચ્છ થયા પછે ક. ખ. નળી વડે ડિલના ડાબા ગાળા ચ. માં આવેછે અને ત્યાંથી તે નીચલા ડાબા ગાળા સ. માં આવેછે.

વળેછે. હૃદય (આ૦ ૧૧, સ.) મનુષ્યની મુઠી જેવડી એક માંસની કોથળી છે અને તેના બે મુખ્ય ખંડ કરેલા છે. તેમાંનાં ડાબા ભાગ, અર્થાત ગાળા (આ૦ ૧૧, ચ–સ.) માં સ્વચ્છ લાલ રક્ત હોયછે, જે હૃદય જ્યારે સંકોચાયછે ત્યારે એ ગાળાનાં સંબંધમાંથી નીકળતી મોટી ધમનિ (આ૦ ૧૧, લ.) માં જાયછે. આ મોટી ધમનિ શરીરના દરેક ભાગમાં નાની મોટી શાખાઓથી પથરાયલી છે, જેથી સ્વચ્છ લોહી સર્વ ભાગોમાં પૂગેછે. આ શાખાઓ અંતે એટલી તો બારીક થઇ જાયછે કે તે આંખથી જોઇ શકાતી નથી, તથાપિ સૂક્ષ્મદર્શકયંત્ર વડેજ જણાયછે. આ સૂક્ષ્મ શાખા અસંખ્ય છે, અને તેમના છેડા એક બીજા સાથે જોડાઇને એક જાળી (આ૦ ૧૨. ૧૩. ૧૪.) જેવું થઈ રહેછે. લોહીની આ સૂક્ષ્મ નળીઓને કેશવાહિની કહેછે. દરેક અવયવની બાંધણી પ્રમાણે ત્યાંની

રક્ત કેશવાહિનીની જાળ,
સ્નાયુની શાખાઓમાં પથરાયલી.
(સૂક્ષ્મદર્શકયંત્ર પરથી.)



આ૦ ૧૨.
ક. શુદ્ધ અને ખ. અશુદ્ધ રક્તની નળીઓ.

રક્તકેશવાહિનીની જાળ,
ચરબના પરમાણુને ઘેરતી.
(સૂક્ષ્મદર્શકયંત્ર પરથી.)



આ૦ ૧૩.
ક. શુદ્ધ અને ખ. અશુદ્ધ રક્તનળી.

કેશવાહિનીની જાળીનો આકાર રચાયલો છે. પાસેની આકૃતિ ૧૨, ૧૩, ૧૪. જૂદા જૂદા અવયવોમાં રહેલી જાળીઓની રચના દેખાડેછે. એમાં સપેત દેખાતી

ફેફસાંમાંની રક્તજાળી (સૂક્ષ્મદર્શકયંત્ર ઉપરથી.)




આ૦ ૧૪.
ક. ફેફસાંમાં હવા રાખનાર સૂક્ષ્મિક વિભાગોના પડ ઉપર પથરાયલી રક્તજાળી. ખ. ખ. ખ. લોહીની નાની રેખાઓ.

નળીઓ ક. ક. તે શુદ્ધ અને કાળી ખ. ખ. તે અશુદ્ધ લોહીવાળી સમજવી. શુદ્ધ રક્તવાળી નળીઓની શાખાના વિભાગો નાહાના થતાં થતાં જ્યારે છેક. બારીક

જાળીનો આકાર પકડેછે. ત્યારે ત્યાંથી આગળ વહેતું શુદ્ધ લોહી અશુદ્ધ બનેછે, તથા આ જાળીના રેખા સામી મેરથી સંયુક્ત થતાં થતાં મોટી શિરા ખ. ખ. થાયછે તેમાં પસાર થતું જાયછે. જે રક્તનળીઓ વડે અશુદ્ધ જાંબળી રંગનું કાળું લોહી હૃદયમાં પાછું ફરેછે તેમને **ફસ**, **શિરા** (વેન) અથવા **કાળી નસ** કહેછે. (આ૦૧૧, હ ફ. ગ.). હવે, ધમનિની મોટી શાખાઓ શરીરના વિવિધ ભાગોમાં ભાગ વિભાગ થતાં સૂક્ષ્મ જાળીઓ બનેછે તેમાં ડિલના ડાબા ગાળામાંથી સ્વચ્છ લોહી પસાર થતાંમાં શરીરનો દરેક ભાગ તેમાંથી પોષણકારક તેમજ પોતાના ખાસ કાર્યને લગતો અંશ ખેંચી લેછે અને પોતાનો નિરર્થક થયલો અંશ એટલે કુત્રલો તે લોહીમાં આપેછે, જેથી લોહી આ જાળીમાં અશુદ્ધ બનેછે. કેશવાહિનીઓની જાળમાં લોહીનો આ રીતનો યોગ્ય ફેરફાર થયા પછી એજ જાળીઓના છેડા સામીમેરથી સંયુક્ત થતા થતા શિરાને કદમાં મોટી કરતા જાયછે, તેમાં તેજ અસ્વચ્છ લોહી વહેતું ડિલના જમણા ગાળા-(આ૦૧૧. દ.) માં પાછું ફરેછે. આથી ખુલ્લું સમજાશે કે સ્વચ્છ લોહી ડિલમાંથી લઈજનારી ધમનિઓ અને અસ્વચ્છ લોહી તેમાં પાછું લાવનારી શિરા, એ વચ્ચે સંબંધ આ કેશવાહિનીઓથી રહેલોછે (આ૦ ૧૧). મતલબ, એ છે કે ડાવા ગાળા (આ૦ ૧૧. લ.) માંથી સ્વચ્છ અને પોષણકારક લોહી ધમનિ (આ૦ ૧૧લ.) માં જાય-છે અને તેનાં સર્વ ફાંટાઓમાં વહેંચાઈ તેમની સૂક્ષ્મ શાખાઓ અથવા કેશવાહિની-ઓમાં આવી શરીરમાં સઘળી જગાએ પોષણકારક ભાગ તથા ઓક્સિજન વહેંચી આપેછે; તેમજ ઘસાઈ રદ પડેલા ભાગ લઈ શિરાઓ મારફતે હૃદયની જમણી બાજુએ અશુદ્ધ થઈને પાછું ફરેછે. હવે, જ્યારે આ રક્ત કાળા રંગનું અને અશુદ્ધ બની હૃદયના જમણા ગાળા (આ૦ ૧૧. દ.) માં શિરાદ્વારે પાછું આવેછે તે શરીરમાં વળી ફરવાને યોગ્ય બને, એટલે શુદ્ધ અને સ્વચ્છ થાય, તેમાટે ડિલના નીચલા ગાળા (આ૦ ૧૧, બ.)માં આવી ફેફસાંમાંહે જાયછે, જ્યાં શ્વાસોચ્છ્વાસના કાર્યથી તે શુદ્ધ બનેછે. આ પ્રમાણે જોતાં રક્ત શરીરસાંચાનાં સઘળાં તત્વોમાં પોષણકારક દ્રવ્ય પહોચાડનારૂં, તેમ જે થોડોક મળ શરીરમાં રહેવાને નાલાયક હોય, તેને તેમનાં પોતપોતાનાં ઉત્સર્જનની જગાએ પહોંચાડનારૂં એક સાધન છે. આ હાલત જો હરપળે ન જળવાય, તો જીવનશક્તિ બંધ પડે. જેમ એક સૂકા બાગમાં ઠામ-ઠામ નીક ફેલાઈ ઝાડોને પાણી પૂગાડેછે અને તેમને આબાદ રાખેછે, અને પાણી નીકમાં મોકલવા કૂવામાંથી પાણી હડસેલવા બંબો ચાલેછે, તેમ આપણાં શરીરમાં હૃદય ધડકીને લોહીને રક્તનળીઓમાં હડસેલેછે અને સઘળા તત્વોને આબાદ રાખેછે: અને જેમ નીકમાંથી પાણી ઝાડોને તૃપ્ત કરી પાછું જમીનમાં શોષાઈ નિર્મળ બની જે કૂવાને બંબો લગાડેલો તેમાં પાછું વહેછે, તેમ શરીરનાં તત્વોનું પોષણ કરી રહી રક્ત ફેફસામાં નિર્મળ બની હૃદયમાં પાછું જાયછે. એજ પ્રમાણે જો બંબો કુવાનું પાણી નીકમાં હડસેલતો બંધ પડે, તો બાગનાં ઝાડફળ સૂકાઈ નાશ પામે. તેમજ હૃદય ધડકતું બંધ પડે, તો માણસનું મૃત્યુ નિપજેછે.

## શ્વાસોચ્છ્વાસ.

હૃદયનાં સંકોચાવાથી તેનાં જમણા ગાળા (આ૦ ૧૧. બ) ની સાથ જોડાયલી

ધમનિ (ધ)માં મેળું લોહી જાયછે તથા એ મોટી ધમનિની બે શાખા થઈ એકેક ફેફસાંમાં જઈ અસંખ્ય સૂક્ષ્મ રેખાઓમાં વહેંચાયછે ને તેમાં ફેલાયછે. ફેફસાંની અંદર સૂક્ષ્મ જાળી જેમ ફેલાયલી કેશવાહિનીઓમાંનું અશુદ્ધ રક્ત શ્વાસોચ્છ્વાસથી સ્વચ્છ બનેછે અને ત્યાંથી બીજી લોહીની નળીઓ ઉત્પન્ન થઈ ત્રણ-ચાર (આ૦ ૧૧, ક. ખ.)મળીને શુદ્ધ લોહીને ફેફસાંમાંથી પાછું હૃદયના ઉપલા ડાબા ગાળા (આ૦ ૧૧, ચ.)માં ને પછે નીચલા (આ૦ ૧૧. સ.) માં આણેછે. આપણે શ્વાસ લીએ છીએ, ત્યારે સાધારણ રીતે બહારની હવા નાક અને મોં વાટે મોંના પાછળા ભાગમાં થઈ દમની નળી વાટે ફેફસાંમાં જાયછે. ફેફસાં માંહેના રક્ત કેશવાહિનીનાં રક્તને સ્વચ્છ કરવું એ હવાનો મુખ્ય ઉદ્દેશ છે. શ્વાસમાં ગએલી હવા માંહેલી ઑક્સિજન ફેફસાંના બહૂજ ઝીણામાં ઝીણા વિભાગ (એર સૅલ્સ) માં પેસેછે અને ત્યાં લોહીની સૂક્ષ્મ નળીઓના પડ વાટે ચૂશાઈ લોહીમાં જાયછે અને રક્તમાંહેના નિરૂપયોગી ઝેરી પદાર્થોમાં મુખ્ય કાર્બોનિક ઍસિડ ગૅસ છે, તે શ્વાસથી બહાર નીકળતી હવા સાથે બહાર પડેછે. આ ફેરફાર થયાથી મેલાં લોહીનો કાળો રંગ બદલાઈને શુદ્ધ રાતો થાયછે.

હવે આપણને સમજ પડશે કે પહેલાં કહ્યું તેમ હૃદયના ડાબા ગાળા (આ૦ ૧૧. સ.) માંથી લોહી નીકળી શરીરમાં ફરવા જાયછે, ત્યાં પોષણકારક ભાગ તથા ઑક્સિજન સઘળી જગોએ વહેંચી આપી તેમનાં નિરર્થક બની રદ્દ પડેલા સત્વ લઈ હૃદયની જમણી બાજૂ ( આ૦ ૧૧. દ.) માં પાછું આવેછે તે વેળાએ રક્ત અસ્વચ્છ અને કાળું હોયછે, તે જ્યારે હૃદયના ઉપલા જમણા ગાળા ( દ) માંથી ઉતરી નીચલા (બ)

ડિલના પડદા.



આ૦ ૧૫.

ડિલના પડદા.



આ૦ ૧૬.

માંથી ફેફસાંમાં જાયછે, ત્યારે સ્વચ્છ અને લાલ થાયછે અને ત્યાંથી પાછું હૃદયના ડાબા ગાળામાં આવેછે. આ લોહીને ફેરવનાર મોઢામાં મોટા સાંચો હૃદયની માંસની કોથળી પોતે છે. જ્યારે હૃદય સંકોચાય છે, ત્યારે અંદરનું સઘળું લોહી ધમનિ (આ૦ ૧૧.

લ.) માં ખાલી કરેછે અને તુરત પછી ઢીલું પડેછે, ત્યારે શિરા (આ૦ ૧૧. ગ. હ.) માંથી લોહી અંદર દાખલ થાયછે. આ રીતે હૃદયનાં નિરંતરપણે વારા ફરતી સંકોચાવા અને ઢીલાં પડવાથી તે લોહીનું ફરવું ચાલું રાખેછે. લોહી એક રસ્તાથી જાયછે અને તેજ વાટે પાછું વહે નહીં, તે અર્થે કુદરતે જુગ્તિથી જોઈતી જગ્યાએ હૃદય અને શિરા (આ૦ ૧૫, ૧૬, ૧૭, ૧૮.) માં પડદા રાખ્યા છે; જે પડદા લોહી જે તરફ વહેતું હોય

શિરા માંહેલો પડદો (ઉઘાડો).



આ૦ ૧૭.

શિરા માંહેલો પડદો (બંધ).



આ૦ ૧૮.

તે તરફ ઉઘડેછે અને પાછું ન ફરે માટે બંધ થાયછે. હૃદયનાં હર વખતનાં સંકોચાવા તથા ઢીલાં પડવા સાથ આ પડદાઓ ઉઘડ બંધ થાયછે. આપણી નાડી હમેશાં ચાલેછે, તે હૃદયનું હમેશાનું સંકોચન અથવા ધબકારો દેખાડેછે. આપણને દોડવાથી છાતીમાં ધડક ધડક લાગેછે, તે હૃદયના સ્વાભાવિક ધબકારામાં વિશેષ જોર અને ગતિ આવવાને લીધે થાયછે. સારાંશ, હૃદય શરીરમાં લોહીને નિરંતરપણે ફરતું રાખનારો સાંચો છે અને લોહી સ્વચ્છ રાખનારો પ્રયોગ તે **શ્વાસોચ્છ્વાસ** બજાવેછે.

## ભેજું અને તે સંબંધનાં મજ્જાતંતુઓની બનાવટ અને તેમનાં કાર્ય.

હવે શરીરનાં અંતર અવયવોમાં સ્વેચ્છાથી અથવા સ્વેચ્છા રહિત સઘળાં ગતિમાન કાર્યો ચાલેછે, તે તથા જેથી શરીરના બહારના અવયવો વિચિત્ર ગતિમાં મૂકાયછે, તે સર્વ અમલ ચલાવનારા પ્રધાન—**મગજ, કરોડરજ્જુ** અને **ગ્રંથીમાળા**—એ ત્રણ છે અને એમને **મજ્જાતંતુસ્થળ** (આ૦ ૧૯) કહેછે. આ મજ્જાતંતુ સ્થળનો અજાયબ જેવો સાંચો, જેવડે આપણને બહારની ચીજોની ખબર પડેછે, તેની જ્યારે આપણે બારીકીથી તપાસ કરશું, ત્યારે માલમ પડશે કે તેમાં તરેહવાર પ્રકૃતિના વિભાગ ભેગા છે. આપણી આંખોમાં એક જ્ઞાનતંતુનો સાંચો છે, તેથી જે વસ્તુ ઉપર આપણી નજર દોડેછે, તે તેવડે આપણે જોઈ શકીએ છીએ; આપણાં આંગળાંમાં જુદી ખાસિયતનો તંતુ છે, તેથી જે વસ્તુ આપણે અડકીએ તેનું સ્પર્શજ્ઞાન થાયછે, આપણાં કાનમાં બીજી જાતનો તંતુ છે, તેથી હવાના મોજા મારફત આવતો અવાજ આપણે સાંભળીએ છીએ. વળી એવીજ રીતે આપણાં શરીરની સપાટી ઉપર તંતુઓની જાળી પાથરીછે, જેથી બહારની જુદી જુદી ચીજની મનને

પિછાન થાયછે. શરીરના જુદા જુદા ભાગોમાંની આવી મજ્જાતંતુવાળી રચના, ચામડી, નાક, કાન, આંખ, જીભ, જેવી ઇંદ્રિઓ વડે બહારની દુનિયાના સર્વ પદા-

ભેજું અને બીજા મજ્જાતંતુની વ્યવસ્થા.



આ૦ ૧૯.

અ. ભેજાંનો મુખ્ય મોટો ભાગ. બ. ભેજાંનો પાછલો નાનો ભાગ. ક. કરોડરજ્જુ અને તેની શાખા. ડ. મુખના મજ્જાતંતુ. ઇ. ઇ. ઈ. ર. હાથના મજ્જાતંતુ અને તેની જાળીઓ. જ. પાંસળાના મજ્જાતંતુ. જી. કમ્મરના મજ્જાતંતુ. લ જાંગનાં મજ્જાતંતુ. મ. ન. ન. ઉ. પગના મજ્જાતંતુ અને તેની જાળીઓ.

ર્થનું જ્ઞાન બધા મજ્જાતંતુનું મુખ્ય સ્થળ—ભેજું, જેમાં જ્ઞાનશક્તિ સમાયલી છે, તેમાં પુગાડેછે. મગજ, કરોડરજ્જુ અને ગ્રંથીમાળા એક જાતના તંતુ પદાર્થનાં બનેલાંછે. મગજ અથવા ભેજું (આ૦ ૧૯.) ખોપરીમાં સમાયલુંછે અને ભેજા સાથે જોડાયલો

ગરૂદ (ધૂર) અથવા રજ્જુ ભાગ મસ્તકમાંથી બરડાના કાંઠામાં ઉતરેછે, તે કરોડ-રજ્જુ (આ૦ ૧૯. ૨૦) છે. ગ્રંથીમાળા તે માથું, છાતી અને પેટના જૂદા જૂદા ભાગોમાં બારીક તંતુઓથી જોડાયલી ઝીણી ગાંઠોની ગોઠવણથી બનેલીછે. મજ્જાતંતુસ્થળમાંથી સંખ્યાબંધ તંતુઓ નીકળીને શરીરના સર્વ ભાગમાં ફેલાયાછે (આ૦ ૧૯), જેથી શરીરના દૂરના ભાગ સાથે તેમનો સંબંધ રહ્યોછે, તથા તેઓ વચ્ચે સંદેશો ચાલે છે. આ તંતુ બે જાતના છે. જે તંતુઓ કોઇપણ પ્રકારનું મગજને જ્ઞાન આપેછે તેમને **જ્ઞાનતંતુ** કહેછે, અને જેઓ ગતિ કે તેવી કોઇ ક્રિયા ઉત્પન્ન કરેછે તેમને **ગતિતંતુ** કહેછે. કોઇ પદાર્થ આપણને લાગ્યો, અથવા નજરે પડયો, અથવા તેનો આવાજ કાનમાં ગયો, કે દુઃખ ઉત્પન્ન થયું, તેની ખબર તે જગાનો જ્ઞાનતંતુ મગજને પહોંચાડેછે, એટલે તેનું ત્યાં જ્ઞાન થાયછે. જો આપણે ચાલવાનું મન થાય, તો મગજની પ્રેરણા કરોડ-રજ્જુમાંથી ઉતરી ગતિતંતુ મારફત પગના સ્નાયુમાં પહોંચી તેમને ગતિમાં મૂકેછે, એટલે તે સ્નાયુ સંકોચાયછે અને પગને ચલાવેછે; શરીરના બહારના અવયવોની ગતિ, જેમકે હાથ હલાવવો કે અંગનો કોઈ ભાગ ગતિમાં મુકવો, એવું સ્વેચ્છાથી કરી શકાયછે, તે મુખ્ય કરી મગજ અને કરોડ-રજ્જુ વડે થાયછે. પણ અંદરના અવયવોનો કારભાર, જેમકે હૃદયનું ધડકવું, ખોરાકનું હોજરી તથા આંતરડામાં જવું, તથા શોષણ પામવું, અને મળમૂત્રના આકારમાં બહાર પડવું, વગેરે, આપણે માલમ પડ્યા વિના ઘણા એક ગતિમાન કાર્યો, જેની ઉપર મનુષ્યની સ્વેચ્છાનો કાબૂ નથી હોતો, તે પર ગ્રંથીમાળા (સિમ્પથૅટીક ગૅંગલ્યા) નો વિશેષ તથા મગજનો કિંચિત અખ્તિયાર છે. જ્ઞાનતંતુઓ કોઇપણ જાતનાં જ્ઞાનનો મગજમાં એટલી ઝપડથી સંદેશો લઇ જાય છે તથા બીજી તરફથી ગતિતંતુ મગજનો હૂકમ કોઈપણ શરીરના ભાગને એટલો વહેલો પહોંચાડેછે અને ગતિ અથવા બીજી કાંઇ તેવી ક્રિયા ઉત્પન્ન કરેછે કે વીજળી કરતાં પણ તેનાં સંદેશા વધારે જલદી જાઆવ કરેછે. ખોપરીના જૂદા જૂદા છિદ્રો વાટે મગજમાંથી નીકળનારા માત્ર બાર તંતુઓ છે જે માથા ને ચ્હેરા સુધીના પ્રત્યેક અવયવોની વિશેષ શક્તિ બક્ષેછે (આ૦ ૨૧). એ સિવાય શરીરના બાકીના બધા ભાગોમાં ફેલાએલા તંતુઓ ઘણા ખરા સઘળા કરોડ-રજ્જુમાંથી નિકળેછે અને તેથી કરોડ-રજ્જુની મારફત મગજ સાથે તેમનો સંબંધ રહેછે તથા સંદેશો ચાલેછે. આપણા પગને એકાએક કાંઈ ઓચિંતું લાગેછે, ત્યારે ઝટ પગ ખસેડાયછે. તેનું કારણ ચામડીને કાંઈ પણ લાગે, તેવુંજ

ભેજાંનો નીચલો ભાગ અને કરોડ-રજ્જુ.



આ૦ ૨૦.

આકૃતિમાં ભેજાંનાં નીચલા ભાગથી હેઠળ સૂધી સપેત લીટી જેવી ઊતરેલી તે કરોડ-રજ્જુ છે. 1 થી 9 ભેજાંમાંથી નીકળતી ૯ તંતુઓ છે. m થી k સૂધી કરોડ-રજ્જુમાંથી નીકળતી 31 જોડ જ્ઞાન તથા ગતિતંતુઓ છે.

તેનાં સ્પર્શનું જ્ઞાન ચામડીના જ્ઞાનતંતુમાંથી થઈ કરોડરજ્જુ મારફતે મગજને પૂગેછે અને તે જ્ઞાનથી મગજનો હુકમ પાછો કરોડરજ્જુમાં જઈ તેમાંથી નીકળતા જે ગતિતંતુઓ પગના સ્નાયુમાં જાયછે, તેવડે આપણી સ્વેચ્છા વગર પણ એકદમ ગતિ

**ભેજાંનું ઉભું છેદન અને તેનાં તંતુઓ.**




આ૦ ૨૧

*a* મોટું ભેજું. *b* નાનું ભેજું. *c* ભેજાંનો સૌથી હેઠળનો ભાગ. *f* ભેજાંમાંહેલો પોળાણ ભાગ. 1 થી 9 ભેજાંના તંતુ જેમાં *1* સુંગવાનો તંતુ, 2 દૃષ્ટિતંતુ, 3 આંખનો ગતિતંતુ. 7 સાભળવાનો તંતુ અને 8 સ્વાદતંતુ છે.

આપી પગને ખસેડેછે. આ પરાવર્તન ( રિફ્લૅક્સ ઍક્શન )માં સંદેશાની આવજાવ કહી ન શકાય, એટલા ઓછા વખતમાં થાયછે. જો કોઈ પુરૂષ આપણને મારવા આવે, તો આપણે ઝટ લાકડીથી પાછો બચાવ કરીએ છીએ; પણ આમ થતાંમાં આ તંતુવિકારીરચના શું કાર્ય બજાવેછે તે જૂઓ. જેવો ફટકો દુશ્મન મારેછે, તેવું તેથી દરદની લાગણીનું જ્ઞાન વાગેલી જગ્યાના જ્ઞાનતંતુવડે મગજમાં પૂગેછે અને ત્યાં મગજમાં તેનાં જ્ઞાનથી બીજો તત્કાળ વિચાર ઉત્પન્ન થાયછે કે દુશ્મનને પાછો મારવો. તે વિચાર અમલમાં મૂકવા મગજમાંથી નીકળતો ગતિતંતુ તેના હાથનાં સ્નાયુને પળવારમાં ગતિમાં મૂકી દેછે; અને જેમ મગજનો વિચાર હોય, તેમ હાથવડે કે લાકડી લઈ શત્રુને મારેછે. આ તંતુના કોઈપણ તારમાં દરદ કે બીજા કારણથી અડચણ પડે, તો આવું પ્રતિકાર્ય અટકી પડેછે. લકવો મારેલા માણસનાં મગજમાં ગમે એવો હાથ હલાવવાનો કે પગ હલાવવાનો વિચાર ઉત્પન્ન થાય; પણ ગતિનો સંદેશો મોકલનારો કે લાવનારો તંતુ મડદાળ થઈ પડ્યાથી તેનાંથી તેમ કરી શકાતું નથી. એક માણસનું મગજ અસંખ્ય કાર્યો બજાવી શકેછે; પણ તે શક્તિનો લાભ કેવી રીતે ભોગવેછે, તે પેલા માણસનાં લક્ષણ કે આચરણ ઉપર આધાર રાખેછે. મગજનાં એક ભાગમાં યાદદાસ્તશક્તિ, બીજામાં અક્કલ અથવા બુદ્ધિ, ત્રિજામાં મરજી, ચોથામાં દયા કે ક્રૂરપણું, ક્ષમ કે સખીપણું, વિવેક કે અવિવેક, પાંચમામાં તરેહવાર જાતના શોખ, છઠ્ઠામાં ભિન્ન ભિન્ન જુસ્સા, એ સર્વેથી કરીને મનનાં અગણિત કાર્યો મગજમાં હંમેશ ચાલુ

રહેછે; અને તે મગજ એ સિવાય શરીરની સુખાકારીને લગતા સર્વ કાનુનોનો અમલ ચલાવેછે. જેમ કોઈ રાજ્યકર્તા રાજવ્યવસ્થાની અગણિત જુદી જુદી બાબતોપર લક્ષ રાખી સર્વને ઉત્તમ હાલતમાં ચલાવવાની ગોઠવણો કરેછે, તેમ મગજ, જે દેહ દુનિયાનો રાજા, તે શરીર તથા દુનિયાના આચરણ ઉત્તમ પંક્તિમાં જાળવી રાખવાનું કાર્ય બજાવેછે.

માણસનાં શરીરમાં ચાલતી સર્વ ક્રિયા ઉપર મગજની અસર રહેછે, તેથી તેને કોઈ પ્રકારનું નુકસાન થયાથી શરીરનાં સઘળાં કાર્યોને અડચણ ખમવી પડેછે. શ્વાસોચ્છ્વાસ, રક્તાભિસરણ, પાચનક્રિયા, શરીર હુંફ અને શોષણક્રિયા જેવાં જીવાધાર કાર્યો, મગજની નિરોગી હાલત ઉપર આધાર રાખેછે. અને એમાંનું એકપણ કાર્ય ચાલતું અટકેછે, ત્યારે જીંદગીનો અંત આવેછે. ભેજાંમાં અકસ્માત સખત વાગેછે, ત્યારે તત્કાળ મોત નિપજેછે; કારણ, મગજને ઇજા થયાથી તેનું કાર્ય થોડીક ક્ષણપણ બંધ પડયું કે તેના આધારપર ચાલનારાં બીજાં સઘળાં જીવાધાર કાર્યો અટકી પડેછે. જે જે કાર્યો આપણી સ્વેચ્છાથી થાયછે, તેનો સંબંધ મગજ સાથે છે; પરંતુ જે કાર્યોમાં આપણી સ્વેચ્છાની ઝાઝી જરૂર નથી, તેનો સંબંધ કરોડરજ્જુ તથા ગ્રંથીમાળા સાથે વિશેષ અને મગજ સાથે કિંચિત રહેલોછે. જેમકે, હોજરી સામાન્ય રીતે સ્થિર પડી રહેછે; પણ અંદર ખોરાક પહોંચ્યા પછે ત્યાંના ગ્રંથીતંતુને ખબર થયાથી તે હોજરીને ગતિમાન થવાનો હુકમ આપેછે અને એવાં પરાવર્તન કાર્યનું આપણે જ્ઞાન થતું નથી, તેનું કારણ કે એ કાર્ય સઘળું મગજને આધીન નથી.

જીવનક્રિયાનાં ઉપલાં વર્ણન ઉપરથી માલમ પડેછે કે જે કાર્યો શરીરમાં ચાલેછે, તે એકમેક સાથ નિકટ સંબંધ રાખેછે. આપણે જાણ્યુંછે કે ખોરાક લઇએ છીએ તે હોજરીમાં પચવા પછે શોષણ પામે, ત્યારે તેનું લોહી બનેછે, અને તે લોહીને શરીરમાં હૃદય ફેરવે, ત્યારે શરીરના સઘળા તત્વોને પોષણ મળેછે. વળી આ તત્વોને લોહીમાંથી પોષણ ચુસતાં અને રદ થયલી કણો પાછાં આપતાં, જે ફેરફાર થાયછે તથા ફેફસાંમાં લોહી ફરતું આવી સાફ થાયછે એ બે ક્રિયાથી શરીરની ગરમી ચાલુ રહેછે. લોહી ફેફસાંમાં સ્વચ્છ બનેછે, તેમ ચામડી, લીમ્ફ ગાંઠ અને મૂત્રપિંડ પણ તેમાંનો ઘણો મેલ દૂર કરેછે અને એવી રીતે સ્વચ્છ થતા પ્રયોગમાં ખોરાકમાંથી ઉપજેલું નવું લોહી તેમાં ઉમેરાયછે. આમાંની એકપણ કૃતિમાં કોઇ પણ કારણથી હરકત પડેછે, તો બીજી સઘળીને જોખમ પૂગેછે. આ સર્વ શારીરિક અને માનસિક કાર્યો નિર્માણ રીતે ચલાવનાર પ્રધાન શક્તિ **મગજ** તથા **કરોડરજ્જુ અને ગ્રંથીમાળાવાળું મજ્જાતંતુસ્થળ** (નર્વ સૅન્તર્સ) છે.

# પ્રકરણ ૫.

## દારૂથી શરીરની પ્રત્યેક રચનાપર ભિન્ન ભિન્ન અસર.

### દારૂનો લોહી અને શરીર અવયવોમાં પ્રવેશ.

કુદરતની મહાભારત શારીરિક રચના અને તેમની કૃતિ જેવડે અપણું જીવન ચાલેછે, તે ઉપર દારૂની ખૂરી અસર કેમ અને કેટલી થાયછે, તે બરાબર સમજવાને હવે સહેલ થશે.

દારૂની માઠી અસર શરીર ઉપર થયા આગમજ શરીરનાં અંતર સંબંધમાં દારૂ જવો જોઈએછે અને તે સંબંધ કયા કયા છે તથા કેમ થાયછે, તે પહેલાં તપાસિયે.

દારૂનો શરીર સાથે પહેલો અને સામાન્ય સંબંધ મોં વાટે થાયછે. મોંમાંથી ગળાંના અન્નનળમાંથી પસાર થઈ તે અન્નથેલી એટલે હોજરી (સ્ટમક) માં દાખલ થાયછે. અને હોજરી મધ્યે આવેલી બારીક જાળી જેવી લોહીની નળીઓ (કૅપીલરીઝ) તેને ચૂશી લઈ શરીરનાં લોહીની અંદર ફરતો કરેછે. બીજી રીતે દારૂનો આલ્કોહૉલ શ્વાસથી ફેફસાંનાં લોહીમાં પ્રવેશ થાયછે. તેની વરાળ સુંઘાડવાથી માણસના શ્વાસ સાથે દમનળી (વિન્દપાઈપ) મારફતે ફેફસાં (લંગ્સ) માં જઈ પહોંચેછે; જ્યાંની બારીક જાળી જેવી લોહીની નળીઓ અથવા કેશવાહિની (કૅપીલરીઝ) વરાળને ચૂશી લેછે, જેથી તે લોહીમાં ફરી વળેછે. ત્રીજી પ્રકારનો સંબંધ આલ્કોહૉલને નસમાં, ચામડી હેઠળ, કે મૂળદ્વાર (સફરા) માં બારીક પીચકારી મારી દાખલ કરવાથી થાયછે. અહિ પણ તે જગાઓની રક્તકેશવાહિની (કૅપીલરીઝ) ના લોહીમાં ચૂશાઈને તે શરીરમાં રટણ કરેછે. દમવાટે લીધાથી આલ્કોહૉલ શરીર ઉપર વધારે જલદી અસર કરેછે; અને તેથી માણસને બેશુદ્ધ કરતી વખતે ક્લૉરોફૉર્મ સાથે કદી આલ્કોહૉલ પણ વાપરવામાં આવેછે.

આલ્કોહૉલથી માણસનાં શરીર ઉપર જે માઠી અસરો થાયછે, તેની પૂરતી સમજ આપવાની અગાઉ તે પીવાથી લોહી સાથે શરીરની અંદર કેવી રીતે ફરી વળેછે, તે જાણવું અગત્યનું છે.

દારૂ પીતાંવાર તે હોજરી (આ૦ ૧૧. ન) માં આવી પડેછે અને તુરત ત્યાંની કેશવાહિનીનાં લોહીમાં ભળીને વહેછે. લોહી હોજરીમાંથી આગળ ફરતાં એક મોટી શિરા (આ૦ ૧૧. અ) માં જાયછે. જ્યાંથી તે કલેજાં (આ૦ ૧૧. પ) માં દાખલ થઈને બારીક રેખાઓમાં વહેંચાઈ જાએછે. અહિ લોહીમાં થોડોક ફેરફાર થઈ એક મોટી શિરા (આ૦ ૧૧. ફ) માં તે એકઠું મળેછે, અને ત્યાંથી બીજી મોટી શિરા (આ૦ ૧૧. હ) માં દાખલ થઈ હૃદય (હાર્ટ) ના જમણા ઉપલા ગાળા (આ૦ ૧૧. દ) માંથી નીચલા (આ૦ ૧૧. બ) માં દોડેછે. અહિંથી તે હૃદયના ધડકવાએ કરીને લોહીની ધમનિ (આ૦ ૧૧. ધ) ની મારફતે બંને ફેફસાંમાં હડસેલાયછે. લોહી ફ઼ે-

વાનાં આ સઘળા માર્ગમાં તથા ફેફસાંમાં આલ્કોહૉલ તેનો સોબતી રહેછે. જેમ લોહી ઠામ ઠામ દોડેછે, તેમ આલ્કોહૉલ પણ ઠામ ઠામ ભેગોજ દોડેછે. આપણે દમ લીએ છીએ, ત્યારે ઑક્સિજન નામની ચોખ્ખી હવા ફેફસાંનાં લોહીમાં જઇ તેને સ્વચ્છ કરેછે અને તેમાંથી શરીર અંદરનાં રસાયની પ્રેરકારથી નિપજેલી કાર્બોનિક ઍસિડ નામની ઝેરી હવા ફેફસાંનાં લોહીમાંથી દમ વાટે બહાર પડેછે. આ વખતે તે ઝેરી ગૅસ સાથે લોહીમાં ભેળાયલા આલ્કોહૉલનો થોડો ભાગ પણ ફેફસાંમાંથી વરાળરૂપે દમવાટે નીકળેછે. છાકટા માણસના મોઢાંમાંથી દારૂનો વાસ આવેછે તેનું કારણ આ છે. બાકીનો આલ્કોહૉલ જે લોહીની અંદર રહેછે, તે ફેફસાંમાંથી સ્વચ્છ થયલાં લોહીસાથે લોહીની નળી (આ૦ ૧૧. ક. ખ.) ની મારફતે હૃદયના ડાબા ઉપરના ગાળા (આ૦ ૧૧. ચ) માંથી નીચલા ગાળા (આ૦ ૧૧. સ) માં જાયછે અને તે ગાળાના સંકોચાવાથી શરીરની મોટામાં મોટી ધમનિ (આ૦ ૧૧. લ) માં સ્વચ્છ લોહીસાથે તેની આખાં શરીરના ભાગોમાં પથરાયલી નાની મોટી રેખાઓ (આર્તરીઝ) માં તે પ્રવેશ થાયછે. એ રીતે આલ્કોહૉલ ભેજાંની રક્તનળીઓ (આર્તરીઝ) માં, પેટ અને છાતીમાં સમાયલાં દરેક અવયવોની રક્તવાહિનીમાં, માંસમાં, ચામડામાં, હાડકાંની દરેક રક્તનળીઓમાં અને, ટુંકામાં, શરીરના દરેક બારીકમાં બારીક ભાગમાં લોહીની સાથે ફેલાઇ જાયછે. એમ હોવાથી પિશાબના બુક્કા એટલે મૂત્રપિંડ (કીડનીઝ) પિશાબના આકારમાં લોહી માંહેલો કચરો શરીર બહાર ફેંકવાને નિમાણે થયલાછે, તે પિશાબ સાથે આલ્કોહૉલ પણ થોડો ઘણો બહાર કાઢી નાખેછે. વળી એજ રીતે પરસેવા સાથે પણ આલ્કોહૉલ બદનની બહાર નીકળી પીનારનું અંગ દારૂથી વાસ મારતું કરેછે.

## દારૂની લોહી ઉપર અસર.

આલ્કોહૉલ પીવા પછી તે પહેલો લોહીમાં ભળેછે; માટે લોહીપર શું અસર કરેછે તે આપણે જાણવું જોઇએછે. ભળતાંજ તે લોહીની કુદરતી ખાશિયતને બિગાડેછે અને તેણે કરીને શરીરનાં જરૂરજ તત્વોની પુરવણી અને પુષ્ટિ કાજે સ્વચ્છ અને ઑક્સિજન ધરાવતાં લોહીની અવશ્યકતા પૂર્ણપણે પાર પડતી નથી. શરીરમાં સદા વહેતાં લોહીનો ઝરો ખુલી આંખથી જોતાં તે નિર્મળ લાલ પાણી અને એકસાં પ્રવાહિ દીસેછે, પણ સૂક્ષ્મદર્શકયંત્ર વડે તપાસતાં તેમાં બે ભાગ જૂદા પાડી શકાયછે. એક જેનાંથી તેને ઘટપણું મળેછે અને બીજો જેનાથી પ્રવાહિપણું મળેછે. પહેલાને રક્તકણ (બ્લડગ્લૉબ્યુલ્સ) અને બીજાને રક્તજળ (લાઇકર સૅનગ્વિનીસ) કહેછે. રક્તકણ (આ૦ ૨૨) એટલે લોહીમાં તરતાં અગણિત અતિ સૂક્ષ્મ દાણા જેવા પરમાણુ ઘણા ખરા રાતા રંગના હોયછે અને તેથી લોહી લાલ દેખાયછે. અને બીજા રક્તજળ અથવા લોહીના પ્રવાહિ ભાગમાં રંગ હોતો નથી, પણ તે 'ફ્રેબ્રીન' અને 'સીરમ' બે ચીજનો બનેલોછે. આ રક્તકણના રાતાં રજકણો ગોળાકારમાં કાંઇક ચપટાં છે. તે દમમાં ગએલી હવામાંથી ઑક્સિજન ખેંચી લેવાની ખાશિયત ધરાવેછે, અને પોતાના ફરવા સાથે ઑક્સિજનને શરીરના સઘળા ભાગોમાં પુગાડવાનો ધર્મ

## લોહીના રક્તકણ (સૂક્ષ્મદર્શકયંત્ર પરથી.)




આ૦ ૨૨.

ક-ક. રાતા રક્તકણની પૈસાની ટકરી જેવી હારો. પ-પ. તેમાંના બે સપેત રક્તકણ. ખ. રાતા રક્તકણનો ચપટો અને વધારે મોટો દેખાવ. ગ. રાતા રક્તકણનો મોટો અને બાજૂથી દેખાવ. ચ. તેની ઢગળી. છ.તે પાણી ચુશી ગોળાકાર થયલું. જ. સપેત રક્તકણનો મોટો દેખાવ. ત. સપેત રક્તકણનો બદલાતો આકાર. બ. સપેત રક્તકણને ઍસિડ લગાડયાથી તેનો મધ્ય દાનો જણાય છે. દ. રાતા રક્તકણનું શુષ્ક થવું. ન. એજ માફક કોરેથી કરોચલી વળતું.




આ૦ ૨૩.

ક. દેડકાના જાલપાદ માંહેની નળીમાં વહેતાં રક્તકણ (સૂક્ષ્મદર્શકયંત્ર ઉપરથી.)

બજાવેછે. પણ આલ્કેહૉલનાં સમાવેશ પછી રક્તકણો આકારમાં વાંકાંચુંકાં થઈ જાયછે અને તેમની ફરતી કોરમાં કરોચલી વળી જાયછે [આ૦ ૨૨. દ. દ. ન.] તથા તેમની ઑક્સિજન ખેંચવાની શક્તિ ઓછી પડેછે. તેથી કરીને શરીર બંધારણના દરેક સૂક્ષ્મ તત્વની પૂરણીને માટે તાજી ઑક્સિજન જેટલી અને જેવી જોઈએ, તે મળી શક્તિ નથી. લોહીમાં જ્યારે કોઈપણ કારણથી ઑક્સિજન ઓછી થાયછે, ત્યારે તે સ્વચ્છ રાતું દેખાવાને બદલે શિરાનાં મેળાં જાંબુવા લોહી જેવું દીસેછે. સ્વચ્છ લોહીને શરીરમાંથી બહાર કહાડી તેમાં જરા આલ્કોહૉલ નાખીને જૂઓ, તો તેનો ઑક્સિજન ધરાવતાં સ્વચ્છ લોહીનો રાતો રંગ બદલી ઘેરા રંગની સંગ્રાહ મૂકી કાઢેલાં લોહીની શ્યામતા પકડેછે.

ડાક્ટર હારલીએ લોહી ઉપર કરેલા પ્રયોગ (નવેમ્બર ૧૮૮૭) નું પરિણામ નીચલા કોઠામાં જણાશે. તાજાં કાઢેલાં તંદુરસ્ત લોહીના બે ભાગ કરી તેને ઑક્સિજનવાળી સ્વચ્છ હવાવાળાં 'ગૅસ' બનાવવાના બે વાસણમાં સરખે ભાગે નાખ્યું જેમાંનું એક ચોખ્ખું રહેવા દીધું અને બીજામાં સેંકડે પાંચ ભાગ જેટલો આલ્કોહૉલ ઉમેર્યો, જે પછે બેહૂ વાસણો બંધ કરી ચોવીસ કલાક સુધી (વખતે વખત હલાવ્યા કરી) રહેવા દીધાં. આવા કેટલાક પ્રયોગો કરી જોઈ એક. સરાસરી પરિણામ નીચે પ્રમાણે કાઢયું છે:—

| સો ભાગ હવામાં. | ઑક્સિજન. | કાર્બોનિક ઍસિડ ગૅસ. | નૈટ્રોજન. | ૩૨° અંશ અને એક પ્રેશરમાં વિસ્તાર. |
|---|---|---|---|---|
| વાપરેલી હવાનું બંધારણ...... | ૨૦.૯ | ૦.૦૦૨ | ૭૯.૦૩૮ | ૨૦.૯૬ |
| ચોખાં લોહી સાથની હવામાં... | ૧૦.૫૮ | ૩.૩૩૦ | ૮૬.૦૯ | ૧૪.૯૧ |
| ચોખાં પણ પાંચટકા આલ્કોહૉલ ભેળેલાં લોહી સાથની હવામાં | ૧૬.૫૯ | ૨.૩૮૦ | ૮૧.૦૩ | ૧૮.૯૭ |

આ કોઠા ઉપરથી ઉઘાડું જણાય છે કે ચોખાં કરતાં આલ્કોહૉલવાળાં લોહીએ સાથની હવામાંથી ઑક્સિજન પોતામાં થોડી ચૂશી અને કાર્બોનિક ઍસિડગૅસ પણ પાછી થોડી કાઢી આપી.

લોહીમાં ઑક્સિજનની હાજરી કેટલી જરૂરની છે, તે જાણવાને એટલુંજ બસ થશે કે જો બે મિનિટથી વધારે આપણો શ્વાસોચ્છ્વાસ ન ચાલે, બીજા શબ્દોમાં જો ઑક્સિજન દમમાં દાખલ ન થઈ શકે, તો માણસ ગુંગલાઇને મરણ પામેછે. આવી હરદમ જરૂરની ઑક્સિજન દારૂ જેવાં કારણથી જો આપણે પૂરતી મળી નહી શકે, તો કેવાં હાનિકારક પરિણામો ઉપજે, તે વિચારવું સહેલ છે. લીબિગ કહેછે કે સ્વચ્છ લોહીની ઑક્સિજન, શરીરના તત્વોને પુષ્ટિ આપવાનાં હેતુથી તે સાથે, તથા નિરર્થક તત્વોને બહાર ફેંકી કાઢવાના હેતુથી તેમના સાથે, બંનેથી ભળવી જોઈએછે, પણ દારૂ પીધાથી તે આલ્કોહૉલના તત્વો સાથે જોડાવવાને પહેલી તત્પર થાયછે, ત્યારે લોહીની ઑક્સિજન ઑલ્કોહૉલના તત્વોમાં ખપી ગયાથી શરીરના તત્વોને પુષ્ટિ માટે તથા રદ્દ ચયલાંને બહાર ફેંકવા માટે ખૂટ પડેછે, એટલે બંને કાર્યમાં અડચણ નડેછે. કુદરતી રીતે શરીરના નિરૂપયોગી અને રદ્દ બનેલા રજકણોમાં મુખ્ય કાર્બન અને હૈડ્રોજન છે, તે લોહીમાંની ઑક્સિજન સાથ સંયોગ પામી ફુસનાં મેળાં જાંબુવા લોહીથી ભળી ફેફસાંમાં આવેછે. ત્યાં તે લોહીમાંથી શ્વાસોચ્છ્વાસમાં બહાર નીકળતી ઝેરી કાર્બોનિક ઍસિડગૅસ તથા પાણીની વરાળના આકારમાં નીકળી જાયછે.

આપણે આગળ કહ્યું કે લોહીમાં આલ્કોહૉલ સામેલ થઈ લોહીનાં રાતાં રક્તકણોની ખાસિયત બિગાડી, દમમાં જતી હવામાંની ઑક્સિજન પૂરતી ચૂશવામાં તેમને દુર્બળ કરેછે. તેમ છતાં પણ જે કાંઈ ઑક્સિજન લોહીમાં ચૂશાએછે, તે ઑક્સિજનનો (લીબિગ કહેછે તેમ, આલ્કોહૉલના તત્વો સાથે પહેલો સંયોગ થઈ જાયછે ત્યારે,) શરીરનાં તત્વોની પુરવણી માટે જોઇતો તથાપિ ઘસાયલા નિરૂપયોગી તત્વોને બહાર ફેંકવા માટે જોઇતો જથો ઓછો પડેછે, એટલુંજ નહી; પણ તેથી કુદરતનાં એક બીજાં ખૂબી ભરેલાં કાર્યમાં પણ હરકત પડેછે. શરીરના મડદાળ પદાર્થો અંગમાંથી બહાર નીકળી આવવા માટે તે ઑક્સિજન સાથે જોડાયછે, તે રસાયની સંયોગ થતામાં ગરમી ઉત્પન્ન થાયછે અને તેણે કરીને આપણાં બદનની હુંફ જળવાયછે-માટે ઑક્સિજનની ન્યૂનતાને લીધે એ તત્વોનો પૂરતો સંયોગ ન થવાથી અંગની હુંફ પણ કમતી થાયછે. એ સિવાય આલ્કોહૉલ રક્તજળની ફૈબ્રીનને ઘટ્ટ કરેછે. આ પ્રમાણે આલ્કોહૉલની લોહીના તત્વો ઉપર થતી અસરોને લીધે તંદુરસ્તી જાળવનારા

કુદરતી વ્યવહાર પરિપૂર્ણ થતા નથી અને શ્વાસોચ્છ્વાસનો ઉત્તમ હેતુ પાર પડી શકતો નથી. ત્યારે શરીરની આરોગ્યતાને બિગાડનારી આવી વસ્તુનો ઉપયોગ શું કરવા કરવો તે વાચનારે ખૂબ વિચારવું જોઈએ છે.

## દારૂની લોહીના ફરવાપર સામાન્ય અસર.

હવે શરીરમાં લોહીનાં ફરવા (સરક્યુલેશન) ઉપર આલ્કોહૉલની કેવી અસર થાયછે, તે તપાસિયે. જો આલ્કોહૉલ પૂરતા જથામાં લીધો હોય, તો તેની અસર ખુલેખુલી

ધમનિની વ્યવસ્થા.



આ૦ ૨૪.

નજરે પડેછે. ચહેરો રતાસ પકડેછે; નાડી ઉતાવળી, ભરેલી, અને જોરમાં ચાલેછે; શરીરની ચામડી ગરમ જણાયછે અને પીનારને પોતાનું અંગ વધારે ગરમ થયલું અને જુસ્સા ભરેલું લાગેછે. આ ચિન્હો દારૂની અસરથી શરીરમાં લોહીના વેગ વધેલો દેખાડેછે અને તે નીચે પ્રમાણે થાયછે. શરીરના સઘળા ભાગોમાં ગોચર (વિઝિબલ) અને અગોચર (ઇનવિઝિબલ) સૂક્ષ્મ રક્તનળીઓ ભરેલીછે. અને એ નળી-

માંની સૂક્ષ્મ કેશવાહિની (કૅપીલરીઝ) દરેક સૂક્ષ્મ ભાગમાં ઘટ પથરાએલીછે; તેથી શરીરમાં ક્યાંઈ પણ ઝીણી સોય જેવી ચીજ ભોકવામાં આવેછે, તો લોહી નિકળેછે. આ નળીઓ (આર્તરીઝ) જેમાંથી સ્વચ્છ લોહી પસાર થાયછે તેની બાંધણી કુદરતે સ્થિતિસ્થાપક (ઇલૅસ્તિક) રાખી છે; તેથી જે ભાગ ઉપર લોહી મોકલવાનું હોય, તે ભાગને જેટલું લોહી જોઈએ છે તેનાં પ્રમાણમાંજ સ્થિતિસ્થાપક રક્તવાહિની (આર્તરીઝ) પોહોળી થાયછે, અથવા સંકોચાયછે. પણ દારૂની અસરથી તેમનું સંકોચન ઢીલું પડીને તે ફૂલેછે, જેથી તેમાં લોહીનો પ્રવાહ તથા જમાવ વધારે થાયછે, અને લોહીમાં જોશના ચિન્હો ઉત્પન્ન કરેછે. લોહીની નળીઓની સંકોચનશક્તિ દારૂથી કેમ જતી રહેછે, તેની સમજ નીચે પ્રમાણે છે. શરીરની રક્તનળીઓ (આર્તરીઝ)નું સંકોચાવું તથા ફૂલવું શરીરનાં બીજાં સ્વેચ્છારહિત કાર્યોની માફક મજ્જાતંતુ સ્થળ [નર્વ સૅન્તર્સ] ને આધીન રહેલાં છે. દારૂથી મજ્જાતંતુ સ્થળ મંદ થઈ તેઓ આ લોહીની નળીઓનાં પડમાં સમાયલાં સ્નાયુ ઉપરનો અંકુશ ખોહેછે, તેથી લોહીની નળી સંકોચાઈ શકતી નથી. આ મજ્જાતંતુસ્થળ શું છે અને તેનો ધર્મ શું છે, તે આપણે આગળ સમજાવ્યું છે. એ કાબૂ નીકળી જવાથી કેશવાહિનીઓ [કૅપીલરીઝ] સંકોચાયલી રહેવાને બદલે ફૂલેછે, તે માંહેલું લોહી વધેછે, તે એક સરખા વેગથી ફરતું નથી અને તેથી તે ભાગોમાં ઉષ્ણતા તથા રતાસ વધેછે. લોહી પસાર થવાનો માર્ગ વધારે પોહોળો થયાથી હૃદય (હાર્ત) ને વધારે લોહી મોકલવું પડેછે તેથી તથા તે પર અમલ ચલાવતા મજ્જાતંતુનો કાબૂ નબળો પડયાથી હૃદયને સ્વભાવિક કરતાં વધારે ધબકારા કરવા પડેછે અને તેથી તેની શક્તિ વિનાકારણ અને જરૂર વગર ખપી જાયછે.

માણસના બહારના દેખાવ ઉપરથી આપણે એવું સમજીએ છીએ કે દારૂથી પીનારનો ફકત ચહેરો લાલ થાયછે; પરંતુ તેનું આખું શરીર દારૂની અસરથી લાલ રંગ પકડેછે. જો આપણે તેનાં અંદરનાં ફેફસાં (લંગ્સ) જોઈ શકતા હોઇએ, તો ત્યાં લોહીની કેશવાહિનિઓની બધી જાળીઓ લોહીથી ભરાયલી લાલ દેખાશે; જો ભેજું (બ્રેન) અને કરોડરજ્જુ (સ્પાઈનલ કૉર્ડ) આપણે જોઈ શકતા હોઈએ, તો તેપણ એવાજ લાલ દેખાશે; જો હોજરી (સ્ટમક), કાળજું (લીવર), તલ્લી (સ્પ્લીન), મુત્રપિંડ (કીડનીઝ) અથવા શરીર અંદરની રચનાનો કોઈએ ભાગ આપણાથી ખુલ્લો જોવાઈ શકાતો હોય, તો તેપણ તેવોજ દેખાશે. ડાકતર રીચર્ડસન કહેછે કે એક માણસ જે દારૂથી ઉશકેરાયલી હાલતમાં આગગાડીના પૈડાં તળે ચગડાઈ મુઓ, તેમાં ખોપરી ફાટી ભેજું એકદમ બહાર નીકળી પડયું હતું, તે ભેજું અકસ્માતની ત્રણ મિનિટ પછી તપાસ્યું, ત્યારે તેમાંથી દારૂનો વાસ નીકળ્યો; અને ભેજાંની જૂદી જૂદી રક્તનળીઓ (બ્લડવૅસલ્સ) ની જગા હિંગળા જેવી લાલ ચોળ દેખાઈ હતી.

## પ્રસંગોપાત પીનારાઓની પધ્ધતિ.

આલ્કોહૉલની લોહી તથા લોહીની ફરવા ઉપર થતી અસરો જણાવ્યા પછે શરીરનાં બીજાં અંતર અવયવો તથા તેમનાં કાર્યો ઉપર કેવી અસર કરેછે અને તેમની શું હાલત થાયછે, તે જણાવવા અગાઉ દારૂ ઓછા વધતા પ્રમાણમાં પીવાથી માણસની સાધારણ સ્થિતિનાં ફેરફાર શું થાયછે, તે આપણે જોઇએ.

દારૂ કોઈ પણ હદ સુધી પી શકાય છે, તેથી તેને વધતાં ઓછાં પ્રમાણમાં પીધાથી જૂદી જૂદી અસર થાયછે, એટલા માટે દારૂ પીવાની સ્થિતિના ચાર દરજ્જા (સ્ટેજીસ) કરવામાં આવ્યાછે. પહેલામાં જ્યારે કોઈ સાજો માણસ દારૂ પીવા શરૂ કરેછે, ત્યારે તેનો ચેહેરો ખીળવા માંડેછે, આંખો ચળકેછે, ઝબાં તેજ ચાલેછે. તેનાં શરીરમાં ગરમી, હાથ પગમાં ગતિ અને દિલમાં ખુશી લાગેછે. તનમનનું દુઃખ તે ઘડીભર ભૂલી જાયછે. ટુંકામાં, દારૂની સામટી અસર તેનાં દિલને બાહેલાવી ખુશી કરેછે. પણ આ સઘળી બહારથી લલચાવનારી નિશાનીઓ તેનાં શરીર અંદર તો જખ્મ-જડ ઘાલેછે.

બીજા દરજ્જા ઉપર જતાં પીનારને મનપર પૂરો અખ્તિયાર રહેતો નથી. તેનાં મગજમાં વિચારો આવી જલદીના વેગે ઉડી જાયછે, એટલુંજ નહીં; પણ તેનું મગજ ગુંચવાડામાં ગોથાં ખાવા માંડેછે. કાંઈ પણ તે સ્પષ્ટ સમજી શકતો નથી અને તેની અક્કલ દૃઢ રહેતી નથી. શરૂ લ્હેરોની ખુશીથી તે વધારે લહેરી થઈ જાયછે; પણ ત્યારબાદ તે ઉદાસ અને બજીઅલ બનેછે; અને તેથી વધારે ઉશ્કેરાઈ આખરે જંગલી-પણાંની હાલતમાં આવેછે. તેની અક્કલનો કાબૂ તે ઓછો દેછે, ત્યારે કાંઈ કામ કરેછે તે તે ઘડીના મનના ફાંટાનું અથવા નીચ જોસ્સાનું પરિણામ હોયછે. દારૂ તેના પીના-રને વધારે ને વધારે લલચાવનારી માયા છે. તેની લાલચમાં પહેલી હદ છોડી વધારે પીવા માંડ્યો, ત્યારે તેની અસર ભેજાંને પહોંચેછે. ભેજું ગતિતંતુઓ મારફતે શરી-રનાં સર્વ માંસવાળા ભાગોપર હકુમત ચલાવેછે. બેસવું, ઉઠવું, ચાલવું, ઉંચકવું, બોલવું અથવા કોઈ પણ જાતની હીલચાલ કરવા આગમચ તેવિષે વિચાર ભેજાંમાં પહેલો ઉત્પન્ન થાય; પછી તે હોકમ ગતિતંતુ વડે સ્નાયુપર મોકલી આપેછે. પણ દારૂના વેગથી ભેજાંનો અમલ નબળો પડેછે અને તેથી છાકટો માણસ પહેલાંતો લડથડીઆં ખાય છે. ખુશીથી કિંવા ખુશી વગર તે બદનની હીલચાલ કરેછે, તેપર તેનો કાંઈજ કાબૂ જણાતો નથી. ભેજાંનો જે ભાગ આંખ અને જીભપર અમલ ચલાવેછે, તેમાં સહુથી પહેલાં દારૂની અસર પહોંચેછે કે તે લડથડવા માંડી છાકટ બોબડો તોતડો બની જાયછે. એ પછી તેના હાથ પગની હીલચાલના સંબંધનાં ભાગપર અસર જતાં તેનું આખું શરીર લપેડા ખાતું ડોલેછે. એવી હાલતમાં તે ચાલેછે અથવા ચોકસ જગાએ જાયછે ખરો, પણ તે જાણતો નથી કે ક્યાં જાયછે અને શું કરે-છે. જેમ ટેવ પડી રહ્યાથી ઘણાજ ઝડપથી લખનારા, વાજીંત્ર વગાડનારા, ભરત ભરનારા, અથવા કેટલાએક સાંચાઓથી રાત દહાડો કામ કરનારાઓનાં શરીરનાં સાંધાઓ અચાનક ગતિમાં ચાલ્યા જાયછે, તેમ આ છાકટા માણસનું હરેક કામ વ-ગર વિચારે બેભાન જેવું થતું આપણે માલમ પડેછે. જો દારૂ પીનાર જુવાન અને કૌવતવાળો હોયછે, તો ઉલટી કરી થોડો ઘણો દારૂ બહાર કાહાડી નાખેછે, ત્યારે આસ્તે આસ્તે શુદ્ધમાં આવેછે.

બીજી હદથી વધી ત્રીજા દરજ્જા પર દારૂ પીવાયછે, ત્યારે મગજ પર વધારે માઠી અસર થાયછે. માણસની સમજ, ઇચ્છા, અને વિવેક, જે સઘળાં ઉત્તમ ભેજાંની શક્તિ ઉપર આધાર રાખેછે, તે ઘણે દરજ્જે ગુમ થઈ જાયછે, અને પશુ

સમાન જુસ્સા અને દુર્ગુણો પ્રગટ થાયછે, જેનું તેને ભાન રહેતું નથી. તેના વિચારોની વળણ તેની મરજીને આધીન નથી, તેથી જેમ ગમે તેમ તે લવેછે ને બકેછે, તેનાં મનસૂબા (આઈડીયાઝ) ગુંચવાઈ જાયછે, તેની વિવેકબુદ્ધિ બંધ પડેછે, અને જુસ્સા (પૅશન્સ) વધારે જોર અથવા ઝનુન પકડેછે. એ વખતે તેને ચક્કર આવેછે, એકના બે ચીજ દેખાયછે, કાનમાં અવાજો સંભળાયછે, અને તહરેવાર કલ્પિત ખ્યાલો ઉપજેછે. તેનાં શરીરની હીલચાલ ધ્રૂજતી અને ડોલાંખાતી, અવાજ બોખળો, આંખો શૂન્ય (બેકન્ત) અને ચહેરો ફિક્કો પડેછે. પોતાને કેમ અને શું કરવું, તેનો બેભાન થઈને માણસ તેના જુસ્સાઓની હકુમત હેઠળ મૂકાયછે અને એટલો વખત તે ખરેખરો દિવાનાં જેવો હોયછે, તેથી પોતાને તેમ બીજાઓને ધાસ્તી ભરેલો થઈ પડેછે. આવી વખતે જે સ્વાભાવિક હિચકારો માણસ છે તે વધારે હિચકારો બનેછે; ટચાક માણસ વધારે મિથ્યાભિમાની થાયછે; ઘાતકી માણસ પોતામાં દયાનો એક રતીભાર ગુણ રાખતો નથી અને જે માણસમાં કુદરતી બૂરા હવસોનું ઘર છે, તે માણસાઈ છોડી જાનવરી હાલતમાં આવી જાયછે.

ચોથા દરજ્જા પર ચઢીને જે હજી વધારે દારૂ પીયેછે તેનાં ભેજાંની અત્યંત માઠી હાલત થાયછે; આંખોને ચોતળી આવેછે, હાથ પગ ઢીલા થઈ જાયછે, લાગવાની શક્તિ શૂન્ય મારેછે અને શરીર મુવેલા માણસની માફક હીલચાલ વગરનું થઈ પડે છે. આવી હાલતમાં છાકટ, જો કે મૂવેલો ગણાતો નથી, તોપણ તેનાં શરીરના સઘળા ભાગોનાં નિર્માણ કાર્યોનો નાશ થઈ રહેવા આવેલો હોયછે. ફક્ત મગજનો જેટલો ભાગ શ્વાસોચ્છ્વાસ (રૅસ્પીરેશન) પર અને હૃદયના લોહીની ફેરવણી ઉપર કાબૂ રાખેછે, તે છેલ્લી ઘડી સૂધી પોતાનો અમલ જાળવી રાખેછે. જેથી હદપાર આવેલો છાકટ બેભાન પડેછે, તોય તેનો શ્વાસ અને નાડી, જેનાં ઉપર માણસની જીવનશક્તિનો આધાર છે, તે ચાલુ રહેછે. કુદરતનો કરૂણામય નિયમ છે કે ભેજાંનાં ઉપલાં બે પ્રાણાધાર કાર્ય ઉપર આલ્કોહૉલની અસર સઉથી મોડી પહોંચેછે અને જો એમ ન હત, તો દરેક ઘણો દારૂ પીનાર તુરત મરી જાત. તે બદલે શ્વાસોચ્છ્વાસ અને હૃદયનાં કાર્યો ઘણાંજ ધીમાં પડવાથી તે મુવેલી અને જીવતી એ બે હાલતની વચ્ચે લટકી રહેછે. છાકટ પહેલાં દારૂનો એક પ્યાલો પી પછી બીજો અને પછી ત્રીજો એમ કરતાં જ્યાં સૂધી તેનું મરણ નિપજે, ત્યાં સૂધી પીતાં રહેવાને ચુકે નહીં; પણ તેના સારા ભાગ્યે હૃદયની ગતિ (હાર્ટસ ઍક્શન) અને શ્વાસોચ્છ્વાસપર અસર થઈને મારી નાખે તે પહેલાં તેનાં ભેજાંના બીજા ભાગોપર અસર ચઢી જાયછે, જેથી તેની શુદ્ધ ને ગતિ બંધ પડીને તે લોથ પોથ થાયછે, એટલે વધારે દારૂ પીવાનું તેને ભાન રહેતું નથી. પણ જો પહેલાંથીજ એકદમ પુષ્કળ દારૂ લીધાથી શ્વાસોચ્છ્વાસ અને હૃદયને ચાલુ રાખનાર ભેજાંના ભાગપર અસર ફરી વળેછે, તો પીનારનું મોત જરૂર નિપજેછે. આકસ્મિક મરણોની તજવીજ કરનાર અમલદારો (કૉરોનર) જણાવેછે કે આપઘાત અને ખૂન કરનારાઓમાં ઘણું કરીને અડધી સંખ્યા અતિ છાકટાઓની છે. મિડલસેક્સના પશ્ચિમ ભાગમાં દર વરસે સરાસરી ૧૫૦૦ આકસ્મિક મરણોની તપાસ ઉપરથી કૉરોનર મી. વેકલી જણાવેછે કે તેમાં ૯૦૦ મરણો છાકટપણાંથી નિપજેલાં હતાં, અને તે વિશેષ જણાવેછે કે એ સિવાય બીજા ૧૦૦૦૦ થી ૧૫૦૦૦ માણસ દર વર્ષે સત્તાધારી

તપાસ વગર જીન નામના સ્પિરિટની અસરથી મરી જાયછે. પ્રેસ્તનનાં હાઉસ ઑફ કરેકશનના સન ૧૮૪૭ ના રિપોર્ટમાં કૉરોનર કહેછે કે છેલ્લાં ૨૦ વર્ષની નોંધ ઉપરથી માલમ પડેછે કે તેટલા ડાયકામાં સેંકડે નેવું મોત છાકટપણાંથી થએલાં હતાં.

## રોજના પીનારાઓની પદ્ધતિ.

વખતે એમ બનેછે કે એક પછે એક વધારે ગ્લાસ દારૂ પીનારાઓ ફકત બેભાનપણાંનાં એક બેવાર ભોગ થઇને છટકી જાયછે, પણ જે હમેશાં દારૂ પીયેછે, તેતો હંમેશાનો ભોગ થઈ પડેછે. એક માણસ કોઈક વેળા પુષ્કળ દારૂ પીએ તેનાં શરીરપર જેટલી માઠી અસર થાયછે, તે કરતાં બીજો થોડો, પણ હમેશ, દારૂ પીતો રહેછે, તેનાં શરીર પર વધારે માઠી અસર થાયછે. સારાંશ, જાથુ દારૂ પીનારાઓ પોતાનાં શરીરની બાંધણીમાં એક પછી એક સુરાખ પાડેછે અને થોડાં વર્ષમાં તે બાંધણીનો નાશ કરેછે. આગળ દારૂ પીનારાઓનાં ચાર દરજ્જા અને તેનાં પરિણામો જે વર્ણવ્યાં, તે અમે જાથુક પીનારાઓને નહીં પણ કોઈ કોઈ વાર જૂદી જૂદી ચાર હદમાં પીનારાઓને લાગું પડતાં વર્ણવ્યાં છે.

હવે જાથુક દારૂ પીનારાઓની તંદુરસ્તી તપાશીએ. જેઓ દારૂ પોતાની જીંદગીનું અગત્યનું સાધન સમજેછે, તેઓ દિવસમાં ખાના ઉપર યા કોઈ બીજી વખતે પોતાની ટેવ પ્રમાણે દારૂ લેછે અને કેટલાકો મહેનત જંજાળથી કંટાળીને અથવા મોજ મજાહમાં ઉસકેરાઈ જ્યારે તક મળેછે, ત્યારે પીએછે. પછી જે ટેવ ચોંટેછે તેને નાબુદ કરવામાં તેઓ અશક્ત થઈ પડેછે. એમનાં શરીર અંદરનાં બાંધામાં ફેરફાર થાયછે તેમાં તેમની લોહીની કેશવાહિનીઓ (કૅપીલરીઝ) ફૂલેલી રહેછે. તેમનું હૃદય કુદરતી વેગ કરતાં વધારે ઝડપથી ધબકારા મારેછે. તેમની ભૂખ આસ્તે આસ્તે ઓછી થતી જાયછે, અને અફસોસ કે તેઓ ભૂખ લાવવા અને ભૂખને ઉસ્કેરવા સાહિત્ય સમજીને દારૂ પીયેછે, તે ઠગીને તેનેજ મારેછે! તેમનું મગજ સુસ્ત થતું જાય છે, હિમ્મત ઓછી થઇ તેઓ હિચકારા બનેછે. હવામાં કોઇ જાતનો ફેરફાર થવાથી તેમનું અંગ ઠંડું પડેછે અને તેની અસર નિવારણ કરવા ફરી ઠગાઇને તેઓ દારૂ પીએછે. ચોકસ હદમાં રોજ થોડો દારૂ પીધાથી ઉપર જણાવેલા ભોગ આપવા પડેછે, પછી શરીર અંદર ઘણાંક દરદોનું બીજ બેમાલમ રોપાયછે, ત્યારે જાથુક થોડા પીનારાના બીજા દરજ્જા પર ચઢેછે.

હમેશાના પીનારા જ્યારે બીજા દરજ્જા (સેકંડ સ્તેજ) પર જાયછે, ત્યારે તેમાં વિશેષ બિગાડ થાયછે. પહેલા દરજ્જામાં શરીરના સાંચાઓની માત્ર ક્રિયા બદલાયછે, પણ બીજે દરજ્જે પહોંચતાં તે સાંચાઓની અસલ રચના અને કુદરતી બનાવટમાં ફેરફાર થાયછે. એથી કરીને એવી હાલતમાં દારૂ પીનારાઓની તંદુરસ્તી ખૂલી રીતે બિગડેલી દીસેછે. પહેલા દરજ્જામાં પીનાર જેમ દારૂથી ઉશ્કેરાઈ જાયછે, તેમ બીજામાં થતું નથી; પહેલામાં જેમ પીનાર લાલચોળ બનતો જાયછે, તેમ બીજામાં થતો નથી. બીજામાં પણ ચેહેરો લાલ દેખાય છે ખરો, પણ તે પહેલામાંથીજ શરૂ થયલો હમણાં ચાલુ રહ્યોછે. વળી એ દરજ્જામાં ઘડી ઘડી દારૂ પીવાની તલબ થાયછે, અને જ્યાં સુધી તે પીધામાં ન આવે, ત્યાં સુધી તેને કાંઈ સુઝ પડતું નથી, તેના હાથ

પગ ધ્રૂજેછે, અંગ થંડું થાયછે, પાચનશક્તિ નબળી લાગેછે, અને ભૂખ ઉશ્કેરવા ભોજન પહેલાં દારૂ લેવાની બળિષ્ટ હાજત રહેછે. ખાધાપછે તુરત તેમને બેચેની લાગેછે, છાતીમાં દાહ બળેછે, અને ખાટા ઓડકાર આવેછે. આવા નાપંસદ ઓડકારનું કારણ તેઓ સમજેછે કે ખાવામાં કાંઈ વસ્તુ માફક આવી નથી! એટલા માટે તેને જેરવવા અને પેટમાં દોડતો પવન તોડવા તેમને બીજું દારૂનું ગ્લાસ પીવું જોઈએ!! પણ તેઓ જાણી શકતા નથી કે બદહજમયતનું કારણજ તેમનો દારૂ છે. એવાં માણસનો ખોરાક (દારૂને લીધે) પૂર્ણ પાચન થયા પહેલાં હોજરીમાંથી આંતરડામાં જાયછે, અને ત્યાં તે કોહવામાંડી ગંધ મારતી ગૅસ ઉત્પન્ન કરેછે. તેણે કરીને પેટમાં પવન પેદા થઈ આંતરડાંને ફુલાવેછે. આવું જોઈ બિચારો ભોળો છાકટ વધારે દારૂ પીએછે તેમાં તે કેટલો ઠગાયછે? ઝેર નાબૂદ કરવાને બદલે સામું ઝેર ઉમેરેછે. એવાં માણસને ઝાડો બરાબર ઉતરતો નથી. એક દહાડો પેટ કબજ રહેછે, તો બીજે દહાડે છૂટી જાયછે. તેમનું કલેજું સુસ્ત બની પૂરતું પિત્ત (બાઈલ) પેદા કરતું નથી. અને તેઓનાં મૂત્રપિંડ (કિડનીઝ)નાં કુદરતી કાર્યોમાં અડચણો થઇને બરોબર અને સ્વચ્છ પિશાબ થતો નથી. તેમના પિશાબ સાથે ભારોભાર મળેલા 'લીથિત્સ' અને 'યુરીક ઍસિડ' નામના ખાર બહાર પડેછે. તેઓ સંધિવા (ર્‌યુમૅતીઝમ) અને ગોતવા (ગાઉત)ના ભોગ થઈ પડેછે. વારંવાર માથું, કાન, દાંત, વગેરેનાં દુઃખ ઉભરેછે. તેમનાં મનની ક્રિયાઓને કાંઈ ધોરણ રહેતું નથી. થોડો વખત ગુસ્સામાં તો થોડો વખત ખૂરા લહેરમાં કહાડેછે; કોઈવાર દલગીર, તો કોઈવાર પસતાતા દેખાયછે; સઘળી વેળા બિહતા ધ્રુજતા રહેછે; બરાબર ઉંઘી શકતા નથી, જલદી થાકી જાયછે અને કોઇપણ મહેનત અને ધીરજનાં કામમાં તુરત હારી ખાયછે. આવી હાલતમાં પીડાતા લોક કંઇ થોડા નહી હશે. જેમ કીડો લાકડાંમાં ભરાઈ ધીમેધીમે તેને કોતરી પોકળ કરી નાખે, તેમ દારૂનો કીડો માણસનાં શરીરમાં ભરાઈ બેમાલુમ રીતે શરીરને કોતરી પોલું કરી નાખેછે. વળી તે કીડાની અસર દરદીને જણાય તે પેહેલાં તે ઘણોક નાશ કરીચૂકો હોયછે. આ ઉપરથી દારૂ પીનારાઓને ગંભીરતાથી વિચારવાનું છે કે તેઓએ પોતાના આગળા કુદરતી તંદુરસ્ત બાંધા ઉપર કેટલી હદ સુધી મગરૂર રહેવાનું છે? હું આટલો બધો દારૂ પીવું છું, તે છતાં આવો તંદુરસ્ત છું, એવું ઘણાક છાકટ અભિમાનથી બોલેછે; પણ તેઓ કેટલા બધા ઠગાએછે, તેની તેમને ખબર નથી. દારૂ પીનારાઓની આવી સ્થિતિ પોતાની સાથે ખેંચી લાવતાં ઘણાંક માઠાં પરિણામો છતાં પૂરેપૂરાં છાકટપણાંની ગણાતી નથી.

પણ જ્યારે એક માણસ ત્રીજી હદ સુધી દારૂ પીએ, ત્યારે તે પૂરેપૂરાં છાકટપણાંની હાલતમાં આવ્યો કહેવાયછે. આ ખરેખરો છાકટ પોતાની ચાલચલણ અને કામકાજમાં જુદાં જુદાં ચરિત્રો દેખાડેછે. તેનાં શરીરમાં, વિશેષે કરી તેની ભરજુવાની ચાલતાં દેખીતા ફેરફારો નજરે પડેછે. તેનો સ્વચ્છ, તંદુરસ્ત, સૂર્ખી ભરેલો ચહેરો શામળો થઈ જાયછે અને લોહીથી ભરાઈ આવેલો જણાયછે. તેની ચામડી ઉપર વિશેષે મોંપર જ્યાં લોહીની બારીક નળીની રેખાઓ પહેલાં આપણી નજરે જણાતી ન હોતી, તે હવે ફૂલીને દૃશ્યમાન થાયછે. ચામડી ઉપર ચાથાં ચાથાં પડેછે, નાક લાલ રહેછે. આવા ફેરફારો હદથી દારૂ પીનારાઓમાં પણ રફતે રફતે થાયછે. આ બહારના ફેર-

ફારો તો આપણે તેમજ છાકટ પોતે જોઇ શકેછે; પણ શરીરની અંદરનાં અવયવોમાં જે દહેશતકારક ફેરફાર થાયછે, તેથી આપણે અને વિશેષે કરીને છાકટ પોતે થોડાજ જાણીતો હોયછે. જે છાકટ રોજ જીન, બ્રાન્ડી, વ્હિસ્કિ અને મહૂડાંનો કે ટાડીનો તેજ દારૂ (સ્પિરિટ) પીએછે, તે ઘણું કરીને મિજાજી તથા ક્રોધાયમાન અને ધિક્કારવા જોગ ગુન્હોના ફાંદામાં ફસનારા હોયછે. જે ગુન્હાઓની ઇન્સાફની દરબારમાં તપાસ થઇ સજા થાયછે, તે કરનારા ઘણા ખરા આ ત્રીજી પાયરીનાં છાકટ હોયછે. વળી જેઓ બિયર, પોર્ટર જેવા જરા નરમ દારૂ. પરન્તુ તેપણ જ્યારે ત્રીજી પાયરી વેર જઇને પીએછે, ત્યારે તેઓ બુબક, ગૂમરાહ, અને હમેશાં લટર પટર થતાં જણાયછે. જે છાકટો જલદ ખવાસના દારૂ (સ્પિરિટ) પીને જુસ્સાથી ઉસકેરાયછે, તેઓ દિવાના જેવા બની કોઈવાર ખૂન કરી બેસેછે. સઘંતર છાકટનાં બદનના સઘળા સાંચાઓ બિગડી ગયલા હોયછે, અને એકાદ વિશેષ સાંચો તો તદન વિકારી થઈ પડયો હોયછે. કાળજું, બેજું, હૃદય, ફેફસાં, મૂત્રપિંડ અને જે નળીઓમાં લોહી ફરેછે તે સઘળાં દરદી થઇ જાયછે.

જે છાકટોમાં લકવો, ખહિ, ઘેલાપણું અને ફેફરાં વિગરે ભંયકર દરદોએ ઘર ઘાલેલું હોયછે, તેમનાં વિષે એવું સમજવું કે તેઓ દારૂ પીવાની છેલ્લી અને ચોથી હદપર જઇ પહોંચ્યાછે. તેઓ એકદમ મરતા નથી; પણ ખાટલાપર પડી ધીમે ધીમે રીબાયછે. એ હાલત મરવા કરતાં પણ બૂરી છે.

## દારૂનો ચરબી તથા જડપણ ફેલાવનારો સળો.

દારૂમાં સમાયલા આલ્કોહોલની માઠી વિચિત્ર અસરો આપણે ઉપર પ્રમાણે સાધારણ રીતે તપાસી, પણ દારૂ માણસનાં શરીર અને તેની અંદર સમાયલા અવયવોમાં વિશેષ ફેરફાર શું કરેછે તેનું જ્ઞાન મેળવવું સર્વને અવશ્ય છે.

સંયોજક પીળો લવચિક
(મોટો દેખાડેલો, ૩૦૦ વ્યાસ).



આ૦ ૨૫.

સંયોજક સપેત જડ શાખાવાળો
(મોટો દેખાડેલો, ૩૦૦ વ્યાસ).



આ૦ ૨૬.

સંયોજક કળપના શાખા જેની અંદર ગોલ ચરબના પરમાણુ (ફૅત સૅલ્સ) દેખાયછે.

દારૂની એક જાણીતી અને નુકસાનકારક અસર પીનારનાં અંગમાં ચરબી વધારનારો સળો પ્રવેશ કર્યાથી થાયછે. એવા પ્રતિકારને અંગ્રેજીમાં (ફૅટી ડીજનરેશન) કહેછે. આ ચરબી પેદા કરનારો સળો શરીરમાં બે રીતે પ્રસરેછે. પહેલું માણસનું શરીર હાડકાં જેવા કઠણ અને માંસ, ભેજું, કાળજું, હૃદય, ફેફસાં અને નસો જેવા નરમ ભાગોનું બનેલું છે. ત્યારે પોચા 'દળદાર ભાગોને ટકાવી રાખવા તથા શરીરની નિરનિરાળી જગાઓના ખાંચા અને અંદરનાં મુખ્ય અવયવો (ઑરગન્સ) ની વચ્ચેની જગ્યા પૂરવા તથા પરસ્પર નિકટ સંબંધમાં સર્વને એક રચનાધાર (ફ્રેમવર્ક) જોડવા માટે કુદરતે એક તત્વ મૂકેલો છે. તે જોડનાર તત્વને સંયોજક (કનેક્ટિવ ટિસ્યુ) કહેછે (આ૦ ૨૫, ૨૬) ને તે સૂક્ષ્મ તાંતણાં અને પરમાણુનો બનેલો છે. આમાં દારૂથી ચરબી ઉત્પન્ન કરનારો સડો લાગુ પડેછે, ત્યારે તેની કુદરતી રેસાવાળી ખાસિયત બદલાઈ તે ચરબીરૂપ થતો જાયછે. આ સંયોજકથી માંસની શાખાઓ નિકટ જોડાઈ હૃદય બન્યું છે; જ્યારે ચરબી રૂપ પકડતો જાયછે, ત્યારે માંસની શાખાઓ ઢીલીઢબ પડી હૃદયને તેનાં કામમાં નબળું કરેછે. એમ શરીર અવયવોની બાંધણીના દળ માંહેલા સંયોજકમાં ચરબી કરતો સળો પેસેછે, તેને અંગ્રેજીમાં (ફૅટી ઇનફીલત્રેશન) કહેછે. અને આખા શરીરમાં દરેક અવયવ (ઑરગન) માં જ્યાં જ્યાં એવું દ્રવ્ય છે તેમાં ચરબી ફેલેછે એટલુંજ નહી પણ વળી અવયવો પંડનાં બંધારણનું દ્રવ્ય, જે જૂદા પદાર્થ (આલ્બ્યૂમીનોઇડ) નું બંધાયલું છે તેમાં પણ ચરબી પ્રસરેછે. હૃદય, કાળજું, તલ્લી, મૂત્રપિંડ, હોજરી, રક્તનળીઓ, માંસ, સર્વનું દ્રવ્ય આલ્બ્યૂમીનોઇડ પદાર્થોનું જામ્યું છે. તેનામાં જ્યારે ચરબીકર્તા સડો જાયછે, ત્યારે આલ્બ્યૂમીનોઇડ પદાર્થ કોહોવડાવીને ચરબી કરેછે. આ આલ્બ્યૂમીનોઇડ પદાર્થનાં બંધારણમાં મુખ્ય ભાગ નેટ્રોજન અને તેથી ઓછી કાર્બન, હેડ્રોજન, ઑક્સિજન અને સહેજ ગંધક છે. આ તત્વોનું સ્વચ્છ લોહીથી પોષણ થતી વખતે જે કુદરતી પૃથક્કરણ (ડીકૉમ્પોઝીશન) હંમેશ ચાલુ રહેછે તેમાં આલ્બ્યૂમીનોઇડ પદાર્થ લોહીમાંથી તાજી નેટ્રોજન પુનરૂત્પત્તિ માટે લેછે, અને રદ નેટ્રોજન લોહીમાં પાછી આપી તે યૂરીઆ બનીને મૂત્રમાં બહાર પડેછે. તથાપિ આલ્બ્યૂમીનોઇડ પદાર્થમાંથી હેડ્રોજન અને કાર્બનના ચોકસ ભાગ છૂટા પડી તેમનાં જૂદા સંયોગથી ચરબી બનેછે. એ ચરબી, તેનાં તત્વો સ્વાભાવિકપણે શરીરના લોહીમાંહેની ઑક્સિજન સાથ સંયોગ પામી, શરીર બહાર સઘળી નીકળી જાયછે. પણ જ્યારે કોઇપણ કારણથી ચરબીનાં તત્વોનો ઑક્સિજન સાથે સંયોગ થતો નથી, ત્યારે તે શરીરમાં એકઠી થતી જાયછે. માટે આલ્કોહૉલની અસરથી લોહીમાં કમતી ઑક્સિજન રહ્યાથી જેટલો ચરબીનો ભાગ તેની સાથ સંયોગ થઈ શરીર બહાર જવો જોઇએ, તેમ થતું નથી અને તે શરીરમાંજ રહેછે, એટલુંજ નહિ; પણ આલ્કોહૉલના માઠી અસરને લીધે લોહીમાં નેટ્રોજનવાળો પોષણકારક ગુણ પૂરતો ન રહેવાથી શરીરના આલ્બ્યૂમીનોઇડ દ્રવ્યનું પોષણ, એટલે નાઇટ્રોજનની પૂરણી બરોબર થતી નથી. ને આલ્બ્યૂમીનોઇડ દ્રવ્યનું પૃથક્કરણ સ્વભાવિક કરતાં વધારે જલદી બનેછે, તેથી નેટ્રોજન યૂરિયા રૂપે જતી રહી બાકી ચરબીનો અંશ ત્યાં રહેછે. આપણે પહેલાં કહી ગયા તેમાં હૃદય-

નાં માંસની શાખાને જોડી રાખનાર સંયોજક તત્વ ચરબીમાં બદલાતા, અને આ પ્રતિકારમાં તો હૃદયના માંસની શાખાઓ અલ્બ્યૂમીનોઇડ પદાર્થમાંથી ચરબીમાં પલટાયછે. અને આ રીતે શરીરનાં અંદરનાં સઘળાં અવયવોની બાંધણીનો અલ્બ્યુમીનોઇડ દ્રવ્ય ન્યૂનાધિક ચરબીમાં બદલાઈ જવાથી તેઓ પોતાનાં કામમાં લડથડવા માંડેછે. આ ચરબીકર્ત્તા સળો આસ્તે આસ્તે એટલો પ્રસરેછે કે ઉપલા અવયવોની અસલ બાંધણીનો બિલકુલ નાશ કરી તેમનાં ફક્ત ચરબીના પોચા લોચા બનાવેછે. તેથી તેઓ પોતાનું કામ કરવામાં તદન અશક્ત થાયછે અને દારૂ પીનાર રોગથી રીબી રીબીને મરણ પામેછે. આલ્કોહૉલ શરીરમાં ચરબીકર્તા સળો ફેલાવેછે, તેથીજ શરીરની ચરબી વધેછે, એમ નથી; પણ ઘણીક જાતના દારૂ માંહેલા ખાંડવાળા પદાર્થો ચરબીનાં બંધારણ માફક કાર્બન અને હૈડ્રોજનના બનેલા હોવાથી તેપણ આપણાં ખોરાકમાંની ખાંડ માફક શરીરમાં ચરબી રૂપ પકડેછે, અને તેથી સ્વભાવિકપણે જેટલી ચરબી ખોરાકમાંથી ઉપજે તેમાં વધારો થાયછે. આલ્કોહૉલવાળા દારૂઓની ખાશિયત અને હમેશાં કેવા પ્રસંગમાં તે લેવામાં આવેછે, તેઉપર માણસનાં શરીરનો સામાન્ય દેખાવ તથા તેમાં ચરબીની પૂરણીનો આધાર રાખેછે. સાધારણ રીતે જોવામાં આવેછે કે જેઓ જવનો ફીણવાળો દારૂ (મૉલ્ટ લીકર્સ) ઝાઝો પીયેછે, તેઓ દોંગા બનેછે અને ઘણીવાર ઘણા જાડા હોયછે. વાઇનનો મોટો વપરાસ કરનારાઓ પણ એજ હાલતમાં આવેછે. પણ સ્પિરિટ પીનાર ઘણો ખરો પાતલો અને દુબળો થયલો હોયછે. આ તફાવતનું કારણ દારૂનાં બંધારણ ઉપર કેટલોક આધાર રાખેછે, જેમકે એલ, બિયર, ટાડી વગેરેમાં ખાંડવાળો પદાર્થ ઘણો હોયછે તે ચરબીમાં બદલાયછે અને જમા થાયછે. અથવા, જોતે શ્વાસોચ્છ્વાસની ક્રિયામાં ભસ્મ થાયછે, ત્યારે ખોરાકમાં આવતી ખાંડ તથા ચરબી લોહી સાથે ફરતાં શ્વાસોચ્છ્વાસની દહનકૃતિમાં કુદરતી રીતે ખપી જવી જોઇએ તે એમની એમ રહી જાયછે ને દારૂનાં તત્વો ખપી જાયછે, ત્યારે ખોરાકવાળી ખાંડ તથા ચરબીનો અનામત જમાવ થાયછે. કારણ શરીરમાં ખૂટ કરતાં વધારે જથો લેવાયછે.

વાઇનમાં પણ ન્યૂનાધિક ખાંડવાળી વસ્તુ આવેછે, જે દહનક્રિયાને પૂરી પડાયછે, અને શરીરને દોંગું કરેછે પણ ગાળેલા સ્પિરિટમાં આલ્કોહૉલ સિવાય કદાચજ કોઈ બીજી ચીજ હોયછે. શરીર માંહેલી હાલત થોડી ઘણી હમેશ નક્કર ખોરાકનો કેટલો જથો દારૂ સાથે લેવાયછે, તે ઉપર પણ આધાર રાખેછે. બિયર અને વાઇન પીનારનાં શરીરનું દોંગાપણું કદાચજ ઘડપણ સૂધી ચાલું રહેછે. તેના ભાગો ઘડપણમાં ચીમળાવા માંડેછે; તેમાં પ્રથમ પગ, પછે ખભાં અને આખું શરીર ઢીલું પોચું, અને અસ્થિતિસ્થાપક થાયછે: અને એકલાં પેટ અંદર ચરબીનો મોટો થરો જામેછે જે કદાચજ સોસાયછે, તેથી તે પાળી જેવું બહાર નીકળેલું રહેછે. શરીરનું ચરબીથી દોંગું બનવું કોઈપણ રીતે તંદુરસ્ત પોષણની નિશાની નથી. પ્રાણી માત્રમાં કાંઈ ચોકસ હરકત સિવાય તેની કુદરતી હાલતમાં ચરબીનો પુષ્કળ જમાવ થયલો જણાતો નથી.

વળી શરીરનાં અંતરઅવયવોમાં ચરબીના સડાથી બીજી જાતનો નુકસાનકારક ફેરફાર થાયછે જેને **ફાઈબ્રૉઈડ ડીજનરેશન** કહેછે. એ સડાને લીધે અંતર અવય-

પાના રસપડ તથા સંયોજકના બારીક રેસાઓ પોતાનાં કદ અને જથામાં વધીને ફૂલેછે અને તેથી સ્વભાવિક સ્થિતિસ્થાપક હાલત બદલી કઠણ થઇ જાયછે; પાછળથી તે વધેલો સંયોજક સંકોચાવા માંડીને જડ થાયછે તેવું પરિણામ એ નિપજેછે કે શરીરની અંદરના અવયવો, જેવું, કે કાળજું, મૂત્રપિંડ, વિગરેની રચનાના નરમ સૂક્ષ્મ વિભાગોમાં એ રેસાઓ ફેલાયલાછે, તેથી તે અવયવો પણ સંયોજક સાથ પહેલાં ફૂલેછે અને પાછળથી સંયોજકના સંકોચાવા સાથે પોતે ચિમળાઇને જડ થાયછે. ત્યારે શરીર માંહેલા અવયવોનાં દ્રવ્ય પોતાનું નિયમિત કામ બરાબર કરી શકતા નથી. જેઓ અતિ ઘણો દારૂ પીયેછે તેમનાં બદનનાં અંતર અવયવોનાં સંયોજક (કનેક્ટિવ-ટિસ્યુ) માં આવો સડો પેસેછે.

## દારૂની હોજરી તથા આંતરડાં ઉપર અસર.

પાચનશક્તિમાં ઘણું કરીને બિગાડો દારૂથી થાયછે. પણ તે બિગાડો દારૂથી થાયછે, એવું થોડાજ જાણેછે એ દલગિરીની વાત છે. ઘણાક આબરૂદાર અને મોટી પદ્વિ ધરાવનાર અને ઘણાક પૈસાને લીધે મોટાઈ ભોગવનાર, જો કે દારૂની માઠી અસરથી હેરાન થાયછે, તોપણ દારૂને જાણે પોતાનો આશ્રયદાતા સમજી છોડતા નથી; તેઓ વારંવાર ભૂખ કમતી થવાની ફરિયાદ કરેછે. તેઓ કહેછે કે સવારે બિછાના ઉપરથી ઉઠતાં સુસ્તી લાગેછે, હુબકા આવેછે અને પિત્ત પડેછે અથવા ખાધેલું ઉલટી થઇને પડેછે. વળી તેઓ જણાવેછે કે નાસ્તો લીધા પછે તેઓને પાછું ઉલટી જેવું થાયછે. બદન સુસ્ત અને ભારી લાગેછે. એ વખતે અંગમાં કૌવત અને હોંશિયારી લાવવા વળી તેઓ દારૂની મદદ લેછે. એમ કરવાથી બપોરનું ખાણું જેમતેમ કરી ખાવાને તેઓ શક્તિવાન થાયછે, વળી તેઓ ફરીઆદ કરેછે કે તેઓનો અવાજ ઓખરો થઈ ગળાંમાં કાંઈ ખુંચતું હોય, એમ થાયછે. તેમને જમણી પાંસળી ભણી કંઇક ભાર જેવું લાગેછે;—આ ભાર લાગવાનું કારણ જમણી પાંસળી તરફ આવેલાં કાળજાંમાં લોહી વધારે ભરાયાથી હોયછે. તે ઘણું કરીને ભૂખે પેટે અથવા કવખતે અથવા રાતનું ખાનું ખાધા પછી મોડેથી બિછાને જતી વેળા દારૂ પીવાની ટેવથી થાયછે. આવા ચિન્હો હોજરીની દરદી હાલત થવાને લીધે થાયછે માટે દારૂની મુખ્ય અસર હોજરી ઉપર કેવી છે તે હવે આપણે તપાસિયે.

હોજરીનું બહારનું પડ (આ૦ ૨૭ ખ) સપેત પાતળી ચામડીનાં જેવું હોયછે અને અંદરનું (આ૦ ૨૭, છ) નરમ લાલ દેખાયછે, તે શ્લેષ્મપડ (મ્યુકસમેમબ્રેન) છે. એ શ્લેષ્મપડ, આગળ કહ્યું તેમ, આપણાં મોહોડાંમાં, ગાલની અંદરની બાજૂમાં તેમ નાકના નસકોરાંમાં તથા આંખમાં પાંપણ હેઠળ લાલ અસ્તર આપણે જોઇયે છીએ, તેનાં જેવું છે. હોજરીનાં એ લાલ પડમાં લોહીની બારીક જાળીઓ (કૅપીલરી બ્લડ વેસલ્સ), જ્ઞાનતંતુઓ (સૅનસરી નર્વ્સ), પાચન કરનારો રસ પેદા કરતી સૂક્ષ્મનળીઓ (ગૅસ્ટ્રિક ફૉલીકલ્સ) (આ૦ ૨૮, ૨૯) અને સંયોજક (કનેક્ટિવ ટિસ્યુ)

હોયછે. આ શ્લેષ્મપડ ઉપર જેવો દારૂ લાગેછે, તેવાંજ તેનાં જ્ઞાનતંતુઓ ઉપર અસર થઈ લોહીનો પ્રવાહ જોરમાં ચાલેછે, જેના યોગે ત્યાંની પાચન રસ પેદા કરતી સૂક્ષ્મ નળીકાકારપિંડ (ગૅસ્ટ્રિક ફૉલીકલ્સ) (આ૦ ૨૮, ૨૯)નાં બારીક છિદ્રો જેવાં મુખ (આ૦ ૩૦ ક. ખ)માંથી પાચન રસ (ગૅસત્રિક જુસ) વધારે જથામાં

**અન્નાશય અથવા હોજરી (પાછળથી ઉગાડી).**




**આ૦ ૨૭.**

ક. અન્ન મોમાથી લાવતી નળીનો છેડો. ખ. હોજરીનું બહારનું પડ અને ડાબો છેડો. ગ. ઉપરની કોર. છ. હોજરી અંદરના શ્લેષ્મપડની કરોચલી. ચ. તેનો આંતરડાં સાથનો સબંધ. પ. કલેજાંમાંથી પિત્ત લાવતી નળી. ૬. પિત્તો. ૨. પૅનક્રીયસ પિંડનો રસ લાવતી નળી જે પિત્ત નળી સાથ મળેછે. જ. ત. નાનું આંતરડું શરૂઆતમા.

ઝરપેછે. જેમ મોંઢાંની અંદરના શ્લેષ્મ પડને જેવો દારૂ લાગેછે તેવો ઝણઝણાક કરી મોંઢાંમાં પાણી છૂટેછે, તેમ હોજરીની અંદરનાં લાલ શ્લેષ્મ પડમાં દારૂ દાખલ થાયછે, તેવો ત્યાંના જ્ઞાનતંતુ ઉપર અસર થઇને ત્યાંની કેશવાહિનીઓ ફૂલેછે, લોહીનો પ્રવાહ ઝાડો થાયછે અને પાચન રસ પેદા કરનારી સૂક્ષ્મ નળીઓનાં બારીક છિદ્રોમાંથી પાચન રસ ગળેછે. એથા કરીને ભૂખની લાગણી અને ખાનું ખાવાની રૂચિ ઉપજેછે. પણ આવી અસર રોજ રોજ દારૂ પીવાથી થનાર નથી. કોઈ સાજો આદમી પહેલા દિવસે તપખીર સુંઘે, તો તે છિંકવા મંડી જશે અને તેનાં નાક તથા આંખમાંથી પાણી ગળશે. પણ રોજ તપખીર સુંઘી એવી અસર લાવી શકાતી નથી અને તપખીર સુંઘેલી તેને માલમ પણ પડતી નથી. આંખમાં દારૂનાં (જોઇએ તો પાણીમાં ભેળીને




**આ૦ ૨૮.**

ક. ક. ક. હોજરીનાં શ્લેષ્મ પડ માહેલી પાચન રસ પેદા કરનારી નળિકાકાર પિંડ. ખ. ખ. તે નળીઓમાં ફરતું આચ્છાદન અને રસ પેદા કરનારા પરમાણુ. ચ. પરમાંણુ છૂટા અને વધારે મોટા પાડેલા. ગ. ગ. એમને લોહી પૂરું પાડનારી રકતનળીઓ (સૂક્ષ્મદર્શકયંત્ર ઉપરથી.)

**પાચન રસ પેદા કરનારી સૂક્ષ્મનળી ( ૩૫૦ વ્યાસ મોટી દેખાડેલી).**




આ૦ ૨૯

હોજરીનાં શ્લેષ્મ પડ માંહેલી પાચન રસ પેદા કરનારી એક નલિકાકાર પિંડ તેની બ. બ. બ. જેવી શાખા જેમાં પાચન રસ તૈયાર થઇ નળીનાં મુખ અ. તરફ ઝડેછે.

**પાચન રસ પેદા કરનારી સૂક્ષ્મ નલિકાકાર પિંડના છિદ્ર. ક. ખ.**




આ ૩૦.

પણ) થોડાં ટીપાં રેડો, તો તુરત આગ બળી આંસુ આવી જશે; પણ જો દરરોજ એવો અખતરો કરચા કરો તો આંખનું શ્લેષ્મપડ જડ બનશે અને આગ બળી આંસુનાં ટીપાં પડવાં બંધ રહેશે. એજ રીતે દારૂની હોજરીમાં અસર છે; ત્યારે તેની પહેલાનાં જેવી અસર આણવા રોજ વધારે ને વધારે પીવો પડેછે. જીવતાં પ્રાણીનાં શરીરના કોઈ નરમ ભાગ ઉપર આલ્કોહૉલ રેડવાથી તે ઝટ સંકોચાયછે એટલે તેમાંનું પાણી આલ્કોહૉલ ખેંચી લેછે, તેથી જડપણું અને સંકોચન થાયછે. દાખલા તરીકે, માંસનાં કટકાને આલ્કોહૉલમાં બોળી રાખવાથી તે સંકોચાઇ જડ બનેછે. આમ સંકોચવાની અસર જે શરીરદ્રવ્યમાં વધારે આલ્બ્યૂમેન હોયછે, તે ઉપર વધારે થાયછે. દારૂ લોહી સાથે ફરતો ફરતો શરીરનાં સઘળાં દ્રવ્ય (ટિસ્યુઝ) માં જડપણું મૂકેછે. હોજરીનાં શ્લેષ્મપડ ઉપર તો આવી અસર ચાલું રહ્યાથી અને ધીમો લાંબા વખતનો દીર્ઘ વરમ (ક્રૉનિક ઇનફ્લેમેશન) પેદા થયાથી હોજરીનું આખું પડ આસ્તે આસ્તે કઠણ બની જાયછે. એ ઉપરાંત, શરીરના બીજા ભાગોમાં આવેલા સંયોજક

રેષાનાં સંખ્યા, કદ, અને જથામાં વધારો થવાની તથા ત્યાર પછી સંકોચાવાની અસર (ફાઈબ્રૉઈડ ડિજનરેશન) જે આગળ જણાવી તેવીજ હોજરીનાં આ લાલપડમાં આવેલાં સંયોજક ઉપર થાયછે. તેથી આ શ્લેષ્મપડમાં જે સૂક્ષ્મ નળીઓ (આ૦ ૨૮, ૨૯) પાચન કરનારો રસ પેદા કરેછે તે ઉપર ધીમે ધીમે દબાણ થાયછે, દબાણથી તે બરોબર રીતે પાચન કરનારો રસ પેદા કરતી અટકેછે, અને રસ પૂરતા જથામાં ન મળ્યાથી ખાનું હજમ થતું નથી. ડાકતર વીલસન ફૉક્સ દારૂથી હોજરીમાં થતા આવાં પરિણામને કલેજાંનાં સંકોચન (સીરોસીસ ઑફ ધિ લીવર) ની સરખામણી આપેછે. આ ઉપરથી દારૂ પીનારાઓએ ચેતવું જોઈએ કે દારૂ પીવાથી ઘડીભર તેઓની ભૂખ ઉસકેરાયલી લાગે; પણ તેજ ભૂખ ઉસકેરનાર દારૂ ભૂખને ગુપ્ત રીતે આસ્તે આસ્તે મારી નાખનારો અને હોજરીમાં ચાલું ધીમી સૂજ (ક્રૉનિક ઈન્ફ્લેમેશન) જારી રાખી બદહજમિયત પેદા કરનારો દૈત્ય છે. જેઓને ઘડી ઘડી બદહજમિયત થાયછે, તેઓ ઘણું કરી ભૂખે પેટે દારૂ પીનારા હોયછે. વળી જો દારૂ કોઈ કોઈ વખત એકદમ હદ ઉપરાંત પીવાયછે, તો તે હોજરીનાં શ્લેષ્મ પડમાં તીક્ષ્ણ સોજો (એક્યુત ઈનફ્લેમેશન) પણ આણેછે.

હોજરીનાં અંદરનાં લાલપડની સ્થિતિમાં દારૂથી કેવા કેવા ફેરફારો થાયછે, તેની ખાત્રિપૂર્વક માહિતી દાકતર બોમૉન્તે ઍલેક્ષીઝ સેન્ત મારટીન નામના શખ્સની હોજરીમાં પ્રસિદ્ધ તપાસો ચલાવીને આપીછે. એોથ આગળ પાત્ર ધરી જે કાંઈ પીવામાં આવે અથવા ચાવવામાં આવે તેને હોજરીમાં તુરત વહેતું પોતાની નજરે જોવાની અછી તક દુનિયામાં આ દાકટરને પહેલી મળી હતી. અલેક્ષીસ સેન્ત મારટીન નામનો કેનેદાનાં લશકરમાં એક માણસ હતો, તેને ૧૮૨૨ ની ૬ ઠ્ઠી જૂનના દિવસે અચાનક બંદૂકની ગોળી એક વારને છેટેથી લાગી તેનાં પેટમાં એક ભયંકર જખમ કર્યો, અને તે વખતે દાકતર વિલિયમ બોમૉન્ત લશકરી તબીબ હોવાથી તેની સંભાળ હેઠળ તે રહ્યો હતો. આ જખમ છેક હોજરી સુધી ઉંડો ગયાથી કુદરતની ખાધેલી ચીજો અંદરથી બહાર આવવા લાગી. જો કે એક વર્ષમાં સેન્ત મારતીનની તબિયત આસ્તે આસ્તે સર્વે પ્રકારે સુધરી ગઈ, તે સર્વ ઠેકાણે ફરવા હરવા લાગ્યો, પરણ્યો, મોટાં કુટુંબનો બાપ થયો અને પાછળથી ઘણાક વર્ષ સુધી લશકરી ચાકરી કરી, તોપણ અઢી તસુના ઘેરાવાનું એક છિદ્ર પેટના જે ભાગમાં હોજરી છે, ત્યાં બહારની ચામડીથી તે હોજરીનાં છેક અંદરનાં શ્લેષ્મપડ સુધી ઇશ્વિરી સંજોગથી ઉઘાડું રહી ગયું. આ છિદ્રમાંથી હોજરીની અંદર થતા ફેરફારો ખૂલી આંખે બરોબર નજર પડતા હતા. અને તેમાંથી ખોરાક બહાર નીસરી આવતો, તેથી તે છિદ્રને કપડાની ગાદી ઢાંકી બંધ રાખતો હતો. દાકતર બોમૉન્ટે આ તકનો ઘટતો લાભ લઈ આઠ વર્ષ સુધી આ પુરૂષની હોજરી ઉપર પોતાના પ્રયોગ ચાલુ રાખ્યા, અને હોજરીમાં કોઈ પણ જાતનો ખોરાક કેમ પાચન થાયછે તથા તેમાં તે વખતે કેવા ફેરફાર થાયછે, તે સંબંધી પોતાનો અનુભવ એક પુસ્તક દ્વારે પ્રગટ કર્યો. આવા એક દાખલામાં દારૂ પીધાથી હોજરીમાં કેવા ફેરફાર નજરે પડયા, તેનું બ્યાન જાણવું આપણે ખરેખરી અગત્ય છે. આ સેન્ત મારટિન મધ્યમપણે જીંદગી ભોગવતો અને તંદુરસ્ત દેખાતો; પણ વારંવાર તે હદની બહાર જઈ ખાવા પીવામાં મોજ મેળવતો. તેવા કેટલાક પ્રસંગની

સવારના ૯ કલાકે તપાસ શરૂ કરી તા. ૨૮ મી જૂલૈ ૧૮૮૩ ને દિવસે દાકતર બોમૉન્ટ નીચે પ્રમાણે લખેછે.

"હોજરી ખાલી છે તેનો અંદરનો દેખાવ તંદુરસ્ત નથી, તેના ઉપર સોજાથી આવતી રતાસ છે, તે વિકારી છે, અને તેની લાલ સપાટી ઉપર ચાંદા ચાંદાવાળા ડાઘા જેવું જણાયછે; સેન્ત મારટિન આઠ દશ દિવસ થયા સ્પિરિટ જરા છૂટથી પીએછે. કાંઈ પણ દુઃખની તે ફરિયાદ કરતો નથી. અથવા તો સાધારણ વિકારના ચિન્હો દેખાડતો નથી. પણ કહેછે કે તેને ઠીક લાગે છે અને ભૂખ સારી છે."

"તા. ૧ લી ઑગસ્તઃ—હોજરીનો અંદરનો ભાગ વિકારી (મૉર્બિદ) છે, તેમાં ઘણી રતાસ છે, અને કેટલાએક ચાંદાવાળા ડાઘાઓ મોટા ને વધારે છે, અંદરનું લાલપડ સામાન્ય રીતે હોયછે તેનાં કરતાં વધારે જાડું થયુંછે, અને અંદરનો પાચન રસ આસરે અડધો આંઉસ બહાર કાઢી જોયો ત્યારે તંદુરસ્તીમાં હોય તેવો સ્વચ્છ અને સાફ નથી પણ તદન ચીકણો છે."

"તા. ૨ જી ઑગસ્તઃ—હોજરીની હાલત અને દેખાવ ગઈ કાલની સહવાર જેવા ઘણા ખરા છે. એક આઉંસ પાચન રસ અંદરથી કહાડવામાં આવેલો છે, તેમાં બિગડેલો શ્લેષ્મ રસ (મ્યુકસ), થૂક, અને થોડુંક પિત્ત અસ્વભાવિક પ્રમાણમાં જણાયછે, તથા જરા લોહીનાં છાંટા દેખાયછે. અંદરનાં શ્લેષ્મ પડમાં સૂજવાળી રતાસ અને ચાંદાવાળા ડાઘા હમેશ કરતાં કાંઈ પણ લાગેથી વધારે દુખાય અને લોહી નીકળે એટલા સૂજેલા છે. સેન્ત મારટિન કાંઈ પણ દુઃખની લાગણીની, બદહજમિયતના ચિન્હોની, કે બિગડેલી ભૂખની ફરિયાદ કરતો નથી."

"તા. ૩ જી ઑગસ્તઃ—હોજરીનું અંદરનું પડ ઘણુંજ વિકારી તથા બહૂ વધારે સૂજેલું તથા અંદર આખા ભાગમાં પુષ્કળ રતાસ ફેલાયલી છે. અને આગળના કરતાં ડાઘા વધારે કાળાસમાં લાલ થયાછે, જેમાંથી ઘાડાં (ગુમસ) લોહીનાં ટીપાં ઝરપેછે. ચાંદાં ચાંદાંવાળા ડાઘા મોટા અને વધારે છે. અને અંદરનો પાચનરસ ઘણો વધારે બિગડેલો છે; આજ સવારે જે પાચન રસ બહાર કાઢીને જોયો, તેમાં મોટો ભાગ બળગમના તાર જેવો તથા પુષ્કળ ચીકણાં પરૂ જેવી વસ્તુઓ સાથે ભેળાયલો અને જરા જરા લોહીથી છંટાએલો, જેમ આપણે મરડાના ઝાડામાં જળસ લોહીસાથે ભેળાયલું જોઈએ છીએ, તે પ્રમાણે હતો. હોજરીની અંદર આવો વિકાર ખૂલી આંખે માલમ પડેછે, તે છતાં જે જગાએ એ વિકારો થયાછે, તે જગાએ અથવા તેમાંથી ઉપજેલા બીજા કોઇ ચિન્હોથી દરદીને પોતાને કોઈ પ્રકારની અસૂખ લાગણી જેવું માલમ થતું નથી, એ ધ્યાન ધરી વિચાર કરવા યોગ્ય છે."

"તા. ૬ ઠી ઑગસ્તઃ—હોજરીનું અંદરનું પડ પોતાની તંદુરસ્ત હાલતમાં આવ્યું છે. દરદી આગળા ત્રણ દિવસ સુધી દારૂથી તદન પહરેજ અને સાદા ખોરાક ઉપર રહ્યો હતો."

દાકતર બોમૉન્ટ કહેછે તેમ દારૂથી પ્રાણીની હોજરીમાં પણ વિકાર થાયછે એ બાબદ સિદ્ધ કરવાને જોઇએ તેટલા દાખલા મળી આવેછે. જ્યારે કોઈ છાકટ

એકાએક ઝાઝો દારૂ પીવાથી મરણ પામેછે, ત્યારે તેની હોજરી ચીરી જોતાં તે રોગી હોય, એવું ખુલી આંખે માલમ પડેછે. બીજી રીતે અખતરા દાખલ, તંદુરસ્ત સસલાં, કૂતરાં, જેવાં જાનવરોને ખૂબ દારૂ પાઈ મોત નિપજાવી તેમની હોજરી ચીરી જોતાં તે પણ રોગિષ્ઠ નજરે પડેછે.

કોઇ એવી શંકા કરે કે મારટીનના દેહની હાલત કંઇ એવી ખાસ હશે કે જેથી દારૂના યોગે તેનીજ હોજરીમાં એવો વિકાર થયો, તો તે વિચાર ભૂલ ભરેલો છે. કારણ, કોઇપણ માણસની હોજરીપર દારૂની માઠી અસર એવીજ થાયછે. સેન્ત મારટીનના દાખલા ઉપરથી મોટો ધડો એ મળેછે કે દારૂથી થતી ખરાબીનાં ચિન્હોની દારૂબાજ ફરિયાદ ન કરે, તોપણ તે પીધાથી તેને પોતે પોતાને નુકસાની થયલી માનવીજ જોઇએ. એ તો માત્ર હોજરીમાં કોઇપણ તરાહનું દુઃખ કે ગરમીની લાગણી તૂરત નહિ લાગવાથી, કમતી ભૂખ નહિ જણાયાથી, અથવા તો શરીરની બિમારીનાં કંઈ સાધારણ ચિન્હો નહિ માલમ પડવાથી ખરી માંદગી છૂપી રહેછે. આવાં કોઇપણ ચિન્હો ગુપ્ત રહેવાથી દારૂબાજો પોતાને આરોગ્ય માનેછે; તેમ છતાં ઉપર જણાવ્યા પ્રમાણે દારૂ થોડો કે ઘણો પીવાથી શરીરનાં અંતરઅવયવોમાં ખરાબી કરેછે, તે વિષે ઉપલો દાખલો મજબૂત શાબિતી આપેછે.

બરનાર્ડ અને બ્લૉનડોલ્તે કૂતરાઓની હોજરી ઉપર સેન્ત મારટીનના જેવીજ સુરાખવાળી સ્થિતિ ઉત્પન્ન કરી અખતરા અજમાવી તેને મળતાંજ પરિણામ જોયાં છે. જો કે હાલમાં એક એવું યંત્ર શોધી કાઢવામાં આવ્યું છે કે જેને મોંથી ઉતારી આપણે હોજરી અંદરનો સર્વત્ર દેખાવ જોઈ શકીએ છીએ; પણ તે વાપરવામાં હજી ઘણીક મુશકેલી છે,તેથી આલ્કોહૉલની અસરના તેવડે અખતરા કરવાની ખાત્રી પૂર્વક નોંધ થઈ નથી.

વળી એ વિષે ડાકટર મનરોના નીચલા અખતરા ઘણા મનોરંજક અને અગત્યના છે. ઇંગ્રેજી વૈદક પત્રમાં ડાકટર મનરો લખેછે કે "એલેક્ષીસ સેન્ત મારટીનને હોજરીમાં એક બંદુકની ગોલીના જખમથી બાંકું પડયું હતું, અથવા તો, એક ઈસ્થોન્યન ખેડુત, કેથેરાઈન કત્તના દાખલામાં ત્રણ વર્ષ સુધી પેટમાંથી હોજરી સુધી ઉઘાડું છિદ્ર હતું, તેમની હોજરીમાંથી પાચન રસ ઘણી સહેલાઇથી મળી આવ્યો હતો, તેમ એક જીવતાં માણસની હોજરીમાંથી ચોખો પાચનરસ કાઢી અખતરા કરવાની કાંઈ તક નહિ હોવાથી મારી બધી પરીક્ષા કૃત્રિમ (બનાવેલા) પાચનરસથી શરીરથી બહાર ગોઠવણ કરવામાં આવીછે. ઘણા અખતરાઓમાંના નીચલા બહૂજ ખાત્રીપૂર્વક છેઃ—

"અખતરો ૧.— એક પહોલાં મોઢાંની શીશીમાં ૪ આંઉસ પાચન રસ નાંખીને અર્ધો આંઉસ ( ગાયના ) કાચા માંસના આડકતરા કાપેલા નાના કટકા નાખવામાં આવ્યા હતા. પછી તે શીશીને દશ કલાક સુધી ૧૦૦° અંશ ગરમ રેતી ઉપર મેલી તેને હોંજરીની ગતિની નકલ કરવા સારૂ દર બબે કલાકે હીલાવવામાં આવતી હતી. પહેલા બે કલાક પછી પ્રવાહિ ભાગ ઘેરો અને અપારદર્શક થઈ ગયો, અને માંસના કટકાની સપાટી દૂધ જેવી સપેત થઈ. ચાર કલાકમાં માંસની સપાટી ઉપરના રેસા, વિશેષ કરી તેનાં ખુણાંઓ તરફથી, ઢીલા થઇને છૂટા થવા

માંડયા. આસરે છ કલાકમાં માંસના કટકા ઘણાં નાનાં કદના થઈ ગયા અને પ્રવાહિ ભાગ પાતળા શેરવા જેવો ધારો થયો. આઠ કલાકને આસરે જ્યારે શીશીને હલાવી ત્યારે તે કટકા ઘણી સહેલાઇથી ભાંગી તેના રેસા જૂદા પડી શીશીમાં તરતા દેખાવા લાગ્યા. દશ કલાકમાં આ રેસા પોચા અને નરમ પડી પિગળીને બેમાલુમ થયા, અને આ મેળવણી બિલકુલ સેરવાના સઘળા ગુણવાળી થઈ.

"અખતરો ૨.—એક બીજી શીશીમાં ૪ આંઉસ કૃત્રિમ પાચનરસ નાખીને તેમાં અર્ધો આંઉસ (ગાયના) કાચા માંસના નાનાં કટકા નાખ્યા. પછી તેમાં મેં બે ડ્રામ 'રેક્ટિફાઈડ સ્પિરિટ ઑફ વાઈન' નાખીને પેલી શીશીને પહેલાં પ્રમાણે ગરમ રેતીમાં મુકી. બે કલાક પછી પાચન રસમાં ઘણોજ થોડો, નહિ જેવો, ફેરફાર થયો અને માંસ ઉપર કાંઈ પણ અસર કરતો તે જણાયો નહિં. ચાર કલાકમાં પ્રવાહિ કિંચિત ઘેરો થયો અને માંસ જેવું ને તેવુંજ રહ્યું. છ કલાકમાં માંસની સપાટી પર સહેજ આલ્બ્યૂમેન બાઝેલું પડ દેખાયું. આઠ કલાક પછી કાંઈ ફેરફાર લાગ્યો નહિ, પણ શીશી હલાવી જોતાં પેલા કટકા વધારે સંગિન (સૉલીડ) લાગ્યા. દશ કલાકમાં માંસની સપાટી પર ઘણોજ સહેજ ફેરફાર દેખાયો પણ તેનાં ભિત્તરમાં કાંઈજ અસર થઈ નહિ. જ્યારે શીશીને ઠંડી પડવા મૂકી, ત્યારે તળિયે પેપ્સીન નામનો પાચન કરનારો પદાર્થ ઠરી રહેલો જણાયો, કે જે અખતરાની શરૂઆત વખતે, તેમ પહેલાંજ અખતરાવાળી શીશીમાં, તળીએ દીઠ્યો હતો નહિ.

"અખતરો ૩.—ચાર આંઉસ પાણી બદલ પાચન રસ સાથ મેં ૪ આંઉસ 'ઍલસૉપ'નો એલદારૂ વાપર્યો. પછી ઉપલા અખતરાઓ પ્રમાણે અર્ધો આંઉસ (ગાયનું) માંસ નાખી શીશીને ગરમ રેતીમાં મૂકી. બે કલાકમાં તે પ્રવાહિ અથવા માંસમાં ઘણોજ થોડો ફેરફાર થયો અથવા કાંઈજ ન થયો. ચાર કલાકમાં પ્રવાહિ કંઈક ઘેરો થયો અને માંસની સપાટી પર સહેજ આલ્બ્યૂમેનનું પડ થયું. છ કલાકમાં તેના રેસા થોડા ઘણા ઢીલા થઈ છૂટા થતા લાગ્યા. આઠ કલાકમાં કાંઈ પણ વધારે ફેરફાર માલમ પડયો નહિ. દશ કલાકમાં માંસનો દેખાવ આલ્કોહૉલ વાળી શીશીમાંનાં માંસ જેવો થઈ ગયો, અને તેપર પાચનરસની કાંઈજ અસર જણાઈ નહિ. શીશીને ઠંડી પાડવા મુક્યા પછી આગળના અખતરા માફક પેપ્સીન નીચે ઠરી રહ્યું.

"ડાકટર બોમૉન્ટે જે પરીક્ષા સેન્ત મારટીનની હોજરીના પાચનરસથી શરીરની બહાર કીધી હતી તેમાં પાચનક્રિયા સહેજ થોડા વખતમાં થઈ હતી. પણ જ્યારે એક માંસનો કટકો દોરી સાથે બાંધીને હોજરીમાં લટકતો રહેવા દીધો, ત્યારે તે પૂર્ણ હજમ થઈને દોઢ કલાકના ટૂકા વખતમાં તદન બેમાલમ થઈ ગયો, તથા કૃત્રિમ અને કુદરતી પાચનના વખત વચ્ચેનો તફાવત તેણે દેખાડી આપ્યો. મને કંઈ પણ શક નથી કે આલ્કોહૉલ ગમે એટલાં પાણી સાથ ભળેલો પણ, સાધારણ પાચનક્રિયામાં આડે આવનારી ખાસ શક્તિ ધરાવેછે. આ અને બીજા અખતરાઓમાં વપરાયલો સઘળો આલ્કોહૉલ (પાણી ભળેલો પણ) પેપ્સીન તળિયે (પ્રેસીપીતેત) બેસાડવાની શક્તિ ધરાવેછે, એમ હું સિદ્ધ કરીશ નહિ, પણ મારા અખતરાઓ પૂરતી રીતે

સાબિત કરી આપેછે કે આલ્કોહૉલ પાચનરસનો ખોરાક પિગળાવાનો ગુણ ઓછો કરી નાખેછે.

"ડાક્ટર બોમૉન્ટે માણસની હોજરીમાં કીધેલા અખતરાઓમાં સેન્ત મારટીનને એક પુષ્ટિકારક ખાણું ખવાડયા પછીતે સહેલાઈથી હજમ થતું હતું તે વેળા એક ગ્લાસ-જીન પાયો હતો. તુરતજ પાચનશક્તિ બંધ પડી ગઈ અને જ્યારે તે જીન ત્યાંથી શોષન થઈ શરીરરચનામાં પસાર થયો, ત્યારે પાચનક્રિયા પાછળથી ધીમે ધીમે ચાલવા માંડી અને ઘણી સુસ્ત રીતે પૂરી થઈ.

"ઘણાં વર્ષ આગળ, આલ્કોહૉલવાળા કોઈપણ જાતના દારૂથી છ માસ પરહેજ રહ્યા પછી, મેં વાળું સાથ 'ઑલસોપ'નો એલ દારૂ અર્ધો પાઈન્ટ લીધો. એક કલાકની અંદર મારૂં શરીર અને મન થાકી ગયલું લાગ્યું. હું ઘણો સુસ્ત થઈ ગયો. મને ઉંઘ-વાની મરજી થઈ. મારૂં પેટ ફૂલીને આફરી ગયું કે જેવું હું એવાં પીણાંથી પરહેજ રહેતો ત્યારે નહિ થતું હતું. પેટના ફૂલવાથી મારો દમ લેતાં જરા મુશકેલી પડતી હતી કારણ કે મીરાખ એટલે 'દાયાફ્રામ' (પેટ અને છાતી વચ્ચેનો પડદો) (આ० ૭ ગ. ગ. ગ.) (આ० ૬ ચ. ચ.) ઉપર દબાણ થતું, અને તે હાલત ત્રણ ચાર કલાક થઈ ગયા પણ નરમ પડી નહિ અને જોકે મેં મારી હમેશાની કસરત લીધી, તો પણ તે દહાડે મને રોજની માફક પાછી ભૂખ લાગી નહી. ચાર દહાડા સુધી મે વાળું સાથ એલ દારૂ લેયા કીધો અને હમેશા મારૂં પેટ ફૂલીને આફરતું તથા બદહજમિયતનાં બીજાં ચિન્હો થતાં. સારાં ભાગ્યે મને પાંચમે દહાડે ગોતવાનો હૂમલો થઈ આવ્યોજેથી મને આ અખતરો છોડી દેવો પડયો અને મને પક્કો વિચાર બેઠો કે 'ઑલસોપ'નો એલ કોઈપણ રીતે પાચન-શક્તિ વધારી શકતો નથી. બીજી વેળા દારૂની પહરેજી પછી મેં રોજ મારાં વાળું સાથે અરધો આંઉસ 'સ્પિરિટ ઑફ વાઈન' ત્રણ આંઉસ પાણી સાથે ભેળીને લીધો. હું ફરીથી સુસ્ત થઈ ગયો, મને ઉંઘ આવે એવું લાગ્યું અને પેટમાં ભાર થઈ બેચહેની લાગી. આ બધા ચિન્હો પાચનક્રિયા બંધ પડવાથી થતા હતા, એનો મને કાંઈજ સંશય નથી. વળી બીજી એવીજ દારૂની પહરેજી પછે હું વાળું સાથે ત્રણ ચાર ગલાસ વાઈન પીતો પણ ફરીથી મને ઉપરનાં જેવાંજ ચિન્હો માલમ પડયાં.

"મેં હમેશા દરેક જાતનો ખોરાક અડધી પાઈન્ટ 'એલ' સાથ લીધોછે. અને હમેશા મને પાચનક્રિયા બંધ પડવાથી ઉપજતાં ચિન્હો માલમ પડતાં. મારાપર આઠ વર્ષ સુધી 'ગાઉત' વારંવાર હૂમલો કરતો હતો, જે હું માનુંછું કે દારૂ પીવાથી ઉપજતી બદહજમિયતથી થતો હતો. પણ થોડાં વર્ષ સુધી જ્યારે હું દારૂથી લાંબો વખત તદન વેગળો રહ્યો, ત્યારે મને બદહજમીની કાંઈપણ નિશાની માલમ પડી નહિ અને મારો જૂનો શત્રુ 'ગાઉત' મારેથી સર્વદા દૂર નાઠો છે."

દારૂ જેવી ઉસ્કેરનારી વસ્તુઓનાં જ્ઞાન ઉપરથી આપણે ચોકસું જોઈએછે કે એક વખત હોજરીને દારૂ જેવી બહારની મદદ ઉપર આધાર રાખવાની ટેવ પડે, તો તે મદદ વગર પોતાનું કામ સ્વશકિતએ બજાવતાં અડચણ પડેછે. ઉંઘ વિષે પણ આપણે એમજ કહી શકીએ છીએ કે જેને દારૂ પીવાની ટેવ હોયછે, તેને તે પીધા વિના ઉંઘ આવતી નથી. મધ્યમપણે થોડો દારૂ પીવાની આદતથી હોજરી ઉપર કોઈ

તીક્ષ્ણ ઝેર જેવી એકદમ અસર થતી નથી પણ ધીમે ધીમે તે હાનિકારક ઝેરી અસર જરૂર કરેછે, જોકે મહિના તથા વર્ષો સુધી તે નજરે પડે નહિ તોપણ. એથી હોજરી સુન મારી જાયછે, અને દિવસે દિવસે વધારે દારૂ ન પીવામાં આવે, ત્યાં સુધી તે ઉસ-કેરાતી નથી. પછી હદમાં પીવાની ટેવ છૂટી હદબહાર જાયછે, અને તેથી તેનાં સઘળાં માઠાં પરિણામોમાં પીનાર પોતાનો અંત આણેછે.

વળી કેટલાકનું મત છે કે ખાના સાથ દારૂ થોડા જથામાં લીધો હોય, તો તે પુષ્ટિની દવા (ટૉનીક) છે, પણ આગળ બધું વર્ણન આપ્યું તેમાં તો પુષ્ટિ કરતાં તદન ઉલટીજ અસર કરેછે. કોઈ શખ્સની પ્રકૃતિનો એવો દાખલો હોય કે રોજ મધ્ય-મપણે દારૂ લેવા સાથે તે જરા વધારે ખોરાક ખાયછે અને બુઢો થતાં સુધી જેવોને તેવો અને તંદુરસ્ત દેખાય છે, તો તેવું દારૂથીજ થતું નથી. અને આવા દાખલા તરીકે થોડાજ ભાગ્યવાન મળશે, જેમની રીતથી બીજા કરવા માંડે, તો તેઓ નિશ્ચિત મરશે.

દારૂથી થતી હોજરીની વિકારી હાલત વિષે જૂદા જૂદા ડાક્તરોનાં મતો જાણવા જોગ છે. વૉશીંગતનની કોલમબિયન કૉલેજના નિદાન અને વૈદકશાસ્ત્રના પ્રોફેસર ટૉમસ સ્યુવેલ, એમ. ડી. આલ્કોહૉલની હોજરી ઉપર થતી અસર વિષે પોતાની અજ-માયશ લખેછે કેઃ—"આલ્કોહૉલ એક ઝેર છે અને માણસના ખવાસો સામે હમેશાનો શત્રુ છે. તેનાં દરેક આકારમાં અને જલદપણાનાં પ્રમાણમાં હોજરીમાં ઝાલ (ઇરીટેશન) પેદા કરેછે, જેનું પરિણામ સોજો, ચાંદાં અને સડો થાયછે. તેનાં પડ જાડાં અને કઠણ બનેછે, અને છેલ્લે તેમાં અર્બુદ (કૅન્સર) અને બીજાં દરદો થાયછે."

એડીનબરોનો જાણીતો દાકતર જેમ્સ ગ્રેગરી કહેછે કેઃ—"સર્વ ચીજમાં હોજરીને સહુથી વધારે નુકશાનકરનાર સ્પિરિટ છે. છાકટપણું આણે એવી રીતે દારૂ ન પીયે તો તેઓ કાંઇ નુકસાન કરતા નથી, એવું મત ઘણું ભુલભરેલું છે. દારૂથી ઉપજેલી બદહજમિયતવાળાઓની સામે સાજા થવા માટે સ્પિરિટ વાપરવાથી તેમને થતી ખ-રાબીઓ ગમે એવા પૂરતા સખત બોલોમાં જાહેર કરવા છતાં, તેઓ ઉપર કાંઇ અસર થતી નથી; તથાપિ જ્યાં સુધી તેઓ દારૂ વાપરે, ત્યાં સુધી બીજી દવાથી સારા થાય, એ કદી બની શકવાનું નથી."

દાકતર જે. ડબ્લ્યુ. ફ્રાન્સીસ કહેછેઃ—"દરેક જણ જાણેછે કે હોજરીમાં સંરક્ષક શક્તિ અતિ ઘણી છે; પણ આલ્કોહૉલ જેવો જોરાવર દુશ્મન બધીને તોડીને તેને તાબે થવાની ફરજ પાડેછે. તેને વેદના જોકે સખત હોયછે, તોપણ ઘણીવાર તેની દરકાર રાખવામાં આવતી નથી. તેના સઉથી સાક્ષાત ફેરફારો તેનાં શ્લેષ્મપડમાં જોવામાં આવેછે, જેની નરમ સ્થિતિ સોસઇ જઇ તે જાડું બનેછે અને સ્લેટનો રંગ દેખાયછે. બીજા દાખલાઓમાં પુષ્કળ રતાસ અને છોલાયલા જખમ અને ચાંદાં જણાયછે. ઉનાળામાં મેં ત્રીસ દારૂ પીનાર માણસની તપાસ કીધી અને તે સર્વમાં આવી હાલત માલમ પડી હતી."

દારૂથી હોજરીનાં શ્લેષ્મપડમાં થતા આવા ફેરફારને મળતીજ અસર આંતર-ડાંનાં શ્લેષ્મપડમાં થાયછે. બદહજમિયતનાં સઘળાં ચિન્હો દારૂની આવી આંતરડાં ઉપરની અસરથી પેદા થાયછે અને જેમ હોજરીનાં શ્લેષ્મપડમાં સુજ

આવેછે, તેમ આંતરડાંનાં શ્લેષ્મપડમાં સૂજ આવેછે, ત્યારે તે મરડા ( ડીસન્ટ્રી ) ને નામે ઓળખાયછે. દારૂથી મરડો થાયછે, એટલે આંતરડામાં સૂજ ચઢેછે, તે જાણીતું છે અને તેનાં ચિન્હો પ્રગટ છે.

## દારૂની કલેજાં ઉપર અસર.

પાચનશક્તિને માટે હોજરી સર્વથી અગત્યનું અવયવ ગણાયછે પણ તે કૃતિમાં કલેજાંનો પણ કેટલોક જરૂરનો ભાગ છે. કાળજાં (આ૦ ૩૧ *l*) નો મુખ્ય શત્રુ દારૂ છે, જે પહેલાં હોજરીમાં જાયછે ને ત્યાં લોહીમાં ચૂસાઈ મોટી શિરા

હોજરી, આંતરડાં અને કાલજું વગેરે અવયવો.




આ૦ ૩૧.

*a* અન્નનાળ. *b* હોજરી. *c* હોજરીનું જમણું પાસું તથા નાનાં આંતરડાંની શરૂઆત. *dd*. નાનાં આંતરડાંનું ગુંચળું.

*eee* મોટાં આંતરડાં. *l* કાળજું. *m*. પિત્તો. *i* પિત્ત લઇ જનારી નળી. *n* પેનક્રીઆસ. *o* તલ્લી.

(આ૦ ૧૧ અ) ના માર્ગે કાળજાંમાં આવેછે. દારૂની અસરથી કાળજાંની રક્તકેશવાહિનીમાં લોહી ભરાઈ આવેછે, અને તે રગોમાં લોહીનો જમાવ (કનજેશ્ચન) થઇ ફૂલેછે ત્યારે કાળજાંની બાંધણીમાં પિત્ત પેદા કરનારી તાંચણીનાં માથાં કરતાં પણ ઝીણા દાણાંદાણાં વાળી રચના છે, તે ઉપર દબાણ કરેછે. તે દબાણથી જેટલા જથામાં પિત્ત પેદા થવું જોઇયે તેટલા જથામાં થતું નથી અને તે રફતે રફતે કમી થતું જાયછે, ત્યારે કાળજાંમાં સોજો આવેછે તથા તે મોટું થાયછે; અને જે દેશો ગરમ હોયછે ત્યાં એ સોજો પાકીને પરૂવાળું મોટું ગુંમડું થાયછે. આ દરદને ઇંગ્રેજીમાં 'એબ્સેસ ઑફ ધિ લીવર' કહેછે. જેને આ દરદ લાગુ પડેછે તે ઘણું કરીને મોતનો ભોગ થઈ પડેછે.

વળી કાળજાં ઉપર બીજી અસર થાયછે, જેથી તેમાં દીર્ઘ વરમ અથવા ધીમા

ચાલું સોજો (ક્રૉનિક ઈનફ્લેમેશન) ઉપજેછે. આથી કાળજાંની રચનામાં આવેલા સંયોજક (કનૅક્ટિવ તીશ્યુ) રેસાઓનાં સંખ્યા અને કદ જેમ વધતાં જાયછે, તેમ કાળજાંનું દળ પણ ફુલી મોટું અને ખડબચડું થતું જાયછે. આ જાતનું કાલજું ઘણું કરી ઇંગ્લંડમાં જીન પીનારાઓમાં થાયછે; તેથી તેને 'જીન ડ્રિનકર્સ લીવર' કહેછે. થોડો વખત પછે આ ફુલેલાં કાળજાંનાં સંયોજકના વધેલા રેસાઓ કઠણાઈ પકડી ચીમળાવા માંડેછે અને તેમ થતાં કાળજાંના નરમ ભાગો ઉપર દબાણ કરી તેમનો નાશ કરેછે. જ્યારે આ સંયોજકના રેસાઓ સંકોચાઈ જડ થાયછે, ત્યારે તેની સાથ કાળજું પણ ચીમળાઈ નાનું થતું જાયછે અને જેમ વખત જાયછે તેમ ગંઠાઈ ચીમળાયલો કઠણ કટકો બની રહેછે. આથી કરીને કાલજાંમાં પિત્ત (બાઈલ) પેદા થતું અટકેછે. પિત્તનું મુખ્ય કામ આપણા ખોરાક માંહેલા ચીકાસવાળા ભાગોને દૂધ જેવા એકરસાં કરી, હજમ થવા માટે તૈયાર કરે તથા ખોરાકને આંતરડામાંહેથી પસાર થતી વેળા કોહોતો અટકાવે. જ્યારે પિત્ત બરાબર પેદા થતું નથી, ત્યારે એ કાર્યોમાં નુકસાની થાયછે અને તેથી બદહજમિયત નિપજેછે. કલેજાંની ગંઠાઇને નાંની થએલી હાલતને લીધે લોહીમાંથી પિત્ત બનવાનું જે કામ કલેજાંમાં ચાલેછે, તે અટકેછે તથા ત્યાં લોહીના ફરવાનું કાર્ય કમતી થતું જાયછે, પછી તલ્લી, હોજરી આંતરડાં અને બીજા ભાગોની જુદી જુદી શિરા પોતાનું લોહી જે કાલજાંની પૉર્તલ વેન નામની મોટી રગમાં ખાલી કરેછે તે શિરાઓમાં કાલજું સંકોચાઈ આગળ રસ્તો ન મળ્યાથી લોહી જમાવ થઈ રહેછે. જેનું પરિણામ એ થાયછે કે જમાવ થયલાં લોહીમાંથી પાણીનો ભાગ શિરા માંહેથી બહાર ઝરપેછે અને તે પાણી પેટમાં જમાવ થતાં પેટનું જલંદર (ડ્રૉપ્સી) થાયછે. આવું દરદ જાથુક દારૂ પીનારમાં થઈ તેનું દુઃખ ભરેલું મોત આણેછે. કાળજાંની આ સઘળી પીડાઓમાં કમલાની નિશાન હોયછે. ઘણી દારૂની લખથી ચરબી કર્તા સડોપણ કાળજાંને લાગવાથી તેની બાંધણીનો નાશ કરેછે. ઘણીવેળા માણસ સંકટની વખતે મનનાં ભારે ગુંચવાડા અથવા નિરાશીમાં આવી જાયછે, તે વખતે ગમ વિસારવાને દારૂ પીએછે. આ વખતે તે સમજતા નથી કે એવી હાલતમાં દારૂ ગમ વિસરાવવા જતાં મીઠી પિશાબનો રોગ (દાયાબિતીઝ) પેદા કરેછે. કળેજાંમાં સાકરની જાતનો પદાર્થ હમેશ સ્વભાવિક પેદા થયા કરેછે, તેની પેદાયશમાં હવે વધારો થયાથી વિશેષ ભાગ લોહીમાં ભળીને મૂત્રપિંડમાં જાયછે, જે પછી પિશાબના આકારમાં બહાર પડેછે. આ રીતે પિશાબ સાથે ભેગી સાકર નીકળેછે. જાનવરો ઉપર પ્રયોગ કરતાં શોધી કાઢવામાં આવ્યું છે કે કલેજાંની શિરામાં પીચકારી વડે આલ્કોહૉલ દાખલ કરવાથી તેનાં કાર્ય વિકારી થાયછે તથા મીઠી પિશાબ (ડાયાબિટીઝ) નો રોગ કૃત્રિમ પેદા કરી શકાયછે. 'કૉલેજ ડી ફ્રાન્સ'માં પ્રોફેસર બરનાર્ડ, વડે, વર્ઝ અને રૉબીનનાં કમીશન આગળ ડાકટર હારલીએ કરેલા પ્રયોગમાં એક પુખ્ત ઉમ્મરના મોટા કુતરાનાં કલેજાંમાં જતી એક શિરામાં અડધો આંઉસ આલ્કોહૉલ તેટલાંજ પાણી સાથે ભેળી પીચકારી વડે દાખલ કર્યો. એથી એટલી ઉતાવળે અસર થઈ કે ત્રણ કલાકમાં તે કુતરાને મીઠી પિસાબનો રોગ થયો. બીજા દાખલામાં આજ ડાકટરે એક પુખ્ત ઉમ્મરના નાંધલા કદના મૉંગ્રલ કુતરાનાં કલેજાંની શિરામાં ફક્ત ૨½ ડ્રામ (ચમચો ભરી) આલ્કોહૉલ તેટલાંજ પાણી ભેગો દાખલ કરવાથી બે કલા-

કમાં મીઠિ પિશાબ પેદા થઈ. એવો દાખલો ડાકટર હારલી કહેછે કે તેણે આગળ કદી દીઠો ન હતો. બરનાર્ડે પણ એવીજ રીતના પ્રયોગથી કૃત્રિમ મીઠી પિશાબના દાખલા મેળવ્યાછે. આ ઉપરથી પ્રગટ જણાયછે કે આલ્કોહૉલનું દરેક ટીપું હોજરી કે આંતરડાંમાં ગયા પછી જ્યારે કાળજાંમાં આવેછે, ત્યારે તેનાં દ્રવ્યમાં વિકાર કરતું પસાર થતું જાયછે.

'રૉયલ કૉલેજ ઑફ ફીઝીશિયન્સ'ના સભાસદો આગળ કાળજાંનાં કાર્યવાળા રોગ વિષે ભાષણ આપતાં (૧૮૭૪)માં ડાકટર મર્ચીસને જણાવ્યું કેઃ-"પેતન્ત પીલ્સ જેવી કે 'કૉકલ્સ,' 'મૉરીસન્સ,' 'હૉલિવેઝ,' અને એવી બીજીનાં સંખ્યાબંધ રૂપ અને બંહોલા ખપનું મુખ્ય કારણ બિયર અને સ્પિરિટ પીવાનો પ્રસાર છે. એવી ગોળી દરઅઠવાડિયે કરોડો વપરાયછે અને લોક જાણેછે કે જો તેઓ આ વાપરે નહિ, તો તેઓ પિત્ત વિકારી અને અસ્વસ્થ થશે. આ સઘળી ઝાડો લાવનારી ખાસિયત ધરાવેછે, અને શરીરમાંથી રદ પદાર્થ બહાર કાઢવાના નિયમ ઉપરાંત કૃત્ય બજાવતાં કાળજાંને થોડાવારની આરામઆરા આપેછે ખરી; પણ આવી ક્રિયાથી થતો ઘસારો જીંદગી ટૂંકી કરવા યોગ્ય છે. પીનારના ચ્હેરાનો ફિકો અને રોગી દેખાવ તેનું કલેજું દરદી દેખાડેછે અને તેમાં ઘણું કરી સુદ્દા અથવા ગાંઠ બંધાયછે, જેને ઇંગ્લંડમાં 'જીન ડ્રિન્કર્સ લીવર' કહેછે."

દાકટર પીટર કહેછે કે "મધ્યમસર પીનારાઓમાં કાળજું સ્વભાવિક કરતાં ઘણું કરીને થોડું મોટું થયલું, તેના રેસા (ટેક્સ્ચર) નરમ અને તેની બહારની સપાટી ઉપર ડાઘા અને ચરબીવાળો સેડો પથરાતો માલમ પડયોછે. જેઓ વધારે દારૂ પીનારા હતા, તેઓનું કલેજું એથી પણ વધારે મોટું હતું, તેની કોર વધારે ખરબચડી અને સપાટી ઉપરનાં ચરબીવાળાં ધાબાં વધારે મોટાં અને ઘણાં હતાં. બહુ લાંબા વખતથી પીતા આવેલાઓના કાળજાં ઘણાંજ મોટાં થયાં હતાં. તે દરેકનું કુદરતી વજન, આશરે ચાર રતલ હોયછે, તે બદલે ઓછામાં ઓછું ૬ થી ૮ રતલ જેટલું હતું અને ઘણા એકનું ૮ થી ૧૨ રતલ સુધી હતું, કિનારો ઘણીજ જાડી અને ગોળ થઈ ગયલી, તેનું દળ લગભગ ચરબીથી સફેત, નરમ, અને ભાગી પડે એવું હતું."

દાકતર બદ્દ જાહેર કરેછે કે "મોટાં કારખાનાંવાળાં શહેરો જ્યાં ગરીબ વર્ગના લોક પોતાની કમાઇનો મોટો ભાગ સ્પિરિટ પીવામાં ખરચેછે, તેઓને કલેજાંનું દરદ સઉથી વધારે થાયછે." અને આનદ્રાલ જણાવે છે કે "તેણે કાળજાંનાં દીર્ઘ સોજા (ક્રૉનીક ઇનિફ્લેમેશન) નાં સઘળાં દરદી જોયાં તેમાં સઉથી વધારે દારૂને લીધે હતાં."

## દારૂથી મૂત્રપિંડપર અસર.

હવે મૂત્રપિંડ અથવા ગુરદાઓ (આ૦ ૭, મ-મ) ની ઉપર દારૂની ખાસ અસર તપાસિયે. મૂત્રપિંડનું કામ એ છે કે શરીરનાં લોહીમાં જે કાંઈ રદ નિરૂપયોગી થયલા અંશનો ભાગ હોય તેને જાણે ગાળી પિશાબના આકારમાં બહાર કાઢી નાખવો. એ કામમાં કોઈ પણ રીતે જો અડચણ થઈ, તો તે પદાર્થો શરીરમાં રહી દરદો પેદા થાયછે.

દારૂથી મૂત્રપિંડની રચનામાં બિગાડ થાયછે. તેથી તેની બાંધણીમાં ચરબીકર્ત્તા સડો (ફૅટી ડીજનરેશના) લાગેછે, કિંવા ધીમો ચાલુ સોજો થઇને 'ફાઇબ્રૉઇડ ડિજનરેશન' પ્રકારનો સડો થાયછે; તેથી ગુરદા અને તે માંહેલો સંયોજક તેમના કદ તથા જથામાં વધી જાયછે; અને પાછળથી તેજ ચીમળાઇ જડ થાયછે. તેમની બારીક રક્તનળીઓ (બ્લડ વૅસલ્સ) પોતાની જોઇતી સ્થિતિસ્થાપક હાલત ખોઇદેછે, તેમ તેમની સંકોચાવાની શક્તિ જતી રહેછે. મૂત્રપિંડમાં ફરતાં લોહીની ગતિ મંદ પડી જાયછે અને તેની રક્તનળીઓ તેનાં ફરતાં પડોમાંથી આલ્બ્યૂમેન નામનો, જે શક્તિમાન પદાર્થ લોહીમાં જણાયલોછે, તે પિશાબ સાથ બહાર આવવા દેછે, ત્યારે શરીર લોહીની તાકાત ખોયાથી નાકૌવત થતું જાયછે. આ ધાસ્તિ ભરેલું દરદ 'બ્રાઇત્સ ડિઝીઝ'ના નામથી ઓળખાયછે. તેમાં લોહીનું આલ્બ્યૂમેનવાળું સત્વ પિશાબ સાથ નીકળી જવાથી લોહીમાં પાણીનો ભાગ વધારે રહી જાયછે, તેથી લોહીના નિર્માણ પ્રમાણ ઉપરાંત તેમાં પાણી રહેવાથી લોહીની નળીઓ વાટે આસપાસના ભાગોમાં ઝરપી શરીરમાં જલંદર ફેલાયછે તથા લોહીમાંથી જે ઝેરી યૂરીયા વિગરે ક્ષાર પિશાબ રૂપે શરીરમાંથી દૂર થવા જોઇએ, તે ન થતાં લોહીમાં એકઠા થાયછે, એટલે વધારે બગાડો થાયછે. એ ઝેરી પદાર્થો લોહીસાથ શરીરમાં ફરવાથી દરદો અને તેનાં કાર્યરૂપ સોજા, નળકોટ, જલંદર વગેરે ચિન્હો પેદા થાયછે. એજ રીતે મૂત્રપિંડનાં કાર્યોમાં ફેરફાર થવાથી ગોતવા (ગાઉત), સંધિવા (રૂમેટીઝમ), પિશાબમાં રેતી તથા પત્થરીનો મરજ પેદા થાયછે.

સર વિલ્યમ ટેમ્પલ ગોતવાના ઇલાજ નામના રસાલામાં લખેછે કે "આ જમાનામાં અમિતાહારથી ઉપજતાં સઘળાં દરદોમાં તેણે ગોતવાથી વધારે બીજાં દરદ જોયાં નથી અને તેનાં પરિણામ પણ મનુષ્યજાત માટે તેવાંજ દુષ્ટ થાયછે."

ડાક્તર ઇરાસમસ દાર્વીન છાકટપણાં વિષેની પોતાની ચોપડીમાં જણાવેછે કે "હું સારી પેઠે જાણુંછું કે જેમ ગોતવા એદીપણે ખાધાથી થાયછે તેમ દારૂના અમિતહાર પાનથી પણ થાયછે એવો સાધારણ અભિપ્રાય છે; પણ એ વિષે મારો ઉત્તર એ છે કે જેઓ વાઇન કે બિઅર પીતા નથી તેમાંના કોઇને ગાઉતથી પીડાતો મેં જોયો નથી.

ડાક્તર ઑલફ્રેડ ગૅરડ ગાઉત વિષે લખેછે કે "બિયર અથવા આલ્કોહાલવાળા દારૂ ગોતવાના કારણોમાં સૌથી પ્રબળ કારણછે. એ વૈદોમાં પૂર્ણ સિદ્ધ થયું છે એટલુંજ નહિ પણ જો આવા પ્રવાહિનો છંદ ન કર્યો હોત તો આ રોગ માણસજાતને કદિ પણ જણાતે એ એક સવાલ છે."

ડાક્તર ચાર્લ્સ ડ્રિસ્ડેલ જણાવેછે કે "લંડનનાં લોકમાં ગોતવાનું સૌથી મોટું કારણ બિયર છે." મૂત્રપિંડના દરદો વિષે દાક્તર ક્રિસ્તિસન જણાવેછે કે "ઍડીનબરોમાં એ દરદવાળા મારા જોવામાં આવ્યા, તેમાનાં દર પાંચમાં ચાર માણસ સખતતર છાકટાજ નહી પણ નિયમિત વખતસર દારૂ પીનાર હતા." ઇંગ્લંડ અને હિંદુસ્તાનની ઇસ્પિતાળોમાં ઘણી ખરી અજમાયસ એવીજ મળીછે.

## દારૂની હૃદય અને રક્તનળીપર અસર.

દારૂની ખાસ માઠી અસર હૃદય (હાર્ત) ઉપર થાયછે. શરીરરચનાનાં જે અંતર અવયવો ઉપર આલ્કોહૉલની ખરાબ અસર પહેલ વહેલી થવા માંડેછે, તે હૃદય (હાર્ત) છે. આલ્કોહૉલની અસરથી લોહી પહેલાં થોડો વખત ધમનિ અને શિરા (આરતરીઝ ઍન્ડ વેન્સ) માં ઝડપથી ફરવા માંડેછે; આથી કરી લોહીને રક્તનળીઓ (બ્લડવૅસલ્સ) માં મોકલવા માટે હૃદયને નિયમિત કરતાં વધારે ધબકારા કરવા પડેછે. દારૂની હૃદય ઉપર થતી અસર તેના ધબકારા (હાર્તબીત્સ) થી માલમ પડેછે અથવા તે અસર પીનારની નાડી ઉપરથી જણાઇ આવેછે. એ બાબત વિષે અખતરા કરતાં દાકતર પાર્કસ અને કાઉન્ટ વોલોવીત્ઝને માલમ પડયું કે એક માણસને ૨૪ કલાક સુધીમાં ફકત પાણી પાઇને રાખતાં તેના હૃદયે ૧૦૬૦૦૦ ધબકારા કરયા તેજ માણસને પહેલી પાયરી સુધીનો દારૂ પાવાથી તેણે તેટલાજ વખતમાં ૧૨૭૦૦૦ એટલે આગળ કરતાં ૨૧૦૦૦ વધારે ધબકારા કરયા અને છેલ્લી હદ સુધી પાવાથી તે ૧૩૧૦૦૦ એટલે ૨૫૦૦૦ વધારે ધબકારા કરવા લાગ્યું હતું. દારૂથી પોતાની કુદરતી ઝડપ કરતાં વધારે ધબકારા હૃદયને કરવા પડેછે, તેથી ધીમી ગતિમાં તેને જે પૂરતી આસાએશ મળેછે, તે મળતી નથી. દારૂ પીવાનું શરૂ કરયા પછી તે દિવસો સુધી ચાલુ રાખતાં હૃદય એમ વધારે ધબકારા કરતું રહે તેથી તે નબળું થતું જાયછે. વળી દારૂથી હૃદયની બાંધણીમાં જે માંસની શાખાઓ આવેલી છે, તેમાં ચરબી પેદા થાયછે, તેથી જોઇતાં જોરથી તે ધબકારા કરી શકતું નથી. આખરે લોહીનું ફરવું શરીરમાં ધીમું પડેછે, ત્યારે લોહીમાંનું પાણી શિરામાંથી બહાર ઝડપી ઘણું કરીને શરીરના નીચલા ભાગોમાં જામી પગથી જલંદર શરૂ થઈ ઉપરના ભાગમાં ફેલાયછે. જેઓના હૃદયમાં ચરબી કરનારો સડો (ફૅતી દિજનરેશન) પેદા થાયછે, તેમનાં આખાં શરીરમાં પણ ચરબી જામવાની વેદના થાયછે, અને દિલ ઉપર હમેશ ગમ અને બેચેનીની અસર રહેછે. હૃદયના ધબકારા બરોબર ન ચાલ્યાથી માણસ પીડાયછે; જરાએ મહેનત કરયાથી તે હાંફી જાયછે; અને કોઈ પણ સહેજ મહેનતનું કામ ખૂશીથી માથે લઈ શકતો નથી. લોહીની ખાસિયતમાં બગાડો થાયછે અને શરીરમાં તે જેટલા જથામાં જોઇએ તેટલું ફરી વળતું નથી.

વળી સર્વથી વધારે ને ભંયકર દરદ, જેને આપણે 'વાલવ્યૂલર હાર્ત ડિઝીઝ' એટલે હૃદયમાં આવેલા પડ જેવા ઉઘાડ બંધ થતા પડદાઓ (આ૦ ૧૫, ૧૬) ની કુદરતી હાલતમાં ફેરફાર થયલી સ્થિતિને કહિયે છીએ, તે પેદા થાયછે. આ પડદાઓનો હેતુ કુદરતે એવો રાખ્યોછે કે હૃદયના ખંડો જ્યારે લોહીને ફેરવવાને માટે સંકોચાય, ત્યારે સ્વાભાવિક રીતે સંપૂર્ણ ઉઘડ બંધ થયા કરે, જેથી લોહીનો નિર્માણ જથો દરેક ધબકારામાં પસાર થઈ શકેછે. પણ જ્યારે આ પડદાઓની રચનામાં કંઇ પણ ફેરફાર થાયછે, ત્યારે લોહીનાં ફરવામાં મોટી મુશ્કેલી પડેછે; અને પછી કોઈ પણ વખતે ધબકારા કરતું એકદમ અટકી જવાને તે તત્પર થાયછે, જેથી કરી એવાં હૃદયવાળા માણસની જીંદગી હમેશ મરણનાં ભયમાં રહેછે. દાકતર બોમૉન્ટ કહેછે, "જ્યારે પણ દારૂ પીવામાં આવેછે, ત્યારે હૃદય ઉપર દેખાઈતી અસર થાયછે.

કેટલાકો જેઓ દારૂનાં છંદમાં પડ્યા હતા, તેમનાં શરીર તપાસતાં મને હૃદયના પડદા અને મોટી ધમનિઓમાં તાજા વરમ (ઇનફ્લેમેશન) નાં ચિન્હો દેખાયાં હતાં. એક દરદીની છાતીની મોટી ધમનિમાં સોજાની રતાસ અને અંદરનાં પડમાં ચાંદાં હતાં અને તેના હૃદયના પડદાઓ જાડા અને કઠણ બન્યા હતા." હૃદયનાં દરદનો આ એક ધ્યાનમાં રાખવાજોગ દાખલો હતો; કારણ એ માણસ જીવતો હતો, ત્યારે તેને એવું દરદ હશે, એમ કોઇને પણ શક નહતો. તથાપિ તે સાચો અને ધર્મિષ્ટ પુરૂષ હતો અને છાકટપણાંનો દોષ તેને કદી લાગ્યો નહોતો. પણ આ માણસને જ્યારે ત્યારે એવાં ચિન્હો થતાં કે જેને હોજરીમાં આંકડીઓ (સ્પૅઝમ ઑફ ધિ સ્તમક) આવેછે, એમ તે કેહેતો અને તેને માટે તેની બાયડી હંમેશ બ્રાન્ડી અને ગરમ પાણી આપતી હતી. એટલા પરથી ડાકતર બોર્મૉન્ત ધારેછે કે જેવાં આંકડીનાં ચિન્હો થશે, એવું માલમ પડતું કે તે ઉપર બ્રાન્ડી પાણીનો ઘડી ઘડી ઉપાય કર્યાથી તેનાં હૃદયની રચનામાં ઉપલા ફેરફારો થયા હશે. એ ગૃહસ્થ દરરોજ પ્રમાણે તંદુરસ્તી અને ખુશમિજાજ સાથે બિછાને ગયો, ત્યાં એક વેળા તેનાં ઉપલાં ચિન્હો થઇ આવી થોડી એક મિનિટમાં તે મરણ પામ્યો.

ઘણીખરી લોહીની શિરા અને ધમનિઓ (વેન્સ ઍન્ડ આર્તરીઝ) અતિ ઘણો દારૂ પીવાથી નાના પ્રકારનાં દર્દોને યોગ્ય થઈ પડેછે. તેમાં વિશેષ કરી જે ધમનિ અથવા શિરા હૃદયની નજદીક રહેછે અને જેઓમાં હૃદયના ધબકારાથી શરીરમાં ફરવા નીકળેલું લોહી પહેલાં ધસેછે, ( આ० ૯લ. ધ.) તથા તે ધસારાનું સઘળું જોર જેઓ ઉપર આવી પડેછે, તેઓ આ હાલતને આધીન છે. લોહીમાં આલ્કોહૉલ સામેલ થયાથી ધમનિનાં પડોમાં ઝાલ (ઇરીટેશન) થાયછે, તેથી અને તેઓ ઉપર હૃદયના ઉશ્કેરાયલા ધબકારાથી લોહી જોસમાં હડસેલાયછે, તેથી તેમાં ધીમો જારી સોજો ચાલુ કરેછે અને રોગી ફેરફાર થાયછે. એ ફેરફારોથી રક્તનળીનાં પડમાં ચરબી-કર્તા સડો થાયછે, અથવા ચૂના જેવો પદાર્થ જમા થઇને તેનું કોઈવાર કઠણ જાડું પડ બાઝેછે. આવી હાલતમાં ધમનિ તદન કઠણ ને બરડ થઈ પોતાનું કામ બરાબર બજાવવાને બિલકૂલ અશકત થાયછે. તેની સ્થિતિસ્થાપક શકિત, એટલે પોહોલી થઇને પાછી સંકોચાવાની ખાશિયતનો, નાશ થાયછે. લોહીની નળીઓનાં પડમાં આ જાતનાં ફેરફારવાળાં દરદને ઇંગ્રેજીમાં 'ઍન્યૂરીઝમ' કહેછે. પાછળથી આ દરદી લોહીની નળીઓના પડમાં ચાંદાં પડેછે અને ફરતાં લોહીનો ધસારો તેપર ચાલ્યાથી પોહોળાં થાયછે અને કોઈવાર ફાટી જઇને તૂરત મોત નિપજાવેછે. આ હાલત મુખ્ય કરીને ભેજાંની રક્તનળીઓમાં જ્યારે ત્યારે થાયછે. કેટળીએક વાર છાકટો એકાએક મરી જાયછે તેનું કારણ આ છે.

## દારૂની ફેફસાંપર અસર.

ફેફસાં (લંગ્સ) ઉપર થતી દારૂની પૂરી અસરો જાણવા પહેલાં ફેફસાંનું કાર્ય સમજવું બહૂ જરૂર છે. આપણે શ્વાસ લઈએ છીએ, ત્યારે હવા નાકમાંથી મોઢાંના પાછળા ભાગમાં થઇ હવાની નળીવાટે (આ० ૩૨ $a\ b$) ફેફસાંમાં ઉતરેછે. સ્વચ્છ લોહીના તત્વો શરીરના પોષણમાં વપરાઇ ચૂકી મેલું થયલું જાંબુવા રંગનું લોહી ફેફસાંમાં જાય

છે. અહિ દમમાં ગયલી હવા આ રક્તને સ્વચ્છ કરેછે. જે હવા ફેફસાંમાં જાયછે, તેમાં ઑક્સિજનનો મોટો ભાગ હોયછે. આ ઑક્સિજન રક્ત માંહેલા નિરૂપયોગી અને ઝેરી પદાર્થોની કારબૅન અને હેડ્રોજન સાથ મળીને કાર્બૉનિક ઍસિડ ગૅસ તથા પાણીની વરાળ કરેછે, જે એ પદાર્થ દમવાટે બહાર આવતી હવા સાથ બહાર નીકળી જાયછે. આ પદાર્થ નિપજાવવાને જે રસાયની સંયોગ કુદરતી ચાલ્યો જાયછે, તેમાં શરીર હુંફ જારી રાખનારી ક્રિયા ચાલુ રહેછે. માણસનો શ્વાસોચ્છ્વાસ બંધ કરવાથી ઑક્સિજન ગૅસ લોહીમાં ન જાય, અથવા ફેફસાંમાંથી ઝેરી કારબૉનિક ઍસિડ બહાર ન નીકળે, તો માણસ ગુંગળાઇ થોડી પળમાં મરી જાય-છે. વળી જો બહાર કાઢેલી કાર્બૉનિક ઍસિડ ગૅસ આપણે ચોખ્ખી હવા સાથ ભેળાયલી દમમાં પાછી લઇએ તો શરીરની શક્તિ સઘળી મંદ પડેછે અને તેથી પણ શરીરનો સાંચો અટકી જાય. અને ફેફસાં-માંથી પૂરતી કાર્બૉનિક ઍસિડ ગૅસ બહાર ન નીકળે અને પૂરતી ઑક્સિજન દમમાં ન લેવાય, તોપણ ઉપલાં પરિણામ નિપજેછે. મગજનો જે ભાગ શ્વા-સોચ્છ્વાસનાં કાર્ય ઉપર અમલ રાખેછે, તેને આલ્કો-હૉલ મંદ પાડેછે, તેથી જેટલી ઑક્સિજન હવા સાથ દમવાટે લોહીમાં જવી જોઇએ અને જેટલી કાર્બૉનિક ઍસિડ ગૅસ બહાર નીકળવી જોઇએ તે બનતું નથી. શ્વાસોચ્છ્વાસ પર એમ થતી અસરથી મલિન લોહીને ફેફસાંમાં સ્વચ્છ થવામાં અને તેનો મેલ દૂર થવામાં અડચણ પડેછે, તેથી શરીરના દરેક ભાગનું સ્વચ્છ પોષણ તથા ઘસાઈ ગયલા નિરૂ-પયોગી તત્વોનું નિવારણ થવું ઘણે દરજ્જે બંધ પડેછે. દારૂથી ઉપજતી આ હાલતને લીધે તન અને મનનાં સર્વે કાર્યો મંદ અને ગુંચવાયલાં ચાલેછે.

**શ્વાસનાળ તથા ફેફસાં.**




આ૦ ૩૨.

a ઘાંટીનું કુમળું હાડકું જે ઉપર કંઠનાળ હોયછે. b નડી અથવા દમ નળી અને તેનાં જમણા ડાબા ફાંટા. c ડાબું ફેફસું. d શ્વાસ નાળના ભાગ વિભાગ થઇ ફેફસાંમા હવા આણેછે તેનો જમણું ફેફસું કાઢીલીધા પછેનો દેખાવ.

સઘળા જાણીતા વૈદોનું સામટું મત એ છે કે દારૂ પીવાથી ફેફસાંમાં દરદો પેદા થાયછે અને તે દરદોમાં વધારો થતાં આખરે ભયંકર અને મોત પેદા કરનાર ક્ષય અથવા ખહિ (કંઝંપશન) ઉભો રહેછે. દાકતર રીચર્ડસન, જેને એ બાબદ ઉપર વિશેષ ધ્યાન આપ્યું છે, તે ફેફસાંનાં એ દરદને દારૂનો ખહિ કહેછે અને તેનું નીચે પ્રમાણે બ્યાન કરેછે. આસરે ૪૪ વર્ષની ઉમ્મરમાં એ વધારે લાગુ પડતો જણાયો છે. દર્દી ઘણાખરા દારૂ પીનારા હોયછે, પણ કદાચજ છાકટા બનેછે. જ્યાં સુધી એ દરદનો હુમલો જોરમાં થાય, ત્યાં સુધી તેઓ સારી તંદુરસ્તીમાં દેખાયછે અને તેઓમાં સાધારણ ક્ષયની કોઈ પણ જાણીતી નિશાનો માલમ થતી નથી. પહેલાં તો ફેફસાંમાં જે રસ પડનું આચ્છાદન કરેલું છે, જેને ઇંગ્રેજીમાં 'પ્લ્યુરા' કહેછે તેમાંહે વરમ અથવા સોજો (ઇનિફ્લેમેશન) ચઢેછે અને તેથી તેમને છાતીની બાજૂએ

સૂળ મારી ઘણું દરદ થાયછે. ત્યારપછી ફેફસાંમાંથી લોહી ઓકવાનું શરૂ થાયછે અને મોતનો રસ્તો મોકળો કરેછે. છેલ્લાં દાકતર રીચર્ડસન કહેછે કે કોઈ બીજી જાતના બહિ કરતાં આ બહિમાં માણસના જીવનો અંત ઘણો જલદીથી આવેછે.

દાકતર મૅકીનટોશ કહેછે કે દારૂ પીનારમાં સસણી (ન્યૂમોનિયા) થાયછે, તે ઘણું કરીને મોત ઉપજાવેછે. છાકટોનું ગળું ઘાંટું લોહીથી ધાયલું રહેછે. તેમનો સાદ ખોખરો થાયછે, અને તેઓ ચીકણો બલગમ ખાંસી કાઢેછે.

દારૂએ કરીને ફેફસાં માંહેલું લોહી હવામાંથી પૂરતા જથામાં ઓક્સિજન લેવાને અશક્ત થાયછે, ત્યારે ઓક્સિજનથી સાફ થયા વગરનું લોહી આગળ માર્ગ પકડી શકતું નથી અને તેથી ત્યાં લોહીનો જમાવ થાયછે અને ફેફસાંને જોઈતું કામ બજાવવાને અટકાવેછે, દમ જલદી અને અડચણથી ચાલેછે, પહેલાં સૂકી ખાંસી ઉઠેછે અને પાછળથી ફેફસાંનો વરમ વિગરે ભયંકર બિમારીઓ લાગુ થાયછે.

## દારૂની આંખપર અસર.

દારૂથી આંખોને ખરાબ અસર થાયછે. કાળા ડાઘા, અથવા કોઈ વખતે ઉડતાં જીવજંતુ જેવાં આંખ સામે ભમતાં દેખાયછે. એ કાંઈ આંખની રચનામાં ફેરફાર થયાથી નથી; પણ તે છતાં તે ઘણી કંટાળો આપનારી અને પિડાકારક છે. આલ્કોહૉલથી પાચનશક્તિ પર તથા મજ્જાતંતુસ્થળ ઉપર અને તે વડે આંખમાં ફરતાં લોહી ઉપર થતી ગેરફાયદા ભરેલી અસરને લીધે ઉપલાં ચિન્હો થાયછે. એક ચીજની બે સુરત દેખાવી કે આજુબાજુની ચીજો ડોળતી લાગવી એ છાકટપણાંની ખાશિયત છે. છાકટ હમેશ કહેશે કે તે શુદ્ધિમાં છે અને તેની આસપાસનું સર્વ છાકટ છે. તેને એમજ લાગેછે કે સામે થાંભલો છે, તે પોતાની જગોથી હાલીને અથડવા આવેછે, અથવા ધરતી ઉઠી આવીને તેના માથામાં લાગેછે. દારૂથી કરીને આંખનાં પોપચાંની અંદરના લાલ શ્લેષ્મપડમાં લોહી ભરાઈ રતાસ થાયછે, જેથી પોપચાંઓમાં દુઃખ તથા ભાર જેવું જણાયછે. આંખમાં મોતીઆ (કૅટૅરૅક્ટસ) પણ પેદા થવાનું દારૂ એક મુખ્ય કારણ છે. આંખની બારીક કીકી (પ્યુપીલ)ની બરાબર પછવાડે એક દાણા જેવું આંખનું રતન (લૅન્સ) (આ૦ ૩૩ L) રહેછે, જે પારદર્શક હોવાથી આંખમાં રોશની પેવસ થાયછે અને માણસ જોઈ શકેછે. પણ જ્યારે કોઈ પેરપારથી તે અપારદર્શક થાયછે, ત્યારે તેને આપણે મોતીઓ કહીએ છીએ. બીજા કારણથી થતા મોતીઆ કાહાડવામાં જે ફતેહની આશા રખાયછે, તે અતિ-ઘણો દારૂ પીનારાની આંખનાં મોતીઆમાં રહેતી નથી. કારણ, એને માટે જે ઘા

આંખની અંદરની બાંધણી
( છેદન કીધેલો દેખાવ. )



આ૦ ૩૩.

S આંખની સપેતીનું પડ. C કાચવત્પિધાન (કૉર્નિયા). R આંખના મજ્જાતંતુનું પડ. J. કનીનકાપટલ (આઇરીસ). P આગળનું પોળાણ ને તેમાનું પાણી. L રતન. V પાછળનું પોળાણ અને તેમાનો બીલોરી રસ. O દૃષ્ટિતંતુ.

કરવો પડેછે, તે પૂરો રૂઝતો નથી. વળી જે માણસ દેખીતી રીતે તંદુરસ્ત અને મજબૂત હોવા છતાં આંખની શક્તિ કમ થયા જેવી ફરીયાદ કરેછે, તે ઘણુંકરી દારૂને સીધેછે. તેની આંખ આગળ પડદો અથવા તે ઝાંખી જેવી લાગેછે. તેનાથી મોટા અક્ષરો શિવાય બીજું લખેલું વાંચી શકાતું નથી. તે તરેહવાર ચશ્માં અજમાવી જોયછે પણ તે બેસતાં આવતાં નથી. જો એમનું દારૂ પીવાનું એકદમ છૂટી જાય તથા શક્તિ આણવાની દવા આપવામાં આવેછે, તો એમની આંખ પાછી આગળી દુરસ્ત હાલતમાં આવેછે. પણ જો દારૂ પીવાનું ચાલુ રહેછે, તો આંખની રચનાની પુષ્ટિ તથા બાંધણીમાં ફેરફાર થાયછે. તેથી આંખ અંદરનાં તંતુવાળા પડ (રેતીના) (આ૦ ૩૩ R) માં જે દૃષ્ટિ તંતુ (ઑપ્ટિક નર્વ) (આ૦ ૩૩૦) છે, અને જેથી અસલ પદાર્થની પ્રતિમાનો પડછાયો પડેછે અને તેની ભેજાંને ખબર પડયાથી આપણે તે ચીજ દીસેછે, તે મૂળ દૃષ્ટિતંતુ (ઑપ્ટિક નર્વ) નબળો થતો જાયછે અને તે હાલતમાં બગડેલી આંખને સુધારવાની આશા વ્યર્થ છે. આંખનાં આ દરદો હરડતા છાકટોમાંજ નહી; પણ દેખીતી રીતે ઉદ્યોગી અને મિતહારી, પણ એક સરખી હદમાં હમેશ દારૂ પીનારાઓમાં વારંવાર થાયછે.

## દારૂની ચામડીપર અસર.

દારૂને લીધે બદનની ચામડી ઉપર ઘણી માઠી અસર થાયછે. ચામડી શરીરમાં વિચિત્ર અને અગત્યનાં કામો બજાવેછે. શરીર અંદરનાં અવયવોને ઈજા થતી અટકાવવાને ચામડી તેમનું રક્ષક ઢાંકણ છે. સ્પર્શજ્ઞાન (સૅન્સેશન) ચામડીને લીધે થાયછે, એટલે હરેકોઈ ચીજની લાગણી બતાવનાર અગત્યનું સાધન ચામડી છે. કાર્બોનિક ઍસિડ ગૅસ, પાણી, વગેરે પદાર્થોને જે અવયવો બદનમાંથી બહાર લાવનારા છે, તેમાં ચામડી પણ છે, એટલે શરીરનો નિરૂપયોગી કચરો વાળી કહાડવામાં ફેફસાં, મૂત્રપિંડ અને કાળજું જેટલી ચામડી પણ ઉપયોગી છે. એનામાં પ્રવાહિ ચીજો શોષિ લેવાની શક્તિ છે. તે ઉપરાંત શરીરની નિયમિત ગરમી એક સરખી રાખવામાં ચામડી અગત્યની સેવા બજાવેછે. માણસનાં બદનની ચામડી બે પડની બનેલી છે. એક બહારની સપાટી પરનું પડ (ઍપીડર્મિસ) છે. દાઝવાથી અથવા બ્લિસ્ટર લગાડયાથી જે પાતળો પડ ફોફેયો થઈને ઉપસી આવેછે, તે (આ૦ ૩૪, બાહ્ય ચર્મ) એ છે; અને બીજું હેઠળનું સખત અને જાડું પડ (ટ્રુ સ્કીન ઑર કોરાયમ) (આ૦ ૩૪ અંતરત્વચા) છે. આ અંદરનાં પડમાં ઘણી નાંની અણીઓ અથવા ટોંચો (પપીલી) (આ૦ ૩૪ કંટક) હોયછે, જેમાં જ્ઞાનતંતુઓ (સૅનસરી નર્સ) તથા કેશવાહિનીઓ (કૅપિલરીઝ) ની જાળો સમાયલી છે. પરસેવો તથા તેલનો ભાગ પેદા કરનારા પિંડો (ગ્લૅન્ડસ) ચામડીનાં હેઠળનાં, પડની નીચે આવેલા છે (આ૦ ૩૪ પરસેવજનક ને સ્નેહોત્પાદક પિંડ). આ પિંડો એક ગુંછળાં (આ૦ ૩૪) જેવા હોયછે અને તેની આસપાસ કેશવાહિનીઓની જાળ રહેછે. એ કેશવાહિનીઓનાં લોહીમાંથી પાણીનો ભાગ તથા તે સાથે લોહીમાંનો કાઢી નાખવા યોગ્ય કચરો પરસેવજનક પિંડો પરસેવા રૂપે ચામડીની બહાર ફેંકેછે, અને સ્નેહોત્પાદકપિંડ જે કેશ સાથ જોડેલાછે તે પોતાનો તેલવાળો દ્રવ્યાંશ કેશમાં ઓતેછે અને કે-

શોની સ્વાભાવિક જીવનશક્તિ રાખવા ઉપયોગી થાયછે. આપણે આગળ કહી ગયા કે દારૂ ચહેરા ઉપરની રગોને ફૂલવી તે ઉપર રતાસ લાવેછે અને એમ પણ સમજાવ્યું કે દારૂથી જે તંતુઓ (નર્વ્સ) લોહીની કેશવાહિનીઓ ઉપર કાબૂ રાખી તેમને સંકોચાયલી રાખેછે, તેનો કાબૂ નીકળી જાય તે રગો ફૂલેછે અને તેથી એ રતાસ આવેછે. આવી રીતે ચામડીની સપાટી ઉપરની લોહીની જાળો ફૂલીને લોહીથી ભરાયલી થાયછે, ત્યારે શરીરને આસપાસની ઠંડી હવા લાગતાં લોહીની ગરમી નિયમિત

**ચર્મ અથવા ત્વચાનો છેદેલો દેખાવ** (સૂક્ષ્મદર્શક યંત્ર ઉપરથી).




આ૦ ૩૪.

કરતાં વધારે પ્રમાણમાં બહાર નીકળી જાયછે. આ કારણથી જેવો દારૂ પીધો કે પીનારને અંગમાં ગરમી જણાઈ પાછળથી તુરતજ ઠંડી લાગેછે. ચામડીનાં કુદરતી કામો બરાબર ચાલતાં અટકેછે, ત્યારે શરીરનો કચરો બહાર પડતો નથી અને ગરગુમડાં, ખજવાળ (કીડ) ફોલ્લા, ખીલ, ખરજવું (ખરપસુ) વગેરે ચામડીના રોગો ઉત્પન્ન થાયછે. દાકતર ડાર્વિન જણાવેછે કે ચામડીનું એક દરદ, જેને છાકટનો ખંજવાળ (ડ્રન્કર્ડસ ઈત્ચ) કહેછે, તે લોહીમાં આલ્કોહૉલની હાજરીથી ચામડીનું પોષણ જાથુક બગડવાને લીધે થાયછે. આ દરદ ઉમરે પૂગેલાં

માણસો, જેમને બિયર, વાઈન, કે સ્પિરિટની લખ છે તેમનાં આખાં શરીર ઉપર પથરાયછે અને તેમાં અતિશય પીડા કરતો ખંજવાળ ઉઠેછે, જે ખણ્યાથી એક ઠેકાણેથી બીજી ગમ દોડતો ફરેછે. એ શિવાય ચામડીનાં ઘણાં ખાસ દરદો દારૂ પીનારમાં વધી જાયછે, માટે ચામડીનાં રોગોમાં દારૂનું પથ્ય કરાવવું જરૂર પડેછે. જૂલાઈ ૧૮૮૨ માં મી. જેમ્સ સ્મીતન જણાવેછે કે "ચામડીના રોગો તપાસતાં મને માલમ પડ્યું છે કે સેંકડે સાહઠ દાખલા એક કે બીજી રીતે દારૂને લીધે ઉપજેછે. ચામડીના રોગો માટેની ઇસ્પીતાલના સરજિયન અને કનસલતન્ત તરીકેની પદવીમાં મારી મોટી અજમાયશ આ વિષે અગત્યની સાક્ષી આપેછે. જેમ ઓરતોનાં બંદીખાનામાં સત્તાવાર જાહેર થયુંછે કે ત્યાંનાં તેમના જબરીવાળા વાસામાં દારૂ વગરના ખોરાકથી તેમનો ખૂબસુરત દેખાવ પાછો આવેછે તેમ સાધારણ લોકમાં ચામડીની સફાઈ અને તંદુરસ્તી દારૂના સર્વગત ત્યાગથી જળવાયછે એમાં કાંઈ શક નથી."

ડાકટર નૉર્મન કૅર (૧૮૮૨) કહેછે કે લગભગ સેંકડે ૬૦ દાખલામાં રતવા (ઍરીસીપલાસ) જાતનો સોજો આલ્કોહૉલથી થાયછે.

## દારૂની ભેજાં અને મજ્જાતંતુ ઉપર અસર.

દારૂથી મગજ, કરોડરજ્જુ અને તંતુઓની રચના તથા કાર્યોમાં શરીરનાં બીજાં દ્રવ્ય મિસાળ નુકસાન ભરેલો ફેરફાર થાયછે. જીંદગીના અભ્યાસિઓનું એક મત છે કે મન (માઇન્ડ) અને શરીરનાં કાર્યો એકમેકને આધારેછે. એક રીતે વિચારતાં શરીર મનનાં એક અવયવ જેવું છે કે જે બેવચ્ચે વ્યવહારનું સાધન મજ્જાતંતુ છે. આ બેહૂ વચ્ચે જે વ્યવહાર ચાલેછે તે ચૈતન્ય (સૅન્સેશન) અને વિચાર (થૉટ્સ) છે, અને ભેજું આ બેમાં મુખ્ય ભાગ લેછે. એ ચૈતન્ય (સૅન્સેશન્સ) અને વિચારો (થૉટ્સ) ની ખાશિયત તથા તેમનાં પ્રાપ્ત થવાની ઝડપ અને સફાઈ ભેજાંના ગુણ ઉપર અધિક આધાર રાખેછે. અને ભેજાંના વિચારો પ્રમાણે નિર્મિત સ્થળે ઝડપ અને ચોકસાઈથી કામ કરવાનો ગુણ મજ્જાતંતુઓનાં સંગિનપણાં ઉપર આધાર રાખેછે, અને શરીરના જે ભાગમાં કોઈ સંદેશો મોકલાવામાં આવ્યો હોય તેની પૂર્ણતા ત્યાંનાં દ્રવ્યની ન્યૂનાધિક નિરોગી હાલત પર આધાર રાખેછે. ટુંકમાં જો શરીર તંદુરસ્ત હોય તોજ મનનાં કામો પૂર્ણપણે પાર ઉતરેછે અને શરીર અથવા તો તેનો કોઈ પણ ભાગ જેટલો રોગી હોયછે તેના પ્રમાણમાં મનના વ્યવહારને અપકાર પહોંચેછે; તેમ ખાસ કરીને જો ભેજું દરદી હોય અને શરીરના બીજા બધા ભાગ ન્યૂનાધિક નિરોગી હોય, તો રોગી ભેજાંની સ્થિતિ તેમાં પેદા થતા વિચારો ઉપર અસર કર્યા વિના રહે નહિ. શરીરના સઘળા દ્રવ્ય પ્રથમ સૂક્ષ્મ પરમાણુ (સૅલ્સ) થી બનેલા છે, અને તે સૂક્ષ્મ પરમાણુની પ્રકૃતિ ઉપર તે શરીરનાં સર્વ કાર્ય ચાલવાનો આધાર છે, માટે ભેજાંનાં પરમાણુ (બ્રેન સૅલ્સ) ઉપર દારૂની જેવી અસર હોય તે પ્રમાણે તેનાં કાર્યો ચાલેછે. આ સૂક્ષ્મ પરમાણુ એટલાં તો બારિક છે કે તેના આકાર કે બાંધણી આંખથી કદિ દેખી શકાતી નથી, પણ સૂક્ષ્મદર્શકયંત્ર વડેજ દેખાયછે. જેમકે ભેજાંનો કટકો જોશું તો સપેત પીળારંગનો નરમ લોચો જણાશે પણ અસ્ત્રા વડે તેમાંથી પાતલામાં પાતલી ચોપડીનાં પાના કરતાં એ બારીક કાતરી કાપી સૂક્ષ્મદર્શકયંત્રમાં જોશું, તો આ૦ ૮૩

માં પાડેલાં જેવાં ચોકસ આકારનાં અને ચોકસ ધર્મો બજાવનારાં અસંખ્ય પરમાણુની રચના આપણી નજરે પડશે.

આલ્કોહૉલ શરીરરચના ઉપર માઠી અસર નક્કી કરેછે તેની ખરી પરીક્ષા અને ખાતરી શરીર અવયવોનાં બંધારણમાં આવતાં પરમાણુઓ ઉપર કેટલી અને કેવી થાયછે તે સમજવાથી મળેછે. માટે પરમાણુ (સૅલ્સ) વિષે થોડું અહિ બોલીશું. પરમાણુ ચીકણા નેટ્રોજનવાળા આદિ પદાર્થ (પ્રૉટોપ્લૅઝમ) ની એક ફૂક્કા જેવી બંધ સૂક્ષ્મ કોથળી જેવા હોયછે, જેને અંગ્રેજીમાં 'પ્રૉટોપ્લૅઝમિક સૅલ્સ' કહેછે. આ કોથળી (સૅલ)માં પ્રવાહિ તત્વ, દાણા દાણા (ગ્રૅન્યુલ્સ) અને તેની મધ્યમાં ગર્ભ-દાણો (ન્યુક્લિયસ) અને વળી છેલ્લાની મધ્યમાં 'ન્યુકલ્યોલસ' નામનો દાણો હોયછે (આ૦ ૩૬, ૩૭.). પ્રાણી વર્ગમાં સૌથી પહેલા વર્ગનું જંતુ (ઍમીબા) તે આ પરમાણુને

**ઍમીબાની વૃદ્ધિના ક્રમ.**




આ૦ ૩૫.

ક 'ઍમીબા' વેષ્ટનમાં. ૧ પ્રૉતોપ્લૅઝમ. ૨ ન્યુક્લિયસ. ૩ ન્યુકલોલસ. ૪ ફરતું વેષ્ટન. ખ 'ઍમીબા' વેષ્ટન પડમાંથી છૂટો. ગ. 'ઍમીબા' વિભાગ થવા માંડેછે. ચ. છ. 'ઍમીબા' બે તદન જૂદા થયલા.

મળતું જ છે (આ૦ ૩૫) તથા તેની માફક આ પરમાણુ પોતાની ગતિથી આગળ પાછળ ફરી હરી શકેછે અને ગતિમાં આવવાને તે વિચિત્ર રીતે સંકોચાયછે ત્યારે જૂદા જૂદા આકાર ધારણ કરેછે (આ૦ ૩૬, ૩૭.). આ પરમણુમાં ગતિ, શોષણ,

**જૂદી જૂદી જાતના પરમાણુ 'સૅલ્સ' તારા આકારનાં પરમાણુ.**



આ૦ ૩૬.



આ૦ ૩૭.

જેવાં નિરંતર ચાલતાં કાર્યોથી જે શક્તિનો ઘાસ (ઘસારો) થાયછે તેની પાછી પુરવણી કરવા આ પરમાણુ પોતાની આસપાસના પ્રવાહિમાંથી પોષણકારક સત્વ પોતાનાં

ફરતાં પડમાંથી અંદર ખેંચેછે અને તેમાંથી નવા દાણા (ગ્રૅન્યુલસ) પેદા થાયછે તથા જૂના દાણા શકિતહીન થઇ નાશ પામેછે તે વાયુ કે પ્રવાહિ રૂપાન્તરમાં પરમાણુનાં ફરતાં પડમાંથી બહાર નિસરેછે. આ પરમાણુ (સૅલ્સ) ઉપર કહ્યું તેમ શરીરના સર્વ દ્રવ્ય (તિસ્યુ)નાં બંધારણનો મૂળ પાયો છે. પરમાણુ વિવિધ આકારનાં હોયછે અને જૂદી જૂદી રીતે રચાઇ શરીરનાં વિવિધ અવયવો તેથીજ બનેછે. સૂક્ષ્મદર્શકયંત્ર વડે તપાસવાથીતે કલેજાંને, ભેજાંને, કે મૂત્રપિંડને લગતાં છે તે જણાયછે અને તેથી તે અવયવની પરીક્ષા કરાયછે. પણ ઘણી વખત આ પરમાણુનું સ્વરૂપ કોઇ દ્રવ્યમાં તદન બદલાઇ જાયછે જેમકે પરમાણુ ગોલાકારને બદલે જ્યારે લંબકાર આકાર (આ૦ ૩૮)

લંબકાર સૅલ.



આ૦ ૩૮.

પકડે અને આ આકારના પરમાણુ એકઠાં મળી એકમેક સાથ ઘટ વળગી સંયોજક કે માંસનાં તાંતણાં જેવા રેસાદાર દ્રવ્ય બનાવેછે (આ. ૩૯) ત્યારે તેમાં પરમાણુ સ્વરૂપમાં દીસવાને બદલે ખાલી દોરા જેવા રેસા જણાયછે. પણ બીજાં અવયવો જેમકે કાળજું,

લંબકાર સૅલમાંથી બનતા દ્રવ્યની રચના.



આ૦ ૩૯.

મૂત્રપિંડ, ભેજું ઇત્યાદિમાં તો હમેશ પરમાણુ સ્વરૂપમાંજ રહેછે. જીવનનાં સઘળાં કાર્યો તેની તદન સારી હાલતમાં દરેક પરમાણુમાં પૂર્ણપણે ચાલેછે. એમાં સંકોચન શક્તિ છે અને એક સ્થળથી બીજે સ્થળ આસ્તે આસ્તે આવા ગમન કરેછે. એના એક ભાગને કાંઇ પણ લાગ્યું કે તેનો આવેશ તેના સઘળા લોચામાંથી પસાર થઇને બીજા છેડાના ભાગને સંકોચન કરી ગતિ આપી શકેછે. એ પરમાણુ પોતા જેવુંજ બીજું નવું પરમાણુ પેદા કરેછે, જેમ થવાને તેના લોચામાંથી સાદા વિભાગો છૂટા થાયછે

ગોલ સેલના વિભાગ અને વૃદ્ધિ.



આ૦ ૪૦.

(આ૦ ૪૦, ૪૧). જેથી થોડા વખતમાં એક પરમાણુમાંથી બીજાં ઘણાં પેદા થાયછે (આ૦ ૪૦, ૪૧, ૪૨). એના લોચાનો કોઇ પણ ભાગ, આસપાસના પ્રવાહિમાંથી અંદર ચૂસાતો ખોરાક જેરવવાનું કામ પાર ઉતારેછે. તેની સપાટી ઉપરથી તેમાં ઑક્સિજન શોષાયછે અને પછી તેનો ઉપયોગ થવાને લોચાનાં ખાલી છિદ્રો (વૅક્યુઓલ્સ) માં તે

સમાય છે અને પરમાણુના ઉદ્યોગથી તેના વપરાયલા ૨૬ પદાર્થની કાર્બન, નૈટ્રોજન, હૈડ્રોજન છૂટી પડી ઑક્સિજન સાથ સંયોગ કરી કાર્બોનિક ઍસિડ વિગરે રૂપાન્તરમાં પરમાણુથી બહાર પડેછે. આ સર્વ કાર્યો પરમાણુના આખા લોચામાં ચાલેછે અને

કૃચા (કાર્ટિલેજ) ના પરમાણુની વૃદ્ધિ.



આ૦ ૪૧.

જેમ પ્રાણીમાં અમૂક બાજૂ હોજરી, ફેફસાં, ઇ૦ પોત પોતાનાંજ કાર્ય ચલાવેછે તેમ આ પરમાણુમાં કાંઈ જૂદાં ઠેકાણાં કર્યાં નથી. પ્રાણીનાં પહેલા ને સાદા વર્ગમાંનું 'અૅમીબા' પ્રાણી જે ખાલી એક પરમાણુ જેવું છે, ત્યાંથી વૃદ્ધિ ક્રમે ચઢતા વર્ગના પ્રાણીમાં સંખ્યાબંધ પરમાણુ એકઠાં મળી એકેક જાતનું અવયવ બનાવેછે, અને હવે ઘણાંક પરમાણુનો સમુદાય, અવયવનાં રૂપાન્તરમાં પ્રાણીનાં જૂદાં જૂદાં સ્થળોમાં, જેમ અસલ સાદા પરમાણુના આખા લોચામાં ચાલેછે તેમ, શોષણ, શ્વાસોચ્છ્વાસ, પાચન ઇ૦ ક્રિયા ચલાવેછે. પ્રાણીવર્ગનાં સૌથી ચઢતા વર્ગનાં મનુષ્ય પ્રાણીમાં આ પરમાણુ તેમનું ખાસ રીતે વહેચણ થઈ જૂદાં જૂદાં રૂપાન્તરમાં રચાયાથી જ્યાં ભેજું અને તંતુઓ બન્યા છે, ત્યાં તેમને યોગ્ય કામ કર્યાં જાયછે, બીજી ગમ આ પરમાણુમાંથી હૃદય અને લોહીની નળી બની લોહીનું ફરવું ચાલું રાખેછે, તેમજ આ પરમાણુ હોજરી, કલેજું, મૂત્રપિંડ, ઇ૦ રૂપાન્તરમાં શરીરનાં વિવિધ ભાગોમાં વહેંચાઈ ગોઠવાયાં છે, અને અનેક પ્રકારનાં પ્રત્યેક ખાસ કાર્ય બજાવી આપણા શરીર સાંચાને ચાલુ રાખેછે. આ સૂક્ષ્મ પરમાણુના યોગે આપણે બન્યા છીએ અને એક છૂટા પરમાણુમાં જે કાર્યો ચાલેછે તેજ કાર્યો આપણાં શરીરમાં અસંખ્ય પરમાણુનો સમુદાય ચલાવેછે અને તેથી જીવન ચાલેછે. એક પરમાણુમાંથી શરીરના સઘળા અવયવો બની જીવંત પ્રાણી રૂપ ધારણ થાય તે એક ઇંડું ખુલું દેખાડી આપેછે. ઇંડું જાણે એક પ્રત્યક્ષ મોટું પરમાણુ સમજવું, ઇંડાનું કોટલું અને તેને અંતરમાં લાગેલું બીજું પાતલું પૃષ્ઠ અથવા જીલ્લી તેમને પરમાણુની ફરતી કોર સમજવી, ઇંડાની દાળ પરમાણુનો મધ્યનો ગર્ભદાણો જેવો ગણવો, અને દાળની આસપાસની સફેતી તે પરમાણુના મધ્યગર્ભની આસપાસનો સત્વવાળો પ્રવાહિ સમજવો. આ ઇંડામાં જીવના કોઇએ ચિન્હો દેખાતાં

નથી, પણ તેમાંથી એક આખું જીવતું પક્ષી બની જાયછે. તે કેમ? સેવનક્રિયામાં ઇંડાનો પદાર્થ, અંદર અસંખ્ય પરમાણુમાં વિભાગ થઇ તેમાનાં (પરમાણુ) જુદી જુદી રીતે રચાવા મંડી જાયછે અને થોડાં પરમાણુ હાડકાનું રૂપાન્તર, તો થોડાંક પીછ, સ્નાયુ, મજ્જાતંતુસ્થળ, હૃદય, કલેજું ઇ૦ અવયવના રૂપાન્તરમાં આવેછે, તથા આવી રીતે તૈયાર થયલું પ્રત્યેક અવયવ તેના પરમાણુ વડે પોતાનું કાર્ય કરેછે, અને સઘળાં અવયવનું પ્રત્યેક કાર્ય સ્વાભાવિક નિયમ પ્રમાણે ચાલવાથી એક જીવંત પક્ષી બનેછે. એજ મિશાળ મનુષ્ય અને બીજાં સસ્તન પ્રાણીઓનાં ગર્ભ (ઓવમ) માં વિભાગવૃદ્ધિ થઈ તેનાં જુદાં જુદાં અવયવ રચાયછે ( આ૦ ૪૨ ). મનુષ્યમાં કે કોઈએ પ્રાણીમાં જે પરમાણુનાં સ્નાયુ બનેછે તેઓ ત્યાં આકુંચન ક્રિયા ચલાવેછે. મૂત્રપિંડના પરમાણુ શરીરમળ લોહીમાંથી ગાળી પિસાબ આકારમાં દૂર કરવાનો ઉદ્યોગ ચલાવેછે, તંતુ પરમાણુ સંદેશો લાવ લઈજાવનું કાર્ય બજાવેછે, અને એ પ્રમાણે દરેક અવયવનાં અસંખ્ય પરમાણુ તેમનો પ્રત્યેક ઉદ્યોગ ચાલું રાખેછે, તેથી આપણી જીંદગી ચાલેછે. અને જ્યારે તે પરમાણુ પોતાના આ કાર્ય બજાવી રહી મૃત્યુ પામેછે, ત્યારે પરમાણુ મેલાં



આ૦ ૪૨.

ક. સસ્તન પ્રાણીનું ગર્ભ પરમાણુ ( ઓવમ નામથી ઓળખાતાં સાદાં પરમાણુ જેવું ) ૧. ગર્ભ મધ્યદાણો અથવા અંકુર બિંદુ ( ન્યુક્લિયોલસ ). ૨. ગર્ભદાણો ( ન્યુક્લિયસ ). ૩. પ્રોતાપ્લેઝમ ( ગર્ભદાણાઓને પોષણ આપનારૂં દ્રવ્ય ). ૪ ફરતું વેષ્ટન પડ ( બધાંને સમાવી રાખનારૂં પડ ). ખ. ગર્ભ પરમાણુનો વિભાગ થઇને બે પરમાણુ બનેછે. ગ. બે પરમાણુમાથી ચાર થાયછે. ઘ. છેલ્લાના આઠ ભાગ થાયછે. ચ. અસંખ્ય વિભાગોથી ઘણા પરમાણુનો સમુદાય.

લોહીમાં ભળી ફેફસાં, ગુરડા ને ચામડી વડે શરીર બહાર કઢાયછે, અને તેમની જગ્યાએ સ્વચ્છ લોહીમાંથી નવાં પૂરાયછે. આ પ્રમાણે આપણાં અંગનાં સઘળાંજ પરમાણુનો હરપળે ઘાસ થતો જાયછે અને બીજી ગમથી તેની પૂર્ણી થતી ચાલેછે, જેથી આપણે નિરંતર નવા બદલાતા જઇએ છીએ. પણ અસલ અને ઓઢે ઉતરેલી પ્રકૃતિના ધોરણ ઉપર આ નવાં પરમાણુ બનેછે તેથી આપણે વર્ષોના વર્ષો જેવાને તેવાજ ઘણાખરા દેખાઈએ છીએ. આ પરમાણુ (પ્રોતોપ્લેસ્મિક સૅલ) આપણી જીંદગીનો અને મનનો પાયો છે, અને આ પરમાણુનીજ મજ્જાતંતુઓ બનીછે (આ૦ ૪૩ ). આવી રચનાવાળું મન કાંઈ અનંત, સ્થિતિસ્થાપક, અખૂટ, નિરંતર ગતિમય તલેસમાતી ચીજ નથી, જે ઘસારાથી, ખપ્યા કરે અને પુરવણી ન થાય તો ચલે; કેમકે, આપણી આજની વિદ્યાથી એવું સિદ્ધ થયું છે કે ખૂશાલીનો દરેક ધબકો, દરદની દરેક લાગણી, દરેક કાર્ય-વિચાર તકરાર કે કલ્પનાનાં-એ સર્વથી ભેજાંના પરમાણુનો ઘસારો થાયછે, માટે તે ઘાસના પ્રમાણમાં લોહિમાંથી પોષણ મેળવીને તે નવાં પૂરાવાં જોઈએ. આપણે જાણીએ છીએ કે ભેજાંના પરમાણુ (બ્રેનસૅલ્સ)

લોહીના પોષણકારક સત્વોના જથા ઉપર આહાર કરેછે અને ભેજાંનાં નિરોગી કાર્ય ચાલવા માટે એનું અગત્ય છે. અને ખચીત મનની યથાસ્થિત હાલતના કાર્યો ભેજાંનાં પરમાણુનાં આવશ્યક પોષણ, વૃદ્ધિ અને પુનરૂત્પત્તિ (રૅનોવેશન) ઉપર

ભેજાંનાં પરમાણુ (સૅલ).



આ૦ ૪૩.

આધાર રાખેછે. આ મજ્જાતંતુ સાંચાના નિમિત્ત ધર્મો બજાવવા માટે તેને પ્રાકૃતિક (ઍનૅટૉમિકલ) અને રસાયનિક સંપૂર્ણતા આવશ્યક છે એમ અત્યંત નાજુકીથી રચાયલા ઘણાજ ચૈતન્ય અને સહેજમાં ક્ષય પામે એવા મજ્જાતંતુ અને ગ્રંથિમાળાના પરમાણુ જોતાં સ્પષ્ટ દર્શાયછે. અહિ પોષણકારક અને પુનરૂત્પત્તિ કરતાં કાર્યોમાં લેશભાર હરકત કરનારી અસરથી શરીરનાં બીજાં કોઇપણ અવયવો કરતાં વધારે ચિંતા રાખવા યોગ્ય પ્રતિકાર્ય અને જોખમ ભરેલું પરિણામ નિપજેછે. ભેજાંનાં પરમાણુ(પ્રોટોપ્લૅઝમ)ની પુનરૂત્પત્તિ માટે તેમની પૂર્વ શ્રેષ્ઠ સ્થિતિ આવશ્યક છે, કેમકે આલ્કોહૉલથી જો અસલ પરમાણુનો સત્વ જરાએ બિગડેછે, તો તેની જગે નવાં બનતાં પરમાણુ પણ તેવાંજ હલકી પ્રકૃતિનાં ઉત્પન્ન થાયછે. દારૂ પીવાની હમેશાની ટેવથી મજ્જાતંતુ સ્થળમાં જેવું વારે ઘડીએ અને જેટલા પ્રકારે ઇજા પહોંચેછે, તેટલી કદાચ કલેજાં સિવાય બિજાં કોઇપણ અવયવમાં થતી ન હશે. આલ્કોહૉલથી ખાસ કરીને ભેજું, અને બીજાં મુખ્ય મજ્જાતંતુસ્થળો ઉપર ઇજા થવાનું કારણ છે. જેમ ઘણું નાજુક દ્રવ્ય તેમ તે ઉપર આલકોહૉલની સહુથી વધારે અસર થાયછે અને આપણે જાણીએ છીએ કે મજ્જાતંતુ દ્રવ્ય સહુથી નાજુક છે, ત્યારે તેનાં રજકણો ઉપર પરમાણુની નાજુકીનાં પ્રમાણમાં દારૂની ઇજાકારક અસર ખચ્ચીત અધિક થાયછે. મજ્જાતંતુ દ્રવ્યને શરીરના બીજા ભાગો માફક પૂરતા પાચન થયલા ખોરાકથી પોષણ મળવું જોઇએ, તે બાબુકનો દારૂ પીવાથી જરપત શક્તિ બગડે છે અને લોહી હલકા પ્રકારનું ઉત્પન્ન થાયછે એટલે મજ્જાતંતુના દ્રવ્યની પૂર્ણ પુનરૂત્પત્તિ થઇ શકે નહી. ભેજાંનાં દ્રવ્યની નાજૂકાઇ કે ઘટપણાંનાં પ્રમાણમાં તેનાં પ્રત્યેક (રિસ્પેક્ટિવ) કાર્યના ગુણ મુકરર થાયછે અને જેમ દ્રવ્ય નાજૂક તેમ ભેજાંનાં કાર્યો ઉત્તમ એ વાત દારૂની અસરમાંજ બહાર પડતા વિચારો ઉપરથી શાબિત થાયછે. દારૂ સહૂથી પહેલાં જે વિચારો ગુંચવાવી દુર્બળ કરેછે તે સ્વાભાવિક નીતિ અને ધર્મસંબંધી ગુણના છે; જેમકે, મુક્તિની આશા, આત્મનિરોધ, પ્યાર, નમ્રતા, ધૈર્ય, હિમ્મત ઇત્યાદિ.

દારૂના આલ્કોહૉલની તૂરત અને સિધી અસર ભેજાં ઉપર થાયછે, તેનો ખાત્રિ-

પૂર્વક પૂરવો દાક્તર પરસીના અખતરા આપેછે. આ દાક્તરે પાંચ કૂતરાઓની હોજરીમાં રબરની નળી મૂકીને આલ્કોહૉલ દાખલ કર્યો. આથી તેઓ એકથી બે કલાકમાં મરી ગયા, અને તેવુંજ એકનું ભેજું બહાર કાઢી તપાસ્યું, તો તેમાંથી આલ્કોહૉલ મળ્યો, જે તેનાં વાસથી, તેને સળગાવ્યાથી ઉઠતાં સ્વાભાવિક આસ્માની રંગના બળતાંથી, અને કપૂર પિગળાવાની તેની ખાશિયતથી, સિદ્ધ થયો હતો. બીજા કૂતરાનાં ભેજાં, લોહી, પિત્ત અને પિશાબમાંથી આલ્કોહૉલ મળ્યો, ત્રીજા અને ચોથાનાં ભેજાં અને કાળજાંમાંથી આલ્કોહૉલ કાઢયો અને પાંચમાંનાં ફકત ભેજાંમાંથી આલ્કોહૉલ નીકળ્યો હતો. એજ ડાકતર પરસીએ રમ દારૂ પીવાથી ઉપજેલાં મોતવાળાં માણસનું ભેજું તપાસ્યુંઃ તેમાં તેણે રમનો વાસ પારખ્યો અને પછી તેમાંથી આલ્કોહૉલ કાઢયો તે આસ્માની રંગનાં બળતાં સાથ સળગ્યો તથા તેમાં કપૂર પિગળી ગયો હતો. હૅર, કર્ક, કૂક, અને ઑગસતન વગેરે બીજા દાકતરોએ પણ દારૂથી મરણ પામેલાં માણસોનાં ભેજાંમાંથી આલ્કોહૉલ કાઢયો હતો. એક વેળા એક છાકટના એકાએક મોતને માટે સરકારી તપાસ કરતાં દાકતર ફ્રાનસીસે જ્યારે તેને ચીરી અંદરના ભાગો ખુલા કીધા, ત્યારે થોડાક જૂરીના સભાસદો તે મુડદાંવાળા ઓરડામાં આવ્યા હતા, તેઓ પૂછવા લાગ્યા કે એ રમનું પીપ કયાં ઉઘાડયું છે? આ ઉપરથી આલ્કોહૉલ ભેજાંમાં કેટલો જલદી પ્રવેશ કરેછે, તથા ભેજાંના તત્વો આલ્કોહૉલ સાથ કેટલું આકર્ષણ ધરાવેછે, તે શાબિત થાયછે.

આલ્કોહૉલ થોડા વજનમાં પીવાથી ભેજાંનાં તત્વોમાં થોડીક પળ ઉસકેરનારી જેવી અસર થાયછે, તેવી વારે વારે થયાથી તત્વોનો ઘસારો થાયછે તેનાં પ્રમાણમાં તેમનું પોષણ થતું નથી, તેથી તે શક્તિહીન થતા જાયછે. તેમને લોહી પૂરૂં પાડનારી રક્તનળીઓ બરદ અને કંઈ કંઈ ઠેકાણે પોતાની સ્થિતિસ્થાપકતા ખોહી બૂઠેલી બનેછે. ભેજાંને વીટેલું રસપડ (મેંમબ્રેન) જાડું બનેછે. ભેજાંનું દળ ઓછું નરમ અને કમતી સ્થિતિસ્થાપક થાયછે, મજ્જાતંતુરચનામાં ચરબ કર્તા સડો (ફૅટી દીજનરેશન) પ્રવેશ થાયછે. ઘણું કરી બધા છાકટોમાં એવું બનેછે. પછી ભેજાંના તહરેવાર દુષ્ટમાં દુષ્ટ દરદો (નર્વસ દીઝીઝ) પેદા થાયછે, જેવાં કે ફેફરૂં અથવા મીરગી (એપીલેપ્સી), જાત જાતના લકવા (પૅરાલીસીઝ), સક્તા અથવા માથે લોહી ચહડવું (એપોપ્લેક્સિ), દારૂની લખનું ઘેલાપણું (દિપ્સોમેન્યા), દિવાનાપણું (ઈનસૅનિટી), દારૂજન્ય ભ્રમ (ડિલીરિયમ ત્રેમેન્સ) તથા ધ્રુજારી અથવા ધ્રુજતો લકવો (શૉકિંગ પૉલ્સી).

**દારૂજન્ય ભ્રમ** (ડિલિરિયમ ત્રેમેન્સ):— એ હમેશાનો છાકટ, જેનું મગજ ઘણાં કામના બોજાથી અને જેની લાગણી કોઈ પણ કારણસર હમેશાં ઉશ્કેરાયલી રહ્યાથી તથા જેને પોતાની મનશક્તિ થકવી નાખી હોયછે, તેનાં ભેજાંની હાલતમાં એક જાતનો બિગાડ છે. એ બિગાડનું ઘણું પ્રસિદ્ધ ચિન્હ એક તરેહની ધ્રુજારી થાયછે. જેને એ રોગ થાયછે, તેને સહેજ માથામાં ગરમી લાગેછે તથા મોહોડાં ઉપર રતાસ છવાયછે, તે લવારો કરેછે, તેનાં બદનની ચામડી ઠંડી તથા ભિની રહેછે, નાડ નબળી અને વેગથી ચાલેછે; પણ તેની પ્રકૃતિમાં તુરત જણાઈ આવે એમ

કાંઇક ગભરાત, ધાસ્તી અથવા નિરર્થક ચિંતા ઉઠેછે. શરીરમાંથી પુષ્કળ પરસેવો નીકળેછે; ઉંઘ લગભગ તદન નાબૂદ થાયછે અને આવેછે તો ઘણી અધૂરી અને ભયભરેલાં સ્વપ્નાં સાથે આવેછે. જાગૃત હાલતમાં તહરેવાર વહેમ, વિક્રાલ દેખાવો અને જનાવરોના અવાજ માલમ થાયછે. દરદી ઘણો બિહેછે, અવિશ્વાસી અને હિચકારો બનેછે, આસપાસના લોક તેને મારેછે, ઝેર આપેછે અથવા ઈજા કરેછે, એવો તેને ભાસ થાયછે. તેથી ઘણીવાર તે ઘણો ઉન્માદ અને તોફાન કરેછે, નાહાસ ભાગ કરેછે, ઉંચેથી પડેછે અને સર્વને મારવા જાયછે. આવી હાલતને આસપાસના ઘેલાપણું સમજેછે અને જો બરાબર ઉપાય ન કીધો તો ખરેખર ઘેલાપણું પણ આવેછે.

મી૦ જે૦ બી૦ ગોફ પોતાના ચરિત્રમાં આ બિમારીમાં પોતાની હાલતનું નીચલું વાસ્તવિક ચિત્ર આપેછે. "મેં એટલી વેદના ખમી કે તેનું બ્યાન લખતાં હું ત્રણ આખા દહાડા લઉં તોપણ પૂરા ન પડશે. ભીત, છત, અને જમીન ઉપર બિહામણા આકારો દેખાયા, બિછાના ઉપર નજીસ ચીજો ચાલી અને મારી આંખોમાં કોઇકની ચકચકિત આંખો ઘોંચાઈ. એક વખત રાક્ષસ કદના કરોળિયાઓએ મને ઘેરી લીધો, અને દરેક અવયવ ઉપર ધીમેધીમે ચઢ્યા. મારા કપાળ ઉપર પરસેવાનાં ફોરાં ફૂટી નીકળ્યાં તથા મારા હાથ પગ ધ્રૂજવા લાગ્યા અને છેલ્લાં બિછાનું પણ ખણખણાટથી ધ્રૂજ્યું. મારી આંખો સામે વિચિત્ર રોશનીઓ નાચતી ગઈ અને એકાએક વળી ભયભિત અંધકાર થતાં હું હબકતો ને ગભરાતો. વળી એકાએક મારા દરદી મગજનાં ખ્યાલી ભયંકર ચિત્રો નજરે પડતાં હું એકદમ આંધળો ભીત બની ગયો. ખરેખર હું જાણતો કે ઓરડામાં બત્તી બળેછે, પણ મને મુદલ કંઈ દેખાયું નહિ ને સઘળે બહુંજ અંધારૂં દેખાતું; મારી સ્પર્શશક્તિ પણ ગુમ થઈ; કેમકે એક હાથે બીજો હાથ ઝાલ્યો, તે મને મૂદલે લાગ્યો નહિ. પછી મેં હાથ મારાં બાજુ અને માથાં ઉપર મૂક્યો, ત્યાંપણ કંઈજ લાગ્યું નહિ; જો કે હું જાણતો ખરો કે મારા હાથ, પગ ને શરીર ત્યાંજ હતાં. ઘડી ઘડીમાં મારી નજરનો દેખાવ બદલાઈ જતો. કોઈ અગાધ ઉંડા ખાડામાં એક કમાનમાંથી છૂટેલો તીર જાય તેટલા વેગથી જઇને જાણે હું પડુંછું એમ મને લાગ્યું. હું ખરેખર જમીનપર પડ્યો અને પછી એક ઉંચા ખડક ઉપરથી ભૂત જેવી આકૃતિઓ મારી મશ્કરી કરતી દાંત કકડાવતી અને મને કતલ કરવા આવતી જણાઈ; તથા પવનનો ઝપાટો મારા ઉપરથી જોરમાં પસાર થતાં મારાં રૂવાં ઉભાં થયાં. આ બૂરા દરદનો એકાએક ઉછળી આવતો જોશ થોડી પળ બંધ પડતો અને હું પસીનામાં ડુબેલો બિછાનાપર તદન થાકેલી લોથ જેવો પડતો અને આ બધી વેદના પાછી શરૂ થશે, એવું મને ભય રહેતું."

દાકતર મીલર આ દરદનો બીજો કાંઇક આશ્ચર્યકારક દાખલો આપેછે. તે જણાવેછે કે એક મધ્યમ ઉમ્મરના અને પોતાનાં ધંધામાં ચપળ ગૃહસ્થને કેટલાંક વર્ષો સૂધી દારૂ હદ બહાર પીવાની ટેવ હતી અને તે એકથી વધારે વખત દારૂજન્ય ભ્રમ ( ડિલીરિયમ ત્રેમેન્સ ) ના હૂમલામાંથી મરતો બચ્યો હતો. છેલ્લા હૂમલા વખતે મેં જ્યારે તેને પહેલો જોયો, ત્યારે તેણે માત્ર ખમીસ પહેરેલું હતું, અને ગાલીચા ઉપર

કલ્પિત કરોડો સાંપ ફરતા દીસ્યાથી તે એક ખુરસી પરથી બીજી ખુરસી ઉપર થોભ્યા વગર કુદાકુદ કરી રહ્યો હતો. ત્યાર પછે તેનાં મનનો તુરંગ બદલાયો અને તેની પાછળ ધારદાર છરી લઈને માણસો લાગેલા છે, તેથી બચવાને આમથી તેમ જોરમાં ધસતો જોવામાં આવ્યો, પછે એકાએક તે બિછાનામાં કૂદી પડયો, પોતાનાં હાથ પગ પોતાની મેળેજ બરાબર ગોઠવ્યા અને સંભળાય નહીં એટલો ધીમેથી શ્વાસ લેવા લાગ્યો. તેણે અમને કહ્યું "હું મરીગયો છું!" અને પોતાનાં અચમ્બુચ અને અણુધારેલાં મરણની ખબર એક મનઃકલ્પિત વર્તમાનપત્રમાંથી જાણે અમને વાચી સંભળાવતો હોય તેવું ડોલ કરી છેલ્લે બોલ્યો કે "મિત્રો મહેરબાની કરી આ વાત કબૂલ રાખશો." પછી તે કેટલીએક મિનિટ સૂવી પડી રહ્યો પણ, વળી એકાએક ઉઠી ઉભો થયો અને ધ્રૂજતો જઈ મેજપર ઉતાવળથી લખવા મંડયો. ત્યાં બોલ્યો "હું મારી મૂર્ખાઇમાં વસિયતનામાની પુરવણી (કૉડીસીલ) લખવી તદન ભૂલી ગયો હતો, પણ તે માટે હજી વખત હાથથી જતો રહ્યો નથી, તે જાણી હું ખુશી છું." તે ફલાણી તારીખે મરણ પામ્યો અને તેના છોકરાને તેની પાછળ પોતાની નોકરી આપવાની શેઠને વિનંતી કરવાની મતલબનું અક્કલમાં ઉતરે એવું કાંઈક લખાણ કરીને છાનોમાનો પોતાના સૂવાના ઓરડામાં આવ્યો. ત્યાં બિછાનું ખાલી દેખીને તેનું શબ કોઈ ઉઠાવી ગયું છે તેમ સમજી ચાકરો ઉપર ઘણાજ જુસ્સામાં બરાડા પાડવા મંડયો "ક્યા છે? ક્યા છે? હું પુરવણી લખવા ગયો, ત્યારે બિછાનાપર શબ રાખી ગયો હતો, અને મારી પીઠ ફેરવતાંજ કોઈ ચોરટો ઉપાડી ગયો છે, તે હવેડનું હવે મને પાછું આણી આપો"! આ પ્રમાણે તે પાછો ઉશ્કેરણીમાં આવી પડયો; પણ ધીમે ધીમે બેભાન થઈ એકવાર ફરીથી મૂગો મૂગો પડી રહ્યો. આખરે અમે આપી શકીએ એવી સઘળા પ્રકારની સાહ્યતા છતાં તે (એડીનબરોમાં) મરણ પામ્યો, અને તેણે સન્નિપાતમાં કલ્પેલું મોત દિલગીરી ભરેલી રીતે ખરૂં થઈ પડયું. આ બિમારીમાં ભેજાંની આવી માઠી સ્થિતિ સાથે પાચનશક્તિમાં પણ ઘણું કરી બગાડ થાયછે. કોઈ વેળા આ દરદ મોત આણે એટલું વધી જાયછે; પણ ઘણું કરી તેનાં ખરાબ ચિન્હો નરમ પડેછે અને દર્દી ભર ઉંઘમાં પડવાથી મંદ થએલી શક્તિઓ પાછી પોતાની આગળી હાલતમાં આવેછે. કોઈ વખત આ દરદવાળો તદન સાજો થતો નથી; પણ મનશક્તિઓમાં કાંઈક ઘટાડો થઈ શોકાતુર હાલતમાં જીવેછે.

આપણે કેટલાકોમાં લડથડતી હીલચાલ, અથવા કામકરતી વખતે હાથ ધ્રૂજતા જોઇએ છીએ, તે દારૂજન્ય ભ્રમના શરૂઆતની સહેજ નિશાની છે અને તેનું કારણ રોજનો થોડો કે ઘણો પીવાતો દારૂ છે.

**દિવાનાપણું** (ઇનસૅનિતી):—દારૂઓનો ચાલુ વપરાસ હદ બહાર જઇ કરવો એ પણ વારંવાર દિવાનાપણાનું એક કારણ થઇ પડેછે. બીજાં જે કારણો મન અને તન ઉપર અસર કરીને ઘેલાપણું આણેછે તેમાં દારૂથી વેગળા રહેનાર માણસો કરતાં અતિમદ્યપાનવાળા દિવાના બનવા વધારે લાયક હોયછે. કેટલાંક વિશેષ કારણો આસ્તે આસ્તે અને બેમાલુમ પોષણકારક ક્રિયાઓ ઉપર અસર કરી ભેજાંને નબળું કરી ઘેલું થવા તૈયાર કરી રાખેછે તેમાં દારૂના ત્યાગીને કોઇ ઉસકેરનાર કારણની

અસર બહુ મોડી થશે પણ દારૂથી નબળી થયલી ભેજાંની આવી હાલતમાં ઘેલાપણું તુરત આવેછે.

છાકટપણાં સાથે દિવાનાપણાંનાં સંબંધના અભ્યાસથી કેટલીક વિચિત્ર વાતો જણાઈ છે. મા તથા બાપ બેઉ અથવા તેઓમાંથી એક દિવાનું હોય, અથવા તેથી પણ એક પેઢી ઉપરનું કોઈ દિવાનું હોય, તો ફરજંદોમાં છાકટપણું હોયછે. માબાપ દિવાનાં અથવા છાકટાં હોયાનાં સબબથી તેમનાં કેટલાંક છોકરાં છાકટાં અને બીજાં દિવાનાં નીકળેછે. દાખલા તરીકે, એક છાકટ બાપને છ છોકરાં હતાં, જેમાંની બે છોકરી છાકટી, અને એક છોકરી ને એક છોકરો બેઉ મૂઢ નીકળ્યાં. એક છોકરાને ફેફરાંનો મરજ હતો, અને ચોથા છોકરાએ દારૂનાં ઘેલાપણાંમાં આપઘાત કરચો. એક બીજું કુટુંબ, જેનો વડો છાકટ હતો તે માંહેની એક છોકરી જડબુદ્ધ (ઈમબેસાઈલ,) બે છોડીઓને મૂર્છા એટલે અસતરીઆનો મરજ હતો, એક છોકરો ૩૪ વર્ષની ઉમ્મરે દારૂથી માથે લોહી ચઢીને મરણ પામ્યો. બીજા છોકરાને ફેફરાંનો મરજ હતો, તથા ત્રીજો છોકરો મૂઢ નીકળ્યો. છાકટા માણસોના છોકરાઓમાં મૂઢપણું અસાધારણ નથી. છાકટપણું એ કંઇ નહી પણ થોડા વખતનું ઘેલાપણું છે. અસલના લોકનો પણ એવોજ વિચાર હશે; કારણ સંસ્કૃતમાં મદ ધાતુનો અર્થ છાકટા બનવું, તથા મદ્ય નામનો પહેલો અર્થ દારૂ અને બીજો ઘેલાપણું થાયછે. તેથી આપણે મદ્યપાન કરવું અથવા મદિરા પીવી એમ દારૂપીવાને કહીએ છીએ, અર્થાત ઘેલાપણું પિયે છીએ. છાકટા થવાને ઍરીસટૉટલ જાણી જોઈ સ્વેચ્છાથી ઘેલા થવું (વૉલનટરી મૅદનૅસ) કહેતો હતો. દારૂ પીવાની દરેક પાયરીમાં ઘેલાપણાંની અસર માલમ પડેછે. કોઇ કોઈ વખતે ઘણાખરા મધ્યમસર પીનારાઓ પણ જ્યારે તેઓની હમેશાની હદથી બહાર જાએછે ત્યારે જેઓમાં સ્વાભાવિક ગંભીરપણું છે, તે ખૂશીમાં આવી જાયછે, જે હમેશ ખૂશ મિજાજના છે તે દિલગીર થઇ જાયછે, અને જે ઘણા ખરા શરમાળ અને સાદા હોયછે તે જેમાં તેમાં માથું ઘાલવા, ને બડાઇ મારવા મંડી જાયછે,—એમ ઉલટી પ્રકૃતિ બનેછે: ઉંચા દરજ્જાના સુખવાસીઓ અને અમીરી ખવાશનાં મરદ તથા ઓરત દારૂની કાંઇ પણ અસરમાં આવેછે, ત્યારે પાપી, ઘાતકી અને મૂરખાઇ ભરેલાં કામો કરેછે:—આવા ચાળા ને વિપરિત કર્મો પોતાની ખરી હાલત ભૂલી જઇને વગર શુદ્ધિમાં એટલે દિવાની હાલતમાં કરેલાં નહીં તો બીજું શું? આથી આગળ વધી થોડો વખત તદન છાકટ થનારા, જેઓ સાવધ હોએ, ત્યારે વિચારવાન, વિવેકી ને ડહાપણ ભર્યા હોયછે, તેઓ ઝોમમાં ઘણાંજ ઘેલાં અને ગેરમાર્ગી કર્મોના અપરાધી થાએછે. જેમ કે કાંઈ બાળી નાખવું, કાંઈ ચોરવું, કોઈ ચોકસ ઘેલા વિચારને પકડી બેસવું. સારા માણસોની ગેલછાના આપણે કેટલાક હસવા જોગ દાખલા વાંચ્યા છે, જેમકે એકે ધર્મ પુસ્તક ચોર્યાં, બીજાએ લોઢાના ખીલા, ત્રીજાએ છત્રી, ચોથાએ કોઈ વાસણ તથા પાંચમાંએ કાંઇ કપડું; છઠ્ઠાએ જેપર તેનો હાથ પડે તે ભાંગી નાખ્યું, સાતમાંએ પૂર મધરાત્રે ઘેર આવી ઘરનાં સઘળાં માણસોને જગાડી પોતા સાથે બંદગી કરવાની ફરજ પાડી. આ અને બીજા હજારો તુરંગો થોડા વખતનાં ઘેલાપણાંનો જોસ નહીંતો બીજું શું બતાવે છે? એકજણ દર મહિનામાં ચોકસ મૂદતે છાકટો થતો, ત્યારે ત્રણ દિવસ સુધી

પોતાને રોમનો પોપ થયલો માનતો અને બીજા પાસે મનાવતો તથા સમજતો કે તેનો દરેક બોલ વાસ્તવિક અને માન્ય યોગ્ય છે, તેમાં કોઇએ વાંધો કાહાડવો જોઇએ નહીં! વળી એક સ્ત્રીએ છાકટપણાંની હાલતમાં પોતાને સૈયડ આવેલાછે માની ડાકતરને બોલાવ્યો, તે ૪૮ કલાક પછી પોતાની શુદ્ધમાં આવી ત્યારે જાણ્યું કે સૈયડથી તે બિની હતી તે ફક્ત કલ્પના હતી!! આ દિવાની સ્થિતિનાં ચિન્હો નહી તો બીજું શું? દારૂજન્ય ભ્રમ (ડીલીરિયમ ત્રેમેન્સ)ના હૂમલાથી પીડાતો સિકંદ્રાબાદનાં જાણીતાં રાજકીય વિષયોપર ચર્ચા કરનારાં ઇંગ્રેજી પત્રનો અધિપતિ મારી સંભાળ હેઠળ બાર મહિના આગળ આવ્યો હતો; તેનાપર દર ૧૫ દિવસે આ દરદના ત્રણ હૂમલા થયા કરયા પછે સિકંદ્રાબાદના ડાકટરોએ ત્યાંનાં સ્થળ, સોબત, અને સંબંધથી દૂર કરી હવા ફેરફાર માટે મુંબઈ મોકલી આપ્યો હતો. તે આ દરદનો ચોથો હૂમલો થવાની એક દિવસ આગળ મારી પાસ બેસી કહેવા લાગ્યો કે મને થયલા હૂમલામાં મેં કોચ, ખુરસીઓ, તખતો અને પડદા પછવાડે તથા બારીમાંથી કુદી આવતા વાઘ, વરૂ જોયાં, તથાપિ સાપ, છછુંદર, કંસારી અને કાનખજુરા જેવાં કંટાલો આપનાર હજારો જંતુ મારા અંગ ઉપર ચહડતા લાગ્યા. ભયાનક ઓળા મારી આંખ આગળ કદિ નહિ ભુલાએ તેમ હાજર થયા, તથા મને લૂટી મારી નાખવા દરેક ખુણામાં ખૂની ઉભેલા દેખાયા, અને આ દેખાવો આજે થોડાક નજરે પડવા શરૂ, થયા છે!! તેથી ચોંકીને તમારી સાહ્યતા સારૂ આવ્યો છું. આ દરદમાં ફક્ત ખાલી વિચારો, જેને છાકટ પોતે ખાલી કરીને સમજેછે, તેમ છતાં સઘળો વખત તેનાં મગજમાં વાસો કરી રહેછે, તથા જ્યાં સૂધી તે આપઘાતથી છૂટકો મેળવે નહી, ત્યાં સૂધી, તે રીબાવીને હેરાન કર્યા કરેછે. આ બેવડા સાવધપણાંના ભયાનક ચમત્કારો ખરેખર ઘેલાં મગજની વેદનાં નહી તો બીજું શું? ઘેલાપણું છાકટપણાનું કંઇ રીતે અનાયસ પરિણામ નથી. મજ્જાતંતુ કાર્યોની તેમ મગજની સમતુલ્ય હાલતની અવ્યવસ્થા એક ઘેલા માણસને હદથી વધારે દારૂ પીવાને વિશેષ પાત્ર કરેછે. ઘેલાપણું અને છાકટપણું વચ્ચે એટલો અંતર સંબંધ છે કે બેમાંથી કયા વર્ગમાં તેને ગણવા તેનો ગુચવાડો પડેછે. દારૂના કારણથી દિવાના થયલાઓની સંખ્યા જેટલી નીચ વર્ગોમાંથી, તેટલી ઉંચા વર્ગનાં દિવાનાઓમાં મળશે નહી. ઉંચી પાયરીના લોક નીતિ અને બુદ્ધિના સંબંધમાં વધારે દિવાના થઇ જાયછે. ઇંગ્લંડ અને વેલ્સમાં ૯૬ દિવાનાંઓ રાખવાની સરાહ અથવા શાળાઓનાં ૧૮૪૪ ના પ્રગટ થયલા રીપોર્ટ-માં ગણત્રી આપીછે કે જુમલે ૧૨૦૦૭ દિવાનાઓમાં ૧૭૯૯ એટલે સેંકડે ૧૫ ટકા ફક્ત અમર્યાદપણે દારૂ પીવાનાજ કારણથી હતા. ડાકતર હચીસનના ગ્લાસ્ગોના દિવાનાસરાહનાં રીપોર્ટ પરથી માલમ પડેછે કે ૧૮૪૦ થી ૧૮૪૬ સૂધીના ૭) વર્ષનાં અરસામાં ૧૯૦૦ જણ દાખલ થયા તેમાં ૩૭૫ એટલે નજદીક ૨૦) ટકા દારૂનો ગેર-ઉપયોગ કરવાના સબબથી હતા. એબરડીનનાં દિવાનાઓનાં મથકના ૧૮૪૭ ના રીપોર્ટમાં ૯૭) દિવાનાઓમાં ૧૭ જણ દારૂથી હતા. ડાકતર એલીસે ૧૮૩૪ ની પાર્લમેંટની કમિટી આગળ જણાવ્યુંકે "બિયર, વાઇન અને સ્પિરિટનો વપરાસ ઘેલાપણું આણેછે, તે નિઃસંશય છે. તેઓ પહેલાં હોજરી અને પછે મજ્જાતંતુ રચનાને દરદી

કરેછે, જેના પરિણામમાં ભેજાંની અવ્યવસ્થા થાયછે અને ઘેલાપણું તેના સઘળા બીહામણાં આકારમાં આવેછે.'' ૧૮૫૧ ના નવેમ્બરમાં મૅન્ચેસ્તરની ટાઉન હાલમાં એક જાહેર સભા આગળ લૉર્ડ શૅફ્ટસબરીએ કહી સંભળાવ્યું કે છેલ્લાં ૨૦ વર્ષ સુધી દિવાનાઓ માટે આશ્રમોના કમીશનરનું અને ૧૬ વર્ષ સુધી તેને લગતી કમિટીનાં પ્રમુખનું કામ કરવાથી એ સંબંધી સઘળો કારભાર મારી સંભાળ અને દેખરેખ હેઠળ હતો, તથાપિ એ વિષે મેં આ અને પારકા દેશોની સઘળી ખબર મેળવીછે, પછી મારા અનુભવથી હું ખાત્રીપૂર્વક કહુંછું કે આ રાજ્ય અને અમેરિકામાં દિવાનાઓમાં ૧૦૦ એ ૬૦ જેટલી સંખ્યા માટે દિવાના થવાનું દારૂના છંદ શિવાય બીજું કાંઇ કારણ નહતું. એજ વખતે લંડનની આસપાસનાં ગામડાંઓનાં ખાનગી નવ દિવાનાસરાહમાં સેંકડે ૩૨ દિવાનાઓ દારૂના કારણથી થયા હતા. લંડનનો પૂર્વભાગ જ્યાં હલકા વર્ગના લોકની મોટી વસ્તી છે, ત્યાંના દિવાનાસરાહોમાં સેંકડે ૪૨ માત્ર મદ્યપાનથીજ થયલા જાણવામાં આવ્યા હતા. મદ્યપાન જેમ લોકમાં અધિક પ્રસરેછે, તેમ દિવાનાઓની સંખ્યા પણ વધતી જાયછે. પ્રેગના ડાક્ટર ઑફ્. ગેનગોફ્નર માણસ ઉપર આલ્કોહૉલની અસર વિષે બોલતાં જણાવેછે કે (૧૮૮૦ માં) એવું ગણી કાઢ્યું છે કે અમેરિકા, ઇંગ્લંડ અને હૉલંડના આશ્રમોમાં મદ્યપાનથી થયલા દિવાના સેંકડે ૧૫ થી ૨૦ જેટલા છે, અને ફ્રાન્સમાં સેંકડે ૨૦ થી ૨૮ રહેછે, (કારણકે ત્યાં દારૂ ઘણોજ પીવાયછે). હાઉસ ઑફ્ કૉમન્સની સીલેક્ત કમીટી આગળ અતિમદ્યપાન વિષે રજુ થયલા ત્રીજા રિપોર્ટમાં જણાવેછે કે ૧૮૬૫ થી ૧૮૭૫ માં સેંકડે ૧૩ જેટલો વસ્તીમાં ઉમેરો થયો છે અને દિવાનાપણાંમાં સેંકડે ૬૭ તથા છાકટપણાંમાં સેંકડે ૧૩૦ નો વધારો થયોછે.

મી૦ હૉઈલ જણાવે છે કે યુનાઇટેડ કિંગદમની દિવાનાશાળામાં અને વર્ક હાઉસમાં દિવાનાઓની સંખ્યા ૧૦૦૦૦૦ થી સહેજ ઉપર થશે—જોકે એમાં નહિ રહેનારાઓને ગણ્યા નથી. ઇંગ્લંડ અને વેલ્સમાં ૧૮૬૦ માં ૩૮૦૩૮ હતા પણ ૧૮૮૦ માં આ સંખ્યા વધીને ૭૧૧૯૧ જેટલી લગભગ બમણી થઈ છે—જોકે વસ્તી માત્ર સેંકડે ૨૮ જેટલી વધી છે. અને કમિશનર્સ ઑફ્ લ્યુનસીના છેલ્લા રિપોર્ટ પ્રમાણે ૧૮૮૩ ની પહેલી જાન્યુઅરીમાં ઇંગ્લંડ અને વેલ્સમાં નોધાયલા દિવાના, મૂઢ અને અપૂર્ણ મગજવાળાની એકંદર સંખ્યા ૭૬૭૬૫ જણાવી છે. એપ્રિલ ૧૮૮૪ના ફૉર્તનાઈતલી રિવ્યુમાં "શું દિવાનાપણું વધતું જાયછે" એ મથાળા હેઠળનાં લખાણમાં દબ્લ્યુ. જે. કૉરબેત ઍમ. બી. જણાવે છે કે "ઘણાક વર્ષો સુધી અને ખાસ કારણોથી દિવાનાપણાંની ગણિત્રિ (સ્ટૅતીસતીક્સ) ના અભ્યાસમાં ઘણાં વર્ષ રોકાયા પછે, હું નાખૂશી સાથે એવા અભિપ્રાય પર આવ્યો છું કે આંકડા અને ખરી બિનાઓથી આ દરદનો ફેલાવો વધતો જતો પૂરવાર થાયછે. આ આંકડા અને બિના પૃષ્ઠ ૭૯ માં આપેલા કોઠા ઉપરથી જણાશે."

અકટોબર સન ૧૮૮૩ ના 'ક્વાર્તરલી જરનલ ઑફ્ ઇનએબ્રાયતી' માં લખ્યું છે કે 'રશયન પબ્લિક હૅલ્થ કમિશન'નાં ડાક્તર ફ્રીનકલબર્ગના જણાવ્યા પ્રમાણે સઘળાં દિવાનાપણાનાં $\frac{1}{2}$ ભાગનું અને ગુન્હાનાં $\frac{3}{4}$ ભાગનું કારણ દારૂ છે. એજ સાલના અમે-

રિકન સાઇકોલૉજીકલ જર્નલમાં ભખ્યું છે, કે 'નૅશનલ ઍસોસીએશન ફૉર ધિ પ્રોટેકશન ઑફ ધિ ઇનસેન' આગળ હવડાં કરેલાં ભાષણમાં દાક્તર બૅર જણાવે છે કે પ્રશિયાના રાજ્યનાં જુદાં જુદાં દારૂ પીવાના મથકોની સંખ્યાની, જાહેર આશ્રમોના તેમજ ખાનગી કુટુંબોનાં દિવાનાઓની સંખ્યા સાથ સરખામણી કરતાં, હું ખાત્રિપૂર્વક દેખાડી શક્યો છું, કે દરેક જગાએ જ્યાં પીવાના સ્થળો એટલે કે દારૂનો ખપ ઘણોજ રહેછે, ત્યાં દિવાનાઓની સંખ્યા પણ ઘણી હોયછે. બેશક મારા વિચાર પ્રમાણે મગજના દરદોની ઉત્પત્તિ અને પ્રસારનું સૌથી જબરૂં કારણ દારૂમાં સમાયલું છે."

'મૅન્યુઅલ ઑફ સાઇકોલોજીકલ મેડસીન'માં (૧૮૮૩) ડાકટર મૅન જણાવેછે કે "ઘેલાપણું આણવામાં અતિમદ્યપાન એટલી પ્રતિકાર અસર કરેછે કે તેની ગણના કરી શકાતી નથી." સઘળા અવલોકન કરનારા એક મતે જણાવેછે કે ઘેલાપણું ઉસ-કેરનારૂં મુખ્ય કારણ આ છે, અને તે સાથે વિશેષ સંબંધ રાખેછે. જુદા જુદા દેશા-વરોની દિવાનાશાળાઓના વડા ઉપરીઓમાંથી ઘણાકોએ ગણત્રી કરીછે કે એ શાળા-ઓમાં દાખલ થતાં માણસોમાં સેંકડે ૨૫ થી વધારે સંખ્યા અતિમદ્યપાનથી દિવાના થયલા છે. પણ વળી માબાપનાં છાકટપણાંથી સંખ્યાબંધ દિવાના અને મૂઢ થાયછે તે જો આ સાથે ગણીએ તો ઉપલા પ્રમાણમાં હજી ઘણો વધારો થઈ જાય. ડાકટર એલ. લુન્યર ગણે છે કે યુરપના મોટા શેહેરોમાંથી મળી આવતાં સઘળાં મૂઢ અને અલ્પ-બુદ્ધિવાળા (ઇમબેસાઇલ) માંથી સેંકડે ૫૦ ના માબાપ વિખ્યાત છાકટા હતા. ઘેલા-પણું પેદા કરવામાં અતિમદ્યપાન જાલમ કારણ છે એ કોઈ ના પાડી શકશે નહી. ઘેલાપણાં વિષે તપાસ કરનારા અધિકારીઓ (કમીશનર્સ ઇન લ્યુનસી) નો પ્રમુખ અર્લ શૅફ્ટસબરી તથા કોલ્ની હૅચની દિવાનાશાળાનો દાકતર એડગર શેપર્ડ અને એ બાબત ઉપર મત આપવાને બીજા પ્રવીણો (એકસ્પર્ટ્સ) એ આ કારણ તરફ ચોકસ ધ્યાન ખેંચ્યું છે. કેમબ્રિજમાં મેડીકલ ઍસોશીએશનની છેલ્લી સભામાં આત્મતત્વ વિદ્યા (સાઇકોલોજી)ના સંબંધમાં થએલી તકરાર પછી ૧૦૦ દિવાના-ઓમાં નિદાન ૧૬ જણનાં ઘેલાપણાંનું કારણ ફકત અતિમદ્યપાન ઠરાવવામાં આવ્યું હતું.

| વરસ. | દેશ. | દિવાનાઓની સંખ્યા. | વસ્તી. | હજારે દિવાનાઓનું પ્રમાણ. |
|---|---|---|---|---|
| ૧૮૬૨ | ઇંગ્લંડ .................... | ૪૧૧૨૯ | ૨૦૩૩૬૪૭૬ | ૨. |
| | આયર્લંડ .................... | ૮૦૫૫ | ૫૭૯૮૯૬૭ | ૧. |
| | સ્કાતલંડ .................... | ૬૩૪૧ | ૩૦૬૨૨૯૪ | ૨.૧ |
| | જુમલે... | ૫૫૫૨૫ | ૨૯૧૯૭૧૩૭ | ૧.૮૧ |
| ૧૮૭૨ | ઇંગ્લંડ .................... | ૫૮૬૪૦ | ૨૩૦૭૪૬૦૦ | ૨.૫૪ |
| | આયર્લંડ .................... | ૧૦૭૬૭ | ૫૩૬૮૯૬૬ | ૨.૦૪ |
| | સ્કાતલંડ .................... | ૭૬૦૬ | ૩૩૩૯૨૨૬ | ૨.૨૬ |
| | જુમલે .. | ૭૭૦૧૩ | ૩૧૭૮૨૫૨૨ | ૨.૪૧ |
| ૧૮૮૨ | ઇંગ્લંડ .................... | ૭૫૦૭૨ | ૨૫૭૯૮૯૨૨ | ૨.૯૦ |
| | આયર્લંડ .................... | ૧૩૪૪૪ | ૫૨૯૪૪૩૬ | ૨.૫૪ |
| | સ્કાતલંડ .................... | ૧૦૩૩૫ | ૩૬૯૫૪૫૬ | ૨.૮૦ |
| | જુમલે... | ૯૮૮૫૧ | ૩૪૭૮૮૮૧૪ | ૨.૮ |

હાલના હેનવેલ અસાયલમના ડાકતર રેનર ત્યાંનાં ૧૦૦ દિવાનાઓમાં ૨૦ દારૂનાંજ કારણથી થયલા જણાવેછે. મુંબઈની દિવાનાશાળા લગતા ૧૮૮૬ ના સરકારી રિપોર્ટ ઉપરથી જણાયછે કે તે સાળમાં ત્યાંના ૮૮૭ દિવાનાઓમાં ૪૦૫ જણનાં ઘેલાપણાંનું કારણ જણાયું હતું: આ ૪૦૫ માંથી ૩૩૬ શારીરિક અવ્યવસ્થાને યોગે, તથા ૬૯ માનસિક ફેરફારથી દિવાના થયા હતા. શારીરિક અવ્યવસ્થા થવાના કારણોમાં ગાંજાથી ૧૪૧, સ્પિરિટથી ૩૫, અફીમથી ૧૧, તાવથી ૨૬, મિરગી અથવા ફેફરૂંથી ૨૩, માંથાની ઇજાથી ૬, કંગાલિયતથી ૭, આજાર, પ્રસ્વાસ્થિતિ અને અનહદ્દ સંભોગથી ૨, ગર્ભસ્થાન વિકાર ૧, લૂથી ૧૩, હાથરસથી ૯, આઢે ઉતરેલા ૨૫, જન્મથી ૧૫, આગળ થયલા ૧૫, અને રૂતથી ૩ દિવાના થયા હતા. માનસિક વ્યથામાં ગમથી ૫૦, ગુસ્સાથી ૪, દહેશતથી ૧૩, અદેખાઈ ૩, ધર્મજુસ્સાથી ૭, અભ્યાસ અને ચિંતાથી ૧ એમ હતા. આ ગણત્રિ પ્રમાણે સેંકડે ૮.૯ જણના ઘેલાપણાંનું કારણ સ્પિરિટ અને ૩૪-૩૫ માં ગાંજો હતો. પણ ગાંજો પીનારાનો મોટો ભાગ દારૂનો છૂટથી ઉપયોગ કરનાર હોયછે, જેથી એમાંના ઘણાંકનાં ઘેલાપણાંનું કારણ ગાંજો તેમ દારૂ બેહૂ કહેવાઈ શકાશે અને દારૂથી થયલા દિવાનાનો સેંકડે પ્રમાણ હજી વધારે ગણવું જોઇશે. એડીનબરોની રાજકીય દિવાનાશ્રમના ૧૮૫૨ ના રિપોર્ટમાંથી નીચલો કોઠો મળી આવેછે. એ કોઠામાં છાકટપણાંથી થતાં ઘેલાંની સંખ્યાનું બીજાં કારણોથી થતાં ઘેલાં સાથ સરખામણી કરીછે.

| ઘેલાપણાંનાં દરદનું કારણ. | મરદ. | ઓરત. | જુમલે. |
|---|---|---|---|
| ફિકર ચિંતા … … … … | ૭ | ૫ | ૧૨ |
| ધાસ્તી … … … … | ૧ | ૩ | ૪ |
| ગમગીની … … … … | ૩ | ૧૩ | ૧૬ |
| ગુસ્સો … … … … | ૦ | ૨ | ૨ |
| પ્રીતિભંગ … … … … | ૨ | ૭ | ૯ |
| ધનનાશ યા પ્રાપ્તિ … … … | ૬ | ૨ | ૮ |
| સંસારી વેદના … … … … | ૪ | ૭ | ૧૧ |
| મનનો ઉસકરાયલો પરિતાપ … … | ૫ | ૧ | ૬ |
| પાતિવ્રત્યભંગ … … … … | ૦ | ૪ | ૪ |
| દારૂનો બદપરહેજી અથવા અતિ મદ્યપાન | ૩૪ | ૧૬ | ૫૦ |
| લકવો … … … … … | ૦ | ૧ | ૧ |
| ફેફરૂં … … … … … | ૭ | ૦ | ૭ |
| માથાંને જખમ … … … | ૫ | ૧ | ૬ |
| ગર્ભધારણ (હામેલાહાલત) … … | ૦ | ૮ | ૮ |
| દસ્તાનનું રોકાણ … … … | ૦ | ૧ | ૧ |
| તાવ … … … … … | ૦ | ૨ | ૨ |
| ખરાબ તંદુરસ્તી … … … | ૩ | ૮ | ૧૧ |
| દાઝવું … … … … … | ૦ | ૧ | ૧ |
| કેદખાનું … … … … | ૧ | ૦ | ૧ |
| જૂનાં ચાંદાંનું બંધ થઈ જવું … … | ૧ | ૧ | ૨ |
| દરિદ્રતા અથવા તંગી … … … | ૨ | ૪ | ૬ |
| ધર્મનું ઝનુન … … … … | ૩ | ૫ | ૮ |
| વાહડકાપથી લોહીનું જવું … … | ૧ | ૦ | ૧ |
| લૂલાગવી … … … … | ૧ | ૦ | ૧ |
| નહિ જણાયલાં … … … | ૪૩ | ૨૪ | ૬૭ |

## 'કમીશનર્સ ઈન લ્યુનસી' ના ૩૭ માં રીપોર્ટમાંથી કોઠો ૨૨ મો.—

કાઉનટી ઍન્ડ બરો ઍસાયલમ્સ રેજીસતર્ડ ઑસ્પિટલ્સ, નેવલ અને મીલીતરી આસ્પિટલો, સ્તેત ઍસાઈલમ તથા ઈંગ્લંડ અને વેલ્સમાં લાઈસન્સડ ઘરોમાં ૧૮૮૨ ના સાલમાં દાખલ કરેલા સઘળા દરદીઓમાં દિવાનાપણાંનાં દર્શાવેલાં કારણો.

| દિવાનાપણાંનાં કારણો. | પ્રત્યેક કારણથી ઉપજેલી સંખ્યા. પૂર્વપ્રવૃત્ત કારણો. | | | ઉત્તેજન્ય કારણો. | | | પૂર્વ પ્રવૃત્ત કે ઊત્તેજન્ય કારણ એ અનિયમિત. | | | એકંદર સંખ્યા. | | | વર્ષમાં દાખલ કરેલાંની એકંદર સંખ્યાનું સેંકડે પ્રમાણ. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | મરદ. | ઓરત. | એકંદર. | મરદ. | ઓરત. | એકંદર. | મરદ. | ઓરત. | એકંદર. | મરદ. | ઓરત. | એકંદર. | મરદ. | ઓરત. | એકંદર. |
| **માનસિક કારણો.** | | | | | | | | | | | | | | | |
| સંસારી વેદના (સગાં દોસ્તોનાં મરણની ફ્લાહજ સાથે) | ૪૨ | ૭૮ | ૧૨૦ | ૧૭૪ | ૫૫૪ | ૭૨૮ | ૬૬ | ૮૨ | ૧૪૮ | ૨૮૨ | ૭૧૪ | ૯૯૬ | ૪·૨ | ૧૦·૩ | ૭·૩ |
| વિપત્તિ (ધંધા અને પૈસાની) | ૮૮ | ૪૩ | ૧૩૧ | ૪૩૧ | ૨૦૭ | ૬૩૮ | ૯૬ | ૩૨ | ૧૨૩ | ૬૧૫ | ૨૮૨ | ૮૯૭ | ૯·૨ | ૪·૦ | ૬·૬ |
| મનની વ્યગ્રતા (થાક અને પરિશ્રમ વગેરે) | ૪૯· | ૩૧ | ૮૦ | ૨૬૩ | ૨૮૯ | ૫૫૨ | ૮૪ | ૫૪ | ૧૩૮ | ૩૯૬ | ૩૭૪ | ૭૭૦ | ૫·૯ | ૫·૪ | ૬ |
| ધર્મોધ જોસ્સો | ૬ | ૧૪ | ૨૦ | ૧૫૫ | ૧૮૮ | ૩૪૩ | ૩૫ | ૩૩ | ૬૮ | ૧૯૬ | ૨૩૫ | ૪૩૧ | ૨·૯ | ૩·૪ | ૩·૧ |
| પ્રેમ | ૪ | ૧૫ | ૧૯ | ૩૯ | ૧૨૯ | ૧૬૮ | ૬ | ૨૭ | ૩૩ | ૪૯ | ૧૭૧ | ૨૨૦ | ·૭ | ૨·૪ | ૧·૬ |
| ધાસ્કો, અભિઘાત (નર્વસ શૉક) | ૫ | ૫ | ૧૦ | ૩૬ | ૯૬ | ૧૩૨ | ૧૮ | ૨૧ | ૩૯ | ૫૯ | ૧૨૨ | ૧૮૧ | ·૯ | ૧·૭ | ૧·૩ |
| **શારીરિક.** | | | | | | | | | | | | | | | |
| **અતિમદ્યપાન** | ૧૩૫ | ૩૩ | ૧૬૮ | ૯૦૪ | ૩૬૪ | ૧,૨૬૮ | ૨૬૯ | ૭૪ | ૩૪૩ | ૧.૩૦૮ | ૪૭૧ | ૧,૭૭૯ | ૧૯.૬ | ૬. | ૧૩.૧ |
| અતિવિષયવાસના | ૧૩ | ૭ | ૨૦ | ૫૪ | ૩૨ | ૮૬ | ૧૮ | ૯ | ૨૭ | ૮૫ | ૪૮ | ૧૩૩ | ૧·૨ | ·· | ૦ |
| આજાર | ૧૪ | ૨ | ૧૬ | ૧૪ | ૭ | ૨૧ | ૧૦ | ૫ | ૧૫ | ૩૮ | ૧૪ | ૫૨ | ·૬ | ·૨ | ૧·૪ |
| હાયરસ | ૧૬ | ૨ | ૧૮ | ૭૯ | ૫ | ૮૪ | ૨૫ | ૧ | ૨૬ | ૧૨૦ | ૮ | ૧૨૮ | ૧·૮ | ·૧ | ·૯ |
| પરિશ્રમ | ૧૧ | ૫ | ૧૬ | ૨૭ | ૨૯ | ૫૬ | ૮ | ૧ | ૯ | ૪૬ | ૩૫ | ૮૧ | ·૭ | ·૫ | ·૬ |
| લૂ | ૬૪ | ૨ | ૬૬ | ૬૭ | ૭ | ૭૪ | ૨૮ | ૧ | ૨૯ | ૧૫૯ | ૧૦ | ૧૬૯ | ૨·૪ | ·૧ | ૧·૨ |
| અકસ્માત અથવા ઇજા | ૧૦૪ | ૨૦ | ૧૨૪ | ૧૬૦ | ૩૫ | ૧૯૫ | ૧૦૧ | ૧૩ | ૧૧૪ | ૩૬૫ | ૬૮ | ૪૩૩ | ૫·૫ | ૧·૦ | ૩·૨ |
| હમેલ | ...... | ૧૧ | ૧૧ | ...... | ૩૭ | ૩૭ | ...... | ૭ | ૭ | ......... | ૫૫ | ૫૫ | ..... | ·૮ | ·૪ |
| પ્રસૂતિ | ...... | ૩૧ | ૩૧ | ...... | ૩૪૬ | ૩૪૬ | ...... | ૭૯ | ૭૯ | ......... | ૪૫૬ | ૪૫૬ | ...... | ૬·૬ | ૩·૩ |
| પાવ | ...... | ૨૪ | ૨૪ | ...... | ૧૨૩ | ૧૨૩ | ...... | ૧૦ | ૧૦ | ......... | ૧૫૭ | ૧૫૭ | ...... | ૨·૩ | ૧·૧ |
| ગર્ભસ્થાન ને તેની ગાંઠો | ...... | ૨૧ | ૨૧ | ...... | ૯૫ | ૯૫ | ...... | ૧૬ | ૧૬ | ......... | ૧૩૨ | ૧૩૨ | ...... | ૧·૯ | ૧·૦ |
| જોબનાવસ્થા | ૩ | ૧૮ | ૨૧ | ૩ | ૩૦ | ૩૩ | ૯ | ૮ | ૧૭ | ૧૫ | ૫૬ | ૭૧ | ·૨ | ·૮ | ·૫ |
| શરીર સ્થિતિમાં ફેરફાર | ...... | ૮૮ | ૮૮ | ...... | ૧૩૮ | ૧૩૮ | ...... | ૪૮ | ૪૮ | ......... | ૨૭૪ | ૨૭૪ | ... ... | ૩·૯ | ૨·૦ |
| જ્વર | ૯ | ૧૦ | ૧૯ | ૨૬ | ૨૦ | ૪૬ | ૭ | ૮ | ૧૫ | ૪૨ | ૩૮ | ૮૦ | ·૬ | ·૫ | ·૬ |
| કંગાલીઅત ને ભુખમરો | ૯ | ૩૫ | ૪૪ | ૫૫ | ૧૧૪ | ૧૬૯ | ૨૬ | ૨૭ | ૫૩ | ૯૦ | ૧૭૬ | ૨૬૬ | ૧·૩ | ૨·૫ | ૧·૯ |
| વૃદ્ધાવસ્થા | ૯૮ | ૧૧૪ | ૨૧૨ | ૬૫ | ૭૮ | ૧૪૩ | ૮૬ | ૧૦૮ | ૧૯૪ | ૨૪૯ | ૩૦૦ | ૫૪૯ | ૩·૯ | ૪·૩ | ૪·૦ |
| શરીરના બીજા વ્યાધીઓ | ૧૪૨ | ૧૩૯ | ૨૮૧ | ૩૫૨ | ૪૧૬ | ૭૬૮ | ૨૫૫ | ૨૦૮ | ૪૬૩ | ૭૪૯ | ૭૬૩ | ૧,૫૧૨ | ૧૧·૨ | ૧૧·૦ | ૧૧·૧ |
| અગાડી થયેલું દિવાનાપણું | ...... | ...... | ...... | ...... | ...... | ...... | ...... | ......... | ......... | ૮૭૮ | ૧,૨૭૩ | ૨,૧૫૧ | ૧૩·૨ | ૧૮·૪ | ૧૫·૮ |
| આપે ઉતરેલી જણાયલી અસર | ...... | ...... | ...... | ...... | ...... | ...... | ...... | ......... | ......... | ૧,૨૩૯ | ૧,૫૦૬ | ૨,૭૪૫ | ૧૮·૬ | ૨૧·૮ | ૨૦·૨ |
| જન્મસાથે ઉતરેલી | ...... | ...... | ...... | ...... | ...... | ...... | ...... | ......... | ......... | ૩૬૩ | ૨૨૯ | ૫૯૨ | ૫·૪ | ૨૩ ૩ | ૪·૩ |
| બીજા જણાયલા સબબ | ૨૭ | ૨૫ | ૫૨ | ૧૨૭ | ૩૨ | ૧૫૯ | ૫૦ | ૩૪ | ૮૪ | ૨૦૪ | ૯૧ | ૨૯૫ | ૩·૦ | ૧·૩ | ૨·૧ |
| ન જણાયલાં | ...... | ...... | ...... | ...... | ...... | ...... | ...... | ......... | ......... | ૧,૪૧૭ | ૧,૪૪૧ | ૨,૮૫૮ | ૨૧·૩ | ૨૦·૮ | ૨૧·૦ |

**અતિમદ્યપાનનું ઘેલાપણું** ( ડીપ્સોમેન્યા ):—એ નામનું એક દારૂ પીવાનુંજ ઘેલાપણું થાયછે, જે છાકટપણું અને દિવાનાપણાંથી જૂદું છે. એ દરદવાળો સદા છાકટો થાયછે, એમ નથી. એથી ઉલટું, તે દારૂ વિષે ધિક્કાર અને સુગ ધરાવેછે, પણ જ્યાં તે મળ્યો ત્યાં બિચારાથી તે પીવાનો જોસ્સો કોઇ પ્રકારે દાબી શકાતો નથી. એ દરદી સ્વાદ અથવા લહેજત ખાતર દારૂ પીતો નથી; તે કોઇપણ પ્રકારનો દારૂ ગળ્યો જાયછે. દારૂની તૃષ્ણા માટે તેનાં મનમાં અથાભ લાગણી ઉશ્કેરાયછે, તેનાં જોસ્સામાં તે પોતાની તંદુરસ્તી, જીંદગી અને જીંદગી સારૂ સરજેલી સઘળી ચીજોની દરકાર ન કરતાં બધાંને ફેંકી દેવાને તત્પર થાયછે, પછી આવાં ઘણાં માણસો ખુન અથવા આપઘાત કરવાની વળણ બતાવેછે. આ દરદ પોતામાં આણવા માટે ગમે એટલો તે ધણી જવાબદાર હોય, પણ તે પછી તો તેનો જવાબદાર ગણી શકાતો નથી. બીજાં કોઈ જાતનાં ઘેલાપણાંના ઉપાય લેવામાં આવેછે તેજ આ માટે પણ છે. આવો દર્દી છૂટથી ફરી હરી કોઈ મોટા અપરાધમાં ફસી પડે અને પછે તેને શિક્ષા થાય, તે બદલે તેને ખાસ આશ્રમોમાં લાંબો વખત સુધી રાખી તંદુરસ્તીનાં કાનુન વાપરયાથી તેને સુધરવાની આશા રહેછે. અમેરિકામાં આ દરદથી પીડાતા કેટલાક લોક જ્યારે તેમને જોસ્સાનાં ચિન્હો માલમ પડેછે, ત્યારે તેઓ તૂરત પોતાની સલામતી ખાતર તેમનાં ખાસ આશ્રમોમાં મથક કરેછે અને તેથી આવી પડતાં સંકટોમાંથી તેઓ બચી જાયછે. તાવમાંથી કોઈ માણસ સાજો થતાં જે દારૂ લેવા માંડેછે, જે કોઈ વિષયવાસના વધારવા સારૂ દારૂનો ઉપયોગ કરેછે, કેટલીએક જાતની બદહજમિયતમાં જે દારૂ વાપરેછે, તથા જેમને બાપદાદેથી દારૂની લથ ઉતરતી આવી છે—એ સર્વને આ દરદ થવાનો સંભવ રહેછે. એ દરદ મટાડવા કે અટકાવવા માટે તંદુરસ્તીની સાધારણ સંભાળ રાખી દારૂ બિલકુલ છોડી દેવો જોઈએછે.

**મગજ ઉપર લોહીનું ચઢવું** ( ઍપોપ્લૅક્સી ):—અત્યંત છાકટપણાંની હદ સુધી દારૂ પીધાથી જે તદન ચકચૂર બેભાની ( પ્રોફાઉન્ડ કોમા ) થાયછે, તે માથે લોહી ચહડવાના અથવા સકતા ( ઍપોપ્લૅક્સી ) નામનાં રોગમાં થતી હાલતને મળતી છે. બેહૂમાં સઘળી નિશાની એકસરખી છે અને તેવી હાલતનું ખરૂં કારણ શું છે, તે પારખી શકાતું નથી; જો આ બેભાની અને બીજી નિશાનીઓ માત્ર દારૂનાંજ કારણથી હોયછે, તો દારૂનાં વાસથી તે એકલું જણાઈ આવેછે; પણ થોડો દારૂ પીધેલા માણસમાં જો ખરેખરી લોહી ચઢવાની નિશાનીઓ થાય, ત્યારે દારૂનો વાસ ખરૂં કારણ બેમાંથી કયું છે તે ઢાંકેછે. દારૂની બેભાની કેફ ઉતરે એટલોજ વખત ચાલુ રહેછે. સહેજ છાકટપણાંમાં થોડું ઘણું માંથે લોહી ચહડવાની વળણ રહેછે. એમાં ભેજાંમાંની લોહીની નળીઓ હદ બહાર ભરાઈ જાયછે, તેથી લોહીના ફરવામાં હરકત પડયાથી ભેજું સુસ્ત અને બેભાન મારેછે. તે સાથે શ્વાસ બરાબર ન ચાલવાથી ફેફસાંમાં પણ લોહી જમા થઈ જાયછે. દારૂથી લોહીનો જોસ માંથે ચહડવાની શરીરની હાલતમાં ભેજાંની નસો નજીવા કારણોથી પણ ફાટવાનો સંભવ રહેછે. કુસતી રમવા જતાં અથવા સહેજ વાગવાથી મોત નિપજે એવી રીતે ભેજાંની નસ ફાટી તેમાં લોહી વહેછે, તે માંથે લોહી ચઢી જાય એટલા વજનમાં આગમચથી જલદ દારૂ લીધેલા

હોયછે, તેમનામાં બનેછે. કોઈવાર તો કાંઈ પણ ધક્કો લાગ્યા વગર પણ અત્યંત દારૂથી માથે લોહીનો જોસ ચહડી ભેજાંની નસ ફાટી રક્તસ્રાવ (હીમરેજ) થાયછે. જેઓમાં દારૂથી લોહીનો જોસ માથે ચહડવાની વળણ જરાએ જણાયછે, તેમને ડાકતર દારૂથી તદન પહરેજ રહેવા સખ્ત ભલામણ કરેછે, તે ભેજાં ઉપર દારૂથી થતી ખરાબ અસરની એક મોટી શાબિતી છે. બોરડોની દિવાનશાળાનો હવડાંનો ડાક્ટર ડોનેટ જણાવેછે કે ગણત્રીથી શાબિત થાયછે કે દુનિયામાં કોઈ પણ શહેર કરતાં બોરડોમાં માથે લોહી ચઢવાથી નિપજતાં મોતની સંખ્યા સૌથી વધારેછે.

**પેફરૂં અને લકવો** (એપીલૅપ્સી ઍન્ડ પરાલસીસ):—હદ ઉપરાંત દારૂ લેવાથી બેશક ફેફરૂં (એપીલેપ્સી) અને લકવો (પૅરાલીસીસ) ઉત્પન્ન થાયછે. તેમાં વિશેષ કરીને દારૂની લખ સાથે એદીપણું પણ હોયછે ત્યારે. આ ચોકસ દરદો શિવાય મજ્જાતંતુ શક્તિ (નર્સપાવર) નો અકાલિક હ્રાસ (પ્રીમૅચ્યુર એકઝૉસચન) થાયછે અને તેથી મગજનું જોર તથા જ્ઞાનતંતુ અને માંસની શક્તિ નબળી થાયછે. એ પરિણામ જાથુ બેઅંદાજે દારૂ પીવાથી નિપજેછે, એવું સર્વ એકમતથી કબૂલ રાખેછે. ડાકટર બકનીલ કહેછે કે મગજના દરદો પેદા કરવાનાં કારણોમાં સૌથી બળવંત કારણ અતિમદ્યપાન છે.

## દારૂથી શરીરનું આપોઆપ સળગી ઉઠવું.

જો કે માણસનાં શરીર આપોઆપ સળગી ઉઠવાના દાખલા એટલાતો ક્વચિત બનેછે કે હદ ઉપરાંત આલ્કોહૉલ વાપરવાના સામાન્ય પરિણામમાં તે ગણત્રી કરવા યોગ્ય નથી, તોપણ હદ ઉપરાંત દારૂ પીવાના પરિણામોની તપાસ કરતી વખતે તે દાખલાઓને આપણે વિસારી મૂકવા નજોઇએ. આવા બનાવને દારૂનું પરિણામ કરતાં શરીરની ઘણીજ અસાધારણ સળગી ઉઠવાની શક્તિના દાખલા તરીકે આપણે ગણીએ, તો તેમાં વધારે સત્યતા રહેલીછે. કારણ જેટલી આ અદ્ભૂત બિનાઓની નોંધ છે, તેમાં બહારની અગ્નિના સંબંધમાં નહિ આવેલો એક પણ દાખલો નથી. એમાં ખરેખરી વિશેષતા એ છે કે સાધારણ રીતે માણસના શરીરને બાળવા માટે લાકડાં, કોલસા, વગેરે બીજી સળગી ઉઠે એવી ચીજોનો મોટો જથો જોઇએછે; પણ આ અકસ્માતનાં ભોગમાં શરીર પોતે સળગી ઉઠેછે, અને, જાણે જલદી સળગી ઉઠનારી ચીજ કોઈ નાખી હોય તેમ, ઝટ બળેછે. કેટલાએક દાખલાઓમાં એવું માલમ પડયું છે કે શરીરમાંથી કોઈ સળગી ઉઠે એવી ગૅસ બહાર નિકળી અગ્નિજ્વાલાને દૂરથી પકડી બળવા માંડી છે. ઘણું કરી સઘળા સ્વદાહના દાખલાઓમાં તે માણસોની આગળી ટેવ હદ બહાર દારૂ પીવાની હતી. અને આટલી વિશેષ જાણવા જોગ નોંધ છે કે તેઓમાં મોટો ભાગ દોંગા ખૂબ સ્પિરિટ પીનારાઓનો હતો. થોડાંજ વર્ષની વાત ઉપર 'ગેઝેત ડી ટ્રિબ્યુનો'માં નીચલો દાખલો આપવામાં આવ્યો હતો. ઝેવીઅર સી.—નામનો એક ચિતારો જે છાકટપણાં માટે પ્રખ્યાત હતો, તેણે કેટલાક મિત્રો સાથ એક પીઠાંમાં દારૂ પીતી વખતે એક સળગેલી મીણબત્તી ખાઈ જવાની સરત કરી અને બીજાઓએ કબૂલ રાખી. પણ સળગેલી મીણબત્તી તે હજૂ પોતાના મોંમાં મૂકવા જાયછે તેટલામાંજ એક ચીસ પાડીને જમીન ઉપર અશક્ત થઇને

પડ્યો. તેના મોઢ આગળ એક નીલ રંગનો ભડકો ઉઠ્યો તેથી તે જમીનપર પડી ગયો અને તેને મદદ કરવા લોક ગયા, તેટલામાં તેને શરીર અંદરથી બળતો જોઇને હબકી ગયા. અર્ધા કલાકમાં તો તેનું માથું અને છાતીનો ઉપલો ભાગ બળીને કોલસો થઈ રહ્યાં. બે ડાક્ટરોને બોલાવામાં આવ્યા અને તેઓએ એવું મત આપ્યું કે ઝેવિયરનું શરીર આપોઆપ સળગી ઉઠવાથી તે મરી ગયો. આ રીતે સળગી ઉઠવાથી શરીર ત્વરીત બળી જાયછે; હાડકાં, ચામડી, સ્નાયુઓ બળીને ભસ્મ થઈ આખાં શરીરની, એક મુઠીમાં સમાઇ રહે તેટલી રાખ રહી જાયછે. અપર કેનેડાના એક ડાક્તર પીટર શોફીલ્ડ જણાવેછે કે આસરે પચીસ વર્ષનો એક જૂવાન પુરૂષ ઘણાક વર્ષ સુધી જાથુક દારૂ પીનાર હતો. રાતના નવ વાગતે મેં જ્યારે તેને જોયો ત્યારે તેણે હમેશાની માફક ઘણો દારૂ પીધો હતો, પણ કાંઇ છાકટ થયલો ન હતો. તેજ રાત્રે અગિયાર વાગતે તેને જોવા માટે મને પાછો બોલાવવામાં આવ્યો, ત્યારે માથાની તાળકીથી તે પગનાં તળિયાં સુધી તે બરેબર ભુંજાઇ ગયલો હતો. આવી હાલતમાં તે એક લુહારની દુકાનમાંથી મળ્યો હતો. દુકાનનો માલિક એકાએક તેની દુકાન જાણે આખી સળગી હોય એવડો મોટો ભડકો જોઇ ઘણીજ ઝડપથી દોડતો ધસ્યો, અને બારણું ઉઘાડીને જૂએછેતો રૂપેરી બળતાંના ભભુકામાં લપેટાઇને એક માણસ ઉભેલો હતો, અને તેના કહેવા પ્રમાણે તેનો દેખાવ બળતામાં લપેટાયલા એક કાકડા જેવો લાગતો હતો. તેણે તે છાકટને હડશેલો મારીને બારણાપર નાખ્યો, જેથી તે બળતું એકદમ ઓલાઇ ગયું. તેની ચામડી બધી તરફથી સોહોરાઇ ગઇ હતી અને તેનું માસ બળી હાડકાં અને કેટલીક મોટી નસો માત્ર રહી હતી. ત્યાર પછી તેર દહાડા સુધી તેનો થોડો થોડો દમ ચાલ્યા કીધો અને જ્યારે તે મરણ પામ્યો, ત્યારે તેની શિકળ એટલી તો બેડોલ, કમકમાત ભરેલી અને ભયાનક હતી કે કદાચજ માણસની નજરે પડી હોય. એટલુંજ નહિ પણ તે એટલી તો મોટેથી ચિચાડી અને બુમો પાડતો અને કલાપીટ કરતો કે પત્થર જેવી છાતીના માણસને પણ દયા આવ્યા વિના રહે નહિ. તે એમ કહેતો હતો કે તે જીવતાં જીવત દોજખના આજાબમાં પડ્યો હતો, અને દોજખના બિહામણા ગારના ઉબરપર ઉભો હતો.

'રૉયલ સોસાયટી ઑફ લંડન'ના રીપોર્ટમાં જણાવેછે કે ડાક્તર મૅકનીશ નીચલો દાખલો સત્તાવાર ગણેછે. ઇપ્સીચમાં આવેલાં સેંટ ક્લેમેન્ટ નામના ગામડામાં ગ્રેસ પીટ નામની સાઠ વર્ષની એક માછીમાર બાયડી રહેતી હતી, જેને પોતાના બિછાના પરથી રાતના સુવાનાજ કપડાં સાથે ઉઠી માળપરથી નિત્ય હેઠળ બીડી પીવાને જવાની ટેવ હતી. એક રાત્રે હમેશાની માફક પોતાના બિછાના પરથી ઉઠીને તે નીચે ગઇ. તેની છોકરી જે તેની સાથે સુતી હતી તે સવારના ઉઠીને જોયછે તો મા પાસે મળે નહી; તેથી તે કપડાં પહેરીને રસોડામાં ગઈતો ત્યાં તેણી જમણા પડખાપર લાંબી થઇને પડેલી, તેનું માથું સગડીના સળિયા આગળ, તેનું ધડ સગડીપર, અને તેના પગ જમીનપર હતા. તે જમીન લાકડાની હતી, અને જોકે ત્યાં કંઈ બળતું દીસતું નહતું, તોપણ તેનાં પડવા જેટલી જગોનું લાકડું બળી ગયલું હતું.

આ દેખાવ જોતાંજ તે છોકરી ઉતાવળે દોડી ગઈ અને બે મોટાં વાસણ ભરીને પાણી તેની માના અંગ ઉપર આગ બુઝાવવાને રેડયું; જે આડોસી પાડોસી તે છોકરીની મદદે આવ્યાં હતાં, તેઓ પેલાં બળેલાં શરીરમાંથી નીકળતાં દુર્ગંધ અને ધૂમાડાથી ગુંગળાઇ ગયાં. તેણીનું ધડ બળી જઇને કોલસાના ઢગલાપર રાખ પથરાયલી હોય તેવું દેખાતું હતું. તેણીનું માથું, હાથ, પગ અને જાંઘ પણ થોડાં ઘણાં બળ્યાં હતાં. આ સ્ત્રીએ પોતાની એક છોકરીના જીબ્રાલ્ટરથી પાછા ફરવાના સમાચારની ખુશાલીમાં ઘણો સ્પિરિટ પીધો હતો. તે સગડીમાં આતશ મૂદલ હતો નહિ, અને તેણીની નજદીકમાંજ મીણબત્તી મૂકવાના ઓલામાં એક મીણબત્તી બળી ગઇ હતી. વળી આ બળી ગયલાં શરીર આગળ એક નાના બાળકનાં કપડાં અને કાગળનો એક પડદો હતો કે જેઓને આગથી કાંઇપણ નુકશાન થયું ન હતું. આ બાયડીનો પોશાક છીટનો હતો.

એમ ઓચિંતું સળગી ઉઠવાની ખાશિયતનું મુખ્ય મૂળ ફૉસફરસ; અથવા, કદાચ તેનો હૈડ્રોજન સાથ સંયોગ થયલો જ્વાળાગ્રાહી મિશ્ર પદાર્થ છે, જેનો દારૂબાજનાં પ્રવાહિ ને સંગીન શરીરતત્વોમાં સંગ્રહ થાયછે. તેમ થવાનું કારણ આપણે સમજી શકીએ છીએ. તંતુવિકારી રચનાના પદાર્થના પૃથક્કરણ અથવા ઘસારાથી જે ફૉસફરસ છૂટો પડેછે, તે ઑક્સિજન સાથે મળી જઇ શરીરમાંથી પિશાબ વાટે ફૉસફૉરિક ઍસિડ રૂપે બહાર પડેછે. પરંતુ લોહીમાં આ ફેરફાર કરવા માટે પૂરતી ઑક્સિજન ન હોય, તો ફૉસફરસ શરીર બહાર જતી અટકેછે અને અંદરજ જમા થાયછે. આપણે જોયું કે આલ્કોહૉલ સ્વચ્છ લોહીને શિરાવાળાં ઑક્સિજન રહિત હલકાં લોહી જેવી ખાશિયત આપેછે, ત્યારે જાથુકનો હદ બહાર દારૂપીનારનાં શરીરમાં ફૉસફૉરસનું એકઠું થવું અનુકૂળ છે. છાકટાના દમની વરાળપણ કોઇ વખત ફૉસફૉરસ કે તેનાં કોઇ મિશ્રણ જેવી ઝળકવાળી (લ્યુમીનસ) દીઠામાં આવીછે. સર હેન્રી માર્શે પોતાનાં ખહિવાળા દરદીઓનાં ચહેરાપર રેશાની જેવા ચમકારા (લ્યુમીનૉસીટી) જોયા, તેપણ પૂરવાર કરેછે કે શરીર માંહિલી ફૉસફરસ શરીરની ચામડી વાટે બહાર પડતાં મોંને ઝળકતું (લ્યુમીનસ) કરી શકેછે. આવા દરદીઓનાં ફેફસાં રોગી હોવાથી તેમનું લોહી પૂરતી ઑક્સિજનવાળું સ્વચ્છ ન રહેવાથી તેમનાં શરીરની ફૉસફરસનો ઑક્સિજન સાથ સંયોગ થઇ ફૉસફોરીક ઑસીડ રૂપથી પિશાબમાં બહાર પડવાને બદલે ચામડી વાટે કે દમ વાટે બહાર પડેછે.

---

## પ્રકરણ ૬.

## ડુક્કરને દારૂ પાઈ તેપર થતી અસરોના અખતરા.

દુઝારદાં બોમેઝ અને આદીઝ નામના પારીસ શાહેરના બે વખણાયલા રસાયની પ્રયોગ કરનાર ડાકતરોએ સાત વર્ષ આગળ જાનવરો ઉપર દારૂની અસરના અખતરાઓથી ખાતરીપૂર્વક શોધ કહાડી છે. તેના વર્ણનનાં પુસ્તકમાંથી થોડીક નોંધ અત્રે ઉપયોગી માલૂમ થશે. તેઓ જણાવેછે કે "આલ્કોહૉલ કેફી ઝેર જેવી અસરો

ધરાવે છે. પ્રાણીઓનાં વજનનાં ચોક્સ પ્રમાણમાં આલ્કોહૉલ દાખલ કરૈથી તે ૨૪ થી ૩૬ કલાકમાં તેમની ગરમી આસ્તે આસ્તે ઓછી કરી મોત આણેછે. દૃષ્ટાંત, કોઇ જાનવર ૬૦ રતલ હોય, તો ૩૬ કલાકમાં તેનું મોત લાવવાને ૬ આંઉસ આલ્કોહૉલ બસ છે. આ અખતરાઓનાં ક્રમ (સિરીઝ) માટે 'પૅરીસની ઍકેદમી ઑફ ધિ સાયન્સ' નું (ઇનામ) 'મૉંતીઆં પ્રાઇઝ' તેમને આપવામાં આવ્યું હતું. તે વિષે ત્યાં કેટલાકોએ વાંધો કાઢયો કે કૂતરાં ઉપર કરેલા અખતરાની અસરો માણસને લાગુ પાડી કે તે અસરોને માણસ ઉપર થતી અસરો સાથ સરખામણી કરી શકાય નહિ, તથા કૂતરાઓમાં ચામડી તળે પીચકારીથી આલ્કોહૉલ દાખલ કર્‌યાથી તેનાં પરિણામો ખાતરી ભરેલાં નહિ કહેવાય, ઇત્યાદિ. આવા વાંધાને લીધે આ ડાકતરોએ બીજા અખતરાઓનો ક્રમ (સીરીઝ) ચાલુ કર્‌યો અને કૂતરાને બદલે ડુક્કર લીધાં; કારણ, ડુક્કરનો પાચનક્રિયાનો સાંચો માણસના સાંચા સાથ ઘણું મળતાપણું રાખેછે, તથા એજ જાનવર ખૂશીથી દારૂ પણ પીએછે. આ અખતરા ૧૮૭૯ ના જૂન મહિનાની આખરીએ શરૂ કર્‌યા. આ ડુક્કરોની વૃષણ (અંડ) કાઢી નાખી, તેમને ઉત્તમ તંદુરસ્તી જળવાય તેવી હાલતમાં રાખ્યાં. તેમને એક બીજાથી છૂટાં રાખ્યાં હતાં, પણ ખાનાં પછે એક મોટા વાડામાં સાથે રાખવામાં આવતાં હતાં; તેમને દિવસમાં બે વખત ખાવાનું પહોંચતું; તેમની પીઠ ઉપર જે કોટડીમાં રાખવામાં આવે તે નંબરનો છાપ મારવામાં આવતો; તેમને 'મેસ' પતેતા (છુંદેલા પતેતા), થૂલું અને 'મીલ, શિવાય બીજો ખોરાક કંઈ આપતા નહિ; પણ બિમાર હાલતમાં ફકત દૂધ આપતા. તેમને ખોરાક સાથે સહવારના જે આલ્કોહૉલ પીવાડવામાં આવતો, તે હંમેશ બેમાંથી એક ડાકતર પોતે બનાવી તૈયાર કરતો. તેઓ સઘળું ઝડપથી ખાઈ જતાં; પણ જ્યારે સ્પિરિટ એક વખત ઘણો આપવામાં આવતો અથવા ઘણો વખત ચાલુ આપતા, ત્યારેજ તેમની ભૂખ કમતી થતી. તેમને આઠ દિવસે એક વખત આ બે માંહેલા એક દાકતરની નજર આગળ તોળવામાં આવતાં. તેમને આલ્કોહૉલ આપવામાં આવતો, તે તેમનાં વજનના ૧૦૦૦ માંથી ૫૦૦ મા ભાગ જેટલો આપતા; પણ ઘણું કરી ૧૦૦૦ થી ૭૦૦ મા ભાગ સુધીજ આપતા; કારણ, વધારે આપવાથી તે બિમાર બનતાં હતાં, તેઓને ઝાડા થતા, અને ખાવાનું છોડી દેતાં. આ અખતરાઓથી શરીર સંબંધમાં દારૂની અસરનો સાર નીચે પ્રમાણે છે:—

"**હોજરી અને પાચનક્રિયા લગતી રચના** (દાઇજેસ્ટિવ સિસ્તમ) ની હાલતઃ—જ્યાં સુધી આલ્કોહૉલનો જથો તે જાનવરનાં વજનનાં ૧૦૦૦ મા ભાગથી વધારે નહિ હતો, ત્યાં સુધી તેમની પાચનક્રિયા ઘણીજ જૂજ અડચણ સાથ ઠીક ચાલી; પણ જ્યારે એમાં સહેજ વધારો થતો, ત્યારે હંમેશ થોડાજ દિવસમાં ભૂખ જતી રહેતી, વધતું ઓછું પિત્ત તથા ચીકણો રસ ઓકતાં, તથા ન્યૂનાધિક ઝાડાનું જોર થતું. ઝાડામાં કોઈ વાર ચીકણો જળસ અને લોહી જેવી પદાર્થની મેળવણી આવતી. આ ચિન્હો હોજરી અને આંતરડાંમાં એટલાં વધતાં કે તે જાનવરોનો બધો ખોરાક તથા આલ્કોહૉલ બંધ કરી ફકત દૂધના ખોરાક ઉપર રાખવામાં આવતાં. કેટલાં-કોને મૂવા પછે ચીરી જોતાં માલમ પડયું કે હોજરીનું શ્લેષ્મપડ પુષ્કળ રાતું થયલું હતું.

થોડાક દાખલાઓમાં આંતરડાંનું શ્લેષ્મપડ પણ લોહીથી ભરાયલું (કનજેસ્ટેડ) હતું, અને કેટલીક જગાએ લોહીની છાંટવાળા ડાઘા દેખાયા. ઉપલા ચિન્હો અને દેખાવ હોજરી અને આંતરડાંના શ્લેષ્મપડના સોજામાં સમજવાં.

"**કાળજાંને લગતી રચના** (હીપૅતીક સિસ્ટમ) **માં ફેરફારઃ**—જીવતી હાલતમાં કેટલાં એક કુકરોનાં આંખની સફેતી કમળાથી પીળી થઇ હતી અને પિશાબમાં પિત્તનો રંગ હતો. મરેલાં કુકરોની તપાસમાં કાળજું લોહીથી ભરાયલું કે ધાઇ આવેલું (કનજેસ્ટેડ) અને ચોકસ દાખલાઓમાં તેનું દળ ભાગી જાય એવું કકરૂં હતું.

"**મૂત્રપિંડને લગતી રચના** (રીનલ સિસ્તમ) **ની હાલતઃ**—પિશાબમાં પિત્ત માલમ પડતું. બીજી રીતે કાયદા માફક હતું. મરવા પછે મૂત્રપિંડમાં ચરબીવાળો સડો જણાયો. પણ આ જાતનો સડો કુકર માત્રમાં ઘણું કરીને હોયછે, માટે એ સઘળો આલ્કોહૉલને લાગું પાડી શકાતો નથી.

"**શ્વાસોચ્છ્વાસને લગતી રચના** (રેસ્પિરેતરી સિસ્તમ) **ની હાલતઃ**-લગભગ સઘળાં કુકરોને ખાંસી હતી અને એમાંનાં કેટલાંકો તો ખાંસતાં કદી બંધ પડયાંજ નહિ; આ છેલાંનાં મૂઆ પછે તપાસમાં ફેફસાં અતિશય લોહીથી ધાએલાં જણાયાં, જેમાંનાં થોડાંમાં લોહીની નસોનું ફાટવું, એટલે રક્તસ્રાવ (હેમરેજ) પણ થયલો હતો. આનું કારણ આલ્કોહૉલને તથા થોડા વખતની સખત રૂતુને પણ સોંપી શકાયછે.

"**લોહીનાં ફરવાની એટલે રકતાભિસરણવાળી રચના** (સકર્યુલેતરી સિસ્તમ) **ની હાલતઃ**—કુકરોમાં લોહીનાં ફરવામાં અડચણ જણાઇ નહી; પણ કેટલાંકો હીલચાલ કરાવ્યાથી ઘણાંજ હાંફતાં હતાં. તેઓમાં હૃદય ઘણું ખરૂં હમેશ ચરબીના સડાવાળું હતું. પણ આ ચોકસ હાલત કુકરોમાં એટલી સાધારણ છે કે તે કદાચજ અનિયમિત કહી શકાય. એક બે દાખલામાં હૃદયની પાસની મોટી ધમનિના મૂખમાં અંદરથી મોટાં સફેત ચાઠાં જણાયાં અને તેના પડમાં આ બિગાડ થવાનું કારણ આલ્કોહૉલ હતું.

"**મજ્જાતંતુવિકારી રચના** (નર્વસ સિસ્તમ) **ની હાલતઃ**—આલ્કોહૉલ પીવા પછે માણસમાં પહેલાં જુસ્સાનાં ચિન્હો જોવામાં આવેછે, તેવાં કુકરોએ દેખાડયાં નહિ. તે બદલે તેઓ તુરત અત્યંત સુસ્ત હાલતમાં વધારે ઓછો વખત પડતાં; કેટલાંકોમાં આલ્કોહૉલ આપવા પછે ધ્રુજારી અને પગોમાં નબળાઈ, તેમાં મુખ્ય કરીને પાછળા પગ ઘણા કમજોર માલમ પડયા. એક સહેજ આંચકો તેમને ઉઠલાવી નાખવા પૂરતો થતો અને જ્યારે એમ તેઓ જમીનપર પડતાં, ત્યારે મુશ્કેલીથી પાછાં ઉઠી શકતાં. કુકરનાં અંગનાં પ્રમાણ પ્રમાણે તેનું ભેજું નાંધલું છે, તેથી આ જાનવરમાં આલ્કોહૉલ તેનાં ભેજાંપર ઘણા ફેરફારવાળી અસર કરતો નથી. ઘણું કરીને ભેજાંનાં નાંધલાં કદને લીધે માણસ ઉપર અને કુકર ઉપર આલ્કોહૉલની અસરોમાં ફકત ત્યાંજ તફાવત હોયછે. માણસમાં થોડા વખતનું ચાલુ છાકટપણું બુદ્ધિ ઉપર બધાં કરતાં પહેલો હૂમલો કરેછે; કારણ, ભેજું માણસ જાતમાં સર્વથી વધારે પૂખ્ત છે.

"**પોષણ** (ન્યુત્રિશન) **માં ફેરફારઃ**—આલ્કોહૉલની ધીમી અસરથી આ જાન-

વરો જાડાં બનતાં કાંઈ અટક્યાં નહી. જ્યારે તેઓમાં જરા બદહજમી થઈ, તે વેળા વજનમાં કમતી થયાં. આખરે એવો વખત આવ્યો કે પૂરતી ખોરાકી છતાં તેઓનું વજન વધતું અટક્યું; પણ એમ દુબળાં થવાની હાલત બે વર્ષ ચાલુ આલ્કોહૉલ લીધા પછે શરૂ થઈ હતી.

"આ જાનવરોનું માંસ તંદુરસ્ત દેખાવનું ન હતું. સંયોજકનાં અને માંસના રેસાઓના ખાંચાઓમાં લોહી જેવા રસ એટલો બધો ઓગળેલો હતો કે બજારના તપાસ રાખનારાઓએ તે વેચાવા દેવાની મના કરી; જો કે તે માંસ પકાવ્યા પછે સ્વાદમાં અને દેખાવમાં બીજાં સારાં માંસના જેવુંજ લાગ્યું."

આ સાર દરરોજ થોડો થોડો આલ્કોહૉલ કુક્કરોને આપવાથી શરીરઅવયવોમાં સાધારણ શું અસરો થાયછે, તે જણાવે છે. આ અખતરા ત્રણ વર્ષ ચાલુ રાખતાં ઉપલા દાક્તરોને ઘણો ખર્ચ અને કિંમતી વખત તથા મહેનતનો ભોગ આપવો પડ્યો હતો, અને સમગ્ર સાર એજ મળ્યો કે આલ્કોહૉલ કેફી અને ઝેરી જેવી અસરો ધરાવેછે. માણસમાં જે દરદી હાલત (ડીઑરડર્સ) દારૂ પીનારાઓમાં માલમ પડેછે તે એવું ઝેર શરીરમાં રોજ ધીમાં અને વધતાં જતાં પ્રમાણમાં પચવા દેવાથી થાયછે.

---

## પ્રકરણ ૭.

## પોષણ કરનારી ને મળ ફેંકનારી ક્રિયાઓમાં દારૂથી વિઘ્ન.

આલ્કોહૉલના ચાલુ મધ્યમ ઉપયોગથી નિપજતા પરિણામોના અભ્યાસ પછી શરીરની સામાન્ય દેહ પ્રકૃતિમાં દારૂ રોજ સહેજ પણ ભોજને માટે લીધાથી શું ફેરફાર કરેછે, તે અહિ તપાશીએ. જો શરીરનાં પોષણ અર્થે જોઇતો ખોરાક આપણે રૂચિત થાય, એવી સારી કુદરતી ભૂખ હોય, તો તે ભુખને વધારવા બીજા કૃત્રિમ (આરતીફીશિયલ) સાધનોનો ઉપયોગ કરવાની કંઈ જરૂર છે? અને જો લોહીનું સત્વ બરાબર પ્રમાણમાં જાળવવાને પૂરતું પોષણ મળે એટલો ખોરાક જેરવવાની હોજરીમાં શક્તિ છે, તો તેમાં વધારો કરવા હોજરીને ઉસકેરવાથી નુકસાનકારક પરિણામો શિવાય બીજું કાંઈ થશે! કંઈ પણ ઉસકેરણીથી બે જાતની નુકસાનીની આશા રખાય. પહેલાં તો ફરતાં લોહીના ઝરામાં પોષણના ખપ કરતાં વધારે ખોરાક દારૂને લીધે દાખલ થયાથી દેહ પ્રકૃતિને વિકારી વળણ મળેછે. અને બીજું જાયુક કૃત્રિમ ઉત્તેજક વસ્તુ ઉપર આધાર રાખવાથી હોજરીની કુદરતી જેરવવાની શક્તિ રફતે રફતે બગડવાની ધાસ્તી રહેછે. શરીરનાં પોષણ માટે જોઇએ તે કરતાં વધારે ખોરાક આપવાથી તંદુરસ્તી ઉપર અસર થાયછે, તે તે માણસની દેહની મૂળ પ્રકૃતિ (તેમપરેમેન્ત) ઉપર આધાર રાખેછે. કેટલાકોમાં વધું ખોરાક લોહીમાં બદલાઈ જાયછે, જેથી તે લોહીનો જથો વધેછે અને તેઓ લોહીઆળું (પ્લેથૉરિક) હાલતમાં આવેછે. એ હાલત જૂદા જૂદા અંતરાવયવોમાં સોજાનાં દરદો (ઇનિફ્લેમેતરી દીઝીઝ) અને કોઈ ભાગમાં લોહીનો જમાવ (લોકલ કનજેસચન) કરવામાં મદદ કરેછે, અને

ખાસકરીને રક્તસ્રાવ (હેમરેજ) એટલે નસ ફાટીને લોહી વહી જવાનું દરદ પેદા કરેછે. આ રીતનો અણઘટતો લોહીનો જોસો ઓછો કરતાં રહેવાનો કુદરતનો નિયમ છે; તેથી તે હરસ વિગરે જેવા રોગમાં ઝાડો જતી વેળા લોહી કાઢી મેળેછે. પણ કેટલીક દેહ પ્રકૃતિમાં જોઇએ તે કરતાં વધારે ખોરાક લોહીમાં મળતાં વિશેષ વધારો કરવાને બદલે પહેલાંથીજ શરીરના કચરા પ્રમાણે બહાર રહેછે, એટલે તે વસ્તુઓ લોહીમાં ભેળાયા વિના છૂટીજ રહેછે; જેથી ફેફસાં, કાળજું, ગુરદા, અને ચામડી ઉપર સ્વાભાવિક વ્યર્થ પદાર્થોનો જથો કાઢી નાખવાની ફરજ ઉપરાંત, લોહીમાં ન ભળેલા જાસ્તી ખોરાકના પદાર્થોને પણ કહાડી નાખવાની બેવડી મહેનત કરવા માટે વધારે વેગથી તેમનાં સાંચાઓને ચાલવું પડેછે અને તેથી બગડી જાયછે. ફેફસાંનું આવી વસ્તુઓને બહાર કાઢી નાખવાનું કામ બહારની ગરમી ઉપર આધાર રાખેછે. ગરમીના દિવસોમાં શ્વાસોચ્છ્વાસ મારફત વ્યર્થ પદાર્થ બહાર કાઢવાનું કામ ફેફસાંમાં કુદરતીજ ઓછું ચાલેછે; કારણ, કુદરતે ગરમ ઋતુમાં થોડા ખોરાકની જરૂર રાખી છે, તેથી વ્યર્થ પદાર્થ પણ થોડો નીકળે અને શ્વાસોચ્છ્વાસ ધીમો ચાલેછે, ત્યારે કચરો કહાડનારા બાકીનાં અંતરઅવયવોને ફેફસાંનાં ભાગનું સ્વાભાવિક અને વધારે ખોરાકના સંબંધનું વિશેષ કામ બજાવવાનું આવી પડેછે, જેથી વધારે ખોરાકની શીઆળા કરતાં ઊનાળામાં વધારે ખરાબી ભરેલી અસર થાયછે. સમાન ગરમી-થંડીનાં દેશો (ટેમપરેટ ક્લાઇમેટ) માં જોઇએ તે કરતાં વધુ ખોરાકથી જેઓ લોહીઆળ પ્રકૃતિ (સૅનગ્વીનસ ટેમ્પરેમેન્ત)નાં બનતા નથી, તેઓમાં કાળજાં અને મૂત્રપિંડ (કીડનીઝ) નો બગાડો થાયછે. તેણે કરીને ફેફસાંમાંથી કાર્બનનું બહાર નીકળવાનું ઓછું થવાથી કાર્બનથી ભરેલું લોહી પોતાનો કચરો દૂર કરવા કાળજાં તરફ દોડેછે તેથી કાલજું બગડેછે. બીજા હાથ ઉપર એજ કારણથી ચામડીનાં કાર્યો પોતાની ઝડપમાં ઘણે દરજ્જે વધેછે અને નેટ્રોજનવાળા ખોરાકના વધુ ભાગને યૂરિયાના આકારમાં કાઢી નાખવાં મૂત્રપિંડને મદદ કરેછે, અને દરરોજ યુરિયાનો કેટલો જથો એ રસ્તે પણ બહાર જાયછે. ગરમ દેશોમાં થોડા ખોરાકની જરૂરને લીધે કુદરતી થોડી ભૂખ હોયછે, તેને વધારવા થોડો દારૂ લેવાથી જે પરિણામ નિપજેછે, તે ઉપર ત્યાંનાં લખનારા ખચીત કરીને લખેછે કે ભૂખ લાવવા અને જેરવવાની શક્તિમાં વધારો કરવાના ખ્યાલથી થોડો થોડો દારૂ લેવામાં આવે, તેની અસર અતિમદ્યપાનની માઠી અસર કરતાં લાંબે વખતે કશી રીતે ઓછી થતી નથી. હવે, જેઓ પોતાની દારૂ પીવાની ટેવ છોડી દેવા ચાહાતા નથી, તેમ કાંઇ ચોકસ ફાયદો પણ બતાવી શકતા નથી, તેઓ કદાચ એમ બચાવ કરશે કે તેઓ જે થોડો દારૂ પીએછે તેથી તેમને ઇજા થતી નથી અને થવાની નથી. પણ તે બોલવું ખરૂં છે, તે માટે તેમનાં બદનમાં હવે પછે શું ફેરફાર થશે, તે વિષે તેઓ કોઇ સિદ્ધિથી ભવિષ્ય વક્તા (પેગમ્બર) બની આગળથી જાણવાને શક્તિવાન છે, એમ પ્રથમ બતાવી આપવું જોઇએ. મધ્યમ મદિરાપાનથી ખરાબ અસર છેક મોડી પણ થશે નહીં, અને કદીએ થશે નહી, એવું—આપણે વર્ણવી ગયા તે સઘળા સ્પષ્ટ પૂરાવા અને પ્રવીણોનાં મત વિરૂદ્ધ—બતાવી આપવું તેમની ફરજ છે.

દારૂ પીવાનો બીજો મોટો અવગુણ એ છે જે દારૂ પીનારાઓનાં બદન ઉપર ઘા પડયો હોય, તે રૂજાવો ઘણો મુશકેલ પડેછે. અને એવા ઘા જખમના અકસ્માતોમાં

તેમજ મોટાં દરદોમાં શરીરનો ટકાવ દારૂ ઓછો કરેછે. ખોરાકવાળી વસ્તુઓ પહેલાં લોહીના આકારમાં બદલાઇને તેમાં જે પોષણકારક ગુણ પેદા કરેછે, તે ગુણ દારૂથી માઠી રીતે બદલાયછે. એ પોષણકારક ગુણ (ન્યુત્રીટીવ ઑપરેશન) સજીવ તત્વો (ઑરગૅનિક તિસ્યુસ) ને નવા પેદા કરવા માટે ઉપયોગી છે. સાધારણ રીતે વપરાઇને નકામાં થયલાં તત્વોની ખૂટ પૂરવા એ પોષણકારક ગુણોપર ઘણો બોજો પડતો નથી; પણ જ્યારે બદનમાં ઘા પડેછે, ત્યારે તે ઘા રૂજાવા લોહીના પોષણકારક ગુણોપર તે વિશેષ કામ આવી પડેછે. જો એ ગુણ તંદુરસ્ત હાલતમાં હોયછે, તો તે બદનપર થયલી ઇજા સંપૂર્ણ રીતે મટાડેછે. પણ જ્યારે આપણે જોઇએ કે જેને ઘા પડ્યો હોય તેને આરાઓસ આપતાં, સારી હવામાં રાખતાં, અને ઘણો સરસ ખોરાક ખવાડતાં પણ ઘા રૂજાતાં મુશકેલ પડેછે, ત્યારે સમજવું કે તેના બદનનાં પોષણકારક ગુણો ( ન્યુત્રીતિવ ઑપરેશન્સ ) તેની કુદરતી હાલતમાં નથી. હવે આપણે એમ તો હિમ્મતથી કહી શકશું નહિ કે ઘા રૂજાવામાં અડચણ થાયછે, તે હમેશ દારૂ પીવાને લીધેજ હોયછે. બીજા ઘણાં કારણોથી શરીરનો સાંચો બગડેછે, પણ જો બીજી રીતે શરીર દરદ વિનાનું હોય અને માણસ દારૂ પીતો હોય અને ઘા રૂજાતા નથી, ત્યારે આપણે ખચીત સમજવું કે દારૂની ટેવથી આ અડચણ નડેછે.

લંડનની ઇસ્પિટાલોની માહિતી ધરાવનારાઓ જાણેછે કે કોલસો ખોદનારા, બોજો ઉપાડનારા મજૂર અને બિયરનાં પીપ લઇ જનાર ગાડાંવાળાઓ, જેઓ જથુકના જાત્રો દારૂ પીનારા હોયછે, તે જો કે મજબૂત શરીરનાં તથા જોરાવર જેવા દેખાયછે, તોપણ જ્યારે તેમના શરીરના કોઇ ભાગમાં સુજ ચઢેછે, અથવા અકસ્માત ઇજા પોહોંચેછે, ત્યારે તેઓ બહુ રીબાયછે અને તેની પીડામાં ઘણું કરીને તેમની જીંદગીનો અંત આવેછે. કારણ, ચાલુ દારૂથી શરીર અસ્વભાવિક ઉસકેરાયલું હમેશ રહ્યાથી તેનાં લોહીનાં સત્વની નરમાસ ( પ્લૅસ્ટિસિટી ) ઘટવાથી, પાચનશક્તિ મંદ પડવાથી, અને શારીરિક ને માનસિક શક્તિઓ સમતુલ્ય સુસ્ત થઇ જવાથી આ વિટક ગૂજરેછે.

આના પૂરાવામાં ઘણા જાણીતા દાખલા છે. કોઇ વેળા એક બિયરનાં પીપથી ભરેલું ગાડું હાકનાર જેનો દેખાવ તંદુરસ્ત, મજબૂત અને તેજદાર હતો, તેને આંગળાંમાં લાકડાંની ફાંસ લાગ્યાથી જખમ.થયો. તેથી આંગળું પાકી અંદર પરૂ જમાવ થયું; ત્યારે સર ઍસ્લી કુપર નામના જગતપ્રસિદ્ધ શસ્ત્ર વૈદને બોલાવવામાં આવ્યો, જેણે પાકેલા ભાગને શિરસ્તા પ્રમાણે નસ્તરથી ચીર્યો. ઘેર ગયા પછે ડાક્તરને માલમ થયું કે તે નસ્તરનું ઢાંકણ દરદીને ત્યાં ભૂલી આવ્યો હતો, માટે પાછો ગયો ત્યારે જાણ્યું કે તેનું ઘરાક મરવાની હાલતમાં છે. થોડીક મિનિટ કે કલાક પછે તે કમનસીબ માણસ મરણ પામ્યો. આ બિનાથી ડાક્તર ગ્રીનરૉડ કહેછે કે લંડનનાં દરેક વૈદ તેના બિયર ઢાંસનાર ઘરાકને નસ્તર લગાડતાં બીહેછે. આ વાતને મળતો પુષ્ટિ આપનારો બીજો દાખલો નોંધવામાં આવ્યોછે. ૪૦ વર્ષપર લંડનમાં એક મોટા કદનો બીગબેન નામનો જાણીતો બીરનાં પીપનું ગાડું હાકનાર જાથૂક બિયર ઢાંસનાર હતો. તેના દેખાવ ઉપરથી તે જલદી મરે નહિ, એવો હતો, અને જ્યારે ત્યારે કુસતીનાં ઇનામનાં અખાડામાં ઉતરતો હતો. અહીં જ્યારે તે ઉપરનાં કપડાં કહાડતો, ત્યારે તેનો બાંધો

કદાવર અને ગમે તેટલા હુમલાથી પણ હઠે નહિ, એવો દેખાતો. તેને જોઈ કોઈ પણ એમ કેહેતું કે આવાં સંગીન શરીરના દેવને મોત કદાચજ પંજામાં ઉઠાવી શકશે. તો પણ શરીરનું દેખીતું જોમ છતાં બૅન, જે જખમથી એક બચ્ચાંને ઈજા ન થાય તેથી ખાટલે પડચો અને તેમાં મરી ગયો! એક દિવસે ગીચ મહોલ્લામાંથી પસાર થતી ગાડીનાં પૈડાં વડે તેનો હાથ ઉઝેડાયો; તેથી ચામડી માત્ર સોરાઈ હતી. 'બૅને' તેમાંથી લોહી લુછી નાખ્યું અને તેનો કાંઈ પણ ખ્યાલ રાખ્યો નહિં. પછે ખીગબેન આવા સહેજ જખમમાંથી સારો થયાને બદલે એક અઠવાડચામાં ઘોરમાં ગયો.

જ્યારે કોઈપણ કારણથી શરીરના કોઈપણ અવયવને સોજો ચઢેછે, ત્યારે તેનાં બે રૂપ થાય છે. જો લોહીનું સત્વ સારૂં હોય, તો તે સોજો પાછો જલદી ઉતરી જાયછે; પણ તે બીગડેલું હોયછે, ત્યારે સોજામાં બગાડો વધતો જાયછે. જે એઓના લોહીનું સત્વ દારૂથી બિગડેલું હોયછે, તેમને સહેજ સોરાટો લાગે કે બદનનો કોઈ ભાગ છુંદાય કે ચીરાયછે, તો તેમને વારે ઘડીએ રતવા ( ઍરીસીપલાસ ) નામનો રોગી સોજો ચઢી આવી જીંદગી ભયમાં નાંખેછે. અને જો બદનની અંદરના કોઈ અવયવ (ઑરગન) માં સોજો આવ્યો હોયછે, તો તે જલદી પાકી પરૂ થવા માંડેછે, અને તેમાં એક જાતનો સડો ( ગૅનગ્રીન ) પેસેછે. આ કારણોથી આવા માણસોનાં બદનમાં વહાડકાપનું શાસ્ત્ર ચલાવવા શાસ્ત્રવૈદો આનાકાની કરેછે અને તેમને સાજા કરવાને સંભવ થોડો રાખેછે. આંખના શાસ્ત્રવૈદ તરીકે મારા ધંધાની અજમાયશમાં મને આવા દાખલા મળ્યાછે. બે દરદીઓની આંખમાં મોતેઆ હતા, જે કાપી કાહાડચા પછે મને પસતાવું પડચું હતું; કારણ, આજ સુધીમાં માણસોનાં મોતૈયા કાહાડવામાં હું ફતેહ પામ્યો છું, અને એવી આંધળી આંખોને તેજ પાછું આપતાં મને હમેશ સંતોષ ઉપજ્યોછે, તે કમનસીબે પુષ્કળ પીનારાનાં બે દાખલાઓમાં મળ્યો નહીં.

જનરલ હૅવલૉક પોતાની તવારીખમાં હિંદુસ્તાનમાં મેળવેલી ફતેહો વિષે બોલતાં કહી જાયછે કે લશ્કરનાં ડાક્ટરોએ સાફ કહ્યું છે કે ગઝની આગળ ઘાએલ થયલા સિપાઈઓ જલદીથી સાજા થઈ ગયા તેનું કારણ એજ કે તેઓ દારૂથી પહરેજ રહ્યા હતા. મી० એટ્કિનસન પોતાના અફગાનિસ્તાન ઉપર લખેલાં ગ્રંથમાં કહી જાયછે કે "તલવારથી પડેલા ઘણા ઘા, જેમાં કેટલાકતો ઘણાં ઉંડા હતા, તે ઘણી સારી રીતે જોડાઈ ગયા, તેનું કારણ કે સિપાઈઓને છેલાં છ અઠવાડિયાં સુધી રમદારૂ આપતો બંધ કર્યો હતો, જેથી ઘા ઉપર સોજો અને અંગમાં તાવ ચઢયાં નહી અને ઘા રૂજાતાં કાંઈ ખલલ થઈ ન હતી."

હવે સમાપ્તમાં શરીર ઉપર થતી આગળાં પાનાંઓમાં વર્ણવેલી દારૂની સઘળી અસરો ઉપરથી આપણે નક્કી કરી શકીએ છીએ કે તરૂણાવસ્થામાં માણસે દરરોજ દારૂનો ઉપયોગ કરવો, પછી ગમે એટલા થોડા વજનમાં તે ઉપયોગ હો, તે કરતાં તેના ત્યાગી રહેવામાં ઘણા ફાયદા છે. શરીર અને મનની શક્તિ જાળવી રાખવામાં તે કાંઈ કામનો નથી, એટલુંજ નહિ, પણ હંમેશ સુધી તંદુરસ્તી ભોગવવાની સ્થિતિને આડો આવેછે. જો કે આપણે દારૂનો ઉપયોગ થોડો વખત ઠગાઈથી તંદુરસ્ત રાખનારો લાગશે, તોપણ લાંબે વખતે તેની ખરાબ અસર માલમ થાયછે. શરીરનાં તત્વો વપરાતાં જે ઘસારો અથવા ખપ થાયછે, તે ખોરાકથી પાછો પૂરવાને જો આપણી ભૂખ

સારી હોય, જો હોજરી જોઈતાં કૌવત સાથે ચાલી ખોરાકમાંથી નવાં લોહીનાં સાધનો બરાબર તૈયાર કરી ચુસી લેનારી વાહિનીઓ (ઍબસૉરબન્ટ વૅસલ્સ) મારફતે, લોહીને પૂરાં પાડતી હોય, જો લોહી તેનાં સઘળાં સત્વો નિર્માણ પ્રમાણમાં રાખીને એક સરખી રીતે ફરતું હોય, જો શરીર રચનાધારના વિવિધ ભાગ, જેમકે હાડકાં, માંસ, ભેજું ચામડી વિગરેનાં તત્વો, તે પુષ્ટિકારક પ્રવાહિ (લોહી)ના ઝરામાંથી જે ભિન્નભિન્ન સત્વ તેમને જોઈએછે તે ખેંચી લઈ પોતાનું પોષણ અને પુનરૂત્પત્તિ કરતાં હોય, જો અંગમાંનું ઝેર કાર્બોનિકઍસિડગૅસ ફેફસાં ખોલાસાથી દમવાટે બહાર કાઢી નાખતાં હોય, અને શરીરનું જીવન ઑક્સિજન તેજ દમમાં પૂરતી લેતાં હોય, અને જો કાળજું, મૂત્રપિંડ, અને ચામડી પોતાનાં યોગ્ય યંત્રવડે લોહીમાંથી વ્યર્થ વસ્તુઓનો કચરો ઝાટકી કાહાડી તેને નિરંતર સ્વચ્છ રાખતાં હોય, તો બીજી વસ્તુઓ જે શરીરનાં બાંધાને તેની કુદરતી કૃતિઓમાં વિરોધ નાંખેછે, તેનો આપણે શામાટે ઉપયોગ કરવો જોઈએ વારૂ ?

---

# ભાગ બીજો.

## જૂદા જૂદા શરાબોની બનાવટ અને ભેળસેલ.

### પ્રકરણ ૧.

### એલ, બિયર, પોર્ટર જેવા ફિણવાળા દારૂઓ.

જ્યારે આગળાં વાસ્તવિક વર્ણન પ્રમાણે આલ્કોહૉલ આપણાં ઉમદા મન તથા તન ઉપર એક કટેલ ઝેરની સઘળી રોગિષ્ટ અસરો કરેછે, ત્યારે તે ઝેર કેવા જૂદા જૂદા દારૂના આકારમાં, કેટલા જથામાં, અને કેવી લહેઝતથી પીવાયછે, તેમ પ્રત્યેક દારૂની શું ખાશિયત છે, તેમાં આલ્કોહૉલ શિવાય બિજી ચીજો શુંશું અને કેટલી આવેછે, જેથી તેનો ગુણ બદલાયછે, તેનો લોક કેવો ઉપયોગ કરેછે, તે શામાંથી અને કયાં બનેછે, અને કયા નામથી ઓળખાયછે, તથા તેમાંનો ભેગ કેમ પરખાયછે, એ સર્વનું વર્ણન કરવાની હવે આપણે કોશેશ કરીએ. દારૂ દવા તરીકે ઉપયોગમાં આવેછે તે તેનાં આલ્કોહૉલનીજ ખૂબીને લીધે નહિં, પણ તેમાં ખાંડ, સ્તાર્ચ, તથા બીજાં પોષણકારક તત્વો અને ખાસ સ્વવાસવાળા અને મજ્જાતંતુને ઉત્તેજીત કરનારાં ઈથરો અને ઉડી જતાં તેલો હોયછે, તેથી પણ ગુણકારા બનેછે. આ પદાર્થો કોઈ દારૂમાં કેટલા હોયછે તે ઉપર તેનું કીંમતીપણું આધાર રાખેછે. જે દારૂમાં ઘણોજ ખૂશ સુવાસ અને ઘણોજ થોડો આલ્કોહૉલ હોય તે સહુથી સરસ ગણાયછે. વિશેષ દરદોમાં દારૂ દવા તરીકે ઉપયોગમાં આવેછે તે મુખ્ય હેતુથી સાધારણ વપરાસના દારૂઓનું બયાન આપવામાં આવ્યુંછે.

સઘળી જાતના દારૂના ત્રણ મુખ્ય વર્ગ થઈ શકેછેઃ—

૧. **જવ** (બારલી) ના **ફિણવાળા દારૂ**. ૨. **વાઈન** (મુખ્ય દ્રાક્ષ અથવા કોઈપણ ફળના રસમાં ઉભાણ થવાથી બનતા દારૂ). ૩. **સ્પિરિટ** અથવા **જલદ દારૂ** (ગાળવાથી મળતો દારૂ).

પહેલા વર્ગમાં બિયર, પોર્ટર, અને એલ જેવા ઉભાણ આવવાથી બનતા દારૂઓ છે, અને એઓના સો ભાગમાં આલ્કોહૉલ ૩ થી ૧૦ ભાગ આવેછે.

બીજા વાઈન વર્ગમાં શેરી, પોર્ટ, મદિરા, ક્લારેટ, શૅમપેન, વગેરે દારૂઓ છે; અને એઓમાં સેંકડે ૫ થી ૨૫ ભાગ આલ્કોહૉલ આવેછે.

ત્રીજા સ્પિરિટ વર્ગમાં બ્રાન્ડી, રમ, જીન, વ્હિસ્કિ, વગેરે જલદ દારૂઓ છે, અને એઓમાં આલ્કોહૉલના સેંકડે ૫૦ થી ૭૫ ભાગ આવેછે. પણ ગામઠી સ્પિરિટો મહુડાં, રાસી, ફેની, બેવડો એ અંગ્રેજી સ્પિરિટો કરતાં થોડો આલ્કોહૉલ ધરાવેછે.

પહેલાં થોડો આલ્કોહૉલ ધરાવનારા દારૂ જેવા કે **જવના ફીણવાળા દારૂ** કેમ બનેછે, તેનું બયાન શરૂ કરીએ. જે પ્રમાણે વાઇન મુખ્ય કરીને દ્રાક્ષ કે ફળનાં રસમાંથી બનાવવામાં આવેછે તે પ્રમાણે બિયર ઘણો ખરો અનાજમાંથી બનેછે. બિયર એ નામ બારલી અથવા જવ જે બિયરને બનાવવા સારૂ વાપરવામાં આવેછે, તે વસ્તુ ઉપરથી આપવામાં આવ્યું છે, તેને બનાવવાની રીત નીચે પ્રમાણે છે. જવને પાણીમાં નાંખેછે અને તેમાંથી સણગા ફૂટે ત્યાં સુધી તેમાં રહેવા દેછે, પછી તેમાંથી બહાર કાઢી તેને એક ભઠ્ઠી ઉપર મૂકેછે ત્યાં તેને ગરમી લાગી તે સૂકાયછે, ત્યારે તેને મૉલ્ટ નામથી ઓળખેછે. આવા ફેરફારની ક્રિયાને 'મૉલ્ટીંગ' કહેછે. એ મૉલ્ટને પાણીમાં ભીજાવ્યાથી તેમાં તેનો રસ ઓગળેછે અને તેમાં ઉભાણ ચહડવાથી નવી ખાશિયત પ્રાપ્ત થાયછે, ત્યારે તેને બિયર નામ આપેછે. મૉલ્ટને (ફૅરનહીતવાળા) ઉષ્ણતામાપકયંત્રની ૧૪૦° અંશ સુધીની અથવા તેથી ઓછી ગરમી લગાડી સૂકવેછે અને પછી તેને પાણીમાં નાંખી ઉભાણ ચઢાવેછે, ત્યારે એલ બનેછે. પણ મૉલ્ટને ૧૪૦° અંશથી વધારે ગરમી લગાડી જ્યારે સૂકવેછે ત્યારે તેમાંથી પોર્ટર અને સ્ટાઉટ બનેછે.

જવને મૉલ્ટનો આકાર આપવાનું કારણ છે. જવમહિ જે આટાના સતવાળો ભાગ એટલે સ્તાર્ચ છે, તેને સાકરના ગુણવાળો કરવાને જ્યારે જવને પાણીમાં પહેલાં નાંખેછે, અને તેને સણગા ફૂટેછે, ત્યારે તેનાં સ્તાર્ચમાં ઉભાણ થઇ સાકરના ગુણવાળી હાલતમાં બદલાતો ફેરફાર થાયછે. સણગા ફૂટેલા જવ એટલે મૉલ્ટને ભઠ્ઠી ઉપર નાંખીને સૂકવેછે, ત્યારે તેમાંથી જેટલો સાકરનો ભાગ મળેછે, તે તેને હવામાં નાંખી રાખીને સૂકવા દેવા પછી મળે તેથી વધારે હોયછે. ત્રણ ક્રિયા થયા પછી બિયર બનેછે. પહેલાં મૉલ્ટનું ઓગાળેલું પાણી મેળવેછે; પછી તે પાણીને હૉપ નામના એક છોડવા સાથે ઉકાળેછે, અને છેલ્લાં ઉકાળવાથી જે કાંઇ રહેછે તેને ઉભાણ ચહડાવવામાં આવેછે. મૉલ્ટને કચરી નાંખી ૧૯૦° અંશની ગરમી ધરાવતાં પાણીસાથે ભેળેછે. એ બેહૂને સારી રીતે મેળવી નાંખી કેટલાએક કલાક સુધી ઢાંકી રાખેછે. એમ કરવાથી જે મીઠો પ્રવાહી નિપજે છે તેને 'સ્વીટવર્ટ' કહેછે. આથી મૉલ્ટમાં કંઇ પણ સ્તાર્ચ રહી ગયો હોય, તો તે પણ સાકરીયા રસમાં બદલાઈ જાયછે. ત્યાર પછે સ્વીટવર્ટને એક ત્રાંબાંનાં વાસણમાં મૂકી જે જાતનો બિયર બનાવવો હોય તે પ્રમાણે હૉપના છોડવાના ન્યૂનાધિક જથા સાથે લઈ ઉકાળેછે. હૉપથી કરીને આ પ્રવાહિમાં બિયરનો ખૂશબોદાર કડવાસ આવેછે. આ પ્રવાહિને હૉપના છોડવાથી જૂદો પાડવા ગાળી નાંખેછે અને તે પ્રવાહિને જેમ બને તેમ જલદી ઠંડું પાડવા છાલકાં વાસણમાં મૂકેછે. જ્યારે પૂરતી રીતે એ પાણી ઠંડું થાયછે, ત્યારે તેની અંદર ઉભાણ ક્રિયા જલદી ચાલુ કરવા ખમીર (ફરમેન્ટ) ઉમેરેછે. જો ખમીર અંદર નહિં ઉમેરે, તો ઉભાણ શરૂ થતાં એક બે દહાડા વધારે લાગેછે, આ ઉભાણ

ક્રિયાથી (ફરમેન્ટેશન) સ્વિટવર્ટના સાકરયા રસમાં આલ્કોહૉલ અને કાર્બોનિક ઍસિડ ગૅસ ઉત્પન્ન થાયછે. આ ગૅસ ઉડી જાયછે અને આલ્કોહૉલ તેમાં કેફ લાવનારો ગુણ આણેછે.

મૉલ્ટથી બનતા જેટલી જાતના દારૂઓ છે તેના બે મોટા વર્ગ થઇ શકેછે. તેના એલ અને પોર્ટર એ બે નામ રાખવામાં આવ્યાંછે. સઘળી જાતના એલ ફિક્કા એટલે થોડા ભૂંજેલા મૉલ્ટમાંથી બનાવેછે અને તેઓ ફિક્કા કૅરબાના રંગ જેવા ઘણું કરી હોયછે. પેલ એલ નામનો એલદારૂ સહૂથી સરસ, થોડીજ ગરમીથી સૂકવેલા મૉલ્ટમાંથી અને સહૂથી ઉંચી જાતનો હૉપ્સ નાખી બનાવેછે. માઇલ્ડ એલ, પેલ એલ કરતાં મીઠો, જલદ, અને લગભગ હૉપના સ્વાદ વગરનો હોયછે. બીટર એલ અથવા બીટર પોર્ટરમાં પેલ એલ કરતાં થોડું ઘટપણું હોયછે અને તેમાં ઘણો વધારે હૉપનો ભાગ છે. ટેબલ બિયર નરમ દારૂ છે અને તે સાધારણ બિયર અને એલના કરતાં ત્રણ ચાર ઘણું વધારે પાણી ધરાવેછે. એલ દારૂ જેમ મૉલ્ટમાંથી બનાવવામાં આવેછે તેમ પોર્ટર પણ તેમાંથીજ બનાવેછે પણ તેને રંગ અને સોડમ આપવાને માટે તેમાં વધારે ગરમીથી સૂકવેલો મૉલ્ટ ઉમેરેછે. સ્ટાઉટનો બનાવ પોર્ટરના જેવોજ છે પણ કસવાળી વસ્તુઓનું પ્રમાણ તેમાં વધારે છે. સ્ટાઉટ, બ્રાઉન સ્ટાઉટ, ઇત્યાદિ નામો માત્ર પોર્ટરના કસ સહજ વધારે ઘટ કરેલાને લીધે આપવામાં આવ્યાંછે.

એક પાઇન્ટ બિયર જે માપમાં ૨૦ આંઉસ ઉતરેછે તેમાં સરાસરી નીચે પ્રમાણે જૂદી જૂદી વસ્તુના ભાગોનું પ્રમાણ હોયછે.

| | |
|---|---|
| આલ્કોહૉલ ... ... ... ... ... | ૧ આઉંસ અથવા ૪૮૦ ગ્રેન. |
| કસવાળી વસ્તુઓ અને જૂદી જૂદી જાતની ખાંડો (એકસ્ટ્રાકટીવ્સ, દેક્ષટ્રીન અને શુગર) ... ... ... ... ... ... | ૫૨૪ ગ્રેન. |
| ખટાસવાળા ભાગો, (લૅકતીક, ઍસૅતીક, ગૅલીક અને મૅલીક ઍસિડસ)... | ૨૫ ગ્રેન. |
| ક્ષારવાળા ભાગો, (આલ્કેલાઈન ક્લૉરાઈડસ ઍન્ડ ફૉસફેટ્સ) ... | ૨૩ ગ્રેન. |
| કાર્બોનિક ઍસિડ ગૅસ અને ઉડાજતાં તેલનો ભાગ ... ... | સહેજ |

આલ્કોહૉલ, ખાંડવાળા ભાગો, અને કડવી વસ્તુઓ, બિયરના મુખ્ય તત્વો ગણાયછે. અને એ વડેજ બિયરના ખાસ ગુણ કહેવાયછે. ઘટ જરમન બિયરનું વિશેષ ગુરૂત્વ (સ્પેસીફીક ગ્રૅવીટી) ૧૦૦૬ થી ૧૦૩૦ સુધી હોયછે. ઇંગ્લિશ બિયર અને પોર્ટરનું વિશેષ ગુરૂત્વ ૧૦૧૦ થી ૧૦૧૯ સુધી હોયછે. એલમાં સેંકડે ૪ થી ૧૫ ભાગ મૉલ્ટ હોયછે ને પોર્ટરમાં ૪ થી ૯ હોયછે. કડવાસવાળા બિયરમાં મૉલ્ટ સઉથી કમ હોયછે, અને મીઠા એલમાં તે સઉથી ઘણો હોયછે.

જૂદી જૂદી જાતના બિયરમાં આલ્કોહૉલનું પ્રમાણ પણ જૂદું જૂદું છે. તે ઓછામાં ઓછું સેંકડે ૧ કે ૨ થી તે ઘણામાં ઘણું ૯ કે ૧૦ સુધી હોયછે.

| | આલ્કોહૉલનો ભાગ |
|---|---|
| બર્ટન એલ સેંકડે ... ... ... ... | ૮.૮૮ |
| એડિનબર એલ ,, ... ... ... ... | ૬.૨૨ |

| | | | | | | આલ્કોહૉલનો ભાગ |
|---|---|---|---|---|---|---|
| લંડન એલ | સેંકડે | ... | ... | ... | ... | ૬.૨૦ |
| બ્રાઉન સ્ટાઉત | ,, | ... | ... | ... | ... | ૬.૮૦ |
| લંડન પોર્ટર | ,, | ... | ... | ... | ... | ૪.૨૦ |
| લંડનસ્મૉલબિયર | ,, | ... | ... | ... | ... | ૧.૨૮ |

આ બીજો કોઠો જૂદા જૂદા બિયરની એક પાઈન્ટમાં આલ્કોહૉલ, કસવાળા ભાગ, અને ખટાસવાળા ભાગો સેંકડે કેટલા છે તે દેખાડેછે.

| | | | આલ્કોહૉલ | | કસવાળા ભાગ | | ખટાસવાળા ભાગ |
|---|---|---|---|---|---|---|---|
| બર્ટન એલ... | ... | ... | ૨.૧૬ | ... | ૨.૭૭ | ... | ૨૯.૧૨ |
| બાસનો બિયર | ... | ... | ૨.૧૮ | ... | ૨.૪૨ | ... | ૨૦.૭૭ |
| એડિનબર એલ | ... | ... | ૧.૧૨ | ... | ૦.૭૨ | ... | ૧૬.૭૩ |
| ગીનિસનો સ્ટાઉટ | ... | ... | ૧.૭૪ | ... | ૧.૨૫ | ... | ૨૧.૩૨ |
| ટ્રુમેનહૅનબરી ઍન્ડ કુ૦નો પોર્ટર | | | ૧.૦૩ | ... | ૧.૦૧ | ... | ૨૧.૨૭ |
| વ્હાઈટ બ્રેનો પોર્ટર... | | ... | ૧.૦૯ | ... | ૧.૦૩ | ... | ૧૫.૯૭ |
| હોરનો પોર્ટર | ... | ... | ૧. ૬ | ... | ૧.૦૩ | ... | ૧૫.૯૫ |
| પેરીનો એલ | ... | ... | ૦.૯૮ | ... | ૦.૭૩ | ... | ૭.૯૭ |

ડાક્તર હસાલે ઑલ્સૉપ અને બાસના બિયરમાં આવતી પદાર્થો હેઠળના કોઠામાં આપીછે.

| | મેસર્સ ઑલસૉપ ઍન્ડ કુ૦. | | મેસર્સ બાસ ઍન્ડ કુ૦ ગ્રેટ બ્રિટનના ખપને માટે. | |
|---|---|---|---|---|
| | હિન્દુસ્થાન મોકલેલા. | દેશાવર મોકલેલા. | | |
| ખાંડ ............................ | ૨૦૦ | ૩૨૦ | ૩૯૦ | ૪૨૦ |
| ગુંદર ............................ | ૨૦૮૦ | ૨૧૧૦ | ૩૯૩૦ | ૨૬૬૦ |
| કડવા કસવાળો પદાર્થ ............ | ૮૧૦ | ૭૫૦ | ૭૬૦ | ૮૦૦ |
| એકંદર નક્કર પદાર્થો (તોતલ સૉલીડસ). | ૩૦૯૦ | ૩૧૮૦ | ૫૦૮૦ | ૩૮૮૦ |
| આલ્કોહૉલ........................ | ૩૫૪૦ | ૩૮૨૦ | ૩૯૮૩ | ૩૭૪૪ |
| પાણી ............................ | ૬.૩૩૭૦ | ૬.૩૦૦૦ | ૬.૦૯૩૭ | ૬.૨૩૭૬. |
| | ૭૦૦૦૦ | ૭૦૦૦૦ | ૭૦૦૦૦ | ૭૦૦૦૦ |

બિયર થાક ઉતારનારો, ખુશી પેદા કરનારો, અને જ્યારે મોટા જથામાં લે ત્યારે કેફ લાવનારો દારૂ છે. બિયરમાં કસવાળા ભાગો છે તે ચરબી પેદા કરેછે. કડવાસવાળા ભાગ જે એમાં આવેલાછે તેથી તે કૌવત આપનાર (ટૉનીક) ગણાયછે. લૅક્ટીક ઍસૅતીક, ગૅળીક, અને મૅળીક નામની ઍસિડથી જે ખટાસ પેદા થાયછે તે એક પાંઈન્ટ બિયરમાં ૧૫ થી ૪૦ ગ્રેન સુધી હોયછે. ઘણા ખરા બિયરમાં આલબ્યુમૅનવાળી પદાર્થનો સહેજ ભાગ હોયછે. ઘેરા રંગના બિયર એટલે પોર્ટર કે રેમલ નામનો મૉલ્ટની બાળેલી ખાંડનો ભુકો અને એસેમર નામનો રંગ સાદા બિયરમાં નાખવાથી બનેછે.

શરીરનાં બાંધામાં જે જે તત્વો આવેલાંછે અને જે તત્વોમાં હમેશાં કુદરતી રીતે

ફેરફાર થાયછે તે ફેરફારમાં બિયર પીધાથી અડચણ થાયછે, વિશેષ વપરાઇને નિરૂપયોગી થઈ પડેલાં તત્વો શરીરની બહાર નીકળી જતાં અટકેછે. માણસનાં શરીરના તત્વોની નેટ્રોજન વપરાયાથી શરીરની અંદર તેમો જે યૂરીયા નામનો કચરો પિશાબ વાટે શરીરની બહાર જેટલો નીકળવો જોઇએ તેટલો નીકળતો નથી, તથા દમની વાટે નીકળી જતી કાર્બોનિક ઍસિડ ગૅસ કુદરતી કરતાં ઓછી બહાર નીકળેછે. જ્યારે બિયર મોટા જથામાં લેવામાં આવેછે, ત્યારે બદન પર સુસ્ત અથવા નાકૌવત કરનારી અસર થાયછે તે ઉપલાં કારણોને લીધે તથા ઘણું કરી પૉર્ટરનાં ખારો ને હૉપ નામની જે વસ્તુ આવેલીછે તેને લીધે થાયછે. ફીકા રંગનો બિયર જે સાથે હૉપની સારી રીતે મેળવણી હોયછે તે હજમિયત છે અને સઘળા અર્ક ધરાવનારા દારૂઓમાં એ સર્વથી ગુણકારો ગણાયછે. દરેક જનને બિયર કાંઈ ફાયદો કરી શકતો નથી. જેમની પિત્ત પ્રકૃતિ હોયછે તેનું તેથી માથું દુખેછે, પેટમાં બોજા જેવું લાગેછે, અને પિત્ત ઉછળેછે. વધારે આલ્કોહૉલ ધરાવનારા બિયરો હમેશ સુધી પીવામાં આવેછે તો પીનારને અતિ માતેલો અને લોહીઆળ (ફુળ ઍન્ડ પ્લેથારીક) બનાવેછે. અને જો તે સુખિયારો બેસી રહેનારો હોયછે અને ફરહર કે મજૂરી કરનારો નથી, તો પિશાબમાં રેતી (યૂરીક ઍસિડ) અને ગેટવા (ગાઉત) ને તે આધીન થાયછે. એમ થવાનું કારણ એ છે કે શરીરના ચરબીવાળા ભાગોની કારબન ને હેડ્રોજન, તથા આલ્બ્યુમીનોઇડ ભાગોના નેટ્રોજનનાં તત્વોને બહાર નીકળવામાં હમેશા થોડો થોડો અટકાવ થાયછે, તેથી તે શરીરમાં એકઠાં થાયછે. જ્યારે ચોકસ હદથી આ જમાવ વધેછે, ત્યારે ભૂખ ઓછી થાયછે અને શરીરની રચના તથા પોષણ શક્તિઓમાં ખલલ થાયછે. કુદરતથી જેવું શરીર નિર્માણ થયું હોય, તે કરતાં તેમાં બિયર પચાવી વધારે માતેલું ને લોહીઆળ બનાવવાનો અખતરો અજમાવી જોવાને કોઈ શોખીનને લાલચ લાગશે; પરન્તુ શરીર ફરબેહ થયા પહેલાં તરેહવાર રોગો પેદા થવાના ભય રહ્યાછે તેનો સારી પેઠે વિચાર કરવો જોઈએ છે. જો દવા દાખલ પીવો પડે, ત્યારે જોઇએ તે કરતાં વધારે બિયર નહિ લેવો, પણ તે કેટલા જથામાં લેવો તે સહેલાઇથી કહેવાઈ શકાતું નથી. તે બિયરની બનાવટ અને પીનારની પ્રકૃતિ ઉપર અને હરરોજની ટેવ ઉપર આધાર રાખેછે. પણ બિયરમાં આવતા આલ્કોહૉલના જથા તરફ જોતાં બિયરના જલદપણાનાં વત્તાં ઓછાં પ્રમાણ પ્રમાણે પૂર્ણ તંદરૂસ્તીવાળાં એક માણસને માટે દાકતર પાર્કસ એકથી બે પાઇન્ટ ૨૪ કલાકના અરસામાં પૂરતો ગણેછે.

## બિયરની પરીક્ષા.

બિયર પીતાં પહેલાં તે પારદર્શક છે કે નહિ તેની તપાસ કરવી જોઇએ. જો તે ધાડો હોય, તો તે પીવો ન જોઇએ.

"બિયર બનાવવાની ક્રિયામાં કોઈ પ્રકારની અપૂર્ણતા રહેવાથી, અથવા તેને બરોબર સાફ ન કરવાથી, અથવા તેની સારી હાલત બગડવાથી, તે ધાડો થાયછે. બિયરની હાલતમાં ફેરફાર થવાથી તેમાં ખટાણ વધેછે. કાર્બોનિક ઍસિડ ગૅસ જે બિયરમાંથી નીકળતાં ફીણને પેદા કરનારી છે, તેનું પ્રમાણ મધ્યમસર હોવું જોઇએ. બિયરનો

સ્વાદ કસાણો ન જોઇએ. જો તે કડવો લાગે, તો તે કડવો સ્વાદ મોંહડામાં જાઝોવાર રહેવો ન જોઇએ, તેમ જીભને ઘણો ખાટો લાગવો ન જોઇએ. જ્યાં સુધી બિયરની હાલતમાં ચોકસ દરજ્જે ફેરફાર થાય નહિ, ત્યાં સુધી જો કે બિગડેલો હોય, તોપણ તેના વાસ ઉપરથી એમ ન કહેવાય કે તે બગડેલોછે. મૉલ્ટ, હૉપ અને પાણીના ચોકસ પ્રમાણ સિવાય બીજી કોઈપણ વસ્તુ આ જાતના દારૂમાં હોવી જોઇએ નહિં; અને એમાં ફેર પડે, તો તે ભેલસેલવાળા કહેવાયછે.

બિયરનો બીજા પદાર્થો સાથ ભેગ ( ઍદલતરેશાન ):—

૧ લું, બિયરમાં પાણી ભેળવામાં આવેછે. બિયરમાં ભળેલું પાણી બિયરનાં સ્વાદ ઉપરથી, તેમજ બિયરનું વિશેષ ગુરૂત્વ (સ્પેસીફીક ગ્રૅવીટી) કહાડવાથી પરખાઇ આવેછે.

૨ જું, બીજી વસ્તુ જે બિયર સાથ ભેળવામાં આવેછે તે સ્પિરિટ છે પણ એની ભેળવણી કદાચજ કરવામાં આવેછે.

૩ જું, બિયરનું ખટાણ ઓછું કરવા સારૂ સોડીઅમ અને કાલશિયમ કારબોનેટ એ નામના સોડા તથા ચૂનાના ખારો ઉમેરવામાં આવેછે.

| | |
|---|---|
| ૪ થું, ચૂનો<br>૫ મું, સોડા<br>૬ ઠું, મીઠું<br>૭ મું, હીરાકસી<br>૮ મું, ગંધકનો તેજાબ | એ વસ્તુઓ બિયરનો ભેળ કાપવા અને તે ઘણા વર્ષનો છે એવો સ્વાદ આપવા સારૂ ઉમેરેછે. |

૯ મું, ફટકી, ભુંજેલી ખાંડ, મરચાં, મરી, એળિયો, ગરમાળો, કોલચીસીન સેનતોનીન, કાકમારીના બીજ, ઝેરી કચુરો, તંબાકુ, ત્રાંબુ, સીસું, વગેરેનો પણ ભેળ કરવામાં આવેછે.

૧૮૫૫ માં પાર્લમેન્ટની એક કમિટી દારૂમાં થતી ભેળની તપાસ કરવા બેઠી હતી, તે આગળ બિયરમાં થતા ભેગ વિષે નીચે પ્રમાણે સાક્ષિઓ આપવામાં આવી હતી.

મી૦ ફીલીપ્સે કહ્યું કે " બિયર દારૂમાં ઘણો ખરો, સાધારણ નીમક તથા હીરાકસીનો, તેમજ કવારિયાનો ભેળ કીધેલો હોયછે."

મી૦ એડવીન વીકહેમની સાક્ષીનો સાર નીચે પ્રમાણે હતો:—"બિયર બનાવવાના મારા અનુભવ ઉપરથી હું માનુંછું કે બિયરમાં જે મોટી ભેળ થાયછે, તે ઘણા ખરા છૂટક પીઠાંવાળાઓ કરેછે, અને જ્યાં બિયર બનાવવામાં આવેછે તે ઠેકાણે થતી નથી. તોપણ મને ખબર છે કે કેટલાક બિયર બનાવનારાઓ પોતે પણ ભેળ કરેછે."

કમિટીના એક સભાસદ મી૦ શોલફીલ્ડે પૂછયું કે " બિયર દારૂમાં ભેળ થવાનું સાધારણ છે તે તમે માનોછો "? તેનાં જવાબમાં મી૦ વીકહેમે જણાવ્યું કે "હા, ઘણુંજ સાધારણ છે, ને, તે એટલી હદવરે કે બિયરમાં ભેળ નહિં હોય, એ વાત ઘણીજ અસાધારણ ( ઍક્સેપશન ) છે. અને હું માનુંછું કે વગર ભેળનો બિયર જવલેજ હોયછે." ડાકટર વીકહેમે પોર્ટરમાં ભેળસેળ કરવા પીઠાંવાળાઓ વારેઘડી વાપરે છે તેનો નીચલો નુસકો આપ્યોછે:—"એક પોર્ટરનાં પીપમાં આઠ ગૅલન

પાણી, છ રતલ ખાંડ, એક રતલ જીલેટીન, એક મુઠો ભરી સાધારણ નીમક ડોહોળી દેવાં, અને તેનો કડવો ખવાસ પાછો લાવવાને એકસ્ટ્રેક્ટ ઑફ જેન્શીયન અથવા ક્વારિયા નાખવું; તેનો અસલી રંગ લાવવાને સલફેત ઑફ ઍમોન્યા, અરધો આંઉસ હીરાકસી, અને જૂનો થયલો સ્વાદ લાવવા માટે એક આંઉસ રૉક ઍલમ મેળવવું." મી૦ વીકહેમે તંબાકુ પણ બિયરમાં ભેળસેલ કરેલાના નમૂના જણાવ્યા. મી૦ સીમન્દસે આ કમિટી આગળ જુબાની આપી કે "કાકમારીના બીજના ઓછામાં ઓછા ૨૫૦ ટન દરવર્ષે દેશાવર ખાતેથી આણવામાં આવેછે, તે મુખ્ય કરીને બિયર બનાવનારોના ખપ માટે હોયછે. એલચી અને ગ્રેન્સ ઑફ પૅરેડાઇઝના ૨૦૦ થી ૩૦૦ ટન તીખાં બીઆં દરવર્ષ દેશાવરથી આવેછે, તે પણ મુખ્ય બિયર અને સ્પિરિટને કૃત્રિમ જોર આપવા વપરાય છે. કાકમારીના બીજ જે સાધારણ રીતે બિયરને ખોટું જોર આપવા માટે અંદર નાખેછે, તે મારો એક ઓળખીતો પીઠાંવાળો બીજે દિવસે વેચવા ધારેલા બિયરમાં એક દિવસ આગળથી નાખતો હતો. મી૦ ગેએ સાક્ષી આપતાં કહ્યું કે "મેં કાકમારીના બીજ ઘણા હંડ્રેડવેટમાં દળી આપ્યાંછે" મી૦ મોફાતે સવાલ કર્યો કે "શા ખપમાં એ બીયાં વપરાયાં"? તેના જવાબમાં કહ્યું કે "હું ધારૂંછું કે ગરીબ લોકનાં પીવાના દારૂમાં". સ૦ "તમે કોને માટે કાકમારીના બીજ દળ્યાં"? જથાબંધ વેચનારા ગાંધીઓ માટે. મી૦ રોજર્સે સાક્ષીમાં જણાવ્યું કે બિયર બનાવનારને પૂરૂપાડનારા ગાંધીઓને ત્યાંથી એ કાકમારીના બીજ 'મલતમ' નામથી મેળવી શકાય છે. 'ખોરાક અને તેમાં થતી ભેળસેલ તથા તેની પરીક્ષા કરવાની રીત' એ નામની પોતાની ચોપડીમાં ડાક્ટર હસાલ, ઍમ. ડી. ઉપલા શાક્ષીઓ વિષે પોતાના વિચાર જણાવે છે કે બિયરમાં આટલી બધી ભેળસેલ ચાલવા છતાં જકાત (ઍકસાઇઝ) ખાતાના ૭૦ રસાયની તપાસ કરનારાઓ અને ૪૦૦૦ દેખરેખ રાખનારા (ઇન્સ્પેક્ટર) એ બાર વર્ષમાં ફકત ૪૦ હૉપના નમૂના તપાસ્યા તેમાં તેમણે તો ૩૫ ભેળેલા જણાયા; ત્યારે તેઓ મૉલ્ટની ભેળસેલ વિષે બરોબર પરીક્ષા કરી શક્યા નહીં, અને દેશાવર ખાતે વહાણ પર ચઢતા બિયરના ૧૧૩૯ નમૂના તપાસતાં બાર વર્ષમાં આ વિદ્વાન મંડળ ફકત ૧૨ નમૂનામાંજ ભેળ શોધી કહાડવામાં ફતેહ પામ્યું, તેથી સ્પષ્ટ છે કે બિયરની ભેળસેલ માટે જકાત (ઍકસાઇઝ) ખાતાંવાળાઓ ઘણા બિનખબર છે."

કાકમારીના બીજ ભેળવાનું મોટું કારણ એ છે કે મૉલ્ટ અને હૉપની બદલી એ કામ લાગી શકેછે, તથા એ મૉલ્ટ દારૂજ ઘણુંકરીને બગડતો અને બાટલીમાં ભરેલા બિયરમાં બીજી વખત ઉભાણ ચઢતું અટકાવેછે, કે જેથી ગરમ દેશોમાં બાટલી ફાટવાનો સંભવ ઓછો થાયછે; પણ એનું ઘેન ચઢેછે તથા એમાં બીજી ઝેરી અસરો છે.

આ બિયર જાતના દારૂમાં ભેળસેલ કરવાના કાવતરાં વિષે ડાક્ટર રૉબર્ટ ડીડ ઍમ. ડી. 'લૅનસેત' માં જણાવેછે કે નવા ઍલ અને પોરટર જેમાં ખટાઈ આવતી નથી, તે નરમ કહેવાય છે; પણ જે વધારે વખત રાખવામાં આવેછે તેમાં ખટાઇ (ઍસિડ) પેદા થાયછે, ને તેમને રૂક્ષ (હાર્ડ) કહેછે. આ બે જાતમાંથી કોઇને રૂક્ષ

બિયર પસંદ હોયતો પીઠાંવાળા નરમ બિયરને તૂરત રૂક્ષ સ્વાદ આપી દેવા ગંધકનો તેજાબ (સલફ્યુરિક ઍસિડ) ઉમેરી દેછે. વળી કોઇને નરમ જાતનો બિયર જોઇએ અને પીઠાંવાળા પાસે રૂક્ષ (હાર્ડ) જાતનો ભરી મૂક્યોછે, તો તેમાં સોડા, પૉટૅશ, કાર્બોનેટ ઑફ લાઇમ ઈત્યાદિ ઉમેરીને તુરત નરમ જાતમાં બદલી નાખેછે. બિયરમાં હૉપની કેફ લાવનારી ખાશિયત લાવવા માટે તે બદલે કાકમારીના બીજ (કૉક્યુલસ ઈન્ડીકસ), મીઠાસ અને રંગ આપવા જેઠીમધ, ઘટપણા માટે અળસી, મોઢાંમાં વવળાટ અને ઝણઝણાટ માટે સૂવા અને મરચાં, તથા કોઈ વખતે કડવો સ્વાદ અને કેફી અસર આપવા માટે ઝેરીકચુરો કે કુવારાયા વાપરે છે. મીઠાસ અને ઘટપણું આણવા માટે ગોળ વાપરેછે. પણ ફીણ લાવવા હીરાકસી અને ફટકી વાપરેછે. ઇંગ્રેજોનો ૧/૬ મો ભાગ રોજ આ ગુણકારક કહેવાતો દારૂ પીએછે, તે આવો હોયછે. જો કે હંમેશ અને વારેઘડીએ આવી ભેળસેળ થાયછે તે જણાયલું છે તોય આવા ગુનાહની સજા તુરકીના રાજ્યમાં કાજી તૂર્ત ડોકું છટકાવી નાખીને કરે, તે વિષે આ દેશમાં પોલીસ આંખ મીંચીને ફરેછે.''

## બિયરને મળતા સાઇડર અને પૅરી નામના દારૂ.

સાઈડર અને પૅરી બિયરના જેવાજ પીવામાં નરમ ને ફીણવાળા દારૂ છે. સેબફળ અને પેરના રસમાંથી એ દારૂઓ બનાવવામાં આવેછે. ઉપલાં ફલો તેઓની ખટાસ અને કડવાસને લીધે જ્યારે ખાધામાં નથી આવતાં, ત્યારે તેમને ઉપલી જાતનાં દારૂ બનાવવાના કામમાં લાવેછે. એ ફળોને કચરીને રસ કહાડેછે, તે તેનો કચરવામાં ગર લીધો હોય તેથી અરધો નીકળેછે. ઉભાણ પછી એવું તત્વ એ રસમાં હોયછે તેથી તેને હવામાં અને જોઇતી ગરમીમાં ખુલ્લો મૂક્યો હોય, તો જોસ ચઢી દારૂ બનવા માંડેછે; સપાટી ઉપર ફીણ એકઠું થાયછે, અને થરો નીચે બેસેછે. સાઈડર અને પૅરી બંને એક બીજાને ઘણા મળતા આવતા દારૂ છે. પણ તેમનો સ્વાદ જૂદો હોયછે. તેમના સો ભાગમાં નીચેનાં પ્રમાણમાં આલ્કોહૉલ રહેછે.

| | | | આલ્કોહૉલ |
|---|---|---|---|
| સાઇડર (ઘણામાં ઘણો સરાસરી) } | ... | ... | ૯.૮૭ |
| સાઈડર (ઓછામાં ઓછો સરાસરી) } | ... | ... | ૫.૨૧ |
| પૅરી... ... ... ... ... | ... | ... | ૭.૨૬ |

યુરપના કેટલાએક ભાગોમાં બિયરને બદલે સાઈડર અને પૅરી સાધારણ રીતે વાપરે છે. તે ચોખ્ખા હોયછે, ત્યારે ખૂશ, થાક ઉતારનારા જેવા અને દિલ ઉશકેરનારા દારૂઓ જણાયબાછે. એ દારૂ ખાટા થઈ જાયછે, માટે જો દવા દાખલ પીવો પડે, તો પીનારે સાવચેતી રાખીને પીવું; કારણ, જેને હંમેશ પીવાની ટેવ નથી તેને ખાટો દારૂ પીવાથી ચુંકો થાયછે તથા ઝાડો છૂટી જાએછે.

# પ્રકરણ ૨.

## જુદા જુદા વાઈન.

દ્રાક્ષના રસમાં ઉભાણુ (ફરમેનતેશન) આવવાથી જે દારૂ બનેછે તેને આપણે સાધારણ રીતે વાઈન કહીએ છીએ, પણ કોઈવાર બીજાં ફળો અને વનસ્પતિઓમાંથી બનાવેલા દારૂ પણ વાઇન તરીકે ઓળખાયછે. જે ફળમાંથી અથવા શેહેરમાં વાઇન બનાવ્યો હોયછે, તે ફળનાં અથવા શેહરનાં નામ ઉપરથી વાઇનોનાં નામ રાખવામાં આવ્યાંછે, જેમકે ઑરેંજ વાઈન, રૂબારબ વાઇન, જીનજર વાઇન, હની વાઇન, પોર્ટ વાઇન, મદીરા, ઇત્યાદિ. ઘણા આગળા જમાનાથી વાઇન ઉપયોગમાં આવતા જણાયલાછે. ઇંગ્લંડમાં તેરમી સદીમાં વાઇન દારૂ દાખલ થયો. પહેલાં દવા વેચનારાઓની દુકાણોમાંજ તે મળતો. ૧૭ મી સદીની આખરી સુધી ઇંગ્લંડમાં વાઈન મુખ્ય કરી ફ્રાન્સથી આવતો હતો, તે પછે તુરત ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ ઉઠવાથી ફ્રાન્સથી ઇંગ્લંડ આવતા દારૂ ઉપર એટલી મોટી જકાત નાખવામાં આવી કે તેની આયાત બંધ પડી અને તેની જગોએ પોર્ટુગલથી પોર્ટવાઈન આવવા લાગ્યો. સતરમી સદીમાં ઇંગ્લંડમાં શેરી સારી રીતે જણાયલો હતો.

વાઇનમાં આલ્કોહોલ સિવાય બીજા ઘણા પદાર્થ રહેછે, તેને લીધે તેમાં તરેહવાર ખવાસ, સોરમ અને ખારિયત હોયછે તેથી તેમાં સમાયલા આલ્કોહૉલની ખારિયતમાં ફેરફાર થાયછે. આવી રીતના ફેરફાર થતાં વાઈન લાંબે કાળે સુધરેછે.

વાઈન મુખ્ય દ્રાક્ષમાંથી બનાવવામાં આવેછે. દ્રાક્ષ રસથી ભરપૂર મેવો છે. એની છાલ પાતળી પણ ચિકટ હોયછે, જે અંદરના રસને બહારની હવાનાં સંબંધમાં આવી બગડતો અટકાવેછે. કેટલીએક દ્રાક્ષોની છાલ રંગ વગરની અથવા પીળી હોયછે. બીજી દ્રાક્ષોની છાલ ઘેરા આસમાની (બલુ) રંગની હોયછે, જેથી તેના વાઇનોમાં લાલ રંગ આવેછે. અને બંને જાતની દ્રાક્ષોની છાલમાં ટેનીક ઍસિડ હોવાને લીધે તેમાં તુરાસ હોયછે. રાતી અને કાળી દ્રાક્ષોનો તાજો રસ સફેત દ્રાક્ષના રસ જેવોજ હોયછે, પણ જ્યારે એ રસમાં ઉભાણુ લાવેછે, ત્યારે તેમાં માંહે છાલનો રંગ ઓગળવાની શક્તિ આવેછે. જોકે દ્રાક્ષના જુદા જુદા વાઈન બનેછે; તોપણ દ્રાક્ષના માંડવાની જુદી જુદી જાત ઉપર, તે માંડવા ઉગાડવામાં આવેછે તે જગ્યાના ગુણ ઉપર, માંડવાની આસપાસની જગ્યાઓની હાલત ઉપર, તે જગ્યાની સાધારણ આબો હવા ઉપર, વર્ષમાં જે વખતે તે માંડવા ઉગાડવામાં આવેછે તે વખતની ચોકસ હવા ઉપર, અને દ્રાક્ષ કેટલે દરજ્જે પાકેલી છે તે ઉપર, વાઈન દારૂનો ગુણ આધાર રાખેછે. સાધારણ રીતે દ્રાક્ષનો રસ કોઈપણ ચોકસ સુવાસ (ઍરોમાં) ધરાવતો નથી; પણ તે રસ ઉભાણુ (ફરમેનતેશન) હાલતમાં આવેછે ત્યારે તેને બાટલીમાં ભરવા પછી વખત જતે જે ફેરફાર થાયછે, તેથી સુવાસ (ઍરોમાં) પેદા થાયછે. વળી મસકતની દ્રાક્ષમાં તો અસલથીજ સુવાસ હોયછે, જે તેના દારૂમાં ઉતરેછે.

વાઈનના ખવાસમાં અગત્યની અસર કરનારા મૂળ તત્વો જે દ્રાક્ષમાં છે તે માંહેના

ખટાણો (ઍસિડ) અને ખાંડ છે; અને તે તત્વનું પ્રમાણ જૂદી જૂદી હાલતમાં બદલાયછે. દ્રાક્ષમાં પહેલી અગત્યનું તત્વ ખાંડ છે, કારણ કે તેની ઉપર ઉભાણ થવાનો આધાર રહેછે, અને તે વગર વાઈન કદી બને નહિ. દ્રાક્ષના રસમાં ખાંડનું પ્રમાણ એક સરખું નથી—તેના સો ભાગમાં ૧૦ થી ૩૦ ભાગ ખાંડ હોયછે. હવા અને ઋતુ ઉપર પણ ખાંડના પ્રમાણનો આધાર રહેછે. સૂરજનાં કીરણોની અસરથી દ્રાક્ષની ખટાસ ઓછી થાયછે અને મીઠાસ આવવા માંડેછે, અને ગરમીનાં વધારે ઓછા પ્રમાણમાં વધારે ઓછી મીઠાસ થાયછે; એથી કરીને સ્પેન, પોર્ટુગલ, મદેરા, ઇટલી, સાઈપ્રસ ઈત્યાદિ ગરમ દેશોની જગાઓ ઉપર ઉગતી દ્રાક્ષમાં ખાંડ વધારે હોયછે. સારો વાઇન બનવાને વાસ્તે દ્રાક્ષના રસમાં સેંકડે ૨૦ ભાગથી ઓછી ખાંડ હોવી ન જોઇએ. પહેલાં દ્રાક્ષને કચરીને તેનો રસ કહાડેછે; એ રસને ચોકસ ગરમી લગાડી ઉભાણ ચહડાવેછે, અને ઉભાણ ચહડાવવા માટે ખમીર જેવી કોઇ ચીજ નાંખવી પડતી નથી; કારણ, તેમાં નૈટ્રોજનવાળા પદાર્થો રહેલાછે તેજ ખમીરનો બદલો પૂરો પાડેછે.

ફ્રાન્સ, જર્મની અને હંગરી વગેરે ઠંડા દેશોમાં બનતા વાઇનોની બનાવટમાં જે દ્રાક્ષ કામમાં લે છે તેનાં રસમાં ખાંડ થોડી રહેછે, માટે તેમાં ઉભાણ ધીમું ચાલેછે અને ખાંડ સઘળી ખપી જાય ત્યાં સુધી ઉભાણ ચાલવા દેવું પડેછે. આવી રીતે બનતા વાઇન, જેમાં દ્રાક્ષારસમાં જેટલી ખાંડ હોય તે સઘળીનો ઉભાણ ચઢાવી આલ્કોહૉલ થવા દેછે, અને પાછળથી બીજો કોઇપણ સ્પિરિટ ઉમેરતા નથી, તેને કુદરતી (નૅચ્યરલ) વાઈન કહેછે, અને એ વાઇનોમાં સેંકડે ૧૨ ભાગથી વધારે આલ્કોહૉલ આવી શકતો નથી. એટલે એ થોડો આલ્કોહૉલ ધરાવનારા અને ખાંડ વગરનાં હોયછે. આ કુદરતી (નૅચરલ) કહેવાતા વાઇનોમાં જર્મનીનો રાહીન પ્રદેશ અને મૉઝેલમાં બનેલાં ક્લારેટ તથા બરગનડીઓ, હંગેરીઅન, ગ્રીક અને ઇટાલિયન વાઇનો છે. એઓમાં સેંકડે ૯ થી ૧૧ ભાગ આલ્કોહૉલ આવેછે. આ વાઇનોમાંની ખટાસ, આલ્કોહૉલ સાથ મળીને એક ઇથર જાતિની બનાવટ પેદા કરેછે, તેથી તેમનામાં સોરમ આવેછે. પણ સ્પેન, પોર્ટુગલ, મદીરા, કેપ, અને ફ્રાન્સના દક્ષિણ ભાગ જેવા ગરમ દેશોમાં ત્યાંની ગરમ ઋતુના સખત તાપ હેઠળ ઉગેલી દ્રાક્ષો વધારે પાકેલી અને તેમાં ખાંડનું પ્રમાણ ઘણું વધારે રહેવાથી તેમના મીઠા રસના વાઇનોમાં સેંકડે ૧૨ ભાગ આલ્કોહૉલ પેદા થાયછે. પછી બીજી વધારે ખાંડ બાકી રહેછે, તેમાં વધારે ઉભાણ થતું અટકાવવા માટે હંમેશ સ્પિરિટ ઉમેરવામાં આવેછે; જેથી તે વાઈનમાં આલ્કોહૉલનું પ્રમાણ વધી સેંકડે ૧૭ થી ૨૦ ભાગ થાયછે. આવા વાઇનો તેજ કરેલા (ફૉર્ટિફાઈડ) કહેવાયછે; પણ જો આ ગરમ દેશના વાઇનો બનાવતાં તેમની દ્રાક્ષની સઘળી ખાંડનો આલ્કોહૉલ ઉપજે ત્યાં સુધી ઉભાણ ચહડવા દે, તો પછી સ્વાદ અને સુવાસના આપનારા તત્વો નીકળી જઇને આવો વાઇન પાતલો અને નરમ રહેછે, અને તે લાંબો વખત સુધી સારી હાલતમાં ટકાઉ થતો નથી. આ કારણોને લીધે ગરમ દેશોમાં દ્રાક્ષના મીઠા રસમાં ઉભાણ ક્રિયાથી સેંકડે ૧૨ ભાગ જેટલો આલ્કોહૉલ પેદા થતાંમાંજ તેમાં સ્પિરિટ નાખી વિશેષ ઉભાણ અટકાવેછે, જેથી બાકી રહેલી વધારો ખાંડમાં પૃથકક-

રણ થતું અટકેછે, અને બીજા નુકસાનકારક ફેરફારો થતા બંધ પડી, આવો જલદ (ફૉર્ટિફાઇડ) કરેલો વાઇન લાંબો વખત રાખી શકાયછે.

શૅમ્પેન અને બીજા તેના જેવા ઉભાતા વાઇન બનાવવામાં ઉભાવાની શક્તિ લાવવા માટે પાછળથી એક ક્રિયા કરવામાં આવેછે. હમેશાની માફક ઉભાણ આવી બનેલા વાઇનને બીજી વસંતઋતુ આવે ત્યાં સુધી (સ્વચ્છ અને ચળકતો કરવા સારૂ) રહેવા દેછે, ત્યાર પછી તેને બાટલીમાં ભરી તેમાં ખાંડનો ઘટમાં ઘટ શીરો ઉમરેછે. એથી કરીને બાટલીની અંદરજ બીજી વાર ઉભાણ આવેછે એટલે અંદર પેદા થયલી કાર્બોનિક ઍસિડ ગૅસ બહાર નીકળી જતી અટકેછે. તેથીકરી બાટલી ખોળતાંવાર તે ગૅસ જોરથી બહાર નીકળતાં ઉભાવાની શક્તિ દેખાડેછે. વધારે ઉંચા દરજ્જેના શૅમપેનોમાં ખાંડનો ઘટ્ટ શીરો નાખેછે એટલુંજ નહિ પણ એક સારા સુંગંધનો વાઇન જેની સાથે ખાંડ અને ઘણું કરીને બ્રાન્ડી પણ મેળવામાં આવેછે અને જેને લીકર્‌એર કહેછે તે ઉમરેછે.

વાઇનોમાં જે અપ્રવાહિ પદાર્થો આવેછે તે સેંકડે ત્રણથી ચૌદ ભાગ છે. વાઇનોનું ખાસ વજન એટલે વિશેષ ગુરૂત્વ (સ્પેસીફિક ગ્રૅવિટી) આલ્કોહૉલ અને ઉપલા અપ્રવાહિ પદાર્થના જથા ઉપર આધાર રાખેછે. એ .૯૭૩ થી ૧.૦૦૨ અથવા વધારે પણ હોયછે.

વાઇનમાં નીચલી વસ્તુઓ આવેછેઃ—૧. આલ્કોહૉલ. ૨. ખાંડ. ૩. તુરાસવાળા પદાર્થ (ઍલ્બ્યુમિનજન્ત મૅટર). ૪. રંગ લાવનારી વસ્તુ. ૫. કસવાળા ભાગ (ઍક્સ્ટ્રૅક્ટિવ મૅટર). ૬. ખટાસ વાળા ભાગો (ઍસિડસ). ૭. ઇથિર અને ઉડીજતાં તેલો (વૉલેતાઇલ ઑઇલ્સ). વાઇનમાં આવતી આ વસ્તુઓ સંબંધી થોડુંક વર્ણન અહિં ઉપયોગી છે.

૧. **આલ્કોહૉલઃ**—વાઇનમાં આ સહૂથી અસરકારક તત્વ સમાયલો છે અને તે વાઇનને કેફ લાવનારી ખાશિયત આપેછે. વળી એનો બીજો અસરકારક ગુણ વાઇનને બગડતો અટકાવેછે. ઉભાણની ખાસ મતલબ આ તત્વ ઉપજાવવામાં છે, અને ઉભાણ ચહડતા પ્રવાહિમાં પહેલી ખાંડ કેટલી છે, તે ઉપર એનું પ્રમાણ આધાર રાખેછે. ખાંડના દર બે ભાગમાંથી લગભગ એક ભાગ આલ્કોહૉલ મળેછે, અને આગળ જણાવ્યું તેમ દ્રાક્ષારસમાં સેંકડે ૧૦ થી ૩૦ ભાગ સુધી ખાંડ હોયછે. આ ઉપરથી સમજવું સહેલ છે કે જો આ સઘળી ખાંડ આલ્કોહૉલમાં બદલાઈ જાય તથાપિ તે આલ્કોહૉલ હવામાં ઉડી નહિ જાય, તો સેંકડે ૫ થી ૧૫ ભાગ જેટલો આલ્કોહૉલ બધા દ્રાક્ષારસમાંથી મળી શકશે. આ ગણતરીથી કુદરતી (નૅચરલ) વાઇનના સો ભાગમાં ૫ થી ૧૫ ભાગ કરતાં વધારે આલ્કોહૉલ આવી શકે નહિ, જો કે વાસ્તવિક એટલો ભાગ પણ આવી શકતો નથી; કારણ, ઉભાણ ચાલતી વેળા બનતા આલ્કોહૉલમાંથી તેનો થોડોક ભાગ વરાળરૂપે ઉડી જાયછે. પીપમાં વાઇન રાખવાથી આલ્કોહૉલનું જોર સહેજ વધેછે. કારણ પીપમાંથી જેવી સહેલાઈથી પાણીને વરાળ રૂપે ઉડી જવાનો રસ્તો મળેછે, તેવી રીતે અને તેટલા પ્રમાણમાં આલ્કોહૉલ નીકળી ઉડી જઈ શકતો નથી, તેથી કરીને આલ્કોહૉલનો ભાગ એ દારૂમાં વધારે હોયછે.

૨. **ખાંડઃ**—કેટલાએક વાઈનમાં ખાંડ તદન હોતી નથી અથવા ઘણીજ થોડી હોયછે. વળી કેટલાએકમાં વધારે ઓછા જથામાં હોયછે. એવી રીતે ખાંડ વધતી ઓછી હોવાનું પ્રમાણ જેટલી હદ સુધી ઉભાણ ચઢાવવામાં આવેછે તે ઉપર આધાર રાખેછે. થંડા મૂલકની દ્રાક્ષની ખાંડ ઉભાણથી સઘળી ખપી જાય બનેબા ક્લારેટ બરગંડી, હૉક, જેવા કુદરતી વાઇનોમાં ખાંડ રહેતી નથી. અને જો રહેછે, તો ઘણીજ થોડી રહેછે. પોર્ટ, શેરી, અને મદેરા જેવા ગરમ મૂલકના વાઇનમાં સ્પિરિટ નાખીને તેનું કુદરતી ઉભાણ પૂરણ થતું અટકાવવાને લીધે હમેશા વધારે ઓછી ખાંડ રહી જાયછે. એ વાઇનોને થોડી મુદત રાખીને પછી વાપરવામાં આવેછે, તેથી તેઓમાં કાંઈક ફેરફાર થયાથી ખાંડનો ભાગ પાછળથી કમતી થાયછે.

કુદરતી કહેવાતા વાઇનોમાં કોઇક મીઠા થઇ શકેછે; કારણ, દ્રાક્ષના રસની ખાંડ તેઓમાં એટલી તો વધારે હોયછે કે તેથી ઉભાણક્રિયા થોડી હદેવેર જઇ પોતાની મેળેજ અટકેછે, અને એઓમાં સ્પિરિટ કૃત્રિમ ઉમેરેલો ન હોવાથી તેઓ કુદરતી વાઈનના વર્ગમાં આવેછે. આવા વાઇન ઘણા મીઠા ને થોડા આલ્કોહૉલવાળા છે, માટે તેઓ બગડેછે અને વધારે વખત રેહેતા નથી. આ વર્ગમાં તોકે, કૉનસ્ટેનશિયા, મામ્સી, લૅક્રીમાં ક્રીસ્તી, ટૅન્ટ, અને મલાગા, વગેરે વાઇનો છે અને તેઓને મીઠા વાઈન (સ્વીટ વાઈન્સ) કહેછે. એઓના ૧૦૦ ભાગ વાઈનમાં ૨૦ ભાગ જેટલી ખાંડ આવેછે.

આવા કુદરતી વાઇનો જેઓની ખૂબી મીઠાસથી જણાયલી છે તેઓમાં આલ્કોહૉલનું જોર થોડું હોયછે, કારણ જેમ ખાંડ ઘણીજ વધારે રેહેછે, તેમ તેમાંથી આલ્કોહૉલ થોડો પેદા થઈ ઉભાણ ક્રિયા અટકેછે અને તેથી વધારે આલ્કોહૉલ બનતો બંધ પડેછે. આવા વાઇનોમાં તેની થોડીક ખાંડ આલ્કોહૉલમાં ખપીને બાકીની ખાંડ મીઠો સ્વાદ બક્ષેછે. એક દારૂ મીઠો અને વળી જલદ પણ હોય એમ બનેજ નહિ. જો તેમ જણાય, તો એમ સમજવું કે તેમાં સ્પિરીટ ઉમેરીને જલદ (ફૉરતીફાઇડ) કરેલો છે. આ જલદ કરેલા વાઇનોમાં સેંકડે ૧૭ થી ૧૮ ભાગ આલ્કોહૉલ રહેછે. વાઈનમાં સરકા જેવી ખટાસ મારતો જે ફેરફાર થાયછે તેને અટકાવવાને આલ્કોહૉલનું ચોકસ પ્રમાણ અગત્યનું છે. ક્લારેટ અને હૉક જેવા પાતળા અને નરમ વાઇનો તેઓમાં આલ્કોહૉલનો થોડો ભાગ હોવાને લીધે ખાટા થઇ જાયછે. તેમ છતાંપણ ક્લારેટ, હૉક અને બરગન્ડી જેવા વાઈન જે દ્રાક્ષના મીઠા રસની થોડી ખાંડ સઘળી આલ્કોહૉલ બનવામાં ખપી જઇને બનેછે, તેઓનો ઘટતે વખતે વપરાસ ગુણકારક છે.

૩. **વાઈનના તુરાસવાળા પદાર્થ** (ઍસ્ટ્રિન્જન્ત મૅતર્સ):—ટૅનીક ઍસિડના બનેલા છે અને તે દ્રાક્ષની ચામડી, ઠળિયા, અને ડીચકાં દ્રાક્ષના રસમાં ઉભાણ થતી વેળા રહેવા દીધાથી આવેછે. લાલ વાઇનો બનાવવામાં કાળી દ્રાક્ષનાં છોતાં અને ડીચકાં ઉભાણ થતી હાલતમાં રહેવા દેછે, અને તેથી તેમાં તૂરાસ વધારે આવેછે. સફેત વાઇનો જે માત્ર દ્રાક્ષને દાબીને કાહાડેલા રસમાંથીજ બનાવેછે તેમાં તૂરાસવાળો પદાર્થ હોતો નથી. કોઈવાર એક લાકડાંનાં પીપની અંદર ઉભાણ થતાં તે લાકડાંમાંથી

તુરાસવાળી વસ્તુનો થોડો ભાગ ઓગળેછે. સફેત વાઇનમાં તુરાસ ન હોવાથી તે દારૂ પીધામાં લાલ વાઇનો કરતાં નરમ સ્વાદ ધરાવેછે. લાલ વાઇનોમાં પહેલ વેહેલો તુરાસનો એટલો મોટો ભાગ હોયછે કે તે પીવા લાયક હાલતમાં હોતા નથી. એટલા માટે એ વાઇનો રાખવાથી સુધરેછે. એ વાઇનો રાખવા પછી તે માંહેલી ટૅનીક ઍસીડ, આલબ્યૂમેનવાળી અને રંગવાળી વસ્તુઓ, તથા બાઇતારત્રેટ ઑફ પોટાશ નામનાં ખાર, એકમેક સાથ મળી જઇ પોપડીઓ બનેછે. એ થર પહેલાં ધાડા આકારમાં નીચે પડેછે, પણ જેમ વર્ષો પસાર થાયછે તેમ એ થર ઓછો થતો જાયછે અને તે પછે છેલ્લે તે પતલી ઝીણી પોપડીઓના આકારમાં તરતો જણાયછે. જ્યારે આ પોપડીઓ વધારે થતી અટકેછે ત્યારપછે વાઇન રાખવાથી સુધરતો નથી. તે પાકી ગયલો કહેવાયછે અને જલદી બગડવા માંડેછે.

૪. **રંગવાળા પદાર્થો**:—દ્રાક્ષનો રસ રંગ રહિત રહેછે, માટે જ્યારે ફકત દ્રાક્ષના રસમાંથીજ એટલે ઉભાણ ચહડતી વેળા વાસણમાં છાલ ડીચકાં ન લેઇને વાઇન બનાવેછે, ત્યારે તે સફેત કે કાળી કોઈ પણ જાતની દ્રાક્ષ વાપરવા છતાં રંગ વિનાનો બનેછે. ફીકા રંગના વાઇનોને ઓકનાં પીપમાં રાખવાથી તેમાં થોડોક રંગ આવેછે. રાતા વાઇનોમાં રંગ કાળી દ્રાક્ષનો રસ, છાલ અને ડીચકા સાથે ઉભાણ ચહડાવ્યાથી આવેછે. રાતા વાઇનો જેમજેમ જૂના થતા જાયછે, તેમ તેમ રંગમાં ફીકા થતા માલમ પડેછે. અને તેનું કારણ એ છે કે વાઇનમાંનાં રંગવાળા પદાર્થ થર સાથે નીચે પડેછે. વાઇનનાં રંગ ઉપરથી તેની કેટલીએક ખાશિયત જણાઈ આવેછે. તેઓને બનાવવાની રીત, તેની તુરાસ, ખટાસ, અને તેમને સુધારવાને તથા સાફ કરવાને કેટલો વખત વધારે રાખવા જોઇએ, તે સઘળું રંગ ઉપરથી માલમ પડેછે.

૫. **કસવાળા ભાગો ( ઍક્સ્ટ્રૅક્ટિવ મૅટર )**:—ખાંડ, તુરાસવાળા પદાર્થ ( ઍસ્ત્રીનજંત મૅટર ) અને રંગવાળા પદાર્થો સાથ વાઇનમાં જે બીજા સકરણ પદાર્થ ( ઑરગૅનીક પ્રિન્સીપલ્સ ) આવેછે તેઓ કસવાળા ભાગોના વર્ગમાં છે. ઉપલા બધા પદાર્થો સાથે મળવાથી વાઇનમાં ઘટપણું અથવા તેનું જીસમ એટલે અંગ્રેજીમાં 'બૉડી' કહેછે તે આવેછે. કેટલાક વાઇનોમાં સહેજ કડવાસ આવેછે, જેવા કે બરગન્ડી તે આ કસવાળા ભાગો (ઍકસ્ટ્રૅક્ટિવ્સ)થી આવેછે. કોઇપણ ખાટો વાઇન કદાચજ ઘટપણું ( બૉડી ) ધરાવેછે.

૬. **ખટાસવાળા ભાગો ( ઍસિડસ )**:—વાઇનમાં હંમેશા થોડા ઘણા ઉડી જાય એવા ( ફ્રી ) ખટાસવાળા ભાગો ( ઍસિડ ) આવેછે. દ્રાક્ષ માંહે મૅલીક અને ટારતારીક ઍસિડ છે, જે ઉભાણ ચહડેલા રસમાં પણ ઓગળેછે. વાઇનમાં ખટાસનું જોર જે જાતની દ્રાક્ષમાંથી તેને બનાવેછે તે ઉપર આધાર રાખેછે. જો ઉભાણ પૂરેપૂરૂં ન થયું હોય, તો જે ખાંડ આલ્કોહૉલ બનવામાં બદલાતાં વધેછે, તે ખાટા સ્વાદને ઢાંકેછે. પણ જ્યારે પૂરેપૂરૂં ઉભાણ ( ફરમેનટેશન ) થાયછે, ત્યારે બધી ખાંડ આલ્કોહૉલ બનવામાં ખપી જાયછે, અને મીઠાસની ખોટથી વાઇન ખાટો લાગેછે. જેટલા વાઇન બનતાં સઘળી ખાંડ ઉભાણથી આલ્કોહૉલમાં બદલાઈ જાયછે તેમને અંગ્રેજીમાં ( ડ્રાઈ વાઇન ) એટલે સૂકા વાઇન કહેછે. આ ઉપરથી વિચારી શકાય છે કે થંડામાં થંડા મૂલકો, વિશેષ કરીને રાહાઇન અને મોઝેલના પ્રગણામાંથી મળતા

વાઇનોમાં ખટાસવાળા પદાર્થનું સૌથી વધારે પ્રમાણ રહેછે. કારણ, અહિની દ્રાક્ષોમાં પૂર્ણતરીતે પાકી મીઠાસ નહિ સમાવાને લીધે તેના રસમાંથી થોડો આલ્કોહૉલ બનેછે અને ઘટપણું (બૉડી) ઓછું જામેછે તથા ખટાસ વધારે રહેછે, એટલા માટે એવા દારૂઓમાં ખાંડ વધારે નાખી ખટાસ કમતી કરેછે; અથવાતો (કાર્બોનેટ ઑફ સોડા) નાખીને ખટાસ દૂર (ન્યુત્રલાઇઝ) કરેછે. કોઈવેળા ઉભાણુ ચહડવા અગાઉ ખાંડ નાખેછે, જેથી વાઇનમાં આલ્કોહૉલ વધારે બનેછે અને ખટાસનો અધિક ભાગ (બાઇ-ટારત્રેટ ઑફ પૉટેશના) આકારમાં તળિએ ઠરેછે. બાઇટારત્રેટ ઑફ પૉતેશ નામનો પદાર્થ દ્રાક્ષમાં હોયછે, તેથી તેમાં ખટાસ આવેછે. દ્રાક્ષમાંની જેટલી ખટાસ દારૂ થયા પછે આલ્કોહૉલમાં પીગળેલી હાલતમાં હોતી નથી, તે બાઇટારત્રેટ ઑફ પૉટેશ થઇને નીચે ઠરવા માંડેછે, જેથી વખત જતાં વાઇનની ખટાસ કમતી થઈને મીઠો અને ગળ્યો બનેછે. દારૂને બાટલીમાં ભરવા પછે પણ એ નીચે બેસેછે. લાલ વાઇનોમાં તુરાસવાળા (ઍસ્ટ્રીનજન્ટ) અને રંગવાળા પદાર્થો સાથે તે પોપડીના આકારમાં નીચે બેસેછે; પણ સફેત વાઇનોમાં રંગ વગરના ક્રિસ્ટલના આકારમાં ખૂચને વળગેલા તથા બાટલીમાં કાચના ભૂકા જેવો દેખાયછે. આ પોપડી બંધાતાંજ વાઇન પોતાનો તીક્ષ્ણ સ્વાદ ખોઇને નરમ અને ગળ્યો થાયછે, અને પ્રહેલાં તે જેટલો વધારે રૂક્ષ હોયછે તેમ નરમ હાલતમાં આવતાં વધારે વખત લાગેછે. જ્યારે આ થર તળિયે ઠરતો બંધ થાયછે, ત્યાર પછી તેમાં સુધરવાનો ગુણ રહેતો નથી. શેરી, મારસલા, અને પોર્ટમાં સૌથી ઓછી ખટાસ (ઍસિડ) હોયછે, પણ હૉક, મોઝેલ, લાઇટ ક્લારેટ અને કેટલાકએક ગ્રીક વાઇનોમાં સૌથી વધારે સ્વાભાવિક ખટાસ રહેછે; પણ આવા દારૂઓમાં ખટાસનો ભાગ હોવાથી તેઓ હોજરીમાં ખટાસ પેદા કરશે એવી ધાસ્તીથી તેમને તજવા જોઇતા નથી, કેમકે ખરૂં જોતાં ખટાસ નહિ, પણ ખાંડવાળાં ભાગો હોજરીમાં ખટાસ પેદા કરેછે. દ્રાક્ષની કુદરતી ખટાસ દારૂમાં હોય તો તે નુકસાન-કારક નથી પણ દારૂમાં પાછળથી સરકા જેવો ફેરફાર થઈ આવતી ખટાસ નુકસાન-કારક છે.

૭. **ઈથિર અને ઉડી જતાં તેલો ( વૉલેટાઈલ ઑઈલ્સ ):**—વાઇનોમાં જે સુવાસ અને સ્વાદ આવેછે, તેથી તેમાં ચોક્કસ ગુણ પ્રાપ્ત થાયછે, અને તે વાઇનમાં આવેલી ઈથિર અને ઉડી જતાં તેલને લીધેછે. વાઇન પીતાં આપણે જે ખૂશ અસર થાયછે, તે તેમાં આવેલા આલ્કોહૉલને લીધેજ હોતી નથી પણ તેમાં ઈથિર ને ઉડીજતાં તેલોથી થાયછે. વાઇન દારૂની કીંમત તેમાં આવેલા આલ્કોહૉલના કરતાં ઈથિર અને ઉડીજતાં તેલનાં ગુણ તથા પ્રમાણ ઉપર વધારે આધાર રાખેછે. કેટલા-એક વાઇન, જેવાકે મસકત અને શાટોઇકિયેમ વાઇનમાં એવી તો ખૂશબો (ઍરોમાં) હોયછે કે તે આપણને તાજાં ફળ યાદ દેવાડેછે, અને ખરૂં જોતાં તેઓ દ્રાક્ષમાંથીજ પાંસરા ઉપજાવી કહાડેલાછે. એ ગુણ તેમાં આવેલાં કસવાળાં તેલો (એસેનશીયલ ઑઇલ્સ) ને લીધેછે અને જેમ ફળ વધારે પાકેલી હાલતમાં હોયછે તેમ તેમાં તેલનો ભાગ વધારે આવેછે. એવા વાઇનોને ઍરોમેટીક વાઈન કહેછે. દારૂના ગુણ અને સારી ખાશિયતની ઘણી કીમતી કસોટી તેની ખૂશબો છે. એનાથી દારૂની બનાવ-ટનું સંપૂર્ણતા અને જૂનાપણું જણાયછે.

વાઇનો ચોકસ વખત રાખ્યાથી સુધરેછે, જે પછે તેમાં નુકસાનકારક ફેરફાર ચાલુ થાયછે અને જુદા જુદા વાઇન જુદી જુદી ચોકસ મૂદત સુધી સુધરેછે ને પછી બગડે-છે. જલદ કરેલા અને પૂર ઘટ (ફૉરતીફાઈડ ઍન્ડ ફૂલબૉડીદ) વાઇનો લાંબો વખત રહી શકેછે. અને તેમ થતાં તેમાં સારી ખૂશબો આવેછે.

વાઈન દારૂઓને જે દેશોની બજારમાં વેચવા મોકલવામાં આવેછે, ત્યાંનાં લોકના શોખની લહેજતને અનુસરતા તેઓને સુગંધ (ફ્લેવર) અને સ્વાદ આપવામાં આવેછે. જે વાઇનો ઉત્તમ બનાવટનાં હોયછે તેમને વર્ષે વર્ષે જે બીજા વાઇનો સુગંધ (ફ્લેવર) આપવા માટે જાળવી રાખેલા હોયછે, તેમાં ઉમેરવામાં આવેછે. કુદરતી વાઈનનાં ગુણો ઉત્પન્ન કરવાની માણસ અકલથી એવી સરસ નકલ કરેછે કે તેનો કૃત્રિમ ભેળભાળ પારખવો મૂશ્કેળ થઈ પડેછે. આમ કૃત્રિમ લહેજત આપી કુદરતી વાઈન તરીકે પસાર કરવા માટે ફ્રાન્સના સેત, મારસેલ્સ અને બોરડો શેહેરો વિખ્યાત છે.

જે વાઈન સારો હોયછે તે ભૂખને વધારેછે, મીજાસને ખૂશ કરેછે, અને ઘટતી વેળા શરીરને કૌવત આપેછે. કોઈ પાતલો અને ખાટો વાઈન પીધાથી જેમ હાજત ભરેલી ભૂખની લાગણી થાયછે અને હોજરી ખાલી લાગેછે તેમ ન થતાં સારા દારૂથી જીવને સંતોષ લાગેછે.

## જુદા જુદા વાઈનમાં આવતા આલ્કોહૉલના પ્રમાણનો કોઠાઃ

| | વાઈનના નામો. | વાઈનમાં સેંકડે આલ્કોહૉલનો ભાગ. |
|---|---|---|
| ફ્રેન્ચ વાઈન. | ૧ બોરડોના રાતા વાઈનો અથવા કલારેટ. જેવાકે, શાટો, લાફીત, લાટુર, લારોઝ, મારગો, મુતોં, પૌઈઆં, બારસાક, સેન્ટ એમીલ્યન, સેન્ટ જુલ્યન ઈ૦ | ૯.૮૫ થી ૧૩ |
| | બોરડોના સફેત વાઈન. જેવાકે, સોટર્ન, વેન્ડગ્રાવ, બારસાક; શાટોઈકયે | ૧૧ ,, ૧૮.૭ |
| | રોહનના રાતા વાઈનો. જેવાકે, હરમીટેજ, મોન્ટપોલર, કોટીરોટી ઈ૦ | ૮.૭ ,, ૧૩.૭ |
| | રૂસીલૉન | ૧૧ ,, ૧૬ |
| | ૨ બરગનડી રાતા. જેવાકે, બોં, માંસોં, ક્લોડીવુઝયો, શાંબરટૅં, રોમાને, વોલને, પોમાર્ડ ઈ૦ | ૭.૩ ,, ૧૪.૫ |
| | બરગનડી સફેત. જેવાકે, શાબલી, પુઈઈ, મેરસૉલ્ટ, મોંટ્રાશેં ઈ૦ | ૮.૯ ,, ૧૨ |
| | ૩ શૅમપેન | ૫.૮ ,, ૧૩ |
| જરમન વાઈન. | મોઝેલ | ૮ ,, ૧૩ |
| | રહાઈનના રાતા તેમજ સફેત વાઈનો. (હૉક) જેવાકે, જોઆનીસબુર્ગ, સ્તેનબુર્ગ, રૂડેશેમર, હૉકેમર, હેદશેમર, ઓશમેનશોત્સર, મારકોબ્રુન, રોએનટાલ | ૬.૭ ,, ૧૬ |
| સ્પેનના વાઈન. | શેરી | ૧૬ ,, ૨૫ |

| | |
|---|---|
| મદેરા ........................................................ | ૧૬·૭ થી ૨૨ |
| મારસલા ........................................................ | ૧૫ ,, ૨૫ |
| પોર્ટ ........................................................ | ૧૬·૬૨ ,, ૨૩·૨ |
| હંગેરિયન રાતા તેમજ સફેત વાંઈન જેવાકે કાર્લોવિત્સ, રૂસ્તર, એડનબર્ગ, તોકે ................................ | ૯·૧ ,, ૧૫ |
| ગ્રીકવાઈન જેવાકે, કૅફીશ્યા, સેન્ટએલી, તુસા, પેટ્રાસ, સેન્તોરીન, થેરા, વિનસાન્તો, લેકીમા ક્રીસ્ટી, સાઈપ્રસ ઈ૦ ...... | ૧૦ ,, ૧૩ |
| ઈટાલિયન વાઈન જેવાકે, વ્હાઈત કેપરી, આસ્તી .......... | ૧૪ ,, ૧૯ |

## ફ્રેન્ચ વાઈનો.

ઉભાણથી બનેલા કુદરતી અથવા નરમ વાઇનોમાં ૧ **બોરડો વાઈન**, ૨ **બરગંડી વાઈન**, અને ૩ **શૅમ્પેન**, એ ત્રણ જે મુખ્ય છે, તે ફ્રાન્સમાં બનતા પ્રખ્યાત વાઈનો છે. એ ત્રણ જાત શિવાય ફ્રાન્સની દક્ષિણે પીરીનીઝ પર્વત આગળ બનતા વાઇન જેવા કે રૂસીલાં વિગરે, તે લગભગ પોર્ટુગલના વાઇનને મળતા આવેછે અને તે સ્પિરિટ નાખી જલદ (ફૉરટીફાઈડ) કરેલા હોયછે.

૧. **બોરડો વાઈન**, ફ્રાન્સનાં બોરડો નામના પ્રગણામાંથી આવેછે. તેઓ રંગમાં લાલ તેમ સફેત હોયછે. (ક) બોરડોના લાલવાઇનો એટલે કલારેટની જૂદી જૂદી જાત આવેછે. લાફીત, લાતુર, લારોઝ, મારગો, મુતો, પોઈઆં, સેંત જુલીયન, સેંત એમીલિયન એટલી જાત સહૂથી જાણીતી છે. આ વાઈનોમાં સ્પિરિટ ઉમેરવામાં આવેલો હોતો નથી. એમાં સેંકડે ૬ થી ૧૨ ભાગ આલ્કોહૉલ હોયછે. પૂરેપૂરૂં ઉભાણ આવવાને લીધે એમાં ખાંડ રહેતી નથી, તેથી તેમને સૂકા (ડ્રાઈ) વાઇન કહેછે. તે નરમ ખવાસના, માફક આવે એવા અને પીવામાં તાઝગી બક્ષે એવા લાગેછે. તેઓમાં નરમ ખૂશબો હોયછે, કિંચિત રૂક્ષ અને તુરો સ્વાદ હોયછે, અને સારો હોય, તો તે અણગમતી ખટાસ વગરનો હોયછે. ઉપલા કોઈ કોઈ

---

વાઈનને લગાડવામાં આવતાં વિશેષણો એટલે તેમના ગુણવાચક શબ્દો.

| | |
|---|---|
| કુદરતી અથવા નરમ ...................... | (નૅચરલ ઑર લાઈત). |
| તેજ કરેલા અથવા જલદ.................... | (ફૉરતીફાઈડ ઑર સ્ટ્રૉંગ). |
| લાલ .......................................... | (રેડ). |
| સફેત .......................................... | (વ્હાઈત). |
| સૂકા એટલે પૂરતું ઉભાણ થયલા........ | (ડ્રાઈ ઑર થરલી ફરમેનતેડ). |
| ઘટ યાતો પૂર ઘટ ........................ | (બૉડીદ ઑર ફૂલ બૉદીદ). |
| પતલો.......................................... | (થીન). |
| ખાટો .......................................... | (ઍસિડયુલસ). |
| તુરો .......................................... | (ઍસ્ટ્રીનજન્ત). |
| ઝળકતા ........................................ | (સ્પાર્કલીંગ). |

નામની પહેલાં, શાતો બોલ લએછે જેમકે 'શાતો લાફીત' તેની મતલબ એ છે કે જે ઠેકાણે એ દારૂ બનાવવામાં આવ્યો હોય તેજ ઠેકાણે ઉગતા દ્રાક્ષના વેલામાંની દ્રાક્ષનો એ દારૂ છે અને બીજી કોઈ જગાની દ્રાક્ષ લાવીને બનાવ્યો નથી. (બ) બોરદો પ્રગણામાંથી સફેત વાઇનો આવેછે. જેવા કે સૉટર્ન, વેંદગ્રાવ બારસાક, અને શાટોઇકયેમ. એઓમાં સહૂથી સરસ શાતોઇકયેમ છે. આ વાઇનો સામાન્ય રીતે સફેત વાઇનોની પેઠેજ વધારે સારા, ખૂશબોદાર હોયછે, અને લાલ-વાઇનો કરતાં નરમ ખૂશબો અને કમતી તુરાસ ધરાવેછે. ખાસ રીતે પસંદ કરવામાં આવેલો શાટોઇકિયેમ પૂરો ખૂશબોદાર અને વિશેષ કરી અતિ ગળ્યો હોયછે. તેનું કારણ એ છે કે જે દ્રાક્ષમાંથી તે બનેછે તે પૂરતી પાકે ત્યાં સુધી વેલાપર રાખી તેમાં ઉત્તમ મીઠાસ આવવા દેછે.

ક્લારેટ મધ્યમપણે મીજાજ ખૂરાકરવાની અને તંદરૂસ્ત કે દરદી માણસમાં ભૂખ ઉસકેરવાની ખાશિયત ધરાવેછે. કોઇપણ હાલતમાં તે માફક ન આવે એમ કદાચજ કહેવાયછે. ગોતવા કે સંધીવાવાળા માણસોને અને જેઓને બોરાક જરતો નહિ હોય તેઓને દવા માફક આપી શકાયછે. એ દારૂઓ હોજરીમાં સ્વતઃ ખ-ટાસ કિંવા બીજી વસ્તુઓ સાથ આવતાં તેમને ખટાસ આપતા નથી, તેમજ તેઓ માથું દુખવતા અને પિત્તવિકારવાળા માણસમાં પિત્ત ઉછલાવતા નથી.

૨. **બરગન્ડી વાઈનોઃ**—એ વાઇનો બોરડોના વાઇનોની માફક રાતા અને સફેત પણ હોયછે અને તે ફ્રાન્સના મધ્યમ ભાગના દક્ષિણ પ્રગણાઓમાંથી આવેછે. એની રાતી જાતમાં ક્લોદીવુન્યો, શાંબરટે, રોમાને, વોલને, પોમાર્ડ, બૉં, માંસૉં અને સફેત જાતમાં શૉબ્લી, પુઇઇ, મૅરસૉલ્ત, અને મૉન્ત્રાશેં વાઇનો ઘણા જાણીતા છે. ખવાસમાં બરગંડી વાઇન કલારેટ કરતાં વધારે ઉંચો, અતિઘટ (ફુલબૉડીડ) અને દરદીના શરીરનું પોષણકર્ત્તા હોયછે. એમાં મુખ્યકરી સુવાસ (ઍરોમાં) અને વાઇનનો પૂરણ સ્વાદ (ફ્લેવર) હોવા છતાં જરા કડવાસ આવેછે. એની તુરાસ કોઇવેળા બદહજમયત કરેછે અને માંથું દુખાવેછે. જ્યાં લોહી ઓછું થઇ ગયું હોય છે, અથવા શરીરને સખત માંદગીમાંથી સાજું થતાં પુષ્ટિ જોઇયેછે ત્યાં ક્લારેટ કરતાં બરગંડી વાઇન વધારે અગત્યનો છે.

બરગંડી વાઇનનાં વર્ગમાં ગણાતા બીજા જાણીતા વાઇનો રોહન પ્રગણામાંથી આ-વેછે. જેવાકે કોતીરોતી, લાલ તથા સફેત જાતનો હરમીતેજ, બોઝ્રોલે, અને સેન્ત-પરે, એઓ ક્લારેટ અને બરગંડીના વચેનો ખવાસ ધરાવેછે. બરગંડી જેટલો એ ઘટ નથી; તોપણ ક્લારેટ કરતાં વધારેછે.

૩. **શૅમ્પેન** એ ફ્રાન્સના કેટલાએક ભાગોની પેદાશ છે, પણ ઘણો વખ-ણાયલો શૅમ્પેન માર્ને વિભાગમાં આવેલા રેમ્સ અને ઍપરને શહેરોમાંથી આવેછે. તેમના ચળકતા અને શિથિલ (સ્પારક્લિંગ ઍન્ડ સ્તિલ) શૅમ્પેન અથવા મીઠા અને સૂકા (સ્વિટ ઍન્ડ ડ્રાઇ) શૅમ્પેન એવા વર્ગ કરેલા છે. વધારે સારા ખવાસ ધરાવતા શૅમ્પેન તેઓનાં બનાવનારાઓનાં નામ ઉપરથી જણાયલા છે. રોદરેર, પૉમરી અને ગ્રેનો, મૉએ, ક્લિકો, ગ્રુસમમ, ગીઝલર, અને પેરીઅર જૂએ,

એ વખણાયલા અને જાણીતા શૅમ્પેન બનાવનારાઓ છે. સારા શૅમ્પેનમાં કાર્બૉનિક ઍસિડ ગૅસ એવી રીતે ભળેલી હોય છે કે જ્યારે બાટલી ઉઘાડવામાં આવે છે, ત્યારે તે આસ્તે આસ્તે નીકળે છે. શૅમ્પેન, કુદરતી વાઇનોમાં આવતું આલ્કોહૉલનું પ્રમાણ ધરાવવા ઉપરાંત માણસનાં શરીર ઉપર જલદીથી ઉસકેરનારી અને ગયલી શક્તિ પાછી લાવનારી જેવી અસર કરનારો છે. તેની અસર ઘણી જલદીથી જતી રહેછે. થાકથી શક્તિ મંદ થઈ ગઇ હોય તેને ઉસકેરવાની એમાં વિશેષ ખાશિયત છે. હોજરીમાં ઉછાળો થતો એમાં આવતી કાર્બૉનિક ઍસિડથી અટકાવેછે, અને જ્યારે બીજા ઉપચારોની અસર નથી થતી, ત્યારે વમન થતું અકસર કરીને બંધ પાડેછે. એટલા માટે દરીઆની મૂસાફરી કરતાં જેઓને દરીઓ લાગી ઉલટી થાયછે, તથા જીવ ડોહોળાયછે તેઓને ઉંચો શૅમ્પેન પાવામાં આવેછે. જો શૅમ્પેન તદન સારો અને ખાતરીનો હોય, તોજ તે હોજરીને ઉછળતી અટકાવે છે, નહિંતો તેને સાંમી બગાડે છે. શૅમ્પેન વગરે ફ્રાન્સમાં બીજા ચળકતા (સ્પાર્કલીંગ) વાઇનો બનાવવામાં આવેછે, જેઓમાં સર્વેથી જાણવાલાયક ઝળકતા, લાલ તથા સફેત બરગંડી, ચળકતો હરમીતેજ, અને સૅન્તપરે નામના શૅમ્પેનને મલતા વાઇન છે. ઉંચો શૅમ્પેન મોંઘો હોવાથી તેની અરધી કીંમતથી તેટલોજ ચલકતો સેન્તપરે વાઇન મળેછે. એને એક રીતે શૅમ્પેન કરતાં પણ સરસ ગણેછે, કારણ કે એમાં કુદરતી મીઠાસ એટલી છે કે જેમ દરેક ઉંચા કે હલકા શૅમ્પેનમાં પાછળથી ખાંડ તથા સ્પિરિટ નાંખવામાં આવેછે, તેમ આમાં ઉમેરવા જરૂર રહેતી નથી.

**બરગંડી પોર્ટ** અને **ફ્રેન્ચ પોર્ટ** એવા નામથી ઓળખાતા રૂસીલૉન અને મારસે વાઇનો ફ્રાન્સની દક્ષિણે પોર્ટુગલ તરફ બનાવવામાં આવેછે, તોપણ તેનો ખવાસ ખરા પોર્ટવાઈનને મળતો આવતો નથી પણ બરગન્ડી કે ક્લારેટ ને મળતો આવેછે.

**જરમન વાઈનોઃ**—હૅમબ્રો શેરી,—તેના શેરીવાઇન જેવા ખવાસ ઉપરથી જે નામ આપ્યુંછે અને જે સ્પિરિટ નાખીને જલદ કરવામાં આવેછે તે—શિવાયે, બીજા જરમન વાઈનો સ્પિરિટ ઉમેર્યા વગર ફળના રસોમાં ઉભાણ લાવી બનાવવામાં આવેછે. તેઓમાં આલ્કોહૉલ થોડો હોયછે, અને તેઓ તેમનાં જણાઈ આવતા સુવાસ ઉપરથી માલમ પડેછે. આ ગુણોથી તેઓ સ્વાદદાર અને થાક ઉતારી ખૂશ કરનારા લાગેછે, તથા ભૂંખને ઉસકેરેછે. એટલા માટે તેઓ ખાનાં પહેલાં પીવાલાયક દારૂ ગણાયછે. જરમન વાઇનમાં તેઓની સઘળી ખૂબી છતાં સફાઈ હોતી નથી, તેથી તેનો દેખાવ આંખને નાપસંદ ન લાગે તેટલા સારૂ તે રંગબેરંગી ગ્લાસોમાં પીવામાં આવેછે. રાહાઈન નદીના કિનારા ઉપર જે જરમન વાઇનો પીવામાં આવેછે તે હૉકને નામે ઓળખાયછે. તેઓ ઘણાખરા રંગમાં સફેત હોયછે. એ હૉક જાતિના વાઇનોમાં સર્વેથી જાણીતા ને વખણાયલા જોયાનીસબર્ગ, સ્તેનબર્ગ, રૂડેશેમ, માર્કોબ્રુન, રોએનતાલ, હોકએમ, અને નીએરસ્તાઇન છે. હૉક વાઈનમાં આસમેનસાસ્સર અને હેડશેમેર નામના વાઈન લાલ રંગના છે. મોઝેલના કિનારા ઉપર જે વાઇન બનાવવામાં

આવેછે તે રાહાઇન નદીના હૉક વાઇનને મળતા આવેછે. પણ તેઓ સ્વાદમાં કંઇક ખટાઇવાળા અને થોડા ઘટ છે. રાહાઇન અને મોઝેલના પ્રગણાંમાં ઉંચા ઝળકતા (સ્પાર્કલીંગ) વાઇનો પણ બનેછે.

**હનગરીનાં વાઈનો** ઘણા ખરા ફ્રાન્સના વાઇનોને મળતા આવેછે. તોકે નામનો જે સર્વને જાણીતો વાઇન છે, તે શિવાય હનગેરીના બીજા વાઇનો ૧૮૬૨ સુધી જણાયલા ન હતા; ત્યાર પછે તેઓનો મોટો વપરાસ થવા માંડયોછે. તેઓ સ્પિરિટ ઉમેર્યા વગરનાં દારૂ છે, અને ચોકસ પરખાઇ આવતો સુવાસ તેમનાંમાં રહેછે. તેઓનો રંગ લાલ તેમ સફેત હોયછે. એ લાલ રંગના વાઇનોમાં કારલોવીત્ઝ નામનો વાઇન સારી રીતે જણાયલોછે. એ ઘટ છે અને કુદરતી વાઇનમાં આલ્કોહૉલનું પ્રમાણ જે વધારેમાં વધારે રહેછે તે આમાં છે. તેમાં સહેજ તૂરાસ હોયછે અને ખાંડનો ભાગ હોતો નથી. એને બરગંડી સાથ સરખાવવામાં આવેછે. આ જગાના સફેત વાઇનો તેમના નરમ દેખાવ અને ઉંચા દ્રાક્ષી સુવાસને માટે વખાણાયલા છે. રસતર અને એદનબૂર્ગ એ અતિઘણા ખૂશ લાગેછે, પણ બધાઓથી ચઢતો તોકે છે. તવંગર અને શોકીનો તેને હમેશ પસંદ કરેછે. સર્વથી વખાણાયલો અને સર્વને જાણીતો તથા તવંગરોનેજ પરવડે એવો કીંમતી એ વાઇન છે. સર્વથી સારી હાલતમાં વધારે પાકી ગયલી દ્રાક્ષના પોતાની મેળે ગળતા રસમાંથી એ બનાવેછે. એ મીઠો દારૂ છે, પણ તેની મીઠાસ સાથે ઘણો ઉંચો અને મોહોડામાં મગમગાત કરી નાખે એવો સુવાસ હોયછે. ખાનું ખાઇ રહેવા પછે મુખવાસ અર્થે એ પીવાયછે. મંદ થયલી શક્તિઓને ઉસકેરવા અને નાતવાન થયલા દરદીઓને કૌવત આપવા ફાયદા ભરેલી રીતે વાપરી શકાયછે.

**ગ્રીક વાઈન** ઘણીક જાતના છે; પણ બીજા દેશોનાં વાઇન કરતાં તે સાધારણ વપરાસમાં આવતા નથી. એમાંના સફેત રંગના વાઇન દેખાવમાં સફાઇદાર, તાજા અને પીવામાં મનપસંદ છે. લાલ રંગના વાઇન ઘટ પણ પીવામાં લહેજતદાર હોતા નથી. ગ્રીક વાઇનમાં કેફીશાયા, સેન્તએલી, નુસા, પેત્રાસ, સૅનતોરીન અને થૅરા નામના જાણીતા સુકા વાઇન છે. તથા વીનસાનતો, લૅક્રીમા, ક્રીસ્તી અને સાઇપ્રસ મીઠા વાઇન છે.

**ઈટલીના લાલ વાઇન** રંગમાં પુષ્ટ, ઘટ અને સુકા હોયછે. લ્હાઈત કાપ્રી વાઇનનું નામ નેપલ્સના અખાત આગળ આવેલા કાપ્રી નામના ટાપુ પરથી પડેલું છે. એ અતિઘણો થાક ઉતારનારો, દરદીને પુષ્ટિકારક અને પીવામાં ખૂશકારક છે. વિશેષ કરીને ઉનાળામાં તેનો ઉપયોગ થાયછે.

**ઑસ્ટ્રેલિયામાં** ઘણી જાતનાં દારૂ બનેછે; કારણ, ત્યાં દ્રાક્ષની ઘણી સારી પેદાશ થાયછે. લાલ અને સફેત બંને જાતના ઘટ દારૂ લહેજતમાં ખૂશ અને ખટાસ વગરના હોયછે. બોરડો અને બરગંડી વાઇનના જેવો ખવાસ ધરાવવા ઉપરાંત તેઓમાં એક ચોકસ સુવાસ છે, તેથી તે બીજા સઘળા દેશોના દારૂઓથી પરખાઇ આવેછે. પણ આ વાઇન બનાવનારા હજી પોતાના હુન્નરમાં બરાબર કેળવાયલા ન હોવાથી સંપૂર્ણ સરસ વાઇન બનાવી શકતા નથી.

**શેરી અને સ્પેનના બીજા વાઈનોઃ**—સ્પેન દેશના સાધારણ સફેત વાઇન શેરી નામથી ઓળખાયછે. સ્પેનની ગરમ, સૂકી અને એક સરખી આબોહવાને લીધે વાઇન પેદા કરવાનું તે ઘણું સરસ સ્થળ ગણાયછે. ઘણા વખત પછી શેરી, પુષ્ટિકારક, સ્વચ્છ, અને પીવાલાયક વાઇન ગણાયછે. ગરમ દેશોના બીજા દારૂઓની માફક તેમાંપણ સ્પિરિટ ઉમેરવામાં આવેછે. અને પોર્ટના જેટલુંજ તેમાં આલ્કોહૉલનું પ્રમાણ રહેછે. રંગ, ઘટપણું અને સ્વાદમાં બદલાતા જુદી જુદી જાતના શેરીઓ આવેછે. કેટલાએક ફીકા અને તપખીરિયા રંગના, કેટલાએક પાતલા અને સૂકા, કેટલાએક પુષ્કળ ઘટ અને સઘન (રીચ) હોયછે. એ વાઇન કુદરતી તો ફીકા રંગનો હોયછે. પણ બજારનાં ખપ માટે એમાં રંગ ને ઘટપણું આપવા દ્રાક્ષનો રસ ઉમેરવામાં આવેછે. એથી કરીને એનાં રંગમાં અને ઘટપણામાં ફેર પડેછે, એટલુંજ નહિ, પણ એના સ્વાદમાં પણ જરા ફેર થાયછે. એમોન્ટીલાડો, વાઇનોદીપેસ્તો, મોન્ટીલા, અને મૅનઝેનીલા એ સઘળાં ચોકસ શેરીઓના નામ છે. એ સઘળા સૂકા વાઇનો છે, અને તેમાં સાકરિયા વસ્તુઓ હોતી નથી. દરદીના ઉપયોગને માટે સ્વચ્છ અને સૂકો શેરી ઘણો ફાયદાકારક ગણાયછે. એનામાં તુરાસ હોતી નથી અને એમાં પોર્ટના જેવી ખાશિયત નથી પણ જ્યારે બીજા વાઇનો તંદુરસ્તીને બર આવતા નથી ત્યારે એ વાઇન ફરમાવવામાં આવેછે. કેટલાંક બદહજમિયત અને ગૌતવાથી હેરાન થતાં માણસોની ફરીઆદ છે કે શેરી ખટાસ પેદા કરેછે. જરૂર પડે સ્વચ્છ અને સૂકો શેરી પસંદ કરવો જોઇએછે. **હૅમબ્રો શેરી નામથી** જણાયલો વાઇન કેવળ કૃત્રિમ છે. હૅમબર્ગમાં કાંઇ દ્રાક્ષ પાકતી નથી, પણ ત્યાં વાઇન બનાવટથી તૈયાર કરવામાં આવેછે. હૅમબ્રો શેરીની સારી આંટ નથી. ઘણી જાતના ઓછા ભાવના શેરી વાઇન વેચવામાં આવેછે તે, અથવા તો તાઝગીખાનાં (રીફ્રેશમેન્ટ રૂમ્સ) અને પીઠાંઓમાં પૂરા પાડવામાં આવે છે તે, હૅમબર્ગમાં બનાવેલા હોયછે. એ પીધાથી હોજરીમાં ખટાસ પેદા થાયછે, માથું દુખેછે અને તેથી કરીને શેરીનું નામ વાયડું પડયું છે. હૅમબ્રો શેરીનું નામ લોકમાં વાયડું પડેલું જોઇ તેનું હવે એલ્બ શેરી એ નામ આપ્યું છે. હૅમબર્ગ શેહેર એલ્બ નદી પર આવેલું છે તે ઉપરથી એ નામ લીધું છે.

સ્પેનમાં બીજા નાના પ્રકારનાં મીઠા દારૂ બનેછે. મલાગા, મીઠો, સ્વાદદાર વાઇન છે અને તેમાં આલ્કોહૉલનું પ્રમાણ ઓછું હોયછે; એનાં જેવોજ પાક્ષારેત નામનો વાઇન ગણાયછે. રોતાન્તેટ એ સ્પેનનો મીઠો દારૂ છે. અને તે ઘણું કરીને ઇંગ્લંડમાં પવિત્ર સંસ્કારના કામમાં વાપરેછે. સૅક એ વાઇનનુ પુરાણું નામ છે. શેક્સ્પીયરે પોતાના જમાનામાં શેરીવાઇનને બદલે એ બોલ વાપરયો હતો. પણ હાલમાં મદીરા અને કનેરી ટાપુઓ માંહેના પાલમા ટાપુમાંથી મીઠા વાઇનો આવેછે તેમાંના એકને સૅક કહેછે.

સ્પેનમાંથી લાલ વાઇનનો પણ મોટો જથો આવેછે, એ તારાગોના એટલે સ્પેનીશ પોર્ટ એવા નામથી ઓળખાયછે. એની કીંમત થોડી હોયછે પણ

પોવામાં સઘન (સાઉન્દ) અને પૂરો ઘટ હોયછે. પોર્ટની જગાએ એ ઘણી સારીરીતે ઉપયોગમાં આણી શકાય છે.

**મારસલા** સીસીલીથી આવેછે. એ ઘણો વખણાયલો છે અને એનો ખપ પણ ઘણો છે. એ શેરીવાઇન બદલે વપરાયછે અને તેના મુકાબલામાં તે એક સારો મધ્યમ કીંમતનો દારૂ છે. જે કીમતે સરસ મારસલા મળે તે કીમતે કનિષ્ટ શેરી મળી શકેછે માટે થોડી કીમતનાં શેરી કરતાં તેટલીજ કીમતનો મારસલા ઘણો સારો સમજવો; એ પૂરો ઘટ વાઇન છે. સૂકા શેરી માફક તે મીઠાસવાળી વસ્તુથી વેગળો નથી, અને સ્પિરિટ નાખીને જલદ કરેલા વાઇનોમાં જેટલું પ્રમાણ આલ્કોહૉલનું આવેછે તેટલું એમાં હોયછે.

**મદીરાઃ**—સ્પિરિટ નાખી જલદ કરેલા વાઇનોમાંનો આ એક ઘણો વખણાયલો વાઇન છે. પોતાનું ઘટપણું તથા ઘણા ઉંચા સુવાસને લીધે એ દારૂ વખણાયલો છે. જાળવી રાખવાથી તે પોર્ટમાફક સુધરેછે. એનો સ્વાદ અને ખવાસ, એક ગરમ દેશમાં મોકલી પાછો મંગાવ્યાથી તથા ખૂબ હીલવ્યાથી સુધરેછે. એથી મદીરા વાઇન ઇસ્ટ ઇન્ડીઝ મોકલી પાછો મંગાવાનો રબ્ત પડેલો છે.

**મામસીઃ**—એ નામ આર્કિપેલેગોમાં માલવેશીયા નામનું એક નાનું ટાપુ છે તે ઉપરથી આપવામાં આવ્યુંછે. હાલનો મામસી વાઇન ઘણોખરો મદેરાથી આવેછે. એ મીઠો અને સ્વાદદાર વાઇન છે. અને દ્રાક્ષ સૂરજની ગરમીમાં કરમાય ત્યાં સૂધી માંડવા પર રહેલા દેઇને પછી બનાવવામાં આવેછે.

**કેપ અથવા દક્ષિણ આફ્રિકાના વાઇન**, શેરી, પોર્ટ, અને મદિરાની નકલ છે, અને સસતા મળેછે. પણ **કૉનસ્ટૅનશીઆ**, નામનો કેપનો વાઇન આવેછે તે ઘણો વખણાયછે, અને મીઠા તથા લહેઝતદાર દારૂ તરીકે તેની સારી પીછાણ થાયછે.

**પોર્ટ અને પોર્ટુગલના બીજા વાઇનોઃ**—બીજા ગરમ દેશોના વાઇન જેવા કે શેરી, મારસલા, મદેરા, અને કેપ, માફક સ્પિરિટ ઉમેરીને તેજીભર્યા કરેલા હોયછે. ઉભાણ થોડુંક ચાલવા બાદ તેને બંધ પાડી દેવા તથા તેમાં લાંબો વખત જળવાઇ રહેવાની શક્તિ આણવા સ્પિરિટ ઉમેરવામાં આવેછે. કુદરતી વાઇનોમાં સેંકડે દશ ભાગ આલ્કોહૉલ આવેછે, તે બદલે આ રીતે સ્પિરિટ ઉમેરવાથી આમાં સેંકડે સરાસરી ૧૮ ભાગ આલ્કોહૉલ આવેછે. જ્યારે નવો હોયછે, ત્યારે પોર્ટ વાઇનમાં ખાંડનો ભાગ વધારે હોયછે, તેનું એક કારણ એ છે કે ઠંડા દેશોમાં ઉગેલી દ્રાક્ષ કરતાં ગરમ દેશમાં ઉગેલી દ્રાક્ષોમાં ખાંડનું પ્રમાણ વધારે હોયછે. અને બીજું, દ્રાક્ષના રસની ખાંડ ખપી જાય તે આગળ ઉભાણ અટકાવી દેછે. તુરા ને કસવાળા પદાર્થો (ઍસ્ટ્રીજન્ત અને ઍક્સ્ટ્રૅકટીવ મૅટર્સ) થી આ વાઇન પૂરા ભરેલા હોયછે તેથી તે ઘટ દારૂ ગણાયછે. રાખી મૂકવાથી તુરા પદાર્થો રંગવાળી વસ્તુઓ સાથ ભેળાઈ પોપડીના આકારમાં નીચે ઠરેછે. એ માંહેલી મીઠાસવાળી વસ્તુમાં પણ ફેરફાર થાયછે. અને એ પ્રમાણે થવાથી એ વાઇન પોતાનો રૂક્ષ (રફ), મીઠો, અને ફળના જેવો સ્વાદ ખોઈ દેછે અને તેનામાં સૂકાપણાં (દ્રાઇનેસ)-

ની ખાસિયત આવેછે. લાંબો વખત રાખ્યાથી પોર્ટવાઇન જેટલો બીજો કોઇ દારૂ સુધરતો નથી. લાંબા વખતે તેના સ્વાદમાં જે રૂક્ષપણું છે, અને તે ખવાસમાં તદન નાપસંદ જેવો હોયછે, તે મટીને ચોખો, દીલપસંદ અને એક સરખો નિતર્યો થઇ જાયછે. પોર્ટવાઇન વેચનારાઓ તેનાં પીનારાઓનાં સ્વાદને માફક આવે એવી રીતે જૂદી જૂદી જાતના પોર્ટવાઇનો એકમેકમાં ભેળેછે. અને તેથી કેટલાએક દિલપસંદ દારૂઓ બનેછે. સઘળા વાઇનોમાં પોર્ટવાઇન ઘટ, ઊંચો અને કૌવત આપનારો ગણાયછે. હોજરીની હાલત માંદગીથી મંદ પડી ગઇ હોયછે, ત્યારે તે ઘણો કીમતી છે; તેથી તાવ તેમજ બીજાં દરદો આવ્યા પછે જે નબલાઇ થાયછે તે વખતે અને શક્તિ ઓછી કરનારાં દરદોની વખતે તે ઘણો ઉપયોગી થઇ પડે છે. ઝાડાના રોગોમાં અગત્યકરીને તેની તુરાસ કબજીયત લાવેછે. થોડાક લોકોને, હમેશ માફક આવેછે, અને કેટલાકોને ઘણો ગેરફાયદો કરેછે. અજીર્ણ, ગોટવા, અને પિત્તવિકારી દેહને તથા જેમને પિસાબમાં રેતી પડતી હોય, તે સર્વને નુકસાન-કારક છે. તે ઘણો પીધાથી માણસ લોહીઆળું ( પ્લેથોરીક ) બનેછે. અને જે ઓને ગોટવાની વળણ છે તેનો મરજ ઉભરી આવેછે; એટલુંજ નહિં પણ ન છતાં ગોટવાનું દરદ પેદા કરેછે. બુસેલાસ નામનો પોર્ટુંગલનો સફેત રંગનો વાઇન આવેછે, જે આ-ગળ ઘણો વપરાતો હતો, તે હાલ નાબૂદ થઈ ગયોછે. લીસબન એ પણ પોર્ટુંગલનો એક સફેત વાઈન છે.

વાઈન દ્રાક્ષમાંથીજ નહિ પણ બીજાં ઘણી જાતનાં ફળોના રસમાંથી પણ બનાવ-વામાં આવેછે. તેમ કેટલાક રોપા જેમાં ખાંડનો ભાગ આવેલો હોયછે તેનાં રસમાંથી બનાવેછે: ઑરંજ વાઈન, કરન્ટ વાઈન, પ્લમ વાઈન, ગૂઝબેરી વાઈન તે તેજ નામના ફળમાંથી અને તે શિવાય બીજા કેટલાક ફળોના રસમાંથી વાઈન બનેછે. વળી પામ-વાઈન, મેપલવાઈન, પારસ્નીપ વાઈન, વિગરે કેટલાક રોપાઓના રસમાંથી બનેછે.

આ સર્વેમાં સ્વચ્છપણું અને સુવાસનાં સંબંધમાં દ્રાક્ષના રસમાંથી બનતા વાઈનો-ની બરાબરી એકે કરી શકનાર નથી.

**મીદ અથવા મેથગ્લીન.**—આ મધ અને પાણીમાંથી બનાવવામાં આવેછે. તે હાલ ઘણા વપરાતા નથી. એમાં આલ્કોહૉલનું પ્રમાણ થોડું હોયછે, અને જેટલો મધનો ભાગ ઉભાણ થયા વિના રહી ગયલો હોયછે તેનાં પ્રમાણ પ્રમાણે એમાં મીઠાસ આવેછે. રાખી મૂકયાથી એ સુધરેછે અને ચોકસ સુવાસ પકડેછે.

**કુમીસ.**—જેને થોડુંક થયું બહિ તેમજ સખત ઉલટીમાં વાપરવામાં આવ્યોછે તે તારતાર લોકમાં ઘોડીના દૂધને ઉભાણ ચહડાવી બનાવવામાં આવેછે. પાછળથી ઈંગ્લંડમાં એજ દારૂ ઉપલીજ રીતે ગાયના દૂધમાંથી બનાવવામાં આવ્યોછે. એ તહરેવાર જાતની ઉલટીમાં જ્યારે કાંઈ પણ ખોરાક હોજરીમાં રહેતો નથી, ત્યારે ખોરાક તરીકે કામ લાગેછે.

જલદ કરેલા વાઈન પુખ્ત અને પૂરા ખમીર ચહેલા નહી હોય, ત્યાંસુધી હિંદુસ્તાન જેવા ગરમ દેશોમાં ઘણા નુકસાનકારક થઈ પડેછે. તેમનો ઉપયોગ કર-વાથી કલેજાં તથા માંથાનાં દરદો ગોટ અને બદહજમિયત પેદા થાયછે; માટે એવા

વાઇનો દવા દાખલ વાપરવા પડે, તો જૂના પોર્ટ વાઇન અને શેરી શિવાય મદીરા, કેપ-વાઈન, મારસલા અને બીજા એવા પ્રકારના સર્વ દારૂ દૂર કરવા. સુકા (ડ્રાઈ) વાઇનો પુખ્ત અને જલદ કરેલા નથી હોતા તે હિંદુસ્તાનમાં વાપરી શકાયછે, અને તેમાં નુકસાનકારક ઉભાણ અહિની ઘણી ગરમીથી થતું નથી. લાલ વાઇનમાં ગરમ દેશની સખ્ત હવામાં ટકી રહી ઉલટી સુધરવાની શક્તિ વધારે હોયછે; કારણ, તેમાં ટૅનીક ઍસિડનો મોટો ભાગ આવ્યાથી તે બગડી જતા નથી, માટે લાલ બરગનડી સફેત કરતાં વધારે સારીરીતે રહી શકેછે, અને કલારેટ તથા કારલોવિત્સ રાહીનના જર્મન વાઇન કરતાં વધારે સારીરીતે રાખી શકાયછે. પાતલા, નરમ અને થોડો આલ્કોહૉલવાળા વાઇનો હિંદુસ્તાનમાં ખરાબ થાયછે અને તેમાં ઉભાણ ચહડી સરકો બની જાયછે, તેથી તેઓ હોજરીને બગાડનારા બનેછે. આ કારણને લીધે ઘણા હલકી જાતના અને જુજ આલ્કોહૉલ ધરાવતા કલારેટ અને રાહીનનાં જર્મન વાઇનો ઉપર હમેશ શકની નજર રહેછે. એટલામાટે મધ્યમ આલ્કોહૉલના પ્રમાણવાળા કાંઇક સારા ગણી શકાયછે. બરગંડી વાઇન ભરેલો અને જો આલ્કોહૉલ ઉમેરી જલદ કર્યા વગરનો કુદરતી હોયછે તો ગુણકારક છે; પણ તેમાંએ જો આલ્કોહૉલ મધ્યમ પ્રમાણથી ઓછો હોયછે તો ગરમીમાં બગડેછે અને પોતાનો સ્વાદ ખોહી દેછે.

**રાહાઈનના જર્મન વાઈનો** મુખ્યકરીને ગરમ રૂતુમાં સર્વ કરતાં વધારે ગુણકારક હોયછે. પણ તેઓ પાતલા અને નબળા હોયછે ત્યારે બિગડી જાયછે. જો તુરાસ અને મધ્યમ આલ્કોહૉલ ધરાવતા હોયછે, તો હિંદુસ્થાનમાં તેઓ ઠીક ટકી શકેછે.

## વાઈનમાં થતી ભેળસેલ (ધિ ઍડલટરેશન ઑફ વાઈન).

**દ્રાક્ષારસમાં પાણી ને ખાંડનો ભેળ**:—વાઈનમાં ભેગ ઘણોજ અને ઘણી રીતે થઇ શકેછે. રસ કહાડવા સારૂ દ્રાક્ષ કચડવા માંડેછે ત્યારથી તે પીનારના પેટમાં વાઇન જાય ત્યાં સુધી ભેગ કરવાની કનિષ્ટ ક્રિયા ચાલુ રહેછે. કોઇ દ્રાક્ષોમાં મીઠાસ વધારે હોય તો તેનાં રસમાં પાણી ઉમેરેછે, અને કોઇમાં થોડો હોય તેના રસમાં ખાંડ ઉમેરેછે અને પછી તેમાં ઉભાણ ચઢાવેછે.

**દ્રાક્ષારસમાં ખટાઈનું પ્રમાણ**:—જો દ્રાક્ષારસ ખાટો હોય, તો તે કાઢવા તેમાં ક્ષાર જેવાકે સોડા કે કારબોનેટ ઑફ લાઇમ અને કોઇમાં ન્યુટ્રલ ટારટ્રેટ ઑફ પૉટૅશ ઉમેરેછે. આ ક્ષારોની ભેળથી વાઇનનો સુવાસ બદલાય છે.

**વાઈનને રંગ આપવો**:—વાઇનને રંગ આપવા માટે થતો ભેગ બે રીતે કરવામાં આવેછે. સફેત વાઇન જેવાકે શેરી, મદેરા, અને બીજા એ વર્ગના વાઇન છેક ફીકા હોય, તો બળેલી ખાંડ અથવા જે દ્રાક્ષરસ ગરમીથી બિગડી તુરો થયો હોય તે; જેટલો રંગ આપવો હોય તેનાં પ્રમાણમાં ભેળેછે. લાલ જાતનાં વાઇનને રંગ આપવાનું કામ મોટા પાયા ઉપર ચાલેછે. પોર્ટ વાઇનને તો જાણે રંગ આપવાનો ધારો પડી ગયેછે. વારંવાર સફેત જાતના વાઇનમાં રંગવાળી વસ્તુ નાખી તેનાં લાલ વાઇન કરેછે. આ એટલી હદ સુધી ચાલેછે કે જે છોડવા-

એ ઉપર લાલફળ થાયછે, તે લાલ વાઇનમાં ભેળવાના ખાસ કારણને માટે જથાબંધ ઉગાડવામાં આવેછે. બ્લૅક બૅરીઝ, બીલ બૅરીઝ, પણ મુખ્યકરી એલ્ડર બૅરીઝ આ કામમાં આવેછે; તે શિવાય વળી બ્રેઝીલવૂડ અને લૉગવૂડનો મોટો જથો વપરાયછે. આ જાતની ભેળ કાંઇ છૂપી રીતે ચાલતી નથી. સ્પેન અને પોર્ટુગલમાં એલ્ડર બૅરીઝના ઝાડ મોટી સંખ્યામાં ઉગાડવામાં આવેછે અને તે છતાં ૧૮૯૬ માં સ્પેનમાં ૧૯૪૧૯ હંડ્રેડવેટ એલ્ડર બૅરીઝ બહાર ગામથી લાવવામાં આવી. એજ પ્રમાણે બીજા દેશોમાં પણ એનો ખપ છે.

વાઇનને લાલ રંગના કરવામાં જેરોપીગા નામની એક ચીજ પુષ્કળ વપરાયછે. દ્રાક્ષરસ થોડો ઘણો ચુલાપર સૂકવેલો કે કોઇ વખત થોડો ઉભાણ ચડેલો બ્રેન્ડી અને બીજી રંગ લાવનારી વસ્તુ (મુખ્ય એલ્ડર બેરીઝ)—એમની મેળવણીથી ઘણુંકરી આ જેરોપીગા બનાવેછે. એ વતરોગે બીજી જાતનો જેરોપીગા આવેછે તે ઉપલીજ રીતથી બનેછે; પણ રંગવાળો પદાર્થ તેમાં હોતો નથી અને એ જેરોપીગા સફેત હલકા વાઇનને જલદ (ફોર્ટીફાઇ) કરવા તથા મીઠા કરવા માટે ભેળેછે. લાલ વાઇનો બનાવતાં દ્રાક્ષને પગે છુંદતી કે કચડતી વેળા પણ તેમાં રંગના પદાર્થ ભેળવામાં આવેછે.

**પ્લાસ્તરીંગ ક્રિયાઃ**— વાઇન બનવા પહેલાં દ્રાક્ષના રસમાં બીજી રીતની ભેળ કરવામાં આવેછે, તે રીતને **પ્લાસ્તરીંગ** કહેછે. આ કરવા દ્રાક્ષરસમાં બાળેલું જીપસમ (સલફેટ ઑફ લાઇમ), પ્લાસતર ઑફ પૅરીસ, અથવા સલફેટ ઑફ લાઇમ ભભરાવેછે. કોઈ વખતે સલફેટ ઑફ લાઇમમાં કારબોનેટ ઑફ લાઇમ ભળેલો, નહિતો અમથો ચાક પણ વાપરેછે. ડાકટર પારક્સ કહેછે કે પ્લાસતર કરવા માટે એક મેળવણી કરી રાખેછે, તેમાં ૮૦ ભાગ સલફેટ ઑફ લાઇમ, ૧૨ કારબોનેટ ઑફ લાઇમ, અને ૮ ભાગ કળી ચુનો, અને સલફાઇડ, તથા ક્લોરાઇડ ઑફ કૅલ્શિયમ આવેછે. આ મેળવણીનો ૧।। રતલથી ૭ રતલ સૂધીનો ભાગ ૨૯।। ગૅલન વાઇનમાં નાખેછે. આ વ્યવહાર ઘણો અસલી છે અને તે સ્પેન, પોર્ટુગલ, અને ફ્રાન્સની દક્ષિણમાં, ગ્રીસ, અને બીજા દેશોમાં ચાલેછે. જે વાઇનો બનાવવામાં પ્લાસ્તરિંગ ક્રિયા મુખ્ય ચાલેછે તે શેરી, પોર્ટ, અને ચોકસ ફ્રેન્ચ અને ગ્રીક વાઇનો છે. આ જાતની ભેળમાં સલફેટ ઑફ લાઇમ વાપરવાથી દ્રાક્ષરસમાં પીગળેલી ટારટ્રેટ ઑફ પૉટૅશની ટારટરીક ઍસિડને છૂટી પાડી પીગળાય નહી એવો (ઇનસોલ્યુબલ) ટારટ્રેટ ઑફ લાઇમ બનેછે તે નીચે ઠરી બેસેછે, અને પાંગળે તેવો (સોલ્યુબલ) સલફેટ ઑફ પૉટૅશ બનેછે તે અંદર પીગળેલો રહી વાઇનને કડવો કરેછે અને નરમ ઝાડા લાવવાની ખાશિયત આપેછે. આ પ્લાસ્તરીંગની રીત સાધારણરીતે લાંબો વખતથી ચાલતી આવીછે, તેનો ફાયદો એવો જણાવે છે કે તેથી વાઇન અંદરનો પાણીનો ભાગ ઓછો થઇને વાઇનનું જોર વધેછે, કિંવા કેટલીએક રીતે વાઇન સાફ થાયછે, પણ હસાલ સત્તાવાર જણાવેછે કે આ રીત વિશેષકરીને વાઇનને નુકસાનકારક છે; કેમકે તે વાઇનનો કીમતી ક્ષાર બાઇટારટ્રેટ ઑફ પૉટૅશ કાઢી નાખી તે બદલે તેમાં સલફેટ ઑફ પૉટૅશ જેવો નુકસાનકારક

ક્ષાર આપેછે, તથા વાઈનની ખટાસ જેમની તેમ રહેછે. બુસીનોલ્ટના કહેવા પ્રમાણે આ ક્રિયા વગરના વાઈનની એક બાટલીમાં ત્રણ ગ્રેનથી વધારે સલફેટ ઑફ પૉટૅશ આવતો નથી, પણ કુદરતી બનતા વાઈનની બાટલીમાં તપાસ ઉપરથી માલમ પડયું છે કે સરાસરી ૯.૯૯ ગ્રેન હોયછે. દ્રાક્ષરસને તથા પીપોને ગંધક ( સલફર ) નો ધૂમાડો આપેછે તે વાઈનમાં સલફેટસ વધવાનું બીજું કારણ છે. પ્લાસ્ટર કીધેલા શેરીની એક બાટલી જેટલામાં ૩૬.૧ થી ૧૬૯.૨ ગ્રેન સલફેટ ઑફ પૉટૅશ આવેછે, એમ થુડી-કમ અને દૂપરે ( રસાયની ) જણાવેછે. પણ ઘણી બાટલીઓની હસાલ ( બીજે રસાયની ) ની પરીક્ષા પ્રમાણે એક બાટલી દીઠ ૧૮.૦ ગ્રેનથી ૫૪.૬ ગ્રેન જેટલી સલ-ફેટ ઑફ પૉટૅશની ભેળ હતી. બીજાઓ પ્લાસ્ટર કરેલા વાઈનના એક ગૅલનમાં ૧ ઔંસ જેટલો સલફેટ ઑફ પૉટૅશ આવતો જણાવેછે. પ્લાસ્ટર કીધેલા વાઈનમાંના સલફેટ ઑફ પૉટૅશ વાઈનને જીવ ડોહોળે એવો કડવો અને થોડો ઝાડો આણનારો કરેછે; માટે તે અસર કાઢી નાખવા (એટલે વાઈનોને પાછા 'દીપ્લાસ્ટર' કરવા)ની રીત કેટલાકો વાપરેછે, અને તેવા વાઈનની કીમત સહેજ વધારે થાયછે. આ કારણ માટે તેમાં ટારટ્રેટ ઑફ બેરિયમ નાખેછે જેથી સલફેત ઑફ બેરિયમ નીચે ઠરેછે અને ટારટ્રેટ ઑફ પૉટૅશ અંદર પીગળેલો રહેછે.

દ્રાક્ષરસમાં ઉભાણ ચઢયા પહેલાં થતાં ભેગ ઉપર પ્રમાણે છે; અને ઉભાણ પછી વાઈન બનેછે. તેમાં શું ભેલ કરેછે, તે હવે આપણે જોઈએ.

**વાઈનોને જલદ કરવા**:— પહેલી વાઈનને સ્પિરિટ ઉમેરી જલદ કરવાની ભેળ છે, આ ભેળવિષે બચાવ કરવામાં આવેછે કે તેથી વાઈનમાં પાછળથી ઉભાણ ચઢી ખાટો થતો અટકેછે તથાપિ એવા ઉભાણથી લાંબે વખતે વાઈન બગડી ન જાય માટે, તેમજ ફ્રાન્સ, સ્પેન, અને પોર્ટુગલ વગેરેથી બહારના દેશોમાં જતા વાઈન સફરમાં ખરાબ ન થાય માટે સ્પિરિટ ઉમેરવાની જરૂર છે. આમ બોલવું ખરૂં હોય તો, કોઈ પણ વાઈન જલદ ( ફૉર્ટીફાઇડ ) કર્યા વગર બહારનાં દેશોમાં આણી કે લાંબો વખત રાખી શકાયજ નહિ. પણ તેમ નથી; કારણ કે કોઈક ઘણોજ ચઢતો અને મોટી કિમતનો વાઈન તેમાં થોડો આલ્કોહૉલ છતાં રાખી શકાયછે. અને રાખવાથી વળી સુધરેછે. પોર્ટ, શેરી, મદેરા અને બીજા જલદ વાઈનોમાં સ્પિરિટ ભેળવાની ચાલ છે, તે સર્વને જાણીતી છે, પણ બીજા નરમ ખવાસના વાઈન રાતા તેમ સફેત બેહૂ જાતોમાં તેમજ વળી જરમની અને ફ્રા-ન્સથી આવતા વાઈનોમાં હમેશ સ્પિરિટનો ભેળ કરેછે. આવા ચોખા કહેવાતા વાઈનોમાં એમ ભેળ થાયછે, તો ફકત દ્રાક્ષના ઉભાણથીજ પેદા થયલા આલ્કોહૉલ-વાલા કુદરતી કહેવાતા વાઈન કયા તે માલમ પડી શકતું નથી. બીજું, વાઈનમાં જે સ્પિરિટ ભેળવામાં આવેછે, તે પણ દ્રાક્ષરસના બનેલા વાઈનને ગાળી મેળ-વેલો સ્પિરિટ છે, કે ધાન્ય પટેટા વગેરે પદાર્થોનો ગાળેલો સ્પિરિટ છે તે જાણવાના આપણાં પાસે સાધન નથી. આ જોતાં કોઈ પણ વાઈન સ્વતઃ (જેન્યૂઆઈન) દ્રાક્ષ વાઈન કહેવાયજ નહિ, પણ કૃત્રિમ ભેળભાળના ગણાવા જોઈએ. ઘણુંકરી અન્ન કે પટેટાના સ્પિરિટ, વાઈનોમાં ભેળવામાં આવેછે, અને તેથી દ્રાક્ષની ખાંડ-માંથી જેટલો ઉભાણ ચઢીને પેદા થાય તે કરતાં વધારે આલ્કોહૉલ વાઈનમાં આ-

વેછે. જે એઓ વાઇન છે તેમાં દ્રાક્ષરસમાંથી સ્વતઃ આલ્કોહૉલ બને તેટલોજ હોયછે. અને તેમ જે આલ્કોહૉલ બનેછે, તે ઘણો થોડો હોયછે. કદિ દ્રાક્ષારસમાં ખાંડ વધારે હોયછે, તોય થોડોજ આલ્કોહૉલ પેદા થઇ ચૂકો કે વધારે ઉભાણુ ચાલતું તેને લીધે બંધ પડેછે અને તેથીકરીને સ્વચ્છ કુદરતી વાઇનમાં આલ્કોહૉલ બહુ કમ રહેછે. પણ આપણાં સાધારણ વપરાસના વાઇનો બધાજ અન્ન કે પટેટાનો સ્પિરિટ ભેળી જલદ બનાવેલા હોયછે.

ફ્રાન્સ અને જર્મનીની દ્રાક્ષમાંથી બનતા કુદરતી વાઇનમાં સેંકડે ૬ થી ૧૪ ભાગ કરતાં વધારે આલ્કોહૉલ બનતો નથી. શેરી જે કાંઇપણ સ્પિરિટ ભળ્યા વગર દ્રાક્ષરસમાંથી બનેછે તેમાં સરાસરી સેંકડે ૧૨ ભાગજ આલ્કોહૉલ હોયછે. વાઇનમાં આ જાતનો સ્પિરિટ ઉમેરવાનો નુકસાનકારક ભેગ, જે દેશમાં તેની ઉત્પત્તિ છે, ત્યાંજ એક વખતનો થઇને રહેતો નથી, પણ વળી બીજા દેશમાં તેનો નિકાશ થાયછે, ત્યાંના વેપારીઓ તેમાં પાછો બીજો એવો ભેગ કરેછે.

**વાઇનોને સુવાસિક કરવાઃ**—વાઇનને સ્વાદ અને સુવાસ આપવા પણ જાતજાતની કૃત્રિમ નકલ કરવામાં આવેછે. જેમકે તુરાસ આણવા ટૅનીક ઍસિડ અથવા જે ચીજોમાં ટૅનીક ઍસિડ હોય, જેવીકે એક લાકડાનો વહેર, કે દ્રાક્ષનાં ઠળિયાનું ટિંકચર ભેળેછે. ખોટો સુવાસ આપવા માટે સ્વિટ બ્રાયર, એલ્ડર ફ્લાવર્સ, ઑરીસ રૂટ, ચેરી એકસ્ત્રાક્ટ અને લૉરલ વૉટર ભેળેછે. બે જૂદા જૂદા વાઇન એકજ વખતે પીવાલાયક હોતા નથી તે પીવાય તેવા કરવા અથવા ઘરાકોના સ્વાદને અનુસરતો ચાટ આણવા બે અથવા વધારે વાઇનો ભેળેછે. દારૂ પીનારાને થોડીજ ખબર હોયછે કે દ્રાક્ષ કેમ ઉગેછે તથાપિ જો એક વર્ષ એક સ્વાદનો તો બીજે વર્ષે જૂદા સ્વાદનો તે પર પાક ઉતરેછે. અવિચારથી તે તો એકજ જાતના સ્વાદવાળો કે સુવાસ આપતો અને એક સરખો જલદ વાઇન માગેછે; જોકે એકજ ખાશિયતનો વાઇન કદાચજ કુદરતી બની શકેછે. એ કારણસર વાઇન બનાવનારા એક જાતના વાઇનને બીજા સાથ ભેળેછે અને તેમાં સ્પિરિટ તથા ખાંડ ભેળી જે ખાશિયતનો અને જેટલો જલદ જોઇએ તેવો ભેળ કરેછે. જેમકે શેરી જે કુદરતીરીતે સેંકડે ૧૨ ભાગનો જોઇએ તે બજારમાં ક્વચિતજ ઓછો જલદ મળેછે ને તેથી વધારે ગમે તે પ્રમાણનો મળશે. વાઇન બનાવનારાઓ પોતે આવી ભેળ કરતા નથી; પણ દેશાવર ખાતે મોકલનારા આડતીઆઓ દારૂ ખરીદીને જે દેશમાં ને જેવાં ઘરાક ઉપર મોકલવું હોય તે પ્રમાણમાં ભેળની મેળવણી કરેછે. ક્લારેટ મુખ્યકરીને આ રીતે ભળેલા હોયછે. લાંબા વર્ષના બિગડેલા પોચા અને ખાટા થયલા ફીકા વાઇનને સુધારવા —(આ ક્રિયાને ડૉક્ટરીંગ કહેછે)—શાતોનેફ્દુપેપ વાપરેછે. હરમીતેજ વાઇન પણ નબલા વાઇન સાથ ભેળવા બોરદો જાયછે. આ બે જાતના વખણાયલા વાઇન વેપારી માલમાં કદીપણ ચોખા મળતા નથી. કારણ બોરડોના વાઇન સાથ ભેળ કરવામાં વપરાયાથી તેની કીંમત ઘણી મોટી રહેછે. આવી જાતની બીજી મેળવણી પણ વારંવાર શેરી અને શૅમ્પેન બનાવવામાં વાપરેછે. સોલેરા નામનો 'મધર વાઇન' તે ઊંચામાં ઊંચો ચોખો શેરી ફક્ત જાળવી રાખેલોછે, જે હલકા વાઇનોમાં ભેળી તેમને શે-

રીમાં પસાર કરવા કામે લાગેછે. આ સેલિરા પીવાના કામમાં આવતો નથી પણ હલકા વાઇનને પાકો, જૂનો ને સારા સ્વાદ અને સુવાસનો બનાવવા માટે સહેજ ભેળેછે. દેશાવર ખાતે મોકલવાના વાઇનોમાં ભેળવા પીપ (બત્ત) માંથી સેલિરા થોડો કાઢેછે અને જેટલો કાઢે એટલોજ પાછતર પાકની દ્રાક્ષમાંથી બનેલો ઉંચામાં ઉંચો એમોંતી લાડો કે મેનઝેનીલા શેરી ઉમેરેછે. આ જોતાં સેલિરા પોતે પણ જૂદી જૂદી મોસમના ઉત્તમ શેરીનું એક મિશ્રણ છે: અનેતેમાં જલદી ઇથર બનેછે. કોઇ કોઈ સેલિરામાં એટલો તો ઇથર પેદા થાયછે કે તેની સુવાસ અત્તરના જેવી તેજ મારવાથી કેટલાક મુતલગ પી શકાતા નથી. તોપણુતેનાં એક બત (૧૦૮ ગૅલન) નું દામ ૧૦૦૦૦ થી ૧૨૦૦૦ રૂપિયા જેટલું એટલે એક પાંઇટના ૬૦ થી ૭૨ રૂપિયા થાયછે; કારણુ, જથાબંધ હલકા શેરી વાઇનોમાં થોડોકજ સૅલિરા નાંખવાથી તેમાં શેરીનો ખવાસ આવી જાયછે. જેમ વાઇનો બનાવવામાં સૅલિરા નાંખેછે તેમ કોઇ હલકા વાઇનને શૅમ્પેનમાં બદલવા લીકિર ભેળેછે. આ લીકિર ઉત્તમ વાઈન સાથે ખાંડ અને બ્રાન્ડીની મેળવણીથી બનેછે. અને તે ઉંચામાં ઉંચો શેમ્પેન બનાવવામાંજ ભેળેછે. હલકા શેમ્પેનમાં તો માત્ર ખાંડ તથા બ્રાન્ડીનીજ મેળવણી નાખેછે.

**વાઈનમાં આવતું સીસું:**—વાઇનમાં વારેઘડીએ સીસાની ભેળ હોયછે. કોઈકમાં બાટલી સાફ કરવા વપરાતો પારો અકસ્માત રહી ગયાથી તેની ભેળ હોયછે, પણ ઘાણુંકરી વારંવાર સીસાની ધાસ્તી ભરેલી ભેળ કરવામાં આવેછે, જેથી વાઇન ખાટો થતો અટકેછે. ડાકતર વૅાટસન કહેછે કે પૅરીસમાં એક વખતપર તો સીસું ભેળવાની ઘણીજ સાધારણ ચાલ હતી. ડાકતર વૅાર્ન એક દાખલો આપેછે કે સીસાની ભેળવાળો વાઇન પીધાથી ૩૨ જણ સખત માંદા પડ્યા હતા, જે માંનો એક મરણ પામ્યો, અને બીજાને લકવો થયો. વાઈનમાં આવતી ઝેરી વસ્તુઓની ભેળો વિષે બોલતાં ફ્રેડરિક એકમ નીચે પ્રમાણે કહેછે: "વેપારની જે જણસોમાં ભેળભાલ આવેછે, તેમાં વાઇનનાં જેટલી થોડીજ બીજી વસ્તુઓમાં થતી હશે. સીસા રૂપાન્તરની અતિ ધાસ્તી ભરેલી ભેળ, વાઇનને ખાટા થતા, તથા સફેત વાઇનને ગડલો થતો રોકવાના હેતુથી થાયછે. આ હેતુથી સીસું ચોકસ વાપરેછે, એમ કહેવાના મારી પાસે સારાં કારણો છે. સીસું ગમે તે હાલતમાં પેટમાં જાયછે, તો ભયંકર દરદો પેદા કરેછે અને તેની થોડામાં થોડી પણ ભેળ સમાવેલો વાઇન ધીમું ઝેર થઇ પડેછે. જે વેપારી કે ધંધાદારી આ જાતની ધાસ્તીભરેલી ભેળ કરેછે, તે તેના દગાના કૃત્યમાં ખુનનો ગુન્હો ઉમેરેછે; અને જેઓ તેના માલનો ખપ કરી તેને દામથી વરતાવે છે, તેઓમાં દરદ અને મોતના બીજ પાથરેછે. જ્યારે રાજ્યનો ચાલુ સિક્કો છોલી નાબૂદ કરવાને દહન શિક્ષાને પાત્ર (કૅપીતલ ઑફેન્સ) ગણેછે, ત્યારે પવિત્ર કામોમાં વપરાતા દારૂનો વિષ કરવા માટે કયી શિક્ષા થવી જોઇએ !" ડાકતર પૅરીસ કહેછે કે પોઆટુ ગામમાં ૬૦ કે ૭૦ વર્ષો સુધી લોકનાં પેટમાં શૂલ (કૅાલીક) નું જોર ચાલુ રહ્યું તેનું કારણ વાજબીપણે વાઇનમાં સીસાંનો ભેળ જણાવવામાં આવ્યું છે.

જર્મનીનો એક ડાકટર ગૅાયર્ડ જણાવેછે કે વાઇન બનાવવામાં માત્ર સીસુંજ

ભેળતા નથી, પણ સ્પેનિયર્દ લોકો ઉપર સોમલ અને રસકપૂર જેવાં વિષ વાપરવાનો દોષ રહેલો છે, તેમ વલંદા લોકે પોતાના સંસ્થાનોમાં આગળા વારામાં ફ્રેન્ચ વાઇન મોકલ્યા તે પણ એવીજ રીતે બનાવેલા કહેવાયછે.

ડાકતર ક્રિસ્ટીસન નીચલો દાખલો આપેછે. રોક્ષનબર્ગ શિયરમાં એક બૅરોનેટના કુટુંબ તથા તેનાં કેટલાંક મેહમાનોમાં રાતના જમતી વેળા અને પછે પણ ગભરાટ ભરેલી માંદગી થઇ સઘળાનો જીવ ચુંથાયો, ઉલટી થઇ, અને ઝાડા છૂટ્યો, રાત જતાં બધાનાં પેટમાં, ગળામાં, અને મોંઢામાં સોલ ઉઠી આગ બળવા લાગી. વાન્તિ કરેલી (એકેલી) ચીજોની રસાયની તપાસ ઉપરથી જણાયું કે તેમાં સોમલ (સલફ્યુરેત ઑફ આર્સેનીક) હતું, અને જે બાટલીમાંથી શૅમ્પેન પીવો હતો તેમાં થોડોક રહેલો બે આંઉસ જેટલામાં ૧૫ ગ્રેન સોમલ (સલફ્યુરેત ઑફ આર્સેનીક) મળ્યું. ખબર કહાડતાં એવું શાબિત થયું કે ભંડાર (સેલર) માંથી સર જૉન દગલાસ પોતે બાટલી લઇ આવ્યા હતા, અને જમતી વેળા પીવાની વખતેજ તેના તાર ઉખેડયા હતા. સઘળી જાતના વાઇનમાં થતી સાધારણ ભેળો વિષે લખીને હવે જૂદી જૂદી જાતનાં વાઇનમાં કેવી ભેળ હોયછે તે આપણે જાણી લઇએ.

**ફ્રેન્ચ વાઇનો અને તેમની ભેલસેલઃ**—૧ બોર્ડો વાઇન (ક્લારેટ) માં થોડો બ્રાન્ડી ભેળેછે એ ચોકસ છે, અને મુખ્યકરીને હલકા વાઇનોમાં એવી ભેળ વધારે કરેછે. ઉંચી જાતના મૅદક વાઇન એટલે ક્લારેટમાં આલ્કોહૉલનું જોર વધારવા હરમીતેજ ભેળેછે. ઘણુંકરીને ઉંચા લાંબો વખત રાખેલા ક્લારેટમાં બ્રાન્ડીનો ભેળ કરતા નથી, પણ કદી તીક્ષ્ણતા વધારવા આલ્કોહૉલ ભેળેછે, તોપણ એ પોર્ટોમાં બનતા વાઇનિમાં જેટલો ભેળીને તેટલો જલદ કરતા નથી.

કૃત્રિમ ક્લારેટ બનાવવાના ઘણા નૂસ્કામાંથી આપણે એક નોંધાએ છીએ કે જેથી ભેલભાલનો ખોટો ક્લારેટ કેમ બનેછે તેનો વાંચનારને ખ્યાલ આવશે.

**કૃત્રિમ ક્લારેટ માટે નૂસ્કોઃ—**

| | | | |
|---|---|---|---|
| સાઈડર ... ... | ૩૫ ગૅલન. | પ્રૂફ સ્પિરિટ ... | ૩ ગૅલન. |
| પોર્ટ વાઈન ... ... | ૫ ,, | લોફ સુગર (ખાંડ) ... | ૨ રતલ. |
| ક્રિમ ટારટર ... ... | ૧ રતલ. | લિંબુ કાતરેલાં ... | ૧૦ રતલ. |

આ સર્વે મેળવવું અને ગાળી કહાડવા પહેલાં ૧૦ દિવસ રહેવા દેવું અને બીટરૂત અથવા રેડ સૅનડર્સ વડે જોઇએ તો રંગ આપવો.

મી. શૉ ફ્રેન્ચ વાઇન વિષે લખતાં જણાવે છે કે બોરડોની હેઠળ નદી કિનારે આવેલી મેદક નામની સાંકડી જગ્યામાં જેવો સરસ ક્લારેટ બનેછે તેવો કોઇ જગા ઉપર બનતો નથી; પણ એનો જથો એટલો તો થોડો હોયછે કે એ જગાથી જેટલો ક્લારેટ વહાણ ઉપર ચઢેછે, તેનાં સોમા ભાગ જેટલો પણ ત્યાં બનતો નથી, આ ખરૂં છે. તેની પૂરતી શાબિતી માટે હેઠલા આંકડા આપુંછું. ૧૮૬૫ માં ૧૧૮૩૬ હૉગસ્હેદ અને ૧૮૬૭માં ૬૪૪૨ હૉગસ્હેદ* ક્લારેટ પૂરો પાડવામાં આવ્યો, પણ ૧૮૬૫ માં માત્ર ૧૮૪૦ હૉગસ્હેદ અને ૧૮૬૭માં ૧૦૮૦ એ વર્ષોની દ્રાક્ષમાંથી તૈયાર થયાં

* ૬૩ ગેલનનું દારૂનું પીપ.

હતાં. એટલામાટે પીપ ઉપરનો છાપ અને ટીકીટ ઘણા શકથી જોવામાં આવેછે, તેમાં અજબ જેવું કંઇ નથી." ૧૮૬૭માં પેરીસ એક્ષીબીશનનાં વાઇનની તપાસ માટે લાયક પરીક્ષકોમાંનો એક મી૰ બેકવીથ—એણે મહારાણીના અખત્યારી (કમીશનર્સના) હુકમથી તૈયાર કરેલા રીપોર્ટમાં—એમ કહેછે કે "બોરડોના શાહ વેપારીઓ (મર્ચંટ પ્રીન્સીસ) ને માઠું લાગે એવું કંઇ પણ કહેવાની ઇચ્છા રાખ્યા વગર હું જણાઉં છું કે શાટોલાફીટ અને શાટોમાર્ગો (એ નામના ક્લારેટ વાઇન) જેટલા ખરેખર બનેછે, તે કરતાં ઓછામાં ઓછા સો ઘણો વધારે દર વર્ષે ખુલીરીતે વેચાયછે, એ ઘણું હીણું લગાડનારૂં (નોટોર્યસ) છે. હું એમ માનુંછું કે દગો કરવાની ઇચ્છા કરતાં ઘણુંકરી વધારે એક ભૂંડી ટેવનું પરિણામ છે. તોપણ એક કોઇ ઘણીજ આબરૂદાર (?) પહેડી જેમનું પ્રમાણિકપણું બીજી રીતે અદૂષિત (અનઇમ્પીચેબલ) છે. અને જેઓ ધંધાની નાની જેવી ઠગાઇઓની હલકાઇને ધિક્કારે છે, તેઓ શાટોલાફીટ અને શાટોમાર્ગો વાઇન ખાતરીથી જાણેછે કે તે જગ્યાની દ્રાક્ષની પેદાશ નથી તોપણ ખરા તરીકે વેચવાને જરાપણ અચકાતા નથી."

૨. **બરગન્ડીમાં** પણ કોઇ કોઇવાર બ્રાન્ડી ઉમેરીને તેને જલદ કરે છે. દેશાવર ખાતે જતાં એ વાઇનમાં બ્રાન્ડી ભેળેછે અને તેથી બરગન્ડીનો સ્વાદ અને સુવાસ બિગડેછે. બરગન્ડી પંડે એટલો નાજૂક વાઇન છે કે એનીજ બે સરસ જાત ભેળી કરી હોય તોપણ તેનો સ્વાદ અને સુવાસ તદન ફેરવાઇ જાયછે.

૩. ઇંગ્લંડ અને બીજા દેશો તેમજ મુંબઇ ઇલાકામાં જે **શૅમ્પેન** નામથી દારૂ વેચાયછે, તેમાં મોટો ભાગ ખોટી બનાવટ છે. કોઇ વેળા સસ્તા ફ્રેન્ચ સફેત વાઇનમાં ખાંડ અને રંગવાળા પદાર્થ ભેળી શૅમ્પેન બનાવેછે. ઘણીક વેળાતો ગુઝબેરી, સેબફળ, પેર એવી ચીજોના વાઇનમાં ભેળશેલ કરી શૅમ્પેન કરેછે. અને વારંવાર તો નીચે આપેલો કે તેને અનુસરતા બીજા નૂસકા પ્રમાણે બનાવેછે. સફેત ખાંડ ૮ રતલ, સોજી બ્રાઉન ખાંડ ૭ રતલ, સાઇટ્રીક કે ટારટરીક ઍસિડ ½ આંઉસ, ચોખ્ખું પાણી ૮ ગૅલન, સફેત વાઇન ૪ પાઇન્ટ, અથવા તો પૅરી ૮ પાઇન્ટ અને ફ્રેન્ચ બ્રાન્ડી ૩ પાઇન્ટ. ખાંડને પાણીમાં બે કલાક ઉકાળવા પછે એક તબમાં નાખો અને ઠંડુ પડે તે પહેલાં ઍસિડ પીગળાવો; થોડું ખમીર નાંખો; પછી સાફ પીપમાં ભરી બાકીના બીજાં વાસન અંદર નાખી બંધ કરી દેવો, અને બે ત્રણ મહિના ઠંડી જગામાં રહવા દઈ પછે તેને બાટલીમાં ભરો. એમાંજ એક રતલ સ્ટ્રૉબેરી નહિંતર બે આંઉસ કીરમજનો ભૂકો નાખવાથી ગોલાબી રંગનો શૅમ્પેન બનશે. શૅમ્પેન માટે વેધરબી તેની ઝેરવિદ્યાશાસ્ત્રની ચોપડીમાં કહેછે કે "શૅમ્પેનવાઈનિ કેહેવાતા ઘણાક સલગમ, ઍપલ્સ, અને બીજા ફલફલાદિના રસથી બનેલાછે, જેમાં ઘટતો મીઠાસ અને તૂરાસ આણવા પૂરતું શુગર ઑફ લેડ (સીસાનો ખાર) ઉમેરાયછે." આ ઉપરથી 'ફૅશનેબલ શૅમ્પેન' પીધા પછે, માથું જાણે ફાટી જાય એટલું દરદ કરેછે, તેનું કારણ સમજવું સહેલ છે.

૪. **જર્મન વાઈનઃ**—મોઝેલ પતલો વાઈનિ છે અને રહાઈનના વાઈનિને મળતો છે; પણ તેમના માફક તેમાં ટકવાનો ગુણ નથી. આ વાઈનિને મસકતી દ્રાક્ષના વાઈનિ જેવો સુવાસ આપવામાં આવેછે. એલ્ડર ફ્લાવર્સનાં ટિંક્ચરને 'મસ-

કતલ ઍસન્સ' એવા નામથી વેચેછે, તે સ્પાર્કલીંગ મોઝેલને સ્વાદ અને સુવાસ આપવા ઘણો વાપરેછે. મોઝેલમાં મસકતી દ્રાક્ષ એક પણ ઉગતી નથી. ત્યાંના મોઝેલ વાઈનના એક પીપમાં ખરો મસકતી દ્રાક્ષનો સુવાસ હોતો નથી, અને જે કાંઈ સ્વાદ કે સુવાસની નકળ કરેલી છે તે માત્ર એલ્ડર ફ્લાવર્સના ટિંકચરથી કરી છે. આ ટિંકચર આવો સુવાસ કે સ્વાદ આપવા ઇંગ્લંડ અને બહારનાં દેશાવરોમાં ઘણું જાયછે. ઘણો ખરો જેટલો મસકતી લહેઝતનો મોઝેલ છે, તે સઘળો રહાઈન વાઈનમાં એલ્ડર ફ્લાવર્સનો સુવાસ આપેલો વાઈન છે. જર્મન વાઇનોમાં ભેળ ઘણી કરવામાં આવેછે. ૧૮૭૩ માં મોઝેલની લગભગ સઘળી દ્રાક્ષના વેલાના માલેકોએ ધાસ્તી ભરેલી હદ સુધી ભેળસેલ કરી હતી. ખાંડ ઉમેરયા વગરના કુદરતી વાઈન, મોઝેલના પ્રગણામાં ક્વચિતજ મળી શકેછે. ખાંડની સાથ પાણી અને સ્પિરિટ ભેળી તેમની મેળવણીને દ્રાક્ષના છુંદા સાથે ઉભાણ ચઢાવી તેને વાઈનનું નામ આપેછે. છેલ્લી મોસમમાં ૧૮૦૦૦ હંડ્રેડવેટ પટેટા ખાંડ, કોબ્લેન્ટસથી મોઝેલ મોકળવામાં આવી હતી, જેથી ૧૮૭૩ માં પટેટા ખાંડના બનેલા વાઈનથી ઘણાં ભાંયરાં ભરયાં છે. રહાઈન વાઈનોમાં ભેળભાળ કરવાનું મોટું મથક બીનજેન છે.

૫. **ગ્રીક વાઈનો** જાઝોવાર ટકી શકતા નથી એટલામાટે માલેકો તહરેવાર યુક્તિઓની તેમાં ભેળ કરેછે.

૬. **ઑસ્ટ્રેલ્યાના વાઈનમાં** ભેળશેળની ઘણી ફરિયાદ નથી, કારણ ત્યાંની જમીન અને રૂતુ દ્રાક્ષના પાકને માટે ઘણી અનુકુલ છે. ૧૮૭૦ ના વર્ષમાં ૨૦૦૦૦૦૦ ગૅલન વાઈન ઑસ્ટ્રેલ્યામાં બનાવ્યો હતો અને એમાંના થોડાક નમૂનાની હસાલે તપાસ કરી તેમને સોજા જણાવ્યા છે.

૭. **શેરીઃ**—જે દ્રાક્ષમાંથી આ વાઈન બનાવેછે તે સફેત છે અને તે સ્પેનમાં કેદીઝ શહેર પાસે એન્દેલુશિયામાં ઉગાડવામાં આવેછે. જે દ્રાક્ષમાંથી વધારે સારી ખાશિયતવાળો શેરી વાઈન બનેછે, તેના વેલા, 'ઝેરીસ-દી-લા-ફ્રૉનતેરા' શહેરને ફરતા ગીરદાવામાં ઉગેછે, અને તે માટે ઝેરીસના વાઈનને શેરી કહેછે. સઘળા દ્રાક્ષારસની ખાંડ ખપી જાય ત્યાં સુધી તેમાં ઉભાણ ચઢવા દઇને આ વાઈન બનાવેછે. એ પહેલાં ફીકા ઘાસનાં રંગનો હોયછે અને જૂનો થતાં ઘેરો થાયછે. કોઈ વખતે ઘેરા રંગનો શેરી બનાવવામાં **આરોપ** નામની ચીજ નાખેછે. શેરીને શીરા જેવો થાય ત્યાં સુધી ઉકાળવાથી આરોપ બનેછે, અને ફીકા રંગના શેરીને ઘેરો બનાવવા એ ભેળેછે. શેરીની કીંમત એટલી મોંઘી રહેછે અને એનો ખપ એટલો બહોલો છે કે તે કદાચજ ભેળ વગરનો કયાંઈ મળી શકતો હશે. સઘળા શેરી ત્રણ વર્ગમાં વહેંચાયછે. ૧ લા, ચોખો કુદરતી (નૅચરલ) શેરી, જેમાં કોઇપણ જાતની ચીજ ઉમેરેલી ન હોય અને ફક્ત દ્રાક્ષરસમાંથીજ પેદા થયલો હોય તે. ૨ જો, જલદ (ફૉરટીફાઈડ) કરેલા શેરી તે સઘળા દ્રાક્ષરસમાંથી બનાવેલા વાઇન છે, પણ એ બધામાં ખાંડ અને ગમે તે મૂળમાંથી ઉત્પન્ન કરેલો આલ્કોહૉલ ઉમેરી રંગ આપેલા, મીઠા કરેલા અને જલદ બનાવેલા હોયછે. ૩ જો, ભેળવાળા શેરી જે ખરેખરા દ્રાક્ષમાંથી બનેલા નથી અને તેથી તેમાં જરાએ શેરી હોતાજ નથી. તે

ફકત મેળવણીઓ અથવા મિશ્રણ છે જેમાં ખાંડ અને સ્પિરિટ નાંખી તેને રંગ, મીઠાસ, અને જલદતા આપેલાં હોયછે. આ ત્રણ જાતમાંનો પહેલા વર્ગનો શેરી જે ફકત દ્રાક્ષારસના ઉભાણથી બનેલો હોય અને જેમાં કાંઈ પણ બીજું ઉમેરેલું નહોય તેવો સ્પેનથી બહાર ઇંગ્લંડમાં કે બીજે કેથે પણ મળતો નથી અને એ વિષે હસાલ ખાતરી આપેછે. ચોખો પહેલા વર્ગનો શેરી, જે આને મીઠો શેરી પીવાનીટેવ પડીછે, તેમને ઘણો સ્વાદિષ્ટ લાગતો નથી, અને તેથી થોડો ખપેછે; માટે એ શેરી બહાર દેશાવરોમાં મોકલતા નથી પણ હલકા વાઇનમાં ખાંડ ઉમેરી મીઠો કરેછે અને આ ખાંડને લીધે પાછું ઉભાણ શરૂ ન થવા સારૂ વળી સ્પિરિટ ઉમેરવો પડેછે, જેથી પહેલા વર્ગનો શેરી જેમાં માત્ર સેંકડે ૧૨ ભાગ આલ્કોહૉલ હોયછે તે બદલે આ બીજા વર્ગના શેરીમાં સરાસરી ૧૯ થી ૨૦ ભાગ આલ્કોહૉલ સમાયછે. પહેલા વર્ગનો શેરી તેના થોડા આલ્કોહૉલને લીધે બગડી જાય માટે બહાર દેશ મોકલવામાં આવતો નથી એ બહાનું ખોટું છે. કારણ, ફ્રાન્સ, જર્મની, હંગરી, અને ગ્રીસથી એટલોજ થોડો પ્રમાણવાળો આલ્કોહૉલ ધરાવતો વાઇન આવેછે, તે બહાર દેશોમાં મોકલી શકાય-છે અને બિગડતા નથી. બીજા વર્ગના જલદ કરેલા શેરી ને સ્પિરિટ પીવો બરાબર છે. સ્પિરિટ ઘણુંકરીને પાણી સાથે ભેળીને પીવામાં આવેછે, પણ શેરી અમથો પીવાયછે એટલામાટે શેરીવાઈન સ્પિરિટ કરતાંપણ વધારે નુકસાનકારક કહેવાશે. સ્પેન શિવાય બીજા બધા દેશોનો જે સર્વોત્કૃષ્ટ ચોખો શેરી કહેવાયછે તે બીજાજ વર્ગનો છે. અને એને મીઠો, જલદ, ઘેરા રંગનો કરવા દ્રાક્ષા ખાંડ, દ્રાક્ષા સ્પિરિટ, અને દ્રાક્ષનોજ રંગ ઉમેરેલો હોયછે. તોપણ આવી બનાવટના શેરીપણ દુનિયામાં પીવાતા શેરીમાં થોડાજ લોકને નસીબ થાયછે; કારણ એ વર્ગનો કહેવાતો શેરી ઘણુંકરીને ત્રીજા વર્ગના જેવો હોયછે. તેમાં મુદલ દ્રાક્ષા સ્પિરિટ, દ્રાક્ષાખાંડ, કે રંગ હોતો નથી ને તેબદલ બહારના (પટેટા કે ચોખાના) સ્પિરિટ ને બહારની ખાંડ આવેછે, તથા ઘણુંકરીને સઘળામાં ભેલરોલ મેળવણી છે. વળી એક ચોથા વર્ગનો શેરી આવે-છે, જે મુખ્ય સર્વ લોકમાં ખપેછે અને જેને હેમબ્રો શેરી કહેછે. આ શેરીમાં તો દ્રાક્ષનો વાઇનિ હલકો જેવો પણ મુતલગ આવતો નથી. આ જાતનોજ શેરી સઘળે ઠેકાણે જાહેર ખબરોમાં વખણાયછે અને તેનો સૌથી વધારે ખપ ચાલેછે. શેરીમાં પણ ભેળભાલ દ્રાક્ષરસમાં ઉભાણ ચઢે તે પહેલાં શરૂ થાયછે. આ રસમાં પ્લાસ્તર ઑફ પેરીસ કે સલ્ફેત ઑફ લાઇમ નાખી તેને પ્લાસ્તર કરેછે, અને બીજી એથીએ હલકાં રૂપાન્તરમાં બાળેલી ગંધકનો ધુવો આપેછે. ૧૮ શીલીંગના એક બત્ત (૧૦૮ ગૅલન) વાળો હલકી કીંમતનો શેરી સ્પેનમાંથી ખાસ ભેળભાલ કરી વેચાવા બાર જાયછે. આ જાતનો બનાવવામાં ઘણુંકરી કેપ વાઈન અને હલકો બ્રાંડી ભેળેછે, તે સારા શેરી જેવી લહેઝત દેછે અને તેને ઘેરો કે ફીકો જેવો જોઇએ તેવો રંગ આપેછે. કેદીઝ આગળ આગુઆદા નામની જગ્યા છે, જેમાં સ્પેનના જૂદા જૂદા ભાગોમાંથી હલકા વાઇન લાવેછે અને તે શેરીમાં ભેળી ઇંગ્લંડ અને બીજા દેશોમાં શેરીવાઇન નામે પસાર કરેછે. બે ઑફ રોસાસમાં પણ એક આવી ભેળભાલ કરવાનું મથક છે, જ્યાં ઉત્તર અને દક્ષિણ અમેરિકા માટે વાઇનો તૈયાર કરેછે. ફ્રાન્સનું સેત્ત શહેર પણ ઇંગ્લંડ વિગરે બહાર દેશો માટે ભેગવાળા શેરીનો મોટો

જથ્થા બનાવી વહાણપર ચઢાવેછે. તેમાં પણ કોઈ હલકી જાતનો સસ્તો સફેત વાઈન લઇ તેને જલદ કરવા હલકો બ્રાન્ડી નાખેછે તથા તેમાં ગોળથી રંગ અને બદામથી સુવાસ આપેછે. તેમ ઇંગ્લંડમાં વળી એક જાતનો શેરી બનાવેછે, જે પ્રકિ માૅલ્ટ, ખાંડ, થોડો ફ્રેન્ચબ્રાન્ડી અને સુવાસ તથા સ્વાદ માટે હલકો વાઇન નાખી મિશ્રણ કરેછે. હૅમ્બ્રો શેરી ઘણાક બ્રાન્ડીને નરમ કરવામાં ભેળેછે અને ફ્રાન્સ મોકલી કોનાક (બ્રાન્ડી) નામથી ગ્રેટબ્રીટન લાવવામાં આવેછે તે ઘણો ખરો આ હૅમબ્રો શેરી છે.

## કૃત્રિમ શેરી બનાવવાનો એક નુસકો.

| | | | |
|---|---|---|---|
| સાઈડર ... ... | ૪૦ ગૅલન | કડવી બદામ છુંદેલી ... | $\frac{1}{2}$ રતલ |
| પૃફસ્પિરિટ... ... | ૫ „ | ઑરીસ મૂલિયાં (કાપેલા)... | $\frac{1}{4}$ આંઉસ |
| મધ ... ... | ૨ રતલ | દ્રાક્ષ (છુંદેલી) ... ... | ૨ રતલ |

સાથે મેળવી દસ દિવસ રેહવા દઇ ગાળી કહાડવું.

શેરી ગડળો થયો હોય તેમાં સાફ કરવા બીજા વાઇનો પ્રમાણે સીસું નાખવામાં આવેછે. ડાક્તર હસાલ એમ. દી. શેરીનાં ૩૨) નમૂનાની તપાસ કરયા પછી નીચે પ્રમાણે સાર આપેછે:—

"૧ લું. ૩૨ નમૂનામાંથી ૩૧ માં જલદ કરવા દ્રાક્ષસ્પિરિટને બદલે બીજી જાતના સ્પિરિટનો મોટો ભાગ વાપરયો હતો. આ સ્પિરિટ સઘળા નમૂનામાં અનાજ, બીટરૂટ કે-પટેટામાંથી મેળવેલો હતો અને દ્રાક્ષા સ્પિરિટ નહો હતો. ઝેરીસ શેહરમાં બનતા સાચા શેરીમાં સેંકડે ૯$\frac{1}{2}$ ભાગ આલ્કોહૉલ હોયછે, ત્યારે આ નમૂનાઓમાં ઓછામાં ઓછો સેંકડે ૧૪.૩૧ ભાગ અને વધતામાં વધતો ૨૧.૮૦ આલ્કોહૉલ હતો."

"૨ જું. આ ૩૨ માંથી ૨૬ નમૂનાઓ પ્લાસતર કીધેલા હતા જેથી સલફેત ઑફ પૅાટૅશ જે સાચા શેરીની બાટલીમાં ૬ ગ્રેન હોય તે પ્લાસતર કીધેલામાં ૧૮ થી ૫૮.૨૩ ગ્રેન જેટલો હતો; જોકે આ તપાસેલા શેરીમાં હેમબ્રો શેરી જેવો તદન હલકો એક પણ નમૂનો નહિ હતો તોપણ થુડીકમ અને ડુપરેની ગણત્રી પ્રમાણે તો આવા શેરીની બાટલી દીઠ ૩૬.૧ થી ૧૬૯.૨ ભાગ સલફેટ ઑફ પૅાટૅશ રહેછે."

"૩ જું. આ તપાસેલા વાઇનો માહેનાં સ્પિરિટથી જલદ કરેલા અને પ્લાસતર કીધેલા સાત નમૂનામાં શેલડીની ખાંડ ભેળેલી હતી."

"૪ થું. કેટલાક હૅમબ્રો અને પીઠાંના શેરીમાં કાંઇજ વાઈન હતો નહી પણ ફકત સ્પિરિટ, ખાંડ અને પાણીનો સુવાસ આપેલી મેળવણી હતી. આ તપાસ કરેલા નમૂનાઓમાં આ દેશમાં (ઇંગ્લંડમાં) ઉંચામાં ઉંચી જાતમાં ખપતા મેળવી શકાય તે હતા પણ તે ગમે તેવા ઉંચામાં ખપતા શેરી છતાં આ ૩૨ નમૂનામાં એકે સાચો દ્રાક્ષની પેદાશનો કુદરતી (નૅચરલ) શેરી વાઈન હતો નહિ."

૮. **મદીરા**, જે તાપુમાં બનેછે, ત્યાંનાં ઉત્તરનાં કરતાં દક્ષિણ ભાગમાંની ત્રણ જાતિ ઘણી મોંઘી છે. મદીરામાં થતા ભેગ, શેરી અને બીજા સફેત વાઈનના ભેળોને મળતા છે. હલકી જાતનો મદીરા ભેળ કરીને ઉંચો મદીરા તરીકે પસાર કરેછે, અથવાતો મદીરાના જેવોજ બનાવટનો વાઈન ઉભો કરેછે કે જેમાં ખરેખર

મદીરાનું એક ટીપું વટીક હોતું નથી. વળી બીજો એક નકળયાત મદીરા બનેછે. વેદોનિયા નામનો કનેરી વાઈન જે કંઇક મદેરાને મળતો હોયછે, તેને મદીરામાં પસાર કરવા સારૂ થોડો માઉન્ટન પોર્ટ અને કેપ ભેળી સેલડીની ખાંડથી મીઠાસ આપેછે અને કડવી બદામથી સુવાસ આપેછે. જે મદીરા હિંદુસ્તાન જઇને આવેછે તેની કીંમત વધારે લાગેછે: પણ આમ સફર કરી આવેલો કહેવાતો ઘણો ભાગ મુતલગ ઇસ્ટ હિંદુસ્તાન ગયા વગરનોજ હોયછે; જોકે તેવો સંભવ દેખાડવા માટે પીપ ઉપર ખોટા છાપ મારેલા હોયછે અને વહાનના નૂરના ખોટા આંકડા પણ બતાવવામાં આવેછે. આ વાઇન ઇંગ્લંડમાં ગોદી ઉપર ખરીદવાથી ચોખો મળે, એમ ઘણુંકો માનેછે પણ તેમ નથી; કારણ, માલ મોકળનારા ધણીઓ વહાણને ઇંગ્લંડ પહોંચ્યાં પહેલાં રસ્તામાં જર્ઝી ટાપુ આગળ બંદર કરવાનો હુકમ આપેછે, જ્યાં જોઇતી ભેળસેલ કરી લેછે. મદીરા કેટલી હદવેર ભેળસેલ કીધેલો હોયછે, તેનો ખ્યાલ કરવા આટલું જાણવું બસ છે કે દ્રાક્ષના પાકમાંથી ખરેખર માત્ર ૩૦૦૦ પીપ બની શકેછે, તે બદલે એવું જણાવેછે કે ૨૫૦૦૦ પીપ બનાવેછે અને ૨૫૦૦૦ માંહેનો અડધો અડધ ભાગ તો એકલો ઇંગ્લંડ જાયછે.

૯. **કેપમાં બનતા સઘળા વાઈનો** જે દેશાવર ખાતે મોકલાવાનાં હોયછે, તેમાં બ્રાન્ડી ભળેલો હોયછે અને પોર્ટ કે શેરીની નકળ કીધેલા હોયછે.

૧૦. **ઓપોર્ટોમાં બનતા પોર્ટ વાઈનની ભેલભાલઃ**—પોર્ટ વાઇન બનાવેછે, ત્યારે દ્રાક્ષરસમાં ઉભાણ આવ્યા પછે અંદર બ્રાન્ડી ઉમેરેછે અને જો દ્રાક્ષરસમાં ખાંડ પૂરતી નહી હોય, તો તેમાં સેલડીની, બીટરૂટની, કે દ્રાક્ષાખાંડ નાંખેછે. રંગ આપવા માટે પહેલાંથીજ દ્રાક્ષનો રસ કહાડતાં એલ્ડર બેરીઝ કે બ્લેક બેરીઝ સાથે કચરેછે. એલ્ડર બેરીઝનો રસ, બ્રાઉન ખાંડ, ઉભાણ વગરના દ્રાક્ષારસ અને બ્રાન્ડી, એટલાની મેળવણી કરીને **જેરૂપીગા** બનાવેછે, તે પોર્ટ વાઇનમાં ભેળવા ખાસકરીને તૈયાર રાખેછે. થુદીકમ અને દુપરે જણાવેછે કે એક પીપ (૧૨૬ ગૅલન) માં ૩ ગૅલન જેટલો બ્રાન્ડી ભેળ્યા વગરનો કોઈ પોર્ટ વાઈન ઇંગ્લંડ કિંવા બીજા દેશમાં જતો નથી. સાધારણ વધારે ભેળભાલવાળા પોર્ટ વાઈનોમાં ૧૫ થી ૧૭ ગૅલન બ્રાન્ડી ભેળેલો હોયછે. બ્રાન્ડીનો મોટો ભેળ કરવાનું કારણ એટલું છે કે આવો જલદ કીધેલો વાઇન વિશેષ અને બહુ જલદી ખપીજાય છે, જોકે તે પીવાલાયક હોતો નથી, અને પરિપક્વ થઈ શકતો નથી. આવો વાઈન પક્વ થવા માટે ૬ થી ૮ વર્ષ સુધી બાટલીઓમાં રહેવો જોઈએછે. ભેગ રહિત ચોખ્ખા દ્રાક્ષના રસના બનેલા કુદરતી પોર્ટવાઇનમાં સેંકડે ૭.૯ થી ૧૨.૪ ભાગ આલ્કોહૉલ હોયછે. ભેળભાલનો પોર્ટવાઇન બનાવવા માટે જેરૂપીગા ઇંગ્લંડ અને બીજા દેશોમાં જથાબંધ જાયછે. ઇંગ્લંડમાં સૌથી પહેલા વર્ગના વેપારીઓ એ મંગાવેછે, અને વાપરેછે. પોર્ટ વાઈનને રંગ આપવા વપરાતી બીજી વસ્તુ લૉગવુડ છે. આ રંગનો મોટો જથો ઑપોર્ટોમાં દેશાવર ખાતેથી આણેછે. વૅલેનશિયા, બેનકારલો, અને એલીકાંતના વાઇનો રંગમાં વધારે હોવાથી તેમને પોર્ટવાઈનની નકળ કરી પોર્ટવાઈન ભરેછે તેજ ઘાટ ને કદના પીપોમાં ભરી ભેળભાલ માટે મારસાઇ મોકલાવેછે. મારસાઈમાં બીજા વાઇનો

સાથે ભેળી નકળિયાત પોર્ટ ઇંગ્લંડ તેમ બીજા સઘળા દેશાવરોમાં પુષ્કળ મોકલાયછે. એ પોર્ટો તળમાં પણ બહારથી લાવેલા હલકા વાઇનથી પોર્ટ વાઇનમાં ભેળ કરેછે જેથી ગમે એટલો દ્રાક્ષનો પાક થોડો નીકળ્યો હોય, ત્યારે પણ પોર્ટ વાઇન જેટલો ને તેટલોજ પૂરો પાડેછે! પોર્ટવાઇનમાં અતિ ઘણો ભેગ ચાલેછે એ દેખાઇતું છે, અને આટલો ભેગ તેનાં બનવાના મથકોમાં થઇને બીજા વેપારીઓના હાથે ચઢી ત્યાં વધારે ભેળ થઇને પછી પીનાર પાસે આવેછે!! કોઇ વખતે તો પાણી ભેળેછે, ત્યારે બ્રાન્ડી નાખેછે, અને પછી જૅરોપીગા કે લૉગવુડ નાખીને રંગ આપેછે. તેના રંગની સફાઇ વધારવા કોઇવાર ફટકી ઉમેરેછે, તથાપિ ગડળો લાગેછે, તો નિતર્યો કરવા જીપસમ (સલફેત ઑફ લાઇમ) નાખેછે, અને તુરાસ વધારવા ઓકનો વહેર ઉમેરેછે. વારે-ઘડીએ ખાસ સુવાસ અને ખૂરાશે આપવા 'સ્વીટ બ્રાયર,' 'ઑર્રીસરૂટ,' અને ચેરી 'લૉરલ'નું પાણી વાપરેછે. કોઇ કોઈ જાતમાં, દ્રાક્ષના ઠળિયાનું ટિંક્ચર, બનાવટના પોર્ટને સાચો સુવાસ અને સ્વાદ આપવા ભેળેછે. પોર્ટના જેવું મળતાપણું આપવા વળી અંદર ક્રિમ ઑફ ટારટર (બાઇ ટારટ્રેટ ઑફ પૉટૅશ,) કે જે કુદરતી વાઇનિનો એક તત્વ છે તે ઉમેરેછે. સાચા વાઇનનો આ પદાર્થ રહેવાથી પીપમાં કે બાટલીમાં ક્રિસ્તલ અથવા પેળદાર રવા કિંવા પોપડી બંધાઇને નીચે ઠરેછે અને તેથી સારો વાઇનિ જણાયછે; સાચાની નકલ કરવાને ખોટા વાઇન બનાવનારાઓ ક્રિમ ઑફ ટારટર ભેળવાનું ચુકતા નથી. આ કાવતરાં માટે પહેલાં ક્રિમ ઑફ ટારટર પાણીમાં જેટલું પિગળે એટલું ગરમ પાણીમાં પિગળાવી તેને બ્રેઝીલ વુડના ઉકાળાથી લાલરંગ આપેછે અને પછી તેને ખાલી પીપમાં નાખીને પીપ ગબડાવેછે, જેથીકરીને પેલા ખારના ક્રિસ્તલનું બધી બાજુઓમાં પડ બંધાયછે અને પછે તેમાં બનાવટનો નકળિ-યાત વાઇન નાખેછે. બાટલીઓમાં પણ આ યુક્તિ કરેછે અને તેનો બૂચ પણ આવી રીતે રંગીન કરેછે. તે જૂનો છે એવું પોર્ટ વાઇનની પોપડીથી દેખાડેછે, અને તે સિવાય જૂનો બનાવી દેવાની બીજી પણ રીતો છે. નવા પોર્ટના વાસનને ગરમ પાણીમાં મૂકેછે અને તે પાણી ઉકળે ત્યાંસૂધી ગરમ કરેછે જે પછે પાછાં વખારમાં ગોઠવી દેછે, ત્યાં જલદીથી પોપડી ઠરવા માંડેછે અને તેથી વાઇનિ ઘણા વર્ષનો રાખેલો હોય તેમ પસાર કરેછે. ફટકી, બ્રેઝીલવુડ, જીપ્સમ, ઓકનો વહેર, અને ફીલબર્તના છાલાં વાઇનિને ચલકતો, સાફ રંગનો કે તુરો કરવા વાપરેછે. આટલીજ હદ્દેર પોર્ટ વાઈનમાં ભેળ થઇને અટકતી નથી. બિગડેલા સાઇડરનાં હજારો પીપ દર વર્ષે ખોટો પોર્ટવાઈન બનાવવામાં વાપરેછે. બીજા બધા ભેગોની રીતપ્રમાણે સસતા હલકા લાલ વાઈનોને ભેળી અંદર થોડો સાચો પોર્ટ વાઈન નાખેછે. આ રીતે બનાવનારા-ઓ પોર્ટની નકળ માટે તહરેવાર જાતના હલકા લાલ વાઈનો મોટાં પીપોમાં ભેળ્યા જાયછે. આ વાઈનો ઘણું કરીને બેનકારલો, ફીગુરાસ અને રેડકેપ છે, જે બે કે વધારે સાથે મેળવી નાખી માંહે થોડો સાધારણ પોર્ટ ઉમેરેછે, અને નરમાસ અને ઉંચો દેખાવ આપવા સ્ટેજ માઉન્તન નાખેછે. ક્રિમ ઑફ ટારટાર નાખ્યાથી અંદર પોપડી જલદી બંધાયછે. અને હીરાદખણ(ગમડ્રેગન) થી સુવાસ, ઘટપણું અને સારો દેખાવ આવી જાયછે. એમાં બૅરીના રંગથી પાકો રંગ ચઢાવેછે અને છેલાં બ્રાન્ડીનાં પીપનો રગડો નાખી સંપૂર્ણ કરેછે! આવા વાઈનની દજન બાટલી પછવાડે માત્ર ૧૬ શિલિંગ ખરચ

લાગેછે. ઇંગ્લંડના ને બહારના બનેલા વાઈનની દુષ્ટ મેળવણી કરી વારંવાર તેને 'જેન્યુઆઈન ઓલ્ડ પોર્ટ' નામથી વેચવામાં આવેછે.

ખોટો પોર્ટ બનાવવાના ઘણા નુસકા છે જેમાંનો એક નીચે પ્રમાણે છે; ૪૫ ગૅલન સાઈડર, ૬ બ્રાન્ડી, ૨ સ્લો નામના ફળનો ઉકાળો, અને ૮ પોર્ટવાઈન. તેમાં રંગ વધારે કરવા લાલ સેન્ડરસઉડ, અથવા કદબેરનું ટિંકચર ઉમેરવું. વાઈનને બાટલીમાં ભરવો, રૂક્ષ અને તુરો સ્વાદ લાવવા અને પોપડી બાઝવા દરેક બાટલીમાં એક ચમચી કાથાનો ભૂકો નાખવો. છેલાં જુનો છે એવો દેખાવ આપવા ફટકીવાળા બ્રેઝીલવુડના ઉકાળામાં બૂચના છેડા બોળીને રંગવા.

બીજો નુસકો:— ૩૬ ગૅલન સાઈડર, ૧૧ ગૅલન એલ્ડર વાઈન, ૫ બ્રાન્ડી, ૧૧ ડૅમસન વાઈન એ સર્વેને મેળવવું. ત્રીજો નુસ્કો કોઇ પણ પ્રકારના વાઇન વગર પોર્ટ બનાવવાની રીત દેખાડેછે.

**પોર્ટવાઈન—**

| | | | | | |
|---|---|---|---|---|---|
| સાઈડર ... ... | ૪૦ | ગૅલન. | રેહતનીની છાલ ... | ૧ | રતલ. |
| પ્રૂફ સ્પિરિટ ... | ૫ | ,, | ખાંડ (લોફ શુગર) | ૩ | રતલ. |
| નાલી દ્રાક્ષ... ... | ૧૦ | કુવાર્ટ. | ટિંકચર કાઇનો ... | ૪ | આઉંસ. |

આ સર્વે મેળવી દશ દિવસ રાખવું અને પછે ગાળી કહાડવું. રંગ આપવા ટિંકચર રેહતની નાંખવું.

આ અને બીજા નુસકાઓ ઉપરથી ખુલ્લું છે કે પોર્ટવાઈનમાં મોટાં અને શરમભરેલાં કાવતરાંની કાંઇજ હદ નથી, તોએ ખાણાં ઉપર લોકનું, એ પ્યારૂં પીણું છે. કસટમ ખાતાંના ચોપડામાં ઓપોર્ટોથી લંડન મોકલવા ધારેલો કેટલો પોર્ટ વાઈન જર્ઝી ટાપુમાં જાયછે અને જર્ઝીથી કેટલો લંડન પહોંચાડવામાં આવેછે તેની સરખામણીનો નીચલો કોઠો જોઈ પોર્ટ વાઈન કેટલી હદ સુધી ભેળભાળ થાયછે, તે વિચારી શકાસે.

| | ઓપોર્ટોથી જર્ઝી જતો. | જર્ઝીથી લંડન આવતો. |
|---|---|---|
| વર્ષ | પીપ* | પીપ* |
| ૧૮૨૬ | ૩૯ | ૨૯૩ |
| ૧૮૨૭ | ૯૯ | ૯૯ |
| ૧૮૨૮ | ૭૩ | ૭૫ |
| ૧૮૨૯ | ૦ | ૯૦ |
| ૧૮૩૦ | ૦ | ૧૪૭ |
| ૧૮૩૧ | ૦ | ૧૪૩ |
| ૧૮૩૨ | ૦ | ૩૬૩ |
| ૧૮૩૩ | ૦ | ૮૬૨ |

વાઇનમાં ચાલતી ભેળશેળ અનંત છે, એ વાંચનારે સત્યકરી માનવું. મુંબઇ ઇલાકામાં જે વાઇન આવેછે તેનો મોટો ભાગ બમણો ભેળ થયલો માલ છે.

* ૬૩ ગ્યાલનનું ૧ પીપ (પાઈપ) કહેવાય છે.

કારણ, ફ્રાન્સનો અનેક ભેળવાળો વાઇન ગ્રેટબ્રીટનના વેપારીઓના હાથમાં આવે છે તેમાં તેઓ બીજી વારની ભેળ કરેછે અને તેવો વાઇન સૌથી વધારે જથામાં આપણાં બંદરમાં ઉતરેછે. વળી મુંબઇમાં છૂટક દુકાનવાળાઓ વાઇનની બંધ બાટલીઓની મોટી સંખ્યા વેચેછે તે વાઇન વળી અહિં ભેળશેળ કરી બનાવેલી હોયછે. આપણા મુંબઇના વેપારીઓ મુખ્યકરી પોર્ટ, શેરી, કલારેટની બાટલીઓ અહિ ભરેછે અને તે ઉપર કૅપસ્યુલ અને અંગ્રેજી નામની જાુઠી ટિકીટ ચોટાડી જાણે વેલાયતનો હોય એવો આબેહૂબ કરી દેખાડેછે. ખોટી બનાવટ કરવામાં મુંબઇના દારૂના ધંધાદારીઓ કાંઇ ગ્રેટબ્રિટનનાં ધંધાદારી કરતાં ઓછા કુશલ નથી; અને આપણી બોહોલી વસ્તીનો મોટો ભાગ ગરીબ હોવાથી તેમને માટે સસતો વાઇન જેટલો જોઇએ એટલો તૈયાર કરી આપેછે. હવે આપણે પૂછીએ કે અગત પડે જો ડાકટરે દર્દીને કોઇ સાધારણ વાઇન ફરમાવ્યો હોય તો ધરાક જે વાઇન વાપરેછે તે કેવો છે તેનો જોખમ કોને શીર છે? કોઇ પણ મુંબઇના કે ગ્રેટબ્રીટનનાં દારૂના વેપારી પાસે તમો સાચો વાઇન એટલે ફક્ત દ્રાક્ષના રસમાંજ ઉભાણ આવી બનેલો પ્રવાહિ માંગો તો એવો વાઇન ક્યાંથી મળે એમ તમનેજ પાછો સવાલ થશે. દરદીને માટે ફરમાવવામાં આવતા વાઇનમાં શું ભેળશેળ થઇ છે તે પણ કયો ધંધાદારી કહેશે? દરદી તો પોતાના ગજાું પ્રમાણે દુકાનવાળાને આધારે વાઇન નામનું પ્રવાહિ ખરીદે છે. પણ તે ક્યાં બન્યોછે, કેમ બન્યોછે, તેમાં શું ભેળશેળ છે, તે ક્યાં બાટલીમાં ભરવામાં આવ્યો છે, તેમાં કઇ જાતનો સ્પિરિટ છે, તે કેટલા ધંધાદારીઓને હાથ ફરયો છે, તે સાચો હોય, તો શું દામ બેસે અને ભેળવાળો હોય, તો કેટલી હાનિ કરશે—એ બધું તે બાપડો કંઇ જાણતોજ નથી; પણ તે તો દામ ખર્ચી દર્દી સ્થિતિને ફાયદો કરવાની મતલબથી જે મળે તે ખરીદી લેછે. કેટલા શખ્સોની પ્રિય દેહને આ રીતના વાઇનથી રોગ ભોગવવા પડતા હશે તેનો ખ્યાલ થોડાજ કરેછે. આપણા વાઇનનો મોટો જથો ગ્રેટબ્રિટનથી આવેછે અને ગ્રેટબ્રિટનમાં વપરાતા વાઇન વિષે ડાકટર મારટિન કહે છેઃ—"આ દેશામાં મળતા વાઇનમાં કદાચજ ખરા વાઇનનું એક ટીપું પણ હોય એ પ્રખ્યાત વાત છે. હું અચરત છું કે ડાકટરો પોતાના ધંધામાં આ બિના પૂરતી રીતે ધ્યાનમાં નથી રાખતા. પોર્ટ, શેરી અને ક્લારેટનો ઘણો મોટો ભાગ અને બીજા નરમ ખવાસના જે વાઇન આ દેશામાં આવે છે તે ઓછા અડકા ભેળવાળા હોયછે. અને આપણે ખાતરીથી જાણીએ છીએ કે હૅમબ્રો, સેટ અને વળી આપણાં મોટાં લંડન શાહેરમાં અને આસપાસના બીજા શાહેરોમાં પોર્ટ અને શેરી વાઇન જેઓ વેચેછે તેઓજ પોતે તે બનાવેછે અને આ વાઇનના બંધારણમાં ઘણુંકરી દ્રાક્ષરસનું ચોખું ટીપું એક પણ આવતું નથી."

---

# પ્રકરણ ૩.

## જુદા જુદા સ્પિરિટ.

**સ્પિરિટઃ**—વાઇન જેવી ઉભાણ આવેલી પ્રવાહિને ગાળીને જે મેળવવામાં આવેછે તેને **સ્પિરિટ અથવા જલદ દારૂ** કહેછે, અને તે બધામાં મોટો ભાગ આલ્કોહૉલનો હોયછે. અથવા જે દારૂઓમાં સેંકડે ૩૦ થી વધારે ભાગ આલ્કોહૉલ હોયછે તેમને સ્પિરિટ કહેછે. વાઇનને ગાળતી વખતે આલ્કોહૉલ એક પાત્રમાંથી બીજામાં પસાર થાયછે, તે વેળા ઉડી જતા કેટલાએક પદાર્થો પણ તેસાથે વરાળ રૂપે જાયછે, તેથી કરી જે ચીજમાંથી ગાળ્યો હોય તેનો ખુશબો અને સ્વાદ તે સ્પિરિટમાં આવેછે. બ્રાન્ડી, વ્હિસ્કી, રમ, ઇત્યાદિ સ્પિરિટોમાં જે સુવાસ, ને સ્વાદનો તફાવત પડેછે તેનું કારણ એજ છે. વારંવાર ગાળવાથી આલ્કોહૉલ બીજા તત્વોમાંથી વેગળો પડતો જાયછે તથાપિ જે પ્રવાહિમાંથી ગાળ્યો હોય તેનો બવાસ છોડેછે. આલ્કોહૉલ પાણીને ચીવટ વળગી રહેછે. પણ કારબોનેટ ઑફ પૉટેશ, ક્વિક લાઇમ, વિગરે ચીજોને પાણી સાથ તે કરતાં વિશેષ ખેંચાણ છે, એટલે તે ભેળવાથી તેઓ પાણીને ખેંચી લેછે, ત્યારે આલ્કોહૉલ ગળાઇને પસાર થાયછે. આ રીતિ સ્વચ્છ આલ્કોહૉલ પ્રાપ્ત થાયછે. જેને **રેક્ટીફાઈડ સ્પિરિટ** કહેછે તે સેંકડે ૧૬ ભાગ પાણી શિવાય સઘળો આલ્કોહૉલ છે. આપણે જેને પ્રુફ સ્પિરિટ કહીએછીએ તેમાં આલ્કોહૉલ અને પાણીનો નજદીક સમાન ભાગ મળેલો છે. એનાં ૧૦૦ ભાગમાં ૪૯.૨૪ ભાગ આલ્કોહૉલ રહેછે. ફેરનહાઇટના ઉષ્ણુતામાપક યંત્રની ૬૦° અંશમાં રેક્ટીફાઇડ સ્પિરિટનું વિશેષગુરૂત્વ ૦.૮૩૬ છે અને પ્રુફ સ્પિરિટનું ૦. ૯૨૦ છે. એ બેઉ, દવાના ટિંકચર બનાવવાનાં કામમાં આવેછે. ઇંગ્લંડમાં દારૂ ઉપર અબકારી જકાતના સંબંધમાં પ્રુફ સ્પિરિટનાં પ્રમાણનું ધોરણ રાખેલું છે. જે દારૂમાં પ્રુફ સ્પિરિટનાં કરતાં વધારે આલ્કોહૉલ છે તેને **ઓવર પ્રુફ** કહેછે અને જેમાં ઓછો છે તેને **અંદર પ્રુફ** કહેછે. પ્રુફ સ્પિરિટમાં સમાયલા આલ્કોહૉલ કરતાં સેંકડે ૬૨૦.૫ ભાગ આલ્કોહૉલ જેમ જેમ વધતો જાય તેમ તે દારૂ એકેક ડીગ્રી ઓવર પ્રુફ થતો જાયછે.

આપણા પીવામાં વપરાતા સ્પિરિટોની જલદતા પ્રુફ સ્પિરિટથી સહેજ ચઢતી ઉતરતી રહેછે.

**બ્રાન્ડી*** એ શબ્દ જર્મન અને ફ્રેન્ચ બોલો ઉપરથી નીકળેલો છે, તેનો અર્થ બળેલો વાઇન કરીને થાયછે. લાલ અથવા સફેત જાતના દ્રાક્ષાવાઇનને ગાળ્યાથી જે સ્પિરિટ મળેછે તેને એ નામ આપવામાં આવ્યું છે. જે જાતના દ્રાક્ષવાઇનમાંથી તે મેળવ્યો હોયછે તે પ્રમાણે, અને જેટલી સંભાળથી ગાળવાની ક્રિયા કરેલી હોયછે તે પ્રમાણમાં, તેનાં ગુણમાં ફેરફાર થાયછે. લાલ વાઇન કરતાં વિશેષ કરી સફેત વાઇન તેના વધારે મનપસંદ અને નરમ સ્વાદ તથા સુવાસને લીધે બ્રાન્ડી ઉપજાવવામાં વાપરેછે. સફેત વાઇનમાંથી ઉત્તમ બ્રાન્ડી બનેછે ; કારણ, એમાં લાલ વાઇન

---

* (Germ. Braunt Wien ; Fr. Brande Vin=Burnt wine.)

કરતાં ઉડી જતાં (વૉલૅટાઈલ) તત્વો મુખ્ય ઇનૅનથીક ઇથર વધારે આવેછે. સર્વથી વખ્ણાયલો બ્રાન્ડી ફ્રાન્સમાં બનાવેછે અને કોનાક તથા આર્માનાક નામના પ્રગણામાં બનતા બ્રાન્ડી તેના ચઢતા પ્રકાર અને ઉંચી ખાશિયત માટે જાણીતા છે. એમાં વળી કોનાક વધારે ચઢતું ગણાયછે. પણ આ બે જગા જેટલા સાંકડા વિસ્તારમાંજ ઉત્તમ બ્રાન્ડી મળી શકેછે તેથી ખરેખરો ચોખ્ખો બ્રાન્ડી હમેશ થોડો મળવો જોઈએ. હાલ થોડાં વર્ષથી ફીલૉકઝેરા નામના રોગની પાયમાલ અસરથી આ પ્રગણાંના દ્રાક્ષનાવેલા નાશ પામ્યા છે તે વળી વિશેષ તંગાસ થઈ છે. ઉંચો બ્રાન્ડી ઘણી મોંઘી કિંમત ખરચ્યા વગર કદિ મેળવી શકાય નહી અને જે મધ્યમ કિંમતે મળી શકેછે તે વાજબીરીતે શક ભરેલા ગણાયછે. એટલામાટે બ્રાન્ડીનો ખપ છેલ્લાં થોડાં વર્ષ થયાં કમતી થતો આવ્યોછે, અને તેની જગાએ વ્હિસકી વપરાયછે. વ્હિસકી અનાજમાંથી બનેછે તેથી અમુક સ્થાનિક ખરાબી દૈવયોગે બને, તોપણ જે વસ્તુમાંથી વ્હિસકી બનેછે તેની ખૂટ થોડીજ પડવાની હતી. બીજા સ્પિરિટોની માફક બ્રાન્ડીને જ્યારે પહેલે ગાળવામાં આવેછે, ત્યારે તે રંગ વગરનો રહેછે. ઓકનાં નવાં પીપમાં રાખવાથી તે લાકડાંમાંથી ટૅનીક ઍસિડ ખેંચી લેછે, અને તેથી વખત જતે ફીકા શેરીનાં જેવો તેનો રંગ થાયછે. આવો રંગવાળો બ્રાન્ડી જુનો ને સારો ગણાયછે, પણ તેમાં આપણે જે ઘેરો રંગ જોઈએછીએ, ને જુનો ગણીએછીએ, તે તો ફક્ત બળેલી ખાંડ (કૅરૅમળ) નાંખી વેપારીઓ જુનામાં ખપાવેછે તે છે. ઘણા જુના બ્રાન્ડીનો સ્વાદ આપવા કાથો પણ ઉમેરેછે. જે ખરો જુનો બ્રાન્ડી છે, તેનો રંગ પીપમાં ગમે એટલો રાખ્યા છતાં કેરબાના ફીકા પીળા રંગથી વધારે પીળો થતો નથી, અને ઘણુંકરી ફીકા જમૈકા રમને મળતો રહેછે. પણ હાલમાં લોક જેમ વધારે રંગનો બ્રાન્ડી હોયછે તેમ પસંદ કરેછે, તેથી ઉંચા ખવાસનાં ખરા બ્રાન્ડી કરતાં પણ વધારે રંગ લાવવામાં આવેછે. કોનાક અને આર્માનાકના બ્રાન્ડીથી સહેજ ઉતરતા રૉકેલ અને બોરડોના બ્રાન્ડી છે. પણ પોર્ટુગલ, સ્પેન, અને ઇટલીથી જે બ્રાન્ડી આવેછે તે ઘણાજ હલકા છે.

સ્વચ્છ બ્રાન્ડી સત્વોમાં મુખ્ય આલ્કોહાલ અને પાણી છે, અને થોડોજ ભાગ ઉડીજતાં તેલો, અને ઍસૅટીક, ઇનેનથીક, બ્યુટીરીક, તથા વૅલીરયૅનીક ઇથર, રંગના પદાર્થો, દ્રાક્ષખાંડ અને ટૅનીક ઍસિડ આવેછે. ઇનૅનથીક ઇથર તથા વાઇનમાં બીજી ઉડી જતી બનાવટો આવેછે તે, અને ગાળવાની ક્રિયા થતાં આલ્કોહૉલ પાણીની વરાળ સાથે ઉડચો જાયછે, તે ઉપર બ્રાન્ડીનો સુવાસ ને સ્વાદ આધાર રાખેછે. જેમ વાઇનને રાખી મેલીને સુધારેછે તેમ બ્રાન્ડીને સુધારેછે. એપ્રમાણે રાખ્યાપછી જુના બ્રાન્ડીમાં જે સ્વાદ હોયછે તે નવામાં આવતો નથી. બ્રાન્ડીમાં સરાસરી ૫૦ ભાગ આલ્કોહૉલ આવેછે. સઘળા સ્પિરિટમાં બ્રાન્ડી પહેલી પદવી ધરાવેછે. તેની સ્વચ્છતા અને કોમળ સુવાસ તેને પહેલી જગો આપેછે. માંદગીમાં, ઝાડાના રોગમાં, અત્યંત નબળાઇમાં, આંકડીમાં, અને અજીર્ણમાં અથવા નહી જરે એવી વસ્તુ જેરવવામાં એ સામાન્ય ઉપાય તરીકે લોકમાં જાણીતો છે. સાચી બનાવટનો, અસલ અને પરિપક્વ કાળનો બ્રાન્ડી જો મેળવી શકાય, તો સ્પિરિટના વર્ગમાં તેના જેવો બીજો એક દારૂ સરસ નથી. એનાં આલ્કોહૉલ શિવાય જે વાઇનઇથર આવેછે

તે વિશેષકરીને દર્દ માટે પૌષ્ટિક (ટૉનીક) અને તેજોદાયક (રેસ્તોરેતીવ) શક્તિ ધરાવેછે. પણ હલકો બ્રાન્ડી ઘણો નુકસાનકારક છે. બ્રાન્ડીવાપરવા લાયક બનાવવાને માટે બીજા સ્પિરિટો કરતાં તેને વધારે વખત રાખવો પડેછે તથાપિ દશ વર્ષની અંદરનો બ્રાન્ડી પીવો જોઇએ નહિં. એ મુદતપછી બીજાં ૨૫ વર્ષની મુદતમાં તેમાં સ્વાદ તથા સુવાસની નરમાસ વધેછે. હિંદુસ્તાનમાં બ્રાન્ડીનો વપરાસ દવા શિવાય બીજી રીતે કરવાથી બદહજમિયત તથા પિત્તવિકાર થાયછે.

**રમઃ**—અમેરિકા (જમૈકા)માં તેમજ હિંદુસ્તાનમાં ગોળને પાણી સાથે ભેળી ઉભાણ ચહડાવવામાં આવેછે, જ્યાર પછી તેને ગાળવાની ક્રિયા લાગુ પાડેછે. ગાળતાં જે રહેછે તેને થોડીક ભુંજેલી ખાંડથી રંગ આપીને રમ બનાવેછે. રાખી મેલ્યાથી રમ પણ ઘણો સુધરેછે, અને સારો મીઠો અને નરમ સુવાસ મેળવેછે. બ્રાન્ડીના જેટલોજ એનામાં આલ્કોહૉલ છે. જમૈકા રમ સર્વથી સરસ ગણાયછે. વધારે સારા ખવાસનાં રમના વાસણમાં અનનાસની કાતરી કરીને નાખવાથી **પાઈન ઍપલ રમ** નામે ઓળખાતો રમ મળેછે. જમૈકામાં જે રસમાં ઉભાણ ચઢાવેછે તેમાં સેંકડે ૧૫ ભાગ ખાંડ હોયછે; અને આ રસના ૧૨૦૦ ગ્યાલનમાંથી ૧૧૫ ગ્યાલન રમ, પ્રૂફ સ્પિરિટ જેટલો જલદ બનેછે. ફ્રાન્સમાં બીટરૂટની ખાંડ બનાવતાં જે ગોળ રહેછે તેનો રમ બનાવેછે. જે ખાસ વાસ અને સ્વાદથી રમ પરખાઇ આવેછે તે એના બ્યુટીરીક ઇથરને લીધેછે. આ અને બીજા સ્પિરિટો વચ્ચે એટલો તફાવત છે કે પરસેવો છોડવવાની એમાં ખાશિયત છે અને તે કારણ સર લોક સળેખમ ને ઉધરસમાં રમ વાપરેછે.

**વ્હિસકી.**—જીંદગીનું પાણી એવો અર્થ ધરાવતો કેલ્ટીક ભાષાનો બોલ 'અસ્કવીબા' ઉપરથી વ્હિસકી નામ પડ્યું છે. વ્હિસકી, ઘઉં, રાઈ, જવ, જેવા અનાજમાંથી કે પટેટામાંથી પેદા થતો સ્પિરિટ છે, અને જવને માલ્ટની હાલતમાં લાવ્યા પછી તે બનાવવામાં આવેછે. આ દારૂને જ્યારે તરપેન્ટીન સાથે સ્વચ્છ કરેછે, ત્યારે તેને જીન અને જુનીપર સાથે સ્વચ્છ કરે, ત્યારે હૉલ્લંડ જીન બનેછે. 'વ્હિસકિમાં ચોકસ સ્વાદ રહેલોછે, તે અનાજને ભઠ્ઠીમાં ભૂજવાને લીધે તથા ભઠ્ઠીમાં લાકડાં વાપરેછે તેને લીધે હોયછે. એમાં ધુમાડા જેવો સુવાસ છે તે ઉપલી રીતે એ બનાવવાને લીધેછે. બ્રાન્ડી અને રમ માફક વ્હિસકી રાખી મુકવાથી સુધરેછે. પાંચ વરસ નિદાન રાખ્યા પછીજ એ વાપરવો. સારો વ્હિસકી, સ્પિરિટમાં સર્વથી ચોખો છે. જેટલો બ્રાન્ડીમાં આલ્કોહૉલ છે તેટલોજ વ્હિસકીમાં પણ આવેછે, અને જો લોકને વ્હિસકીના ધુકરાયલા વાસની અડચણ ન હોય, તો તે પણ બ્રાન્ડી જેટલોજ વાપરવામાં આવે. આ દારૂ સ્કૉટલંડ અને આયરલંડમાં મુખ્ય બનેછે. બંને વ્હિસકી એક સરખાજ વખણાયલા છે, પણ તેઓના સ્વાદમાં ફરક રહેછે. અનાજમાંથી વ્હિસકી બનતાં તેમાં એક જાતનું ઘણુંજ ઝેરી તેલ ફ્યૂઝેલ ઑઇલ વ્હિસકી ગાળતી વખતે પેદા થાયછે, એટલામાટે ફ્યૂઝેલ ઑઇલ રહી ગયું છે કે નહિ તેવિષે ખાત્રી કરવાની સંભાળ રાખવી. દ્રાક્ષ શિવાય અનાજમાંથી ગાળવામાં આવેછે, તે સઘળા સ્પિરિટમાં આ ઝેર પહેલાં હોયછે; પણ વારંવાર ગાળી કાઢવાથી તેનો ઘણો ભાગ કાઢી નખાય છે. આ અતિ હાનિકારક ઝેરી વસ્તુ આલ્કોહૉલનાં કરતાં પણ ઝેરી અને

કરેછે. તેની હસ્તિ પારખવાને સ્પિરિટ હાથેલી વચ્ચે અરધી મિનિટ મળીને પછે હાથ સુધી જોતાં આલ્કોહૉલ ઉડી જઇને ફ્યુઝેલ ઑઇલનો ન ભૂલાય તેવો વિશેષ વાસ આવશે. વ્હિસકીના ધુમ્ખરાયલા વાસ છતાં પણ ઉપલી રીતથી આ પદાર્થ પરખાયછે.

**જીન, જીનીવા, હૉલાંડ અથવા શીદામ**—એ નામના દારૂઓ કેટલોક વખત સુધી હૉલ્લંડમાંથીજ આવતા હતા. અનાજ (કૉર્ન)માથી મળતો સ્પિરિટ એમાં હોયછે; મૉલ્ટમાં બદલાયા વગરના અનાજ (અનમૉલ્ટેડગ્રેન) માંથી એ મળેછે; અને તેને ગાળવાપછી વધારે સ્વચ્છ કરેછે, ત્યાર બાદ જ્યુનીપર બેરીઝથી તેને સુવાસ આપેછે. જ્યુનીપર રોપો તથા તેનાં ફળ (બેરીઝ) ને ફ્રેન્ચ ભાષામાં ઝીનીવ્ર કહેછે અને તેપરથી જીનીવા શબ્દ નીકળ્યો જેમાં સંક્ષેપ થઇને જીન નામ પડયું છે. જીન અથવા જીનીવા દારૂ ઇંગ્લંડમાં બનવા લાગ્યા પછી, ડચ અથવા વલંદા સ્પિરિટને, હૉલ્લંડ જીનીવા, હૉલન્ડસ, અને શીદૅમ એ નામોથી ઓળખવામાં આવેછે. બીજા સ્પિરિટ માફક જીન બનાવવાને પણ ઉભાણુ થયલો પ્રવાહિ ગાળવામાં આવેછે, પણ જીન મેળવવામાં તે એકને બદલે બેવાર ગાળવામાં આવેછે; અનાજનાં સ્પિરિટને એમ બેવાર ગાળી ચોખ્ખો કર્યાબાદ તેનો જીન કરી નાખતાં જ્યુનીપર અને બીજા કેટલાએક મસાલાથી સુવાસ અને સ્વાદ આપેછે. ટરપેંટેન તેલ પણ કોઇવાર વાપરવામાં આવેછે. જીનની તીખાસ નરમ કરવા મીઠાસ ઉમેરી વેચેછે, ત્યારે તેને **કૉર્ડિઅલ જીન** અથવા **ઓલ્ડટૉમ** કહેછે. બીજા દારૂઓમાં પિશાબ છોડવવાનો ગુણ હોતો નથી તે આમાં જ્યુનીપર હોવાથી પ્રાપ્ત થાયછે. બ્રાન્ડી, વ્હિસકી, અને રમ પ્રમાણે રાખી મૂકવાથી એ સુધરતો નથી.

જેને **શેબર** અથવા **ટીસ્પિરિટ** કહેછે તે સાધારણ સ્પિરિટને ચાહનો સ્વાદ આપવાથી બનેછે.

સ્પિરિટોમાં આલ્કોહૉલ મુખ્ય તત્વ છે. એ ઉપરાંત ઇથરનો થોડો ભાગ છે. અને કેટલીએક વેળા કસવાળાં તેલ (એસેનશિયલ ઑઇલ) હોયછે, જેથી તંતુઓ (નર્વ્સ) ઉપર ઘણી જોસ ભરી અસર થાયછે. ઘણા ખરા સ્પિરિટો કોઇપણ જાતના આલ્કોહોલને સુવાસિક બનાવીને ઉત્પન્ન કરેછે, તેઓ પાણી સાથે ભેળ્યા વગર પીવામાં આવ્યાથી વધારે હાનિકારક થાયછે. પાણીવગર પીધાથી શરીરના આલબ્યૂમેનવાળા પદાર્થો સાથે ઝટ મળી જાયછે તેથી તેમનો નાશ કરેછે.

## સ્પિરિટમાં થતી ભેળો.

બ્રાન્ડીમાં વારે ઘડીએ થતી ભેળોમાં મુખ્ય પાણી છે. બીજી ભેળ અનાજ, ખાંડ, ગોળ, બીટરૂટ અથવા પટેટામાંથી બનતો સ્પિરિટ હોયછે. સાચા બ્રાન્ડી બદલ આ જાતનાં સ્પિરિટને કૃત્રિમ સુવાસ અને બાળેલી ખાંડ કે બીજી વસ્તુથી રંગ આપી પસાર કરવામાં આવેછે. સાધારણ રીતે તવંગર અને મધ્યમ વર્ગના લોકમાં જે બ્રાન્ડી વપરાયછે, તે કરતાં તળ ફ્રાન્સથી બ્રાન્ડી આવેછે, તેમની ખાશિયત અને સ્વાદ ઘણાંજ જુદાં હોયછે. તેનું કારણ એ છે કે ઇંગ્લંડના દારૂના વેપારીઓ તે વેચવા આગમજ તેમાં સ્પિરિટ તથા રંગ ભેલી તરેહવાર રીતની લોકપસંદ બના-

વેટો કરેછે. સાધારણ અથવા સારા ફ્રેન્ચ બ્રાન્ડીમાં પણ અનાજના મૉલ્ટમાંથી બનતો બ્રાન્ડી, સ્પિરિટ ઑફ વાઇન, અથવા પાણી ઉમેરી થોડો ઘણો તેનો અસલ સ્વાદ કાયમ રાખીને ભેળ વેચવામાં આવેછે. દારૂની પરીક્ષા કરનારાઓમાં કોઇજ આ ભેળ પારખી શકેછે. બ્રાન્ડીમાં પાણી ભેળ્યા પછી પણ મોઢાંમાં ચચરાટ કરે તેવા સ્વાદ માટે મરી, ગ્રેન્સ ઑફ પૅરેડાઇઝ, હૉર્સરૅડીશ, ઍસૅતીક ઇથર વિગરે ઉમેરવામાં આવેછે. એવા ભેગવાળા બ્રાન્ડીનાં થોડાંક ટીપાં કાચના કટકા ઉપર મૂકી તેને દીવાની ગરમી લગાડી વરાળ રૂપે ઉરાડી દીધાથી જે કાંઇ શેષ રહેછે તેનો વાસ, મોઢો સ્વાદ અને ચીકાસ એટલા ઉપરથી તેમાંના રંગવાળા અને બીજા તીખા પદાર્થો તથા ખાંડ પરખાઇ આવેછે. સહેજ ચોખો બ્રાન્ડી એવીજ રીતે ગરમીના યોગે વરાળ રૂપે ઉડી ગયા પછી કાચ ઉપર સેહેજ જેટલોજ રંગ જણાયછે.

ગ્રેટ બ્રિટનમાં મૉલ્ટમાં તરેહવાર બીજી મેળવણીઓ કરી બ્રાન્ડી મોટા જથામાં બનાવવામાં આવેછે. ઇંગ્લંડના બે જાણીતા જથાબંધ દારૂ વેચનારા જે પોતાના બીજા ધંધાદારી ભાઇબંધો કરતાં પોતાને વધારે પ્રમાણિક ગણેછે, તેઓ નુકસાનકારક પદાર્થો નાખ્યા વગરની બ્રાન્ડીમાં જે મેળવણી થાયછે તે વિષે જણાવેછે કે ૨૦૦ ગ્યાલન કોનાક બ્રાન્ડીમાં પાંચ ગ્યાલન મૉલ્ટમાંથી બનાવેલો બ્રિટિશ બ્રાન્ડી અને ૪૬ ગ્યાલન પાણી ઉમેરેછે. અને બીજો ફ્રેન્ચ બ્રાન્ડીના ૭૨ ગ્યાલનમાં ૧૦ ગ્યાલન સ્પિરિટ ઑફ વાઇન નાખેછે અને ૨૫ ગ્યાલન પાણી નાખેછે. ઇંગ્લંડ અને બીજાં બહાર દેશોમાં જે બ્રાન્ડી ફ્રાન્સથી જાયછે તેમાંનો ઘણો ભાગ અનાજનો, નહિ તો બીટરૂટવાળો, સઘળો કે થોડો સ્પિરિટ હોયછે. ફ્રેન્ચ બ્રાન્ડીમાં ભેળવા અનાજનાં સ્પિરિટનો મોટો ભાગ ફ્રાન્સમાં જાયછે અને આમ ભેગ થયલો બ્રાન્ડી ઇંગ્લંડ અને બીજા દેશોમાં જઇ તેમાં ફરી અનાજનો સ્પિરિટ ભેળવામાં આવેછે. થોડા મહિના થયા રોશેલ ખાતેના બ્રિટિશ કાનસલે ઇંગ્લંડની ફૉરન ઑફીસને રિપોર્ટ કીધો છે કે હાલ જે ફ્રેન્ચ બ્રાન્ડીને નામે મોટો જથો આવેછે તે કાંઇજ નહિ, પણ જરમન પટેટામાંથી ગાળેલો હલકો સ્પિરિટ છે. એવું કહેવાય છે કે લંડનના દારૂના વેપારીઓ જરમન શેહેરોમાં આડત્યા રાખી ત્યાંથી ઉપલો હલકો સ્પિરિટ બોરડો અથવા બીજાં ફ્રેન્ચ બંદરો ઉપર મોકલાવેછે. ત્યાંથી આ ઝેરને દારૂ ગાળનારાં ફ્રેન્ચ મથકો ખાતે મોકલાવી ત્યાંથી ઇંગ્લંડ તથા બીજા મુલકો ખાતે ફ્રેન્ચ બ્રાન્ડી તરીકે ચઢાવેછે. એવું જણાયુંછે કે આ ધંધામાં ઉપલી પેહેડીઓને મોટો નફો છે. ઉપલો કૉનસલ ખબર આપેછે કે ખરો ફ્રેન્ચ બ્રાન્ડી હમણાં ઘણોજ થોડો બનેછે અને તેની આવક દર વર્ષે ઘટતી જાયછે.

બ્રિટિશ બ્રાન્ડી નામથી ઓળખાતો બ્રાન્ડી ઘણોખરો સઘળોજ અનાજનો સ્પિરિટ સુવાસિક કરેલો હોયછે. સુવાસને માટે આવા બ્રાન્ડીમાં વખતે સહેજ સાચો બ્રાન્ડી નાખેછે, પણ ઘણુંકરીને દ્રાક્ષા વાઇનનો સ્પિરિટ ગાળવા પછી જે રગડો રહેછે તેને ગાળીને ભેલેછે. આ રગડો એ કારણ સારૂ ફ્રાન્સથી વિશેષ મંગાવેછે, અને તેને ગોળ સાથે ગાળવાથી ફ્રેન્ચ બ્રાન્ડી જેવો સુવાસ આવેછે, તેથી તે અનાજના સ્પિરિટમાં ભેળવા કામે લગાડેછે.

જ્યારે ગોળનોકે અનાજનો સ્પિરિટ બ્રાન્ડી બનાવવામાં વાપરેછે, ત્યારે સાફ થવા

સારૂ તેને કોયલા અને કવિકલાઇમમાંથી પસાર કરેછે, જે તેનો ખાસ સ્વાદ અને વાસ ચુસી લેછે, એટલે તેની બનાવટની ખાશિયત પરખાઈ આવતી નથી. ખોટા ફ્રેન્ચ બ્રાન્ડી કેમ બનાવવા તેનાં નુસકાની કાંઈ ન્યૂનતા નથી. ડાક્તર યૂર અનાજના સ્પિરિટમાંથી નકલિયાત બ્રાન્ડી બનાવવાનો નીચલો નુસ્કો આપેછે. ચોખ્ખા આલ્કોહૉલમાં પાણી નાખી પ્રૂફ સ્પિરિટ જેટલો જલદ કરવો, અને સ્પિરિટના દર હંડ્રેડવેટ દીઠ અર્ધો રતલ આરગોળ (એટલે વાઇન સ્ટોન કે પાણીમાં પિગળાવેલી ક્રીમ ઑફ ટારટાર) ઉમેરવું, તથા સહેજ એસેતીક ઇથર, થોડો ફ્રેન્ચ વાઇન, વીનીગર, છુંદેલાં ફ્રેન્ચ આલુ, અને 'કોનાક' દ્રાક્ષનો રગડો નાખવાં, અને પછી આ સ્પિરિટને ધીમા દેવતા પર ગાળવો; જે સ્પિરિટ ગળાઇ આવે તેમાં બાળેલી ખાંડથી જોઇતો રંગ આપવો, અને સ્વાદમાં બરોબર રૂક્ષ લાગે તેમ, કાથાના ટિંકચરનાં થોડાં ટીપાં ઉમેરવાં. કોઇપણ દારૂ વાપરયા વગર બ્રાન્ડી બનાવવાની રીતઃ—૧૦૦ ગૅલન અનાજના સ્પિરિટ (૫ થી ૧૦ ઓવર પ્રૂફવાળા) માં ¼ આંઉસ ઑઇલ ઑફ કોનાક, ½ રતલ કાલી ચાહ, ¼ આંઉસ આલુનાં ગરનું તેલ, ¼ ગૅલન ખાંડનો શીરો, ૨ આંઉસ ઍસેતીક ઇથિર, ઉમેરવાં અને બાળેલી ખાંડથી રંગ આપવો. ઑઇલ ઑફ કોનાક આપણે આગળ કહ્યું તેમ બ્રાન્ડી ગાળવાની ક્રિયા કરતાં રહેલા રગડામાંથી મળેછે. દારૂ બનાવવામાં વપરાઇ રદ થએલી દ્રાક્ષના રગડાને ઘણીજ ગરમી લગાડી ગાળવાથી એ મળેછે. એમાં લગભગ સઘળું ફ્યૂઝેલ ઑઇલ હોયછે.

## બ્રાન્ડી બનાવવાનો બીજો નુસ્કો.

| | |
|---|---|
| ચોખ્ખો સ્પિરિટ ... ... ... ... ... ... | ૪૦ ગૅલન. |
| ક્રૂડ ટારટર (એક ગૅલન ગરમ પાણીમાં પિગળાવેલો)... ... | ૧ રતલ. |
| ઍસેતીક ઇથર ... ... ... ... ... ... | ½ પાઈન્ટ. |
| દ્રાક્ષ છુંદેલી... ... ... ... ... ... ... | ૬ રતલ. |
| ટિંકચર કાઈનો ... ... ... ... ... ... | ૨ આંઉસ. |
| ખાંડ ... ... ... ... ... ... ... | ૩ રતલ. |

આ સર્વેને મેળવવું અને તેને (શુગર કલરીંગથી) રંગ આપી ૧૪ દિવસ રાખીને પછી ગાળી કહાડો.

સ્પિરિટનો સુવાસ અને સ્વાદ સુધારવા તથા નવાને જુનામાં ખપાવવા તરેહવાર યુક્તિ કરવામાં આવેછે અને જાત જાતની ઝેરી વસ્તુઓની મેળવણી ઉમેરેછે. આ મેળવણી કેવી રીતે બનાવી તૈયાર રાખેછે તેનો નુસ્કો આ છે. હલ્કા બ્રાન્ડીને સુગંધ આપવાની રીતઃ—કેસર ¼ આંઉસ, જાવંતરી ¼ આંઉસ, દસ દિવસ એક પાઇન્ટ બ્રાન્ડીમાં બોળી રાખીને ગાળી કહાડવી, પછે તેમાં તેરા જેપોનીકાનો ભૂકો અને સ્વિટ સ્પિરિટ ઑફ નાઇટર ઉમેરવાં; આ મેળવણીને દસ ગ્યાલન બ્રાન્ડીમાં નાખવી અને તેજ વખતે છુંદેલાં આલુ પણ ઉમેરવાં.

નવા બ્રાન્ડીને જુનાની સઘળી ખાશિયત આપવા સારૂ એક ગ્યાલન નવા બ્રાન્ડીમાં ૩૦ ટીપાં અમોનિયા નાંખી સારી પેઠે હલાવવું.

નવા બ્રાન્ડીને જુનો અને પીપમાં પાકો થયો હોય એવો સ્વાદ આપવા ઓકનો

વહેર તથા દ્રાક્ષના ઠળિયાનું ટિંકચર વાપરેછે. ભેળસેલનાં હુન્નરમાં કેટલી સફાઈ અને હોશિયારીથી કાવતરાં થાયછે, તે આ નુસ્કાથી માલુમ પડેછે.

ડાકતર હસાલ બ્રાન્ડીના ૧૮ નમુનાની તપાસ ઉપરથી કહેછે કે "તેઓમાં સેંકડે ૩૦ થી ૫૦ ભાગ આલ્કોહૉલ હતો. આ માંહેલો મોટો ભાગ બ્રિટિશ બ્રાન્ડી કહેવાયછે તે માલમ પડ્યોછે. આ સઘળા બ્રાન્ડીમાં બળેલી ખાંડ વડે રંગ આપવામાં આવ્યો હતો. આ સઘળાંમાંથી એકેમાં મરચાંનો ભાગ હતો નહિ, જોકે કેટલાક વેપારી જેમના પાસથી તપાસ કરવા માટે બ્રાન્ડી લીધો હતો તેમને ત્યાંના જીન અને રમમાં તો મરચાંનો ભેળ હતો. આ ઉપરથી એટલું માલમ પડેછે કે તીખી વસ્તુઓ જેમ બીજા સ્પિરિટોમાં ભેળવામાં આવેછે તેમ બ્રાન્ડીમાં ઘણી વખતે ભેળતા નથી. બ્રાન્ડી અને રમમાં આલ્કોહૉલ સેંકડે ૪૦ ભાગથી કમતી કોઈ માલિક પાસ હોય તો તે માલ જપ્ત કરવાનો કાયદો છે; કારણકે ધારામાં જણાવેછે કે કોઈપણ સ્પિરિટ ગાળનાર, સાફ કરનાર, કંમપાઉન્ડર કે ધંધાદારી, કોઈપણ બહારનો સ્પિરિટ સેંકડે ૪૦ ભાગ આલ્કોહૉલથી ઓછો જલદ, અથવા કોઈપણ ગ્રબ, ચેરી કે રાસ્પબેરી બ્રાન્ડી શિવાય બીજી કોઈ ચીજથી ભળેલો, વેચશે કે રાખશે તો તે માલ જકાત (એકસાઈઝ) ખાતાનો કોઈ પણ અમલદાર જપ્ત કરશે. અમે જે બ્રાન્ડીની તપાસ કીધી તેમાંનાં ઘણી જાતનાં વેચવામાં ઉપલો કાયદો તોડેલો છે છતાં જકાતખાતાંવાળાઓથી તેમને હમેશ કોઈ જાતની હરકત નડી નથી!"

**રમમાં** પાણી ભેળેછે, જેથી તેનું જલદપણું કમતી થાયછે, તેથી પાછો જલદ લાગે માટે મરચાં અથવા કાકમારીના બીજ ભેળેછે અને પાણી ભેળવાથી જે માઠાસ ને રંગ કમતી થયો હોય તે પાછો આણવા બાળેલી ખાંડ ઉમરેછે. કાકમારીના બીજના ભેળવાળા રમથી મોત નિપજવાનો દાખલો ડાકતર ટેલર તેની ઝેરવિદ્યાની ચોપડીમાં આપેછે. કેટલાક ખલાસીઓએ આવો ભેળવાળો રમ એકેક ગ્લાસ પીધો, જેની અસરથી એક જણ તેજ સાંજે મરણ પામ્યો પણ બીજાઓ ધાસ્તીભરેલી માંદગીમાંથી બચ્યા. રમમાં કોઈ કોઈ વાર સીસું માલમ પડેછે અને તે ઘાણું કરીને ગાળવાના વાસણમાંથી ઓગળેલું હોયછે. લંડનનો ડાકતર જે. હન્ટર કહેછે કે ૧૭૮૧ અને ૧૭૮૨ ના વર્ષમાં જમૈકાની ત્રણ પળતણનાં સઘળાં માણસોમાં ચુંક (કૉલીક) ના રોગથી મરકી ચાલી હતી તેનું કારણ રમ દારૂમાં સીસાનો ભેળ હતું. રમ સ્પિરિટ ગાળતી વખતે ટંબ્લરમાં ઝિલી જોયાથી ડાક્ટર ટ્રેલે હમેશ સીસાંનો ભેલ જોયોછે, પણ તેજ સ્પિરિટ પીપમાં રહ્યા પછી ભેળ પકડાતો નથી તેનું કારણ કે સ્પિરિટ પીપની ટૅનીક ઍસિડ ખેંચેછે તે સાથે સીસું મિશ્રિત થઈને ન પિગલે તેવા રૂપાન્તરમાં નીચે ઠરેછે.

ડાક્તર હસાલે રમના વીશ નમૂના તપાસ્યા તેમાં સેંકડે ઓછામાં ઓછો ૨૭ ભાગ અને વધારેમાં વધારે ૪૭ ભાગ આલ્કોહૉલ હતો આ માંહેલા ૬ નમૂનામાં મરચાં માલમ પડ્યાં.

**જીનમાં** થતી ભેળોમાં પાણી મોટા જથામાં ઉમેરવામાં આવેછે. પણ પાણી ભેળવાથી જુનીપરના તેલ અને રાળવાળા ભાગ જે જીન સ્પિરિટમાં પિગળેલા હોયછે તે છૂટા પડી સ્પિરિટ સફેત અને ગડલો થાયછે, ત્યારે પાછો સાફ દેખાવ આપવા ફટકી, કાર્બોનેટ ઑફ પૉટૅશ અને ઘણીક વખત ઍસેટિટ ઑફ લેડ વિગરે સાધા-

રણ રીતે વાપરેછે. એમ કરતાં પહેલાં અૅસીટેટ ઑફ લેડ પાણીમાં પિગળાવીને નાખેછે, પછે ફટકી પિગળેલું પાણી નાખેછે, એટલે રશાયની પૃથક્કરણ થઇ સલફેત ઑફ લેડ થાયછે, અને તે થોડું ઘણું સ્પિરિટમાં પિગળેલું રહેછે. જીન સાફ કરવાની આ રીત ઘણીજ સાધારણ છે એવું એકમ જણાવેછે, કારણ એથી જીન ઘણોજ સારો ઝળકતો દેખાવ આપેછે. બીજી ચીજ જીનમાં ભેળેછે તે સલફ્યુરીક અૅસિડ છે. મીચલ જણાવેછે કે ફટકી, કાર્બોનેટ ઑફ પૉટેશ, બદામનું તેલ, સલ્ફ્યુરીક અૅસિડ અને સ્પિરિટ ઑફ વાઇનની મેળવણી કરી તે વારેઘડીએ જીનમાં ભેળેછે; કારણ, આ ભેળથી બાટલીમાં આજૂબાજૂ દાણાં દાણાં જેવાં ટિપાં બંધાયછે, જે જીન જલદ હોવાની એક નિશાણી છે. આ મેળવણી ભેળવાથી પાણી જેવો પોચો જીન વિશેષ આલ્કોહૉલવાળા જેવો ખપેછે. પાણી ભેળવાથી જીનનું જલદપણું અને સ્વાદ કમતી થાયછે તે પાછો લાવવા ખાંડ અને મરચાંનું ટિંકચર, અથવા ગ્રેન્સ ઑફ પૅરેડાઇઝ ભેળેછે, જેથી પાછો તીખો સ્વાદ લાગેછે. જીનનો સ્વાદ અને ખાશિયત સહેજ બદલવાને ખૂશબોવાળા વસાણાં જેવાંકે ધાણાં, બદામ, જેઠીમધ, તરપેન્ટીન, ઇત્યાદિ ભેળેછે.

ડાકતર ક્રિસ્તીસન જણાવેછે કે સ્પિરિટમાં સીસું ભેળાયલું હોયછે તે તેને સાફ કરવા (ક્લૅરીફાઈ) અથવા તો રંગવગરના કરવા શુગરલેડ નાખવામાં આવેછે તેથી હોયછે.

પૅરિસનો કૉડેડગાસીકુર જણાવેછે કે બ્રાન્ડીને સીસાંથી ફીકો પાડવાની ફ્રાન્સમાં સાધારણ ચાલ છે. લંડનનો ડાક્તર શરમેન જણાવેછે કે "હોલ્લંડજીનમાં સીસાંનું ઝેર ભળેલું જોવામાં આવ્યું છે, અને એક વખતે અબકારી અમલદારની કસૂરથી જકાત ચોરાવેલો જીન ઠામેઠામ ફેલાઇને વેચાતાં ઘણા રહેવાસીઓનો ઘાણ વાળી મૂક્યો હતો તેમાં મેં સીસાની અતિ ઘણી ભેળ જોઈ હતી."

દાકતર હસાલ જીનના ૩૮ નમૂના તપાસી નીચે પ્રમાણે જણાવેછે. "આ નમૂનાઓમાં આલ્કોહૉલનું પ્રમાણ સેંકડે ૨૨.૩૫ થી ૪૮.૮૦ જેટલું હતું. એ ઉપરથી માલમ પડેછે કે કેટલાક નમૂનાઓમાં જેટલો સ્પિરિટ જોઇએ તેનો અડધો ભાગજ હતો, અને તેથી તેનો ભાવ પણ અડધો અડધ ઓછો થવો જોઈએ. સ્પિરિટની આટલી ન્યુનતાનું કારણ પાણીની ભેળ છે. ખાંડ સેંકડે ૨.૪૩ થી ૯.૨૮ ભાગ હતી. બે નમૂનામાં તજનું કે કૅશિયાનું તેલ હતું. સાત નમૂનામાં મરચાંનો ભેળ હતો, અને તેમાં કોઇમાં તો પુષ્કળ. ઘણાખરા નમૂનાઓમાં ફટકીની ભેળ કરવાને લીધે સલફેટ્સ હતા. એક જીન ગાળનાર સલફેત ઑફ ઝીંક ભેળેછે, એવું અમને ખબર છે. અબકારી ખાતાના સતાવાળાઓ તરફના ઢીલાપણાં વિષે અમે વારંવાર ટીકા કરીછે. સાધારણરીતે થઈ શકેછે તેવી અને સહેજમાં સાધારણરીતે પરખાઈ આવે એવી અતિ ઘણી ભેળો જીનમાં કરેછે, જેથી સરકારને આવકમાં ટોટો અને લોકને તંદરૂસ્તીમાં ધાસ્તીભરેલું નુકસાન થાયછે. એમ છતાં પણ એક્સાઈઝ ખાતાંએ એકે વખત તેની ચોકસી કીધેલી કે આવી દગલબાજી અટકાવવાના પગલાં ભરયા હોય એવું અમને યાદ નથી. એક્સાઈઝ ખાતું દારૂનાં ધંધાદારીઓને જેમ ગમે તેમ કાયદા વિરૂદ્ધ ભેળસેળ કરવા દેછે જેણેકરીને ગામના લોકને આવી સઘળી ભેળની ખબર છે પણ

હોય તો તે તંદુરસ્તીને હાનિ કરેછે. એઠીલ આલ્કોહૉલ કરતાં ફ્યુઝેલ ઑઇલનો ઉકળવાનો અંશ વધારે ઉંચો હોવાથી એવી ખાતરી લાગેછે કે ગાળવામાં એથીલ આલ્કોહૉલ સાથે એ વરાળરૂપે પસાર થઈ શકશે નહિં, અને વાસ્તવિક જોતાં એનો ઘણો ભાગ ભાઠી (સ્તીલ)માં બાકી રહેલો તેલ જેવો પદાર્થ હોયછે, તેમાં પાછળ રહી જાયછે, તો પણ તેનો થોડો ભાગ એથીલ આલ્કોહૉલ સાથ સંયુક્ત થઈને પસાર થાય છે. પટેટા વ્હિસ્કી બનતાં ફ્યુઝેલ ઑઇલ સઉથી ઘણા ભાગમાં પેદા થાયછે, અને ગાળવામાં ગમે એટલી મહેનત અને સંભાળ રાખ્યા છતાં સ્પિરિટમાં થોડો કે વધારે જરૂર ભળી જાયછે. ફ્યુઝેલ ઑઇલ દૂર કરવા તેને બાળેલાં લાકડાંનાં નવા કોલસામાંથી ગાળવાની સખત રીતી વાપરયા છતાં એનો ઝેરી ભેગ પટેટા વ્હિસ્કીમાંથી તદન નિકળી જતો નથી. અનાજમાંથી વ્હિસ્કી ગાળવા અને ગોળમાંથી રમ ગાળવામાં, તેના બનાવનારાઓ ફ્યુઝેલ ઑઇલ અને એથીલ આલ્કોહૉલની વરાળ થવાની હેર ફેર અંશનો લાભ લઈ ફ્યુઝેલ ઑઇલને દૂર રાખેછે, અને જે બાર પહેલો અને છેલો ગળાય છે તે રદ કરેછે, અને વચલો ભાગ જેમાં ચોકસ પ્રમાણ એઠીલ આલ્કોહૉલનું રહેછે તેજ વેપાર અર્થે આપેછે. આ કારખાનાઓનાં ધણીઓ ઘણુંકરી આબરૂવાળા અને પ્રમાણિક હોયછે અને તેઓમાં સારો માલ પૂરો પાડવાની કાળજી રહેછે. ઉપરાંત, તેમનાપર જકાત (એક્સાઇઝ) ખાતાંની દેખરેખ રાખવામાં આવેછે. આટલું છતાં પણ આ સઘળા દારૂઓ જ્યારે નવા હોયછે, ત્યારે દવા રૂપે વાપરવાને તે ઘણાજ અપૂર્ણ ગણાયછે. સઘળી મહેનત ને સંભાળ છતાં ફ્યુઝેલ ઑઇલ અને બીજા નાશકારક આલ્કોહૉલ, એઠીલ આલ્કોહૉલના તત્વોને મજબુત વળગી રહીને તેમનો સહેજ ભાગ પણ પસાર થયા વિના રહેતો નથી. તાજા દારૂમાં આવતી સ્વાભાવિક ભેળ માણસ કોઇપણ હુન્નરથી દૂર કરી શકતો નથી પણ કેટલોક કાળ રાખી મૂકવાથી તે કોઇ કુદરતી ક્રિયાથી આપો આપ નીકળી જાયછે. હવે આ દેશ તરફ આવતા ઇંગ્રેજી દારૂ સઘળા બરોબર વખત રાખી મેલી તે માંહેનો ફ્યુઝેલ ઑઇલનો બધો ભાગ નીકળી ગયા પછી મોકલવામાં આવેછે, તે વિષે કોણ ખાત્રી આપે છે? અને તેમ નથી, તો પીનારાઓનાં શરીરમાં આ અતિ ઝેરી આલ્કોહૉલ કેટલો જાયછે તેની સંભાળ કોણ લેશે?

આપણે આગળ કહ્યું કે મહુંડાંનો ગાળેલો ગામઠી દારૂ સ્પિરિટના વર્ગમાં ગણાય છે અને તેમાં ફ્યુઝેલ ઑઇલનો અંશ કેટલો ભળેલો છે તે વિષે મુંબઈ ઇલાકામાં રસાયની તપાસ થઈ નથી. પણ 'બેંગૉળ એક્સાઇઝ કમીશન' માટે કલકત્તાના કેમીકલ ઍનેલાઇઝર ડા૰ વૉર્ડને મહુંડાંનાં સ્પિરિટમાં ફ્યુઝેલ ઑઇલની ભેળ વિષે ખાત્રિપૂર્વક તપાસ કરી સપ્ટેમ્બર ૧૮૮૬ માં રિપોર્ટ કર્યોછે જે રિપોર્ટની નકલ ઉપલા ડાક્ટરે મેહેરબાનીની રાહે અમને મોકલી આપીછે, તેથી અગત્યની બાબદો જણાયછે. આ સ્પિરિટો બંગાલનાં જૂદાં જૂદાં પ્રગણામાં અને જૂદી જૂદી ઉષ્ણતાની હવામાં બનેલાને લીધે, તેમને બનાવવાની જગોએ જગોની ક્રિયા અને જે ચીજમાંથી બનાવ્યા હોય તેમની ખાશિયત અને જાતોને લીધે, તથા ઉભાણ માટે લાગેલા વખતને લીધે, એક બીજાથી ફેરવાળા હતા. ગોળ, મોલૅસીઝ, અને મહુંડાંમાંથી સ્પિરિટો બનાવેલા હતા અને તે બનાવતાં દરેકમાં જૂદું કે સાથે ભળીને ઉભાણ ચઢાવવામાં આવ્યું હતું. એક નમૂનાની

બનાવટમાં ઉભાણ વેળા પાકત આમલી ઉમેરી હતી. અહિ ગોળ શબ્દ તે સેલડીનાં કે ખજુરીનાં રસમાંથી કઠણ ચોખી પેદાશ નિકળેછે તે માટે વાપર્યોછે અને 'મોલૅ-સીસ' તે ગોળ બનતાં જે બીજો રગડા જેવો પ્રવાહિ રહેછે તેને કહેછે.

કેટલાક નમુના તૈયાર કરતાં ઉપલી ચીજોમાં માત્ર પાણી મેળવી ઉભાણ ચઢાવ્યું હતું; અને કોઈમાં ઉભાણ જલદી ચઢાવવા પાંઉવાળાને ત્યાં મળતું ખમીર ઉમેર્યું હતું અને કોઈમાં ઉભાણ ચઢેલા રસને ઉકાળી દારૂ ગાળતાં તેનો પાછળ રહેલો રગડો (સ્પૅન્ત વૉશ) ઉમેર્યો હતો. ઉભાણ ચઢવાનો વખત ૮ થી ૨૮ કલાક જેટલો હતો. આ ક્રિયા ડિસેમ્બર તથા જાન્યુઆરી માસમાં ચલાવી હતી. ડાકટર વૉર્ડન જણાવે-છે કે 'મોલૅસીસ' માં ઉભાણ આણવા માટે અંદર પાણીના સમભાગથી છેક છઠા ભાગ સુધી ઓછું નાખ્યાથી મળેલા પ્રૂફ સ્પિરિટ ઉપરથી જણાયું છે કે 'મોલૅસીસ' ના એક ભાગમાં ૬ ભાગ જેટલું પાણી ઉમેરેલાના કરતાં ઓછાં પાણીવાળાં ઘટ મિશ્રણ-માંથી કાંઈ અધિક પ્રૂફ સ્પિરિટ નિકળતો નથી જેમકે :—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| મોલૅસીસ | અને | પાણી | સમ | ભાગ | મેળવ્યાથી | ૧.૭૭૩૭ | ગ્યાલન | આવેછે. |
| " | " | " | ૨ | " | " | ૧.૯૫ | " | " |
| " | " | " | ૩ | " | " | ૨.૩૯૮૫ | " | " |
| " | " | " | ૪ | " | " | ૩.૮૬૨ | " | " |
| " | " | " | ૬ | " | " | ૪.૫૬૩ | " | " |

એજ મિશાળ શેળડીના રસમાંથી બનતા ગોળને છ ભાગ પાણી સાથ મિશ્રણ કરવાથી ઓછા મિશ્રણ કરતાં અધિક સ્પિરિટ મળી શકેછે, જેમકે :—

ગોળનો એક ભાગ બે ભાગ પાણી સાથે ૩.૩૪૬ "ગ્યાલન પ્રૂફ સ્પિરિટ આપેછે; ૪ ભાગ પાણી સાથે ૪.૧૪૨ ગૅલન અને ૬ ભાગ સાથે ૪.૪૮૬૧ આપેછે."

નિચલો કોઠો આ ડાકટરે કીધેલી તપાસનો વિગતવાર હેવાલ પ્રગટ કરેછે અને તેમાંથી જુદી જુદી રીતે બનતા ગામઠી સ્પિરિટોમાં કેટલું ફ્યુઝેલ ઑઇલ હતું તે જણાવેછે. આ જાણવું અગત્યનું છે કે તપાસ માટે આપેલા નમૂનામાં એવો એકજ હતો કે જેમાં ૨૦ શેર મહુંડાંમાં ૧ શેર પાકી આમલી નાખી ૮૦ શેર પાણી સાથે ગાળ્યો હતો, અને તેજ સ્પિરિટના નમૂનામાં ઓછામાં ઓછું ફ્યુઝેલ ઑઇલ જણાયું હતું, અને આ દાખલો આગળ આપેલું વૅગનર ને લીબિગનું મત કે ઉભાણ થતા પ્રવાહિ જેમાં ટારટારીક અથવા સાઈટ્રિક ઍસિડ આવેછે તેમાં ફ્યુઝેલ ઑઇલ કદિ આવતો નથી તેને ટેકો આપેછે.

# કોઠો ૭.

| ગાળવાની જગા અને પ્રદેશ. | ઉભાણ ચઢાવવાના જંતરનું માપ અને તે ભરવાની તારીખ. | વાપરેલી વસ્તુઓ. | | ઉભાણ પૂરૂં થતાં લાગેલો વખત. | ગાળવાના સંચાનું ધ્યાન. | ગાળતાં લાગેલો વખત. | ગાળેલો જથો. | રૂમમાં તપાસેલી જલદતા. | ફ્યુઝેલ ઑઇલનું સેંકડે પ્રમાણ. | ટીકા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | મન-શેર. | દિવસો. | | કલાક. મી. સેકંડ. | ગૅલન-મિનિટ. | | | |
| રેક્કા સેવલ ડીસ્ટીલરી. | ૩૧ ગૅલન. ૭ મી ડિસેમ્બર ૧૮૮૫ | સેલડી મોલૅસીસ† | ૧—૦ | ૨૮ | ત્રાંબાનું. ૪૩ ગ્યાલન સમાવતું. | ૨—૮—૦ | ૩ ૧/૪ | ૨૪ અંદરપ્રૂફ. | .૨૨૮૯ | ઉભાણ વેળા સઘળો વખત વાસણનું મો બંધ રાખ્યુ હતું. |
| | | સ્પૅન્ટવૉશ‡ | ૧—૦ | | | | | | | |
| | | પાણી | ૨—૦ | | | | | | | |
| | ૨૭ ગૅલન. | એજ વસ્તુઓ સાથે ખેકર.૩ | | ૨૬ | ,, | ,, | ૨ ૭/૮ | ૩૦ | .૧૦૧૮ | વાસણનું મો બંધ પણ એક દિવસને આંતરે બેવાર અંદરથી ડોહોવવાને હલાવતા. |
| | ૨૪ ,, | સેલડી મોલૅસીસ | ૨/૩-૦ | ૨૪ | ,, | ૧-૫૮—૦ | ૨ ૩/૪ | ૩૨ | .૦૮૪૫ | વાસણનું મો બંધ. દિવસમાં ત્રણ વખત ડોહોવેલું. |
| | | સ્પૅન્ટવૉશ.... | ૨/૩-૦ | | | | | | | |
| | | પાણી......... | ૧ ૨/૩-૦ | | | | | | | |
| | | ખેકર ......... | ૩—૦ | | | | | | | |
| | ૨૯ ૩/૪ ,, | સેલડી મોલૅસીસ | ૧—૦ | ૨૯ | ,, | ૨-૮૫—૦ | ૩ ૧/૪ | ૨૬ | .૦૮૯૭ | રોજીંદુ બે વેળા હલાવેલું. |
| | | સ્પૅન્ટવૉશ...... | ૩/૪—૦ | | | | | | | |
| | | પાણી ......... | ૩/૪—૦ | | | | | | | |
| | | ખેકર ......... | ૩—૦ | | | | | | | |
| | ૨૯ ,, | સેલડી મોલૅસીસ | ૧—૦ | ૨૬ | ,, | ૩-૪૧—૦ | ૩ ૧/૪ | ૩૮ | .૧૨૧૬ | રોજ એક વેળા ડોહોવેલું. |
| | | સ્પૅન્ટવૉશ...... | ૧/૨-૦ | | | | | | | |
| | | પાણી ......... | ૧ ૧/૨-૦ | | | | | | | |
| | | ખેકર ......... | ૩—૦ | | | | | | | |
| | ૨૫ ,, ૨૫ મી ડિસેમ્બર ૧૮૮૫ | *ગોળ ......... | ૦-૨૦ | ૧૮ | મટોડીનું. | આસરે ૪—૦—૦ | ૩ | ૨૯ | .૦૪૫૭ | વાસણનું મો બંધ રાખેલું. |
| | | સ્પૅન્ટવૉશ...... | ૧—૦ | | | | | | | |
| | | પાણી ......... | ૧—૦ | | | | | | | |

† મોલૅસીસ તે આ ગોળ બનતાં જે બીજો રગડા જેવો પ્રવાહિ છે તે.
* ગોળ તે શેલડી ને ખજુરીના રસમાંથી કઠણ ચોખી પેદાશ નિકળેછે તે.
‡ સ્પૅન્ટવૉશ તે મહુડાનો એક બાર ગાળ્યા પછી જે રગડો વધેછે તે.

| ગાળવાની જગા અને પ્રદેશ. | ઉભાષ્ય ચઢવવાના જંતરનું માપ અને તે ભરવાની તારીખ. | વાપરેલી વસ્તુઓ. | | ઉભાષ્ય પૂરું થતાં લાગેલો વખત. | ગાળવાના સાધનનું બ્યાન. | ગાળતાં લાગેલો વખત. | ગાળેલો જથો. | રૂદમાં તપાસેલી જલદતા. | રૂપુઝેલ ઑઇલનું સેંકડે પ્રમાણ. | ટીકા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | મન–શેર. | દિવસો. | બાબાનું. | કલાક. મી. સેકંડ. આસરે | ગેલન–મિનિટ. | | | |
| માલબાગમાં સુરશીદાબાદ ડીસ્ટીલરી | | સેલડીનો ગોળ...<br>ટર્પેન્ટવૉશ......<br>પાણી ......... | ૦-૨૭<br>૦-૨૭<br>૭-૨૦ | ૨૩ | ,, | ૩—૦—૦ | ૩$\frac{3}{16}$ | ૩૩ | .૧૦૨૬૯ | વાસણનું મોં બંધ રાખેલું. |
| | ૨૬ મી ડિસેમ્બર ૧૮૮૫ | સેલડીનો ગોળ...<br>ટર્પેન્ટવૉશ......<br>પાણી ......... | ૧—૦<br>૧—૦<br>૧—૦ | ૨૬ | ,, | ૫—૦—૦ | ૬$\frac{2}{3}$ | ૨૯ | .૧૪૩૨૫ | ,, |
| | ૧૫ ગૅલન.<br>૨૮ મી ડિસેમ્બર ૧૮૮૫ | મહુડાં .........<br>પાણી ......... | ૧—૦<br>૨—૦ | ૯ | બાબાનું. | નોંધ્યો નથી. | પહેલા ૨) ગાળતાં ૪૬<br>બીજા ૨) ,, ૨૦<br>ત્રીજા ૨) ,, ૨૩<br>ચોથા ૨) ,, ૨૮<br>જૂમલે ૮ | .........<br>તપાસ માટે મોકલેલા નહીં<br>.........<br>તપાસ માટે મોકલેલા નહીં | .૦૬૧૨<br><br>.૦૩૭૯ | ઉભાષ્ય ચઢાવવાના વાસણનું મોં ઉઘાડું રાખેલું. તે માહેલાને બે ત્રણ દિવસે પૂરતું હલાવેલું. |
| | ,, | મહુડાં .........<br>પાણી ......... | ૧—૦<br>૩—૦ | ૯ | ,, | ,, | પહેલા ૨) ,, ૪૩<br>બીજા ૨) ,, ૨૬<br>ત્રીજા ૨) ,, ૨૧<br>ચોથા ૨) ,, ૨૧<br>જૂમલે ૮ | .........<br>તપાસ માટે મોકલેલા નહીં<br>.........<br>તપાસ માટે મોકલેલા નહીં | .૧૫૨૭<br><br>.૧૧૫૬ | |
| સેંત્રલ ડીસ્ટીલરી. | ,, | મહુડાં .........<br>પાણી ......... | ૧—૦<br>૪—૦ | ૯ | ,, | ,, | પહેલા ૨) ,, ૩૮<br>બીજા ૨) ,, ૧૭<br>ત્રીજા ૨) ,, ૧૮<br>ચોથા ૨) ,, ૧૩<br>જૂમલે ૮ | .........<br>તપાસ માટે મોકલેલા નહીં<br>.........<br>તપાસ માટે મોકલેલા નહીં | .૦૭૮૫<br><br>.૦૦૦૮ | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૦ મી ડિસેમ્બર ૧૮૮૫ | મહુડાં ......... <br> સ્પૅન્ટવૉશ...... <br> પાણી ......... | ૦-૩૭½ <br> ૨-૦ <br> ૪-૧૨½ | ૮ | ,, | ,, | પહેલા ૨) ,, ૪૯ <br> બીજા ૨) ,, ૨૨ <br> ત્રીજા ૨) ,, ૧૯ <br> ચોથાં ૨) ,, ૨૮ <br> જૂમલે ૮ | ......... <br> તપાસ માટે મોકલેલા નહીં <br> ......... <br> તપાસ માટે મોકલેલા નહીં | .૧૪૨૮ <br> .૦૪૫૭ | |
| ૩૧ મી ડિસેમ્બર ૧૮૮૫ | મહુડાં ......... <br> સેલડીનો ગોળ... <br> પાણી ......... | ૦-૨૧½ <br> ૨—૦ <br> ૪-૧૨½ | ૮ | ,, | ,, | પહેલો ૧ ,, ૧૬ <br> બીજા ૧ ,, ૧૬ <br> જૂમલે ૨ | ......... <br> તપાસ માટે મોકલેલા નહીં | .૧૪૦૬ | |
| ,, | મહુડાં ......... <br> સેલડીનો ગોળ... <br> પાણી ......... | ૦-૧૨½ <br> ૨-૦ <br> ૧-૨૯½ | ૮ | ,, | ,, | પહેલો ૧ ,, ૩૯ <br> બીજા ૧ ,, ૨૫ <br> જૂમલે ૨ | ......... <br> તપાસ માટે મોકલેલા નહીં | .૪૫૧૩ | |
| વાસણનો માપ નોંધ્યો નથી. <br> ૭ મી જાન્યુઅરી ૧૮૮૬ | સેલડી મોલૅસીસ <br> સ્પૅન્ટવૉશ...... <br> પાણી ......... | ૦-૧૦ <br> ૦—૩ <br> ૧-૨૦ | ૧૯ | ,, | ...... | ૬ | ......... | .૦૭૧૬ | વાસણનું મો ઉઘાડું રાખેલું. |
| ,, | ગોળ ......... <br> સ્પૅન્ટવૉશ...... <br> પાણી ......... | ૦-૧૦ <br> ૦-૧૦ <br> ૦-૧૦ | ... | ,, | ...... | ૪ | ......... | જૂજવી. | |
| વાસણનો માપ નોંધ્યો નથી. <br> ૭ મી જાન્યુઅરી ૧૮૮૬ | ગોળ ......... <br> સ્પૅન્ટવૉશ...... <br> પાણી ......... | ૦-૧૦ <br> ૧—૦ <br> ૦-૨૦ | ૧૮ | ,, | નોંધ્યો નથી. | ૪ | ......... | .૧૪૧૫ | |
| ,, | ગોળ ......... <br> સ્પૅન્ટવૉશ...... <br> પાણી ......... | ૦-૧૦ <br> ૦-૨૦ <br> ૦-૨૦ | ... | ,, | ...... | ૬ | ......... | .૦૩૨૭ | |
| ૯ મી જાન્યુઅરી ૧૮૮૬ | ગોળ ......... | ૦—૫ | ૧૩ | ,, | ...... | ૬ | ......... | .૧૬૫૬ | |

| ગાળવાની જગા અને પ્રદેશ. | ઉભાણ ચઢાવવાના જંતરનું માપ અને તે ભરવાની તારીખ. | વાપરેલી વસ્તુઓ. | ઉભાણ પૂરૂં થતાં લાગેલો વખત. | ગાળવાના સાધનનું બ્યાન. | ગાળતાં લાગેલો વખત | ગાળેલો જથો. | રૂદમાં તપાસેલી જલદતા. | ફેરફેલ આલ્કોહોલનું સેંકડે પ્રમાણ. | ટીકા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | મન-શેર. | દિવસો. | વાસાનું. | કલાક. મી. સેકંડ. | ગેલન-મિનિટ. | | | |
| મોંગીર સેંત્રલ ડીસ્ટીલરી. | | સ્પેન્ટવૉશ...... ૦-૧૦<br>પાણી ......... ૦-૩૦ | | | | | | | |
| | ૧૦ મી જાન્યુઅરી૧૮૮૬ | મહુડાં ......... ૦-૧૦<br>સ્પેન્ટવૉશ...... ૦-૨૦<br>પાણી ......... ૦-૨૦ | ૧૪ | ,, | ...... | ૫ | ......... | .૧૦૭૮ | |
| | ,, | મહુડાં ......... ૦-૧૦<br>પાણી ......... ૦-૨૦ | ૧૨ | ,, | ...... | પહેલા ૨<br>બીજા ૨<br>જુમલે ૪ | ૫૮·૨ અંદર પ્રુફ.<br>૬૯·૮ | .૦૮૧૯<br>.૦૩૦૨ | |
| | ,, | મહડાં ......... ૦-૨૦<br>પાકી આમલી... ૦—૧<br>પાણી ......... ૨—૦ | ૯ | ,, | ૧-૩૦—૦ | ૪ | ......... | જુજવી. | |
| | ,, | મહુડા ...... .. ૧—૦<br>સ્પેન્ટવૉશ ..... ૧—૦<br>પાણી ......... ૧—૦ | ... | ,, | ...... | ૮ | ૬૬ | .૧૩૮૦ | |
| કલકતા માણકતોલા સેંત્રલ ડીસ્ટીલરી. | વાસણનું માપ નોંધ્યું નથી.<br>૨૫ મી ડિસેમ્બર ૧૮૮૫ | ગોળ ... ...... ૧—૦<br>સ્પેન્ટવૉશ...... ૦-૨૭<br>પાણી ......... ૧-૧૪ | ૧૯ | મહોડીનું | ૩-૨૫—૦ | ૫ | ૧૦ | .૧૯૮૨ | વાસણનું મોં બંધ રાખેલું. |
| | ૩૧ મી ડિસેમ્બર ૧૮૮૫ | ગોળ ......... ૦-૨૦<br>સ્પેન્ટવૉશ...... ૦-૨૭<br>પાણી ......... ૧-૧૪ | ૧૮ | ,, | ૪—૦—૦ | ૫ | ૪૬ | .૦૫૦૯ | |
| | ૧૬મી જાન્યુઅરી૧૮૮૬ | ખજૂર મોલૅસીસ ૦-૨૦<br>સ્પેન્ટવૉશ...... ૦-૨૭<br>ગોળ ......... ૦—૧<br>પાણી ......... ૧-૧૮ | ૯ | ,, | ૨-૩૦—૦ | ૫ | ૩૮ | .૦૯૭૫ | |

ડા૦ વૉર્ડનની તપાસનો સાર તથા સૂચના ગામઠી સ્પિરિટ ગાળનારને વિશેષ ઉપયોગના છે. તે જણાવેછે કે “ ગામઠી દારૂઓની ખાસિયત સુધારવા માટે કાંઈ ઈલાજ સૂચવવો મુશ્કેલ છે. ગામઠી દારૂઓને ફ્યુઝેલ ઑઇલથી મૂક્ત થવાની આશા રાખવી મિથ્યા છે. એ ભેળનો મોટો ભાગ રહેવો જોઇએ તેમાં અચરતી નથી; કારણ, જે ચીજોમાંથી સ્પિરિટ બનાવેછે તેને કુદરતી કાચી હાલતમાં વાપરે-છે, જે ઉષ્ણતામાં ઉભાણ ચઢાવેછે તે વર્ષનો મોટો ભાગ ઘણી ઉંચી રહેછે, અને ગામઠી દારૂ ગાળનારાઓ કોઈ પણ ધોરો કે નિયમ રાખી કામ કરતા નથી. નવા બનાવેલા મહુડાં સ્પિરિટની ઘણા કાળથી માઠી વાતો જાણીતી છે. મહુડાં સ્પિરિટને પૂરતા સ્વચ્છ કરવાની રીતો વગર મધ્યમ જેટલો ચોખો સ્પિરિટ બની શકશે નહિ, અને તેમ કરતાં પણ ફ્યુઝેલ ઑઇલનો અંદર રહેશે, જે માત્ર જુના થવાથી રફતે રફતે ઇઠરમાં બદલાશે. ઉભાણ ચાલતાં પાકી આમલીનો ગર નાખી બનાવેલા સ્પિરિટનો નમૂનો એકજ હતો, માટે તે ઉપરથી કાંઈ ખાતરીપૂર્વક મત જાહેર કરી શકતો નથી, જોકે એક નમૂના ઉપરથી મળેલું પરિણામ બીજામાં ખોટું નહીં પણ પડે. આ માટે મહુડાં સ્પિરિટને સુધારવા નીચલી વિગતો ઉપર ધ્યાન આપવું જોઇએ.

૧. ઉભાણ જેમ બને તેમ ઉતરતી ઉષ્ણતામાં અને પાણીના મોટા ભાગ સાથ મેળવણી કરીને ચઢાવવું.

૨. બનતાં સૂધી મહુડાં એકલાંજ વાપરવાં: કારણ કે ગોળ સાથ ભેળવા કરતાં એકલાં વાપરવાથી વધારે ચોખો સ્પિરિટ મળેછે.

૩. ટારટારીક એસિડ ફ્યુઝેલ ઑઇલ કમી પેદા કરેછે એમ કહેવાયછે અને કાચી કે પાકી આમલીમાં અનહદ અને સસ્તા પ્રકારે મળતી ટારટારીક ઍસિડ આપણે મળેછે. આમલી સાથે અને આમલી વગર સ્પિરિટ બનાવીને સરખાવવું જોઇએ કે ફ્યુઝેલ ઑઇલ કયામાં ને કેટલું આવેછે.

૪. ગાળવાની ભાઠીમાંથી સેંકડે ૨૫ ભાગથી અધિક ખેંચવો નહિ.

૫. સઘળા નરમ દારૂ, જલદ સ્પિરિટમાં પાણી ભેળી બનાવવા જોઇએ અને એકજ ડિસ્તીલેશનથી નહિ.

૬. દારૂ ચોખો કરવાની ક્રિયાઓને બનતું ઉત્તેજન આપવું.”

દારૂમાં આવતી બીજી કુદરતી ભેળો, જેથી તેમાં રંગ, ખૂશબો, ઘટપણું ઈ. આવેછે, તે તંદુરસ્તીને નુકસાનકારક ગણાતી નથી, પણ તેથી ઉલટું તેમાંની કેટલીક ચીજો દારૂને નરમ પીવાલાયક હાલત બક્ષેછે. આ ભેળો જેવાકે કસવાળા પદાર્થ, કાર્બોનિક, ઍસેટીક, ટેનીક, ટારટારીક અને મેલીક ઍસિડ, બાઈટારટ્રેટ ઑફ પૉટેશ, ટારટ્રેટ ઑફ લાઇમ, આયરન, કલોરાઈડ ઑફ સોડિયમ, પોટાશિયમ, કૅલશિયમ અને મેગનીશિયમ, સલફેટ ઑફ પૉટેશ અને લાઇમ, રંગ લાવનારા પદાર્થો, દ્રાક્ષા-ખાંડ, ઈનૅનથીક ઈથિર, અને ઇનૅનથીક ઑસિડ—એ સર્વે વાઇનમાં આવેછે: તેમ એવીજ ચીજો બીઅર, સાઈડર, રમ, જીન, બ્રાન્ડી ઈ. માં થોડીઘણી આવેછે. આ ચીજો કાંઈ દારૂની અસ્વચ્છ ભેળોનાં વર્ગમાં આવી શકતી નથી.

બીજી જાતની કુદરતી રીતે દારૂમાં આવતી ઘણી નુકસાનકારક ભેળ, **ઍલડે-હાઈડ** નામનો પદાર્થ છે. મુખ્યકરીને **ઍસૅટીક ઍલડેહાઈડની** ભેળ દારૂ-

ઓમાં આવેછે. ઑલ્કોહૉલના તત્વોમાંથી એક અથવા વધારે હૈડ્રોજનનાં તત્વો નીકળી ઍલ્ડેહાઇડ બનેછે. ઍસૅટીક ઍલડેહાઈડ ઘણોજ ઝેરી પદાર્થ છે. સાધારણ દારૂઓમાં આ પદાર્થનો કેટલી હદ સુધી ભેળ હોયછે, તે ચોકસ જણાયલું નથી. જ્યારે ઘણોજ થોડો ભાગ હોયછે, ત્યારે તેની હસ્તિ ઠરાવવાનો પ્રયોગ (ટેસ્ત) સંપૂર્ણ અને ખાતરીપૂર્વક હાથ લાગ્યો નથી. પણ દારૂઓમાં તેનો ભેગ વારે ઘડીએ હોયછે એવું સારા રસાયનીઓ માનેછે. વિશેષકરી તે પહેલીવાર ગાળેલા બીતમાંથી બનતા વ્હિસ્કિમાં વધારે જણાય છે. ઍલ્ડેહાઇડ એક રંગ રહિત તેલ જેવો પ્રવાહિ છે, અને ગુંગળાવી નાખે એવો એનો વાસ છે. પાણી, આલ્કોહૉલ, અને ઇથરમાં તે ઘણો સહેલથી પિગળેછે.

## ૨. કૃત્રિમ ભેળો.

જાણે કુદરતી ક્રિયામાં થતી આટલી ભેળો સ્પિરિટ બનાવવામાં પૂર્ણ દુષ્ટ નહી હોય, તેમ માણસે હુન્નર, લોભ અને લાલચથી ઉશ્કેરાઇ, તેમને વળી ઘણા વધારે ખરાબ બનાવવાના રસતા શોધ્યા છે. સ્વચ્છ દારૂ હંમેશ ઘણો મોંઘો રહેછે, કારણ તે બનાવવા માટે વખત, ધીરજ, અને મહેનતનો ભારે ભોગ આપવો પડેછે. પણ બેઇમાન ધંધાદારીઓ અસલના વખતથી ઠગાતા આવેલા લોકને ખરચે નકળિયત બનાવટોથી મોટી પેદાશ હાંસલ કરવાની યુક્તિ શોધતા આવેલા છે. સુમ નામનો એક જર્મન લખનાર કહેછે "ઘરસંસાર, તથા દવાના ઉપયોગને માટે પણ તદન સ્વચ્છ ભેળ વગરનો વાઇન તળ જર્મનીમાં પણ મળવો કેટલો મુશ્કેલ છે, તે સારી રીતે જણાયલું છે; કારણ કે વાઇનનો વેપાર થોડાજ સિવાય બીજા સર્વ લોભિયા નાણું ધીરનારા, લુચ્ચા ધંધાદારીઓ, અને લાલચુ ઘરવાળાઓ જેમને માણસની જીંદગી અને તંદુરસ્તી કરતાં પોતાના લોભી હવસ તૃપ્ત કરવાની વધારે કાળજી હોયછે, તેમના હાથમાં છે." રિટલ પોતાના ગ્રંથમાં કહેછે કે "ખાત્રી વગરનાં વાઇન કરતાં ચોખી કસ્તૂરી કે ખરી સિન્કોના છાલ મેળવવી વધારે સહેલ છે." વળી સ્ટીલ, રોમનવારાના વાઇનનાં કૃત્રિમ તર્કટ વિષે પ્લીનીના બોલો ટાંકેછેઃ—" આપણાં શાહજાદાઓ વતીક ચોખો વાઇન પી શકતા નથી. એટલી તો હદ્દવેર દગલબાજી વધી ગઇછે કે પીનાર અમથો નામનોજ વાઇન ખરીદેછે. વાઇન બનાવવાની શરૂઆતનાં સહૂથી પહેલાંજ વાસણથી આખર સુધીનાં સઘળાંમાં મેળવણી કીધેલી હોયછે. અને આટલું અજબ જેવું છે કે જેમ સહેલો અને સસતો વાઇન હોયછે તેમ તે ચોખો છે."

આ સઘળી ખબર છતાં જે પ્રવાહિ ક્વચિતજ જેવો જોઇએ તેવો હોઈ શકે તેવડે એક દરદીને અગત પડવે સારૂં કરવાની કોશેશ કરવી એ અતિ જોખમભરેલું છે. દરદીને વાઇન પીવોજ અવશ્યક છે, તો તે વાઇનજ હોવો જોઇએ, જો તે મેળવી શકાયતો! બજારમાં કહેવાતા વાઇનમાં એટલો બધો કચરો છે કે પીનાર એ બાબત કોઇરીતે પણ ચોકસ રહી શકેજ નહિ: માત્ર પ્રતિષ્ઠિત વેપારીને વાજબી દામ આપતાં પણ સાચો વાઇન મેળવવાનો થોડોજ સંભવ રહેછે. કોઇપણ કીંમતનો સસ્તો વાઇન મોંઘો છે, અને તે મલિનતાનો એક સમુદાય છે. જર્મનોમાં એક જૂની કહેવત છે કે "વાઇન બનાવવામાં આવતો નથી પણ તે ઉગેછે." કમનસીબે આ કહેવત આજ કાળતો હમેશ ખરી

પડતી નથી. હાલના વખતમાં વાઈનનો જે મોટો ભાગ ઉપયોગમાં આવેછે, તે ઉગતો નથી પણ બનાવવામાં આવેછે. અને દ્રાક્ષનું એક ડડિયું પણ જોયા વગર રસાયનીના કારખાનામાં બનાવવામાં આવેછે. ખરેખર, કોઈ વાઈન એવો નહિ હશે કે જેમાં કૃત્રિમ બ્રાન્ડી, અથવા તેથી પણ કોઈ વધારે દુષ્ટ મેળવણી ભેળેલી નહોય. દ્રાક્ષના ચોખા રસમાંથી બનાવેલો વાઈન ઘણો અસાધારણ છે, અને તે ઘણા ખરા સઘળા વાઈન પીનારાઓના હાથથી તદન બહાર છે. રોબર્ટ ડ્રુઇટ એમ. ડી. પોતાના ગ્રંથમાં લખેછે કે "જો તમે એક દરદીને વાઈન લેવા ફરમાવો, તો તે વાઈનજ હોવા દેજો, અને સંભાળજો કે નિર્લજ દગલબાજ વેપારીઓ જેઓ સ્પિરિટ લઈ તેમાં સ્વાદ અને સુવાસવાળી મીઠી વસ્તુઓ ભેળીને પોતાના મોટા નફા માટે વાઈન તરીકે વેપાર ચલાવેછે તેમનાં તમારો દરદી ભોગ નહિ થતો હોય......બદહજમિયતથી પીડાતા દરદીને ડાકટર શેરી પીવા ધીરેથી હુકમ આપેછે તે શેરી દ્રાક્ષના મંડપ પર તપતા સૂર્યની પેદાશ છે કે રસાયની કારખાનાની કળાનો પ્રવાહિ છે, તેની પર પૂછ કરયા વગર કહેછે." આપણાં ટાપુમાં પાંચ કે સાત રૂપિયે દજનનાં હિસાબે જે પોર્ટ કે શેરી મળેછે ને ગરીબ લોકમાં ખપેછે તેનો અહિ આપણે વિચાર કરીએ. સરકાર વાઈન પછવાડે પાંચ બાટલી દીઠ એક રૂપિયો નુરલે એટલે બાટલી દીઠ લગભગ ચાર આના લેછે, તે ઉપરાંત વેચનારને દુકાનદારીના પટાનો કર (લાઈસન્સ) ભરવો પડેછે. ત્યારે આઠ આના કીંમતની બાટલી પાછળ વેચનાર ચાર આના જેટલું સરકારને આપે, પછી બાકી ચાર આનામાં વેચનારનો નફો અને જે બે ત્રણ વેપારીઓને હાથથી છેલ્લા દુકાનદારને હાથ આવ્યો હોય તે સઘળાનો નફો બાદ કરીએ તો બાટલી ભરી વાઈનનું ખરૂ દામતો પાણીના મૂળનું થવું જોઇએ. આઠ આનાં ખરચી પાણીના મૂલનું ઝેરી પ્રવાહિ, વાઇન નામ ધારણ કરે, ત્યારે દર્દીને શું થાય વારૂ? દરદી માટે બ્રાન્ડી ફરમાવતાં તબીબને ઘણું સંભાળવું પડેછે, કારણ ઘાસ્તીભરેલી ભેળો ઘણીજ ફેલાયલી હોવાથી સાચો નહી ને સહેજ પણ સાચો બ્રાન્ડી મેળવવો ઘણું મુશ્કેલ છે. આપણે આગળ કહ્યું તેમ સ્પિરિટ વેચનાર ઘણા (નીતિભંગ) ધંધાદારીઓ હોવાથી પોતાના ખાતાંઓમાં છૂપા નુસ્કાઓનો સંગ્રહ (રીસીતસ) રાખેછે, જેમાં તરેહવાર રીતથી બનાવટી બ્રાન્ડી, જીન, રમ, વ્હિસ્કિ વિગરે બનાવવાનું નોંધેલું હોયછે. આવી બનાવટોની સંખ્યાબંધ 'રીસીટો' અમે અહિ આપી શકીએ છીએ; પણ તે વગર પણ વાંચનારે નિશ્ચિત જાણવું જોઇએ છે કે આ દેશમાં એવોજ દારૂ જથાબંધ પીવાયછે અને બનાવટનાં દારૂઓની માંગણી પીઠાંમાં વધારે હોયછે. પીનાર છાકટને દારૂ સસ્તો ને ઘણો જોઈએછે, અને દારૂની ખાશિયત વિષે ધારો કોઈ રીતે વચ્ચે પડી શકતો નથી. સરસ માલના પ્રમાણમાં કાંઈ ઘણું દામ વેચનારને મળતું નથી, ત્યારે તે પોતાના ગુજરાણ સારૂ કે લુચ્ચાઇથી જુદી જુદી ચઢ ઉતર જાતના દારૂઓ ભેળેછે. નબળા દારૂને સ્પિરિટ ઉમેરી જલદ કરેછે. ઈન્ડિગો, ક્યૂચશીન, અને લૉગઉડ જેવી બહારની ચીજોથી વાઇનને રંગ આપેછે, અને દ્રાક્ષ વગરની ચીજોમાંથી નકળી વાઈન બનાવેછે. એટલુંજ નહિ; પણ બાટલી ઉપર ટીકીટ ચોંટાડવામાં પણ સંખ્યાબંધ કાવતરાં કરેછે. જેઓનું નામ સારી રીતે જાણીતું છે, તેમનાં નામની ટીકીટો વાપરવાનો હક્ક બીજા દૂર દેશોથી દારૂનાં ધંધાદારીઓ ખરીદ કરેછે, અને

પોતાની ભેળભાળની તૈયાર કરેલી બાટલીઓ ઉપર તે ટીકીટો ચોંટાડેછે અથવા તો તે જાણીતાં નામને મળતી બીજા નામની ટીકીટ બનાવી અણજાણ્યા લોક ઉપર લાભ લેછે. આવાં સઘળાં કાવતરાંથી મુંબઈમાં કેટલા થોડા દારૂનાં ધંધાદારીઓ મોકળા હશે, તે વિચારવાનું કામ અમે વાંચનારનેજ સોંપીએ છીએ.

આ ઉપરથી દેખાતું છે કે તબીબ જે દવા તરીકે દરદીને દારૂ ફરમાવેછે, તે પણ તેની ખાસિયત અને તેનાં મૂળ (સૉર્સ) માટે સંભાળ કે ખાતરીભરેલો રહી શકતો નથી. પણ જો તબીબ ચોખ્ખો ઉત્તેજક ફરમાવા ચાહાતો હોય, તો એથીલ આલ્કોહૉલ, અને પાણી ફરમાવી શકેછે. આ આકારમાં આલ્કોહૉલ આપવા વિદ્વાન ડાકટરોનાં ફરમાનનો આધાર છે: તથાપિ કેટલીક ઈસ્પિટાલમાં શકભરેલી મેળવણીના દારૂ જેમના સ્વાદ અને વાસજ બનાવટ કહી આપેછે તે બદલે ઉપલી રીતે આલ્કોહૉલનો ઉપયોગ કરેછે. જ્યારે તાઈફૉઈડ તાવની બીમારીમાં ભેજાંની મંદ હાલતથી લવારો, સૂકી જીભ, નબલી નાડી તથા હાથનું ઉડવું ઈ૦ જેવાં ચિન્હો થાયછે અને જે વેળા થોડા સ્વચ્છ આલ્કોહૉલની મદદથી ફાયદો ગણવામાં આવેછે, તે વખતે **એથીલ આલ્કોહૉલ**, તેમ બીજા ઝેરી આલ્કોહૉલ કે એલ્ડેહાઈડની ભેળવાળો સ્પિરિટ આપવામાં આવે, તો દરદીને જીવાડવાને બદલે મારી નાંખવામાં મદદ કરેલી કહેવાશે. એટલામાટે ડાકટરોએ દરદીને દારૂ ફરમાવવો પડે, તો તે કયો સ્પિરિટ પસંદ કરવો તેની, જેમ આપણે ઈમાનદાર રસાયનીને ત્યાંથી સોજી દવાઓ પરખ કરીને લીએછીએ, તેમ સંભાળ રાખવી જોઈએછે. વળી પ્રમાણિક બનાવનારા કે વેચનારા પણ તેઓનો દારૂ તદન સ્વચ્છ છે એવી ખાતરી કદિ આપતા નથી; કારણ, તુરતના ગાળેલા સ્પિરિટ દવાના ઉપયોગમાં લેવા યોગ્ય ક્વચિતજ હોયછે. અને તેમાંથી ઝેરી ફ્યુઝેલ ઓઈલનો ભાગ ક્યારે સઘળો નીકળી ગયો તેપણ વેચનાર ખાતરીથી જાણી શકતો નથી. ઝેરી જાતના આલ્કોહૉલનો ભેળ સર્વ કદિએ નીકળી શકતો નથી; તે જરાપણ દારૂઓમાં રહી જાયછે. અહિ તો કુદરતજ વખત લઈને કામ કરેછે, જેથી દારૂઓ વર્ષો રહ્યા પછે (મેલોઈંગ) થી સાફ થાયછે, ને તેથી ઘણી ખરી તેની અસ્વચ્છતા નીકળી જાયછે. આ કારણસારૂ જૂનો સ્પિરિટ દરદીને માટે ફરમાવેછે. કોઈ પણ સ્પિરિટ બનવા પછે ઓછામાં ઓછાં ત્રણ વર્ષ આગળ પીવાલાયક થતો નથી.

---

# ભાગ ત્રીજો.

## લોકજન્ય ભ્રમ એટલે લોકમાં ઠસેલા ખોટા વિચાર.

### પ્રકરણ ૧.

### તાકાદ ઉસ્કેરનાર તરીકે દારૂમાટે ભ્રમ.

દારૂમાં ઉસ્કેરનારો એટલે ઉત્તેજક (સ્તિમ્યુલંત) ગુણ છે એવું કહેવાયછે. ઘણા લોક 'સ્તિમ્યુલંત' બોલ વાપરેછે, ત્યારે જાણે દારૂ માણસની શક્તિમાં વધારો કરનારી કોઈ ચીજ હોય, એવો વિચાર તેમનાં મનમાં હોયછે; પણ દારૂમાં એવી ખુબી મુતલગ નથી. 'સ્તિમ્યુલંત' એવા પદાર્થને કહેછે કે જેમાં તન કે મનનાં કાર્ય બજાવવામાં વધારો કરવાની શક્તિ રહેલી છે. આવો વધારો બે પ્રકારથી થઈ શકે-છે. એક તો તે પદાર્થ પૃથક્કરણ થઇ શરીરમાં પોષણ અર્થે ખોરાક માફક નવી શક્તિ પેદા કરે, નહિતો બીજી રીતે, કુદરતે કોઇ અનચિત કારજ સારૂ મદદે આવવા શરીરમાં જે શક્તિ સંઘરી મૂકેલીછે અને જે વાપરવાનો માણસની મરજીને અખ્તિ-યાર નથી તે અખ્તિયાર મરજીને સ્વાધિન કરે. આલ્કોહૉલ માટે એવો દાવો ઉઠાવ-વામાં આવેછે કે તેઓ બેહુ કારજ સારેછે, એટલે ખોરાક અને ઉત્તેજક (સ્તિમ્યુલંત) તરીકે ચોકસ પરિણામ પેદા કરવાને એનો નિર્માણ જથ્થો અવશ્ય છે અને તે હદથી ઉપરાંત જાયછે, ત્યારેજ શેષ ભાગ કેફી અસર કરેછે. આ દાવો પરીક્ષા કરતાં જણાશે કે તેની દરેક પુષ્ટિમાં ભાંગી પડેછે. આલ્કોહૉલનો ગમે એટલો થોડો ભાગ પણ ઝાડપાનની જીવનશક્તિમાં ઉત્તેજક અસર કરતો નથી. ડાક્ટર રીડજે દેખાડયું છે કે શાકભાજી (ક્રેશ) ની ખેતીમાં સેંકડે ૧૦૦ થી ૧ ભાગ જેટલા આલ્કોહૉલનાં મિશ્રણવાળું પાણી વાપર્યું, ત્યારે આલ્કોહૉલના ન્યૂનાધિક પ્રમાણમાં છોડવાઓનું ઉગવું કમતી થતું રહ્યું. જડ પદાર્થના પરમાણુ (વેજીતેબલ સૅલ્સ) ને આલ્કોહૉલનું કોઈપણ વજન (દોઝ) ઉત્તેજક થઈ પડતું નથી; પણ પ્રાણી જીવનનો અહિ મુખ્ય વિષય છે, માટે પ્રાણીશરીરનાં પરમાણુ ઉપર થતી અસર વિષે શું ખુલાસો છે? શ-રીરમાં આ પરમાણુ (સૅલ્સ) થી જળવાતાં એક અને સઘળાંજ કાર્યોને આલ્કોહૉલનો જરા કે વધારે માત્રા (દોઝ) આદિથી અંત સુધી કેફી (નારકૉતીક) અસર પૂગાડેછે. શરીરમાં આલ્કોહૉલ જે ચિન્હો પેદા કરેછે તે અંતર અવયવનાં મૂળ પરમાણુ(સૅલ્સ) ઉપર કેવી અસર કરેછે તે ઉપર લક્ષ આપવાથી સહેજમાં સમજી શકાયછે. માટે આલ્કોહૉલની ઉત્તેજક (સ્તિમ્યુલંત) અસર જે દ્રવ્યપર થતી કહેવાયછે તે દ્રવ્યનાં મૂળ પરમાણુ ઉપર થતી અસર તપાસવી જોઈએ. આલ્કોહૉલની હોજરી ઉપર થતી અસર

વિષે એમ કહેવાયછે કે તેથી ત્યાંનાં તંતુઓ ઉત્તેજીત થઈ પાચનરસ પેદા કરનાર પિંડને ઉત્તેજીત કરેછે, તેથી પાચનરસ વધારે ઝડપેછે. પણ ખરેખર અહિ તેથી ઉલટુંજ બનેછે. આલ્કોહૉલ હોજરીમાં પૂગતાંજ ત્યાંનાં તંતુ પરમાણુ ( નર્વસૅલ્સ ) ને મંદ કરેછે, જેથી તંતુઓનો ત્યાંની રક્તકેશવાહિઓને સ્વભાવિક સંકોચ્ય હાલતમાં રાખવાનો સ્વાભાવિક અંકુશ નીકળી જાયછે અને તેથી કેશવાહિની ઢીલી પડેછે, તેમાં લોહીનો પ્રવાહ વધારે થાયછે, તથા હોજરીનું સ્લેષ્મપડ લોહીથી લાલચોળ બનેછે અને તે લોહીનો ધસારો વધ્યાથી સ્લેષ્મરસ તેમજ પિંડમાંથી પાચનરસ વધારે ઝડપેછે. આ ચિન્હો હોજરીમાં લોહીનો જોસ ચઢવાથી થાયછે તેથી દારૂ હોજરીને ઉત્તેજક કરેછે, એવું સાધારણ રીતે કહેવાયછે, પણ ખરેખર તો આ જોસ દારૂથી હોજરીનાં તંતુ પરમાણુ મંદ થવાનું પરિણામ છે. વળી આલ્કોહૉલ હોજરીમાંથી લોહીમાં ચુસાઈ શરીરમાં ફરી વળેછે, ત્યારે તે ભેજાંમાં આવતાં વાર ભેજાંનાં પરમાણુ મંદ કરેછે. જેથી જેમ હોજરીમાં થાયછે તેમ અંહિ તેવી અસરથી આખાં શરીરની રક્તવાહિનીઓ ઉપરનો ભેજાંનાં પરમાણુ (બ્રેન સેલ્સ) નો અંકુશ નબળો પડેછે, તેથી રક્તવાહિની ઢીલી પડી પહોળી થઈ શરીરના સઘળા ભાગોમાં લોહીનો પ્રવાહ વધેછે અને પીનારનો દેખાવ રતાસ પકડેછે. આ લોહીનો પ્રવાહ ભેજાંની રક્તઝાળીમાં થઇ જે આવેશ થાયછે તેની અસરથી ભેજાંમાં વિચારો ઝડપથી દોડેછે, અને દારૂ પહેલી હદ્દવેર પીવાથી ઉપજતાં જોશના સઘળાં ચિન્હો પીનારમાં પ્રત્યક્ષ દીસેછે. અહિપણ આલ્કોહૉલની ઉત્તેજક ( રિતમ્યુલન્ત ) અસરથી ઉલટીજ ભેજાંનાં પરમાણુ ઉપર મંદ કરનારી અસર થાયછે અને તે પરમાણુ મંદ થવાના પરિણામ યોગે લોહીના જોશવાળા ચિન્હો ઉપજેછે. આલ્કોહૉલની હૃદયના તંતુ પરમાણુ ઉપર થતી એવીજ મંદ કરનારી અસરથી હૃદય ઝડપમાં ધડકેછે, નહિકે હૃદય ઉત્તેજક ( રિતમ્યુલેત ) થઇને ઝડપથી ધડકેછે. આલ્કોહૉલનો જરાએ સ્પર્શ થતાંજ ચઢતા પ્રકારનું કાર્ય બજાવનાર ભેજાંનાં પરમાણુ તુરત મંદ થાયછે, જેથી અક્કલ, બુદ્ધિ, સાવધપણું ધૈર્ય, ઠરાવ ઇ૦ જેવા ઊંચા ગુણો દબાઈ રહેછે. આપણી ખાસ ખીલેલી ઇંદ્રિઓનો ગુણ જેમકે લાંબી નજર પહોંચાડવી, અવાજના મોજા સંઘરવા, લાગણીશક્તિથી પરીક્ષા કરવી વગેરે નાજૂક કાર્યો આલ્કોહૉલ શૂન્ય કરેછે. ઘણા થોડા પાનથી પણ નજરની હદ કમી થાયછે; સહેજ ફરકના બેસૂર કાનથી જુદા જેવા પરખાતા નથી, અને ત્વચાની સપાટીને બે અની ખુંચતાં તે જેટલા સ્વભાવિક તફાવતથી માલમ પડવી જોઇએ તે તફાવત વધેછે. વજનની પરીક્ષા કરવાની લાગણી પણ એવીજ રીતે મંદ પડેછે. ગતિ કે લાગણીશક્તિ એક અંતરથી બીજે લાવલઇજાવ કરનારા તંતુઓનું ખાસ કાર્ય આલ્કોહૉલની અસરથી ધીમું અને કમજોર થાયછે, જેમકે હાથને કાંઈ લાગવાથી તે ઝટ ખેંચાઈ લેવાયછે, તે ગમે એટલા થોડા આલ્કોહૉલથી ઝટ ખેંચાતો નથી. એ કાર્યમાં કોઇ ચીજ અડવાની લાગણી હાથમાંનો જ્ઞાનતંતુ ભેજામાં લઈ જાય અને સ્નાયુનું સંકોચન કરી હાથને ખસેડવાની પ્રેરણા ભેજામાંથી ગતિતંતુ મારફત પાછી ફરે તે પ્રતિક્રિયા, આલ્કોહૉલ જેટલા વધતા પ્રમાણમાં લીધો હોય તેટલી, સ્વભાવિક ઝડપ કરતાં ઓછા વેગથી ચાલેછે. એજ માફક સ્નાયુની સંકોચનશક્તિ, આલ્કોહૉલનો થોડામાં થોડો માત્રા (ડોઝ) ઘટાડેછે. ડાકટર રિચર્ડસને દેખાડી આપ્યું

છે કે એક દેડકાનો ઉત્તેજીત કરી સંકોચેલો સ્નાયુ, આલ્કોહૉલની વધારેમે વધારે અસરમાં ઓછાને ઓછો વજન ઉપાડી શકયો. ડાકટર પાર્કસનો ચાર સિપાઈ ઉપર અજમાવેલો દાખલો, જે પાછળ આવશે, તે પૂરવાર કરેછે કે સ્નાયુશ્રમ ટકાવી રાખનારી શક્તિમાં આલ્કોહૉલ નુકસાનકારક અસર કરેછે. આ સઘળી સિદ્ધ બાબદો આલ્કોહૉલમાં ખરેખર ઉત્તેજીત (સ્તિમ્યુલેત) કરનારી અસર જરા પણ નથી, તે નક્કિ શાબિત કરેછે, અને શિખાડેછે કે જે જોશનાં ચિન્હો પહેલી હદમાં આલ્કોહૉલ લીધાથી થાયછે તે તંતુપરમાણુને મંદ કરી પરિણામે ઉપજતાં અસ્વભાવિક કાર્યો છે,—નહિ કે તે આલ્કોહૉલે ઉત્તેજીત (સ્તિમ્યુલેત) કીધેલા ગુણો છે. આલ્કોહૉલની મજ્જાતંતુ દ્રવ્ય (નર્વસ ટિસ્યુઝ) ઉપર અસર પ્રથમથી આખર સુધી સઘળી શૂન્ય કરનારી છે, અને આવી અસર આ દ્રવ્યનાં જેમ ચઢિયાતા ક્રમના સ્થળ ઉપર વહેલી, તેમ ઉતરતા ને કનિષ્ટ સ્થળમાં સૌથી મોડી થાયછે. ભેજાંનાં સૌથી શ્રેષ્ઠ ક્રમનું સ્થળ જ્યાંનાં પરમાણુમાં બુદ્ધિબળનું કૃત્ય ચાલેછે, તે આલ્કોહૉલવાળાં લોહીનો સ્પર્શ થતાંજ મંદ થઈ જાયછે, અને પીનાર બુદ્ધિહીન થાયછે. આજ વખતે રક્તવાહિનીઓની સ્વભાવિક સંકોચન સ્થિતિ રાખવાનું કાર્ય જે મજ્જાતંતુસ્થળના પરમાણુના અધિકારથી ચાલેછે તે મંદ પડેછે અને તે અધિકાર બંધ થવાથી લોહીનો પ્રવાહ સઘળી રક્ત નળીઓમાં વધેછે અને તેથી તેનો જોશ સર્વ ઠેકાણે વ્યાપી રહેછે, આ જોશના યોગે શરીરના સઘળા અવયવનાં કાર્યો અસ્વભાવિકરીતે ઉત્તેજીત થાયછે, એટલે મૂત્ર, પિત્ત, પાચન રસ, પરસેવ ઇ૦ અધિક પેદા થાયછે. વળી લોહીનો જોશ વધ્યાથી ભેજાંનાં જે પરમાણુમાં વિવેક બુદ્ધિ નરમ પડી ગયા પછી કલ્પના વિગરે બીજા હલકા કાર્યોના પરમાણુ ઉત્તેજીત થાયછે, તેથી પીનારમાં મારવા, ગાળો ભાંડવા, ઘેલાં ચેડાં કહાડવા, હસવું, રડવું ઇ૦ કાર્યો ઉસ્કેરાય છે. આવી સ્થિતિને લીધે સાધારણરીતે દારૂને જોશ ઉસ્કેરનાર (સ્તિમ્યુલન્ત) કહેછે, જો કે આ સ્થિતિ ખરેખર જોતાં દારૂથી ભેજાંના શ્રેષ્ઠ દ્રવ્યો સુસ્ત પડી તેમનો અખ્તિયાર ખોઈ દેછે, તેનું પરિણામ છે. દારૂથી મિશ્રિત લોહીની હજી જેમ અધિક અસર થતી જાયછે, તેમ ભેજાંમાં કનિષ્ટ પરમાણુથી ચાલતાં કાર્યો પણ આખરે મંદ પડેછે જેથી પીનાર છેલ્લાં બેભાન હાલતમાં આવેછે.

હવે આલ્કોહૉલ જે ખરી ઉસ્કેરનારી અસર કરેછે તે ઉપર લખેલાથી જૂદીજ છે અને તે અસર તે લોહીમાં શોષણ થાયછે તથા તે સાથે ફરી ભેજાંને સ્પર્શ કરેછે તે પહેલાં કરેછે. એક માણસ બેહોશ થાયછે, ત્યારે મોં અને છાટી ઉપર થંડા પાણીના પટકા મારવાથી તેને સાવધ કરી શકાય છે. મોં અને છાટીની ચામડીના જ્ઞાનતંતુને જેવું ઠંડું પાણી લાગેછે તેવોજ તે સ્પર્શનું જ્ઞાન ભેજામાં પુગાડે છે, તેના યોગે બેહોશ માણસ શુદ્ધિના ચિન્હો દેખાડેછે. એ પ્રમાણે બ્રાન્ડી મોંઢામાં, ગળામાં કે હોજરીમાં જતાંજ તેમની સપાટીપર જલન કરવાની લાગણી કરેછે, જે ત્યાંના જ્ઞાનતંતુ ભેજાંમાં પુગાડેછે, તેથી ભેજું સાવધ બનેછે અને તેના યોગે બેશુદ્ધ સ્થિતિમાં શરીરનાં સુસ્ત થયલાં કાર્યો પાછાં યથાસ્થિત ચાલવા માંડેછે. આ માટે જેમ વધારે જલદ દારૂ હોય તેમ અધિક તીવ્ર અસર કરી જલદી હોંશિયારી લાવેછે, માટે તેવી સ્થિતિમાં જલદ દારૂ થોડો થોડો કરી હુશિયારી લાવવા સારૂ વપરાય છે. આપણાં ગામડી લોક

બેભાનીમાં કાંદો, મરી, આદું કે મરચું મોંઢામાં ભચરેછે તે ઉપચાર દારૂની આ અસરને મળતોજ છે. નાકવાટે આલ્કોહૉલ એવીજ મતલબથી વાપરેછે. બેશુદ્ધિમાં કોલોનવોતર સુંઘાડવામાં આવેછે, ત્યારે કોલોનવોતર માંહેલા આકોહૉલની વરાળ નાક અંદરના જ્ઞાનતંતુમાં ઝણઝણાત કરેછે, તે જ્ઞાન ત્યાંથી ભેજાંમાં જઇ ભેજું સાવધ થાયછે, અને હોંશિયારીના ચિન્હો દેખાડેછે. ગામઠી વૈદો બેભાન અવસ્થામાંથી સાવધ કરવા આંખ નાક કે કાનમાં કોઇ તીક્ષણ દવા રેડેછે, કે તપખીર સુંઘાડેછે, તે આ નિયમનો લાભ લેછે. આવા પ્રકારની અસર જ્યારે દારૂ કરેછે, ત્યારે તેજ ખરી ઉશ્કેરનારી અસર છે કેમકે આકોહૉલના સ્પર્શથી જે પ્રતિક્રિયા થાયછે, તેથી ભેજું સાવધ થાયછે, એટલુંજ નહિ, પણ આવું ચૈતન્ય આખા શરીરના મજ્જાતંતુને પ્રાપ્ત થાયછે. મંદ પડેલા હૃદયનાં ગ્રંથીમજ્જાતંતુ ઉત્તેજન્ય થઇ તે યથાસ્થિત જોરમાં ચાલવા માંડેછે, અને તેથી લોહીની ફેરવણી યોગ્ય ગતિમાં આવેછે. જેવાં ભેજું અને હૃદય આવા ઉપચારથી ઉત્તજન્ય થયાં કે બેભાન સ્થિતિ દૂર થાયછે, આંખો ઉઘાડબંધ થાયછે, હાથપગમાં ગતિ આવેછે, શ્વાસ સેહેલથી ચાલેછે, નાડી ભરેલી દોડેછે અને ઠંડાં પડેલાં અંગમાં હુંફ આવેછે. આલ્કોહૉલનો આવા પ્રસંગમાં ઉશ્કેરનાર ગુણ જેઓ દારૂ રોજ ઉપયોગમાં લેતા નથી તેમનાપરજ થાયછે: પણ આ ખરી ઉત્તેજક અસર આપણે ઉપર કહ્યું તેમ દારૂ હોજરીમાં જઈ ત્યાં લોહીમાં શોષણ થઇ રક્ત સાથ ફરતો થાયછે તેથી અને ત્યારે નહિ, પણ તે પૂર્વે મોંઢામાંથી હોજરીમાં જતાં સપાટીને સ્પર્શ કરેછે, ત્યારે થતિ પ્રતિક્રિયાનું પરિણામ છે. આટલા ઉપરથી લોક આલ્કોહૉલમાં જોશ ઉશ્કેરનારી ખાસિયત રહેલી ગણેછે, તે શરીરને ખરેખરી શી બક્ષીસ કરેછે, તેનો આપણે વિચાર કરીએ. ચાબકો લગાવી કે પરાણી ભોકી એક થાકેલા બલદને જેમ જરા ઝડપથી ચલાવી શકિયે, તેમજ કોઇક માણસના સુસ્ત થઇ ગયલાં મનને તથા થાકી ગયલાં બદનને પહેલું એક ગ્લાસ દેખીતું ચાળાક અને હોશિયાર કરેછે, અને તે પણ કેટલો વખત? જેમ પરાણી ભોકવાથી થાકેલો બલદ સહજ વારજ જલદી ચાલી વધારે થાકી જાયછે, પછી વધારે આસ્તે ચાલેછે; તેમ કોઇક માણસના શરીરમાં દારૂથી ખોટી હોંશિયારી આવતાં વાર નહી લાગે તેટલામાં તેની અસર જતી રહી સામું તન અને મનને આગળના કરતાં પણ વધારે સુસ્ત બનાવી દેછે. કારણ ઉશ્કેરનાર તરફે દારૂ કામ કરેછે તે પીનારમાં વિશેષ જોર ઉમેરવા વગર, અશકિતની તેની સ્વભાવિક સમજ કે લાગણી શૂન્ય કરી અંદર રહેલું તેનું સ્વતઃ જોર કાઢવા જેટલીજ અસર કરેછે. આવા ખોટા ઉશ્કેરનારથી ખોરાક જુદી ચીજ છે. ખોરાક માણસને લોહી પૂરૂં પાડેછે એટલે જે ચીજો નવું જોર પેદા કરેછે તે પદાર્થો પેદા કરી આપેછે; પણ પેલો ઉશ્કેરનાર તો શરીર માંહેલું જોર પીનારને છેતરી ઝડપથી બહાર કાઢી લેછે. આપણે દારૂ ઉત્તેજન (સ્ટિમ્યુલંટ) કરવા લઈએ, ત્યારે તેની અસરથી આપણું જોર શરીરમાંથી બહાર કાઢી આપીએ છીએ, નહિ કે તેથી જોરની કાંઈ પૂરણી કરીએ છીએ. કુદરત ક્ષુધા વડે આપણને વેળેવેળ ચેતવેછે કે શરીરમાં શક્તિ માટે ખોરાકની ગરજ છે; તેમ જે કોઇ ચીજ ભૂખ મંદ કરેછે તેનાયોગે ખોરાક ન ચાલે, તો માણસ નબળું પડેછે. એજ મિશાળ ખપેલી શક્તિ પાછી નવી પેદા થવા માટે કુદરતેજ આશાએશની

ગરજ રાખી છે. જેટલામાટે ચોકસ હદ સુધી મહેનત કરવા પછે કુદરત થાકની લાગણી વડે ચેતવેછે કે શક્તિ જાળવવા માટે હવે આસાએશ લેવી, પણ દારૂ ઉત્તેજક (સ્તિમ્યુલન્ત) જેવી અસર કરેછે, તેથી થાકની કુદરતી લાગણી મંદ પડેછે અને પીનારને છેતરેછે કે હજી મહેનત કરવાની તેને શક્તિ વધેલી છે. ઉસ્કેરનાર (સ્તિમ્યુલન્ત) તરીકે દારૂનો ઉપયોગ કરવા જતાં ફરી ફરી પીવાની હાજત લાગેછે; કારણ, દારૂ શક્તિમાં વધારો કરવા બદલ તેને વધારે ખપાવેછે અને તેથી બમણી થાકથી પાછી વધારે સુસ્તી આવેછે. આવી હાલતમાં તેને ઉસ્કેરનાર તરીકે દારૂની મદદ લેવાનું વળી મન થાયછે, ને તે વધારે લેવાયછે; કેમકે હવે બેવડી શક્તિ ખપી જવાથી થાકની લાગણી વધી બેવડી થાયછે, પછી અંગની સુસ્તી, મનનો ગુંચવાડો, સ્વભાવની ઉદાસી અને પાચનશક્તિનું મંદ થવું એ સઘળાં પરિણામ નિપજેછે. જેઓ દારૂનો ઉસ્કેરનાર (સ્તિમ્યુલંત) જેવો ઉપયોગ ફાયદાકારક ગણેછે, તેમને ગમે એટલો મધ્યમ પણે દારૂ ખાણા વગર એકલોજ પીધો હોય, તો ઘણુંકરીને નુકસાન કરેછે. દારૂમાં જે શ્રમશાંતિ ગુણ જણાયછે તે તે સાથે ખાણું લીધામાં આવેછે તેથાજ ફક્ત હોયછે, અને ખોરાકથી થયલો ગુણ, તે સાથે વાપરેલા દારૂને ખોટો લાગુ પાડવામાં આવેછે. દિવસના કામનીવેળા ખાણા સાથે ઉત્તેજક (સ્તિમ્યુલન્ત) તરીકે દારૂ વાપરવો એ ખચીત જોખમભરેલું છે; કારણ, એથી ખોરાકના પાચનમાં પ્રતિરોધ થાયછે, ને મહેનત માટે ઉત્તેજીત કરવા બદલ દારૂ સુસ્તી આણેછે; એટલામાટે દહાડાનું કામ પૂરૂં થયાકેડે રાત્રે ખાણા સાથે, જ્યારે આસાએશ ને ગમતનો વખત શરૂ થાયછે, ત્યારે ઘણો નુકસાનકારક નથી. જેમને ખાણાં પછે પણ કામમાં રોકાવવું પડેછે તેમનાથી રાતના દારૂ લીધા પાછળ કામ કરી શકાતું નથી; માટે તેઓ ઉંઘીને આસાએશ લઈ પછે કામ પાછું આરંભી શકેછે. જો શિકારીને નેમ તાંકવા આગળ, ક્રિકેટ રમનારને સાબૂત ફટકો લગાવવા આગળ, એક એક્કા સારંગી વગાડનારને ઉંચી પ્રકારનું ગાણું બજી બતાવવા આગળ ચપરાકી કે હોંશિયારી આણવા, દારૂ પીવા કહો, તો તે કદિ તેમ કરનાર નથી; કારણ, પહેલા બે જણ દારૂને તેમની નજર કમતી સ્થિર કરનાર, અને છેલ્લો તેની આંગળાંની સ્પર્શશક્તિ કે શ્રવણેંદ્રી (સાંભળવાની શક્તિ) ઓછી તીણી કરનાર ગણેછે. ડાકટર કારવર, જેની બરોબર નેમ ટાંકનાર બીજો શિકારી નથી, તેણે દારૂનો એક છાંટો જન્મથી ચાખ્યો નથી.

એક ચિંતાતૂર અને શ્રમથી થાકેલા પુરૂષની દારૂ પીવાથી તેવી લાગણીઓ વધારે ઉસ્કેરાતી નથી, પણ તે લાગણીઓ મંદ બનેછે. અહિ ખેદ કમતી કરવા અને નહિ કે ઉસ્કેરવા (સ્તિમ્યુલેત) તે દારૂ પીએછે. એક માણસનું માથું દુખતું હોય, તો દુખવાની લાગણી દારૂથી ઉસ્કેરાતી નથી; પણ મંદ થઈ દુખતું નરમ લાગેછે. ઘણી ગમગિનીની અસર સુસ્ત કરવા અને નહિ કે ઉસ્કેરવા (સ્તિમ્યુલેત) ની મતલબથી દારૂ પીએછે. આ જોતાં સ્પષ્ટ જણાયછે કે જે અર્થે દારૂને લોક ઉસ્કેરનાર (સ્તિમ્યુલન્ત) ધારેછે ને તેવા વિચારથી વાપરેછે, તે હેતુ દારૂથી લેશભાર સચવાતો નથી. જો દારૂ ઉસ્કેરનાર (સ્તિમ્યુલન્ત) હોત, તો તે સઘળી શક્તિઓને ખીજવત; પણ તે બદલે વિવેકબુદ્ધિ સ્તંભિત કરેછે અને જ્યારે બુદ્ધિ દારૂથી મંદ પડેછે, ત્યારે તેનો નીચ જોશા ઉપરનો અંકુશ તે ખોઈદેછે અને એક ઘેલા માણસના જેવા હલકા મનોવિકાર જાગૃત થાયછે.

આલ્કોહૉલ ફાયદાકારક ઉસ્કેરનાર ( સ્તિમ્યુલન્ત ) છે, એવો વિચાર લોકના મનમાં જેટલો મજબૂત ઠસ્યોછે એટલો તે ખોટો છે. ઉસ્કેરનાર ( સ્તિમ્યુલન્ત ) જેવી કાંઈ પણ અસર એ કરેછે તે જુદીજ રીતે અને તે ખાસ રોગવાળી સ્થિતિમાંજ કરેછે. જેમકે અગત્ય કરીને તાવમાં તથા બીજી ઘણી જાતની સખત માંદગીમાં કોઇ વેળા હૃદય અને મગજ પોતાનું નિયમિત કાર્ય અસ્વભાવિકપણે ચલાવેછે, જેથી બીજાં તેમને આધારે ચાલતાં પોષણ જેવાં કાર્ય સુસ્ત થાયછે, ત્યારે સહેજવારની મૂશકેલી પાર ઉતારવા ગુણકારક દવા દાખલ ડાકટરો આલ્કોહૉલનો ઉપયોગ કરી શકેછે.

---

# પ્રકરણ ૨.

## દારૂમાં શાન્તિ, નિદ્રા લાવવાની તાકાદ.

કેટલાકો એવું સમજેછે કે દારૂમાં આસાએશ, શાંતિ અને ઊંઘ લાવે એવા ગુણો છે. ખરૂં જોતાં એ ગુણ નહિ, પણ અવગુણ છે. દારૂનાં માઠાં પરિણામથી મગજ નિર્બળ થવાને લીધે આ શાંતિજનક અસર થાયછે. શરીરની સારી હાલતમાં દારૂનો આવો ઉપયોગ કરવો નુકસાનકારક છે. માથાનાં દરદોમાં, દાંતના કળતરમાં અને એવાં બીજાં પીડાકારક દરદોમાં આસાએશ લેવાને માટે ઘટતી દવા મૂકી દારૂ વાપરવો, એ ઘણું ધાસ્તીભરેલું છે. તોપણ ભેજાંની કેટલીએક દરદી હાલત વિશેષકરીને જ્યારે મન હદબહાર ઉસ્કેરાયાને લીધે અથવા તેને તરેહવાર સ્વપ્નાં લાગી ઊંઘ નહિ આવતી હોય તથા તેણે કરી પાચનક્રિયામાં અડચણ થતી હોય, અથવા ઘેલા માણસને મનમાં તરેહવાર આતૂર ખ્યાલો ભમીને તેની ઊંઘ અકટાવતી હોય, ત્યારે બીજો ઉપાય લેવાને બની આવે તેટલાં ઘટતો દારૂ વાપરવાથી હદબહાર ઉસ્કેરાયલાં મગજને આરામ મળેછે; અને પાચનશક્તિ બગડતી અટકેછે. પણ સાજા માણસમાં સુસ્ત મનને ઉશ્કેરવા તથા સહેજ હદથી વધારે ઉસ્કેરાયલા મનને નરમ પાડવાના ખ્યાલથી દારૂ કદિ લેવો નહીં; કારણ, એક વખત વાપરીને પીનાર મૂકત થતો હોય, તો તે બેશક ફાયદાભરેલું ગણાય, પણ અજમાયશ એવું કહેછે કે, એવા ઉપાય તરીકે જો દારૂ એક વખત વાપર્યો, તો તે બીજી અને ત્રીજી વખત લેવાનું મન જરૂર થાયછે અને એમ કરતાં ઘડી ઘડી તેની મદદ લેવાની લાલચભરી આદત થાયછે, તે આદત છોડવી મુશકેલ થઈ પડેછે; પછે કેવા બિગાડ થાય તે સમજવું સહેલ છે. એક તંદુરસ્ત માણસ દારૂ પીએછે, તો તેને કુદરતી જેવી મીઠી ઊંઘ આવતી નથી, તેનું કારણ એ છે કે દારૂ પીવાથી તેનાં ભેજાનું લોહી તેમાં યથાસ્થિત ફરતું નથી. તે ઊંઘમાં ખુલાસાથી દમ લઇ શકતો નથી. તે ભારે અવાજે ઘોરેછે અને બેચેનીથી આમતેમ પથારીમાં પછાડા મારેછે. અને જ્યારે તે સવારમાં ઉઠેછે, ત્યારે જાણે તેને રાતના આસાએશ નહોતીજ, તેવો બેચેન દીસેછે, અને દિવસનાં કામે વળગી મહેનત કરવા તદન અશક્ત થાયછે. પૂર્ણ કુદરતી ઊંઘ ન આવ્યાથી દારૂ પીનારનું મગજ તહરેવાર નિરંકુશ વિચારોથી ભમતું રહેછે; એવા વિચારો દાબી નાંખી તે ઊંઘ લાવવાની બનતી તજવીજ કરેછે, અને કદાચ જરાતરા ફાવેછે પણ તુરત પાછો જાગી ઉઠેછે.

આખી રાત પછાડા મારતાં થાકી ગયાથી, અને સવાર પડતાં દારૂની અસર કમતી થવાથી, તે ઉઠવાનો વખત થાયછે ત્યારે કદાચ ઊંઘેછે, અથવા તો ઊંઘ લાવવામાં નિષ્ફળ થવાથી વધારે દારૂ અથવા કોઇ બીજી કેફી વસ્તુ પીએછે અને ઊંઘની અવેજીમાં આસપાસનાઓમાં ભય પેદા કરે એવી બેભાન હાલતમાં આવી પડેછે.

---

# પ્રકરણ ૩.

## દારૂનો શરીરશ્રમ નિભાવવા માટે ભ્રમ.

ઘણાઓ એમ માનેછે કે દારૂ લેવાની ટેવ રાખવાથી ઘણી વધારે મહેનત કરવાની શક્તિ આવેછે, અથવા દારૂ શરીરશ્રમને ટેકો આપનારો છે અને તે વાતનો તેમને પ્રસંગોપાત અનુભવ લીધો છે !! વાસ્તવિક જોતાં તેઓ એમાં ઠગાયછે. વધારે મહેનત કરવાથી અથવા ભૂખથી જ્યારે શરીર થાકી જાયછે, ત્યારે શક્તિ લાવવા ઘણા લોક ખોરાક બદલ થોડો દારૂ પીએછે. એથી સહેજ વખત મજ્જાતંતુસ્થળ અને હૃદય ઉપર અસર થઇ અંગમાં શક્તિ જેવું લાગેછે. પણ જરા વારમાં શરીર આગળ કરતાં પણ વધારે નબળું થયલું માલમ પડેછે. મહેનતથી શરીરની શકિત કમી થાયછે, તેની બાંધણીનાં તત્વોનો ઘસારો થાયછે, અને તેનું કાર્ય ઓછું થાયછે. આવા ઘસારાની ખૂટથી ઉપજતી થાક, અને અશક્તિનો ખરો ઉપાય, ખોરાક, સ્વચ્છ હવા, અને આસાએશ છે; તે વડે શરીરના તત્વોની ખૂટ પૂર્ણપણે પાછી પૂરાયછે. તેથી નવા તત્વોમાં શક્તિ પાછી એકઠી મળેછે; અને પાછાં મહેનત કરવાને તૈયાર થાયછે. જ્યારે માણસને મહેનત કરવાથી થાક ચઢે, ત્યારે તેણે યાદ રાખવું કે તેનો સ્નાયુ એટલે માંસવાળા ભાગ, અને મજ્જાતંતુસ્થળની રચનાના તત્વોની શક્તિમાં ઘટાડો થયોછે અને તેમના પરમાણુ શક્તિના પ્રમાણ કરતાં વધારે વપરાઇ રદ થયાંછે. શરીરની મહેનતમાં માંસવાળા ભાગો ખૂદ ગતિ આપનાર છે; અને મજ્જાતંતુસ્થળ તેમને ગતિમય કરનાર, અને તેપર અમલ ચલાવનાર અથવા દેખરેખ રાખનાર છે. મહેનતથી આ બેહૂ, માંસવાળા ભાગો અને મજ્જાતંતુસ્થળ તેમની પોતપોતાની ફરજોમાં ન્યૂનાધિક અશક્ત થાયછે. ત્યારે આવી રીતે પડેલી ખૂટ કઇ રીતે પાછી પૂરવી? એનો જવાબ એજ કે ખોરાક, સ્વચ્છ હવા, અને આસાએશ, બરાબર વખતે અને બરાબર જથામાં લેવાં. કોઇ પણ માણસને પૂરતો ખોરાક, હવા અને આસાએશ, નિયમિત વખતે મળવા દો એટલે તેને રોજની મહેનત ઘટતી રીતે બજાવવાની શક્તિ મેળવવા માટે કોઇ પ્રકારની દારૂજેવી બીજી ખોટી મદદ જોઇશે નહિ. અને જેટલી મહેનત કરવાની તેનામાં કુદરતી કાયનાત હોય તેટલી મહેનત કરવાને તે શક્તિવાન રહેશે. ખોરાક અને આસાએશ નિયમસર લેવા છતાં પણ જો તેનો શરીરનો બાંધો તુટી જાય, અથવા તેમ થવાની ધાસ્તી લાગે, તો તે ઉપરથી તેણે એમ ન સમજવું કે તેનામાં કુદરતી પ્રમાણમાં મહેનત કરવાની શક્તિ ખપી ગઇછે, પણ સ્વભાવિક જોઇયે તે કરતાં વધારે મેહેનત તે લેછે એમ તેણે સમજવું; માટે શરીરને માફક આવે એટલીજ હદમાં

તેણે રહેવું જોઇયે. જે માણસ પોતાની કુદરતી શક્તિ ઉપરાંત મહેનત કરેછે તેને એવકુફાઈ કરવાનો દોષ લાગેછે અને એક માણસ પોતાનાં કુદરતી બળ જેટલી મેહેનત કરી રહેછે; પછી તેને વધારે મહેનત કરાવવા જે કોઈ દારૂ પાઇ ઉસ્કેરેછે તે તેનાપર જુલમ અને ક્રૂરતા કરવાનો અપરાધી ઠરેછે. મજૂરી આત લોક સાધારણ રીતે દારૂ પીયેછે તે એવા વિચારથી કે ખોરાક પેઠે, મહેનતથી ઉપજતી અશક્તિનો આલ્કોહૉલ પણ એક નિવારક ઉપાય છે. પણ એમાં તેમની ભૂલ છે. જો દારૂ ખોરાકની ગરજ સારતો હોત, તો થાકમાં ખોરાકની પેઠેજ તે પણ સંગીન ઉપાય ગણાત; પણ તેમ નથી. સહુથી વધારે વજનદાર ગણવાલાયક પૂર્તિઓ ઉપરથી આપણી ચોકસ ખાતરી થાયછે કે માંસવાળા ભાગો અને મજ્જાતંતુસ્થળના પરમાણુની પૂરણી અથવા પોષણ કરવાની દારૂમાં જરાપણ શક્તિ નથી. જ્યારે એમજ છે, ત્યારે આલ્કોહૉલ શરીરનું બળ જાળવનારો કે વધારનારો કેમ કહેવાય? આલ્કોહૉલ મજ્જાતંતુની રચના સાથ અતલગનો સંબંધ ધરાવેછે, અને તેથી તે ઉપર સહુથી પહેલી અને વહેલી અસર કરેછે. ત્યારે જો કોઇ મહેનતથી અશક્ત થયો હોય, અથવા થતો હોય, તેને આલ્કોહૉલ અપાય તો શું અસર થાયછે? શું તે તેને પાછો જોરવાળો કરેછે? તેના હાથ પગોને નવું જોમ ઉમેરી આપેછે? દાખલા તરીકે, મહેનત કરનાર એક લુહાર એકવાર કામથી થાકી ફરીથી હથોડો આલ્કોહૉલ પીધાથી થોડોવાર પાછો જોરથી ફેરવેછે. એ કેમ બનેછે? એ તેનાં શરીરમાં કાંઈ પોષણ અથવા પૂરણી થાયછે, અથવા કાંઈ ખરૂં જોર પાછું આવેછે, તેથી નહિ. પણ થાકી અશક્ત બનેલાં બદનમાં કાંઇ થોડુંક જોર બાકી રહ્યું હોયછે તે સઘળું ખરચી નાખવા તેને દારૂ ખોટી રીતે ઉસ્કેરેછે. તેનાં થાકેલાં શરીરની કુદરતી લાગણી દારૂથી મંદ થાયછે એટલે તે સમજેછે કે તેનામાં પાછી કામ કરવાની શક્તિ આવીછે. એનું આખર પરિણામ કામ થઈ ચૂક્યા પછે તે માણસ તદન લોથ જેવો બનેછે. જે પહેલાં અશક્તિ હતી તે કરતાં પણ હવે ઘણી વધારે થાયછે. કારણ આલ્કોહૉલની ભૂલાવનારી અસરથી માંસવાળા ભાગો ઉત્તેજક થયા હતા તે નમી પડ્યાછે. આપણા ગતિમાન કરનારા માંસના ભાગોને જો આપણે એક ઘોડાસાથ સરખાવિયે, તો મજ્જાતંતુસ્થળને એક ચાબૂક તથા કાંટાવાળાં બૂટ સાથે તૈયાર થયલા સ્વારની ઉપમા અપાય. જેમ એ કાંટા અને ચાબૂકવાળો સ્વાર થાકી ગયલા ઘોડામાં વધારે મહેનત કરવાની શક્તિ નથી તોપણ જુલમથી ફરજ પાડી દોડાવેછે તેમ આલ્કોહૉલની અસરથી મજ્જાતંતુસ્થળ સ્નાયુપાસ કામ કરાવેછે. એથી ફાયદો થાયછે શું? તેની શક્તિ ઉપરાંત ચાબૂક અને કાંટા મારીને ચલાવ્યાથી જેમ ઘોડો બીજે દિવસે થાક અને નબળાઇથી જમીનપર પડી રહેછે અને ખાવાનું પણ લેતો નથી તથા સ્વાર પણ ચાબૂક અને કાંટાનો માર ચલાવવાની મહેનતથી થાકી અશક્ત થઈ ખાટલે પડેછે તેમ મજ્જાતંતુસ્થળ સ્નાયુઓને ઉસ્કેરી મહેનત કરાવી સ્નાયુની સઘળી શક્તિ ઘોડાની માફક થાકવી નાખેછે, અને મજ્જાતંતુસ્થળ પેલા સ્વાર માફક સ્નાયુ શક્તિને ઉસ્કેરવાની મહેનતથી પોતાની શક્તિ પંડે નબળી કરેછે અને તેનાં તત્વોમાં આવા કૃત્રિમ વપરાસથી ઘસારો પડેછે. હવે જો પેલો સ્વાર ઘોડાની કુદરતી શક્તિ ઘટવા પછે કાંટા ચાબૂકના બળાત્કારે ચલાવવાને બદલે થોડીક આસાએશ અને ખોરાક આપી પછે મહેનત લે, તો નવાં જોર અને તેજ સાથ તે મહેનત કરી અને લઇ શકેછે અને પાછળથી

પીડાકારી બન્ને ભોગવે નહિ તેમજ જો શરીરશકિત થાકી ગયા પછી વધારે મહેનત કરવા આલ્કોહૉલ વાપરવાને બદલે ખોરાક અને આસાએશ મળે, તો વધારે જોરથી મહેનત થાય અને કોઇપણ રીતે આલ્કોહૉલથી થતી હાની થાય નહિ.

દરએક માણસ જેનું અંગ બળની અતિ મહાભારત કસરતો માટે કેળવાયલું છે, તેને અજમાયશ છે કે દારૂ તેની મતલબને અનુસરતો નથી પણ વૈરી છે. આવો એક પુરૂષ—ટૉમ સેઅર્સ કહેછે કે, "હું કોઇ રીતે દારૂનો પરહેજગાર અથવા ત્યાગી કહેવાતો (તિતોતલર) નથી; પણ જ્યારે મને કાંઇ પણ ધંધો કરવો હોયછે, ત્યારે પાણી અને મુગદલ (દમબેલ્સ) જેવું બીજું કાંઇજ નથી એ કહેણ મેં સાચી જાણી છે".

રીચર્ડ કોબડન, જેનાં બળની, એક કુસ્તી ખેલનારને સ્વપ્નપણ નહિ હોય એટલી સખત કોશીશ કરવામાં પરીક્ષા થઇછે; તથા આમની સભામાં 'ધ કૉર્નલૉઝ'ની રગજગ વેળા તેની રાતો દિન કરેલી મહેનત, કોઇપણ સભાસદ કરતાં અતિ અધિક અને અનહદ હતી, તે ગૃહસ્થ પ્રતિજ્ઞાપૂર્વક શાક્ષી આપેછે કે, "જેમ જેમ મને વધારે કામ કરવાનું હોયછે તેમ તેમ હું પાણી અને ચાહ (પમ્પ અને ટીપૉત) નો આસરો લઉંછું". આલ્કોહૉલ વિષે શ્રમ સંબંધમાં સઘળી શાક્ષી મધુપાન કરવાની વિરૂદ્ધ છે. આ બાબદ જ્યારે પણ પરીક્ષા કરવામાં આવીછે, ત્યારે આટલી સત્યતા શાબિત થઇછે કે જે પુરૂષ હલેશાં મારવામાં, બોજો ઉપાડવામાં, દોડવામાં, ચોકી રાખવામાં, કાપણી કરવામાં, ઊંચી ઢળાણ ચઢવામાં, કુસ્તી ખેલવામાં, બોલવામાં, અથવા લખવામાં સૌથી ઊંચો દરજ્જો મેળવવા ઇચ્છતો હોય, તો તેણે પોતાના શરીરમાં આલ્કોહૉલનું એક ટીપું પણ દાખલ કરવું નહિ જોઇયે.

ફેબ્રુઅરી ૧૮૮૨ નાં ઑફ્રત પત્રમાં લખેછે કે, "એક હંગેરિયન અમલદાર જે હવડાં હંગરીમાં એક સરોવર (૧૧ મૈલનો અંતર) તરી ગયો તે આશ્ચર્યકારક સાહસની ફતેહનું કારણ તેના આલ્કોહૉલ અને તંબાકુનો ત્યાગ ધારવામાં આવેછે". કોઇ દારૂપીનાર આવું સાહસ માથે લેવાને હિંમત કરી શકશે ? ને તે પાર ઉતારી શકશે ? અંગના શ્રમમાં દારૂથી દૂર રહેવા શિખાડવા માટે ઉપલા હંગેરિયનનો દાખલો ઘણોજ બોધકારક છે. હોરેસ ગ્રીલી વિષે પાર્ટન લખેછે કે, "તે દારૂથી તદન પહરેજ હતો અને એક સહવારે કેટલાક દહાડા ગેરહાજર રહ્યા પછી તે પોતાની ઑફીસમાં ગયો, ત્યાં બીજો કોઇપણ હારી જાય એટલાં પત્રો અને ચઢી ગયેલાં કામ જોયાં; તે સહવારના દશ વાગતે બારણું બંધ કરીને અંદર બેઠો; અને રાતના અગીઆર વાગતા સુધી (૧૩ કલાક) પોતાનો ઓરડો છોડયા વગર લાગટ લખાણ કર્યા કર્યું. જ્યારે તે બધું કામ પૂરૂં કરી રહ્યો, ત્યારે તેને નીચે ઉતરતાં જરા મૂશ્કેલી પડી; કારણ, આટલો લાંબો વખત સાંધા સુસ્ત રહ્યાથી અકડી ગયા હતા; પણ જાણે તેણે કાંઇ અતિશય કામ કીધું ન હોય, તેમ તે બીજી સવારે તદન ટટાર, તનદુરસ્ત અને હસતો હતો. શું બિયર અથવા વાઇન પીનારાઓમાંનો કોઇપણ એવા પરાક્રમ કરવાને શક્તિવાન છે ? અને વળી લડાઇના વખતમાં જ્યારે તે પોતાની તવારીખ અથવા ઇતિહાસ લખતો હતો, ત્યારે તેણે બે વર્ષ સુધી દરરોજ બે દિવસના જેટલી મહેનત કીધી. નવ વાગતાથી તે ચાર વાગતા સુધી તે પોતાની ચોપડી પાછળ વખત રોકતો, અને સાતથી તે અગીઆર સુધી ન્યાયસભા (ત્રિબ્યુન) માં બિરાજતો, અને તે ઉપરાંત એક અસાધારણ

માણસને થકાવી નાખે તેથી પણ વધારે કામ ચરચાપત્રો લખી અને જાહેર ભાષણો આપી કરતો હતો"!! મોટા પરિશ્રમ કરનારાઓમાંથી બીજા નામાંકિત શખ્સોના એવીજ અજમાયશના દાખલા છે. જ્યારે કૅપ્ટન વેબ બ્રિટિશ ચૅનલ તરી ઉતર્યો અને વેસ્તન હજાર મૈલ ચાલીગયો અને ઍડમ આઈસ ઉત્તર કટિબંધનો શોધનાર ઠેઠ ધ્રુવ પાસે પહોંચ્યો, ત્યારે તેમણે આલ્કોહૉલનું એક ટિપું પણ ચાખ્યું નહી, એ, તવારીખની વાત છે.

દારૂ પીવાથી જણાતી મહેનત કરવાની શક્તિ વિષે ડાકટર પાર્કસ એવું જણાવેછે કે "સહેજ દારૂ પીધાથી તે ઘણી અસર કરતો માલમ પડતો નથી; પણ જો બે આંઉસથી વધારે આલ્કોહૉલ વાપર્યો હોય, તો મહેનત કરવાની શક્તિ ટકાવી રાખવાને બદલે ઉલટી તુરત ઓછી થતી જણાઈ આવેછે. ડાકતર પાર્કસ એક તંદુરસ્ત માણસ ઉપર અજમાયસ કરીને જાહેર કરેછે કે, પહેલાં થોડો ( ચાર ચાઔંસ ) બ્રાન્ડી પાયો, ત્યારે તેની મહેનત કરવાની શક્તિ કેટલી ઘટી તે બરોબર પરખી શકાઈ નહિ, પણ ચાર કલાક રહીને તેટલોજ બ્રાન્ડી બીજીવાર આપ્યો કે તેનું જોર કમતી થયું, અને બીજા ચાર કલાક પછે વળી પાછો તેટલોજ આપ્યો, ત્યારે કામ કરવાની શક્તિ તદન નાશ પામી. બીજી અજમાયસમાં ડાકટર પાર્કસે ત્રણ લશકરી સિપાઈઓને ૨૦॥ માઇલ સુધી ૫૧ રતલનો બોજો ઉપાડી જવા સમજાવ્યા અને તેમને પીવા માટે કાફી, રમ, કે ગોસનો રસ અને પાણી સાથે આપ્યાં. આ અજમાયસ છ દિવસ ચાલુ રહી, જેમાંનાં બબે દિવસ પેલી ત્રણ માંહેલી એકેક ચીજ પીવામાં વાપરી. આ ત્રણે માણસોએ, જલદી થકાવી નાખનાર તરીકે દોષ આલ્કોહૉલ ઉપર એકસરખી રીતે મૂક્યો, અને ગોસના રસમાં મહેનત ટકાવી રાખવામાં વિશેષતા ગણી. ત્રણે માણસોએ ગોશનો રસ વાપરતાં સૌથી વધારે કામ બજાવ્યું, અને આલ્કોહૉલ વાપરયો તે દિવસો ઉપર સહુથી ઓછું કામ કર્યું. દારૂથી તદન વેગળા રહેનાર અને દારૂનો ઉપયોગ કરનારા એ બેની મહેનત કરવાની શક્તિ વચ્ચે શું તફાવત હોયછે, તેની સરખામણીના ઘણા દાખલાઓ મળી આવેછે, પણ એવા દાખલાથી બીજો એક અગત્યનો અહિ ટાંકીયો છે.

૧૮૪૧ માં ઇંગ્લંડની એક જગાએ ઘણાએક માણસો ઇંટ બનાવવાનાં કામ ઉપર લાગેલા હતા. તેમાંના કેટલાએક દારૂથી તદન વેગળા રહેનારા હતા અને કેટલા એક મધ્યમસર દારૂનો ઉપયોગ કરનારા હતા. આખા વરસમાં આ બધા મળી જૂમલે ૨૩૦૦૦૦૦૦ ઇંટો બનાવી હતી. તેમાં દારૂનો ઉપયોગ કરનારાઓની સરાસરી માણસ દીઠ ૭૬૦૨૬૦ ઇંટ એક મોસમમાં ઉતરી, ત્યારે દારૂથી તદન વેગળા રેહેનારાઓએ બનાવેલી સરાસરી માણસ દીઠ ૭૯૫૪૦૦ ઇંટ ઉતરી હતી. આ ઉપરથી માલમ પડેછે કે દારૂ ન પીનારા એક મજૂરે દારૂનો ઉપયોગ કરનાર કરતાં ૩૫૧૩૧ ઇંટ વધારે બનાવી. વળી દારૂનો ઉપયોગ કરનારાઓમાંના એકજણે ઘણામાં ઘણી ઇંટો બનાવી તેની સંખ્યા ૮૮૦૦૦૦ હતી. અને દારૂ નહિ વાપરનારમાંથી એકે ઘણામાં ઘણી બનાવી તે ૮૯૦૦૦૦ હતી. દારૂ વાપરનારાઓમાં સહુથી લોથડ બનાવનાર જેણે સહુથી ઓછી સંખ્યા બનાવી હતી તે ૬૫૯૫૦૦ હતી, ત્યારે દારૂથી વેગળા રહેનારમાંના સૌથી લોથડ બનાવનારની ૭૪૬૦૦૦ હતી. આ ઉપરથી ખુલ્લું માલમ પડશે કે દારૂનો ઉપયોગ

કરનારા કરતાં દારૂથી તદન વેગળા રહેનારાઓ અંગનો શ્રમ વધારે કરી શકેછે.

સર જૉન રૉસ પોતાના અનુભવ ઉપરથી ખાત્રીપૂર્વક કહેછે કે, "દારૂથી તદન અલગ રહેવાથી તેને ઘણો ફાયદો થતો અને પોતાના માણસોને પણ તે પોતા માફક ચાલવાને સૂચના કરતો; જેથી પરિણામ સંતોષકારક નીવડતું. તે વળી કહેછે કે જ્યારે માણસ સખત ને ચાલુ મહેનત કરેછે, તે વખત જો તેને હમેશના શિરસ્તા મુજબ જલદ દારૂ આપવામાં આવે, તો ખરેખર પોતાનું જોર ખોઇ દઈ તે સુસ્ત ને મંદ થઈ જાયછે,—જોકે આવી પોતાની હાલતનું કારણ તે થાકવી નાંખે એમ જારી રહેલા તેના શ્રમને સમજેછે". ભારે સમુદ્રમાં મુસાફરી કરતાં હલેસાં મારતા ખલાસીઓ એક વહાણમાંના દારૂ પીતા હોય ને બીજા વહાણનાં નહી પીતા હોય, તો પાણી પીનાર દારૂપીનાર ઉપર સહેલથી સરસાઇ ભોગવેછે.

લશ્કરને જ્યારે ખુલ્લી ઠંડી હવામાં અથવા સખત તાપમાં લાંબો વખત સૂધી કુચ કરવાની હોયછે, ત્યારે સિપાઇઓને ચાલવાની ઉશ્કેરણી કરવા અને શ્રમ સાધ્ય થવાને દારૂ આપવાની દુર્ગતિ વિષે ઘણા અજમાયશવાળા સરદારોનાં મત વિરૂદ્ધ છે; અને ઘણા દાખલાઓથી સિદ્ધ થયું છે કે, દારૂ મહેનત કરવાની શક્તિ છીનવી લેછે. નીચલા દાખલાઓ ઉપરથી વાંચનારની ખાતરી થશે કે, દારૂ બંધ કરવાથી લશકરને જહેમતની વેળા ઘણો ફાયદો થાયછે. ઇ. સ. ૧૭૮૩ માં ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચે લડાઈ જાગી, ત્યારે લૉર્ડ કૉર્નવૉલીસનાં ઉપરીપણાં હેઠળ ઇંગ્રેજી સિપાઇઓએ અમેરિકામાં વરજીનિયા મધે ૨૦૦૦ મૈલની ઉપર અતિ ઘણી ઠંડી હવામાં મુસાફરી કરી, તે છતાં તેઓ અજબ જેવી તંદુરસ્તીમાં રહ્યા, એનું મુખ્ય કારણ ચીઝહોમ જણાવેછે કે, સ્પિરિટ જેવા તેજ દારૂઓથી તેમને વેગળા રાખ્યા હતા.

ઇ. સ. ૧૭૮૮—૯૫ માં જમૈકામાં મારૂન લડાઈ ચાલી, ત્યાં વેસ્ટ ઇન્ડિયાની લડાઇમાં પહેલીજ વાર સિપાઇઓ તાજૂબ થવા જોગ રીતે આરોગ્ય રહ્યા; જોકે એ લડાઇની વખતે વરસાદની મોસમ ચાલતી હતી, તંબુઓ હતા નહી અને સિપાઇઓને બહુજ શક્તિ ખેંચવી પડી હતી; તે છતાં ટેકરીવાળી જગ્યા ઉપર તેઓ લડાઇ ચલાવતા હતા તેની સારી આબો હવા તેમની સુખી તંદરૂસ્તીનું એક કારણ હતું, પણ મુખ્ય કારણ તેમને કોઈ જાતનો સ્પિરિટ કે બીજો દારૂ આપવામાં નહિ આવ્યો તે હતું. ઇ. સ. ૧૮૦૦ માં એક ઇંગ્રેજી લશ્કર સર રાલ્ફ એબરક્રૉમ્બીનાં લશ્કર સાથે જોડાવા હિંદુસ્થાનથી મિસર દેશ જતાં લાલ સમુદ્ર ઉપર આવેલા કોશ્યરથી બિયાબાન-જંગલમાં મુસાફરી કરી ૪૦૦ મૈલ સૂધી નાઇલ નદી હેઠે ઉતર્યું. સર જેમ્સ મેકગ્રેગર જણાવેછે કે, "કોઈ પણ લશ્કરે આગળ કુચ કરતાં આવો મોટો શ્રમ ખમ્યો ન હશે, તોય આ મુસાફરીની સખતાઈ સિપાઈઓ સારી રીતે ખમી શક્યા તેનું કારણકે સ્પિરિટથી તેમને પરહેજ રાખ્યા હતા. આ સરદાર લખેછે કે અતિમદ્યપાન દરદો પેદા કરવામાં કેટલી મોટી અસર રાખેછે તે વિષે અમે હજૂએ વધારે ખાતરી મેળવીઃ ગરમ દેશોમાં સિપાઇને કષ્ટ ખમવા દારૂ કેટલો થોડો જરૂરનો અને વખતસર ખોરાક કેટલો અવશ્યક છે તે વિષે અમને શાબિતી મળીછે. પ્રથમ રણમાંથી બોજો ઉપાડી પાર થવાની મૂશ્કેલીને લીધે 'ઘેન્નૈ' મકામપર અને ત્યાંથી નાઇલમાં હેઠળ ઉતરતી સફરમાં સિપાઇઓને દારૂ વાટવામાં આવ્યો

નહોતો, અને મારી ખાતરી થઇ ચૂકીછે કે, તેણેકરીને માણસોને કાંઇ પણ રોગ થયો નહી એટલુંજ નહી, પણ તેથી ઉલટું આ વખત તેમણે અસામાન્ય આરોગ્યતા ભોગવી હતી. એક દિવસ એમ બન્યું કે, બે મછવા ભરી સોલજરો કોઇ ગામડાંમાં જઇ ઉતર્યા, જ્યાં અરબોએ ખજૂરમાંથી ગાળેલો દારૂ એટલો પાયો કે તેમને બહુ જોશમાં લવારો ચાલ્યો અને પછી જણાયું કે તેમાંના ઘણાજણ ત્રણ માસ સુધી ઇસ્પિટાલમાં પડયા હતા".

મૅન નામનો એક અમેરિકન ડાકતર ૧૮૧૩—૧૪ની લડાઇનું વર્ણન આપતાં કહેછે કે :—

"મારૂં મત ઘણું થયું એવું છે કે લશ્કરને અપાતાં સીધાં (રૅશન) સાથે સ્પિરિટની મૂદલ જરૂર નથી, એમ ઘણા દાખલાથી પૂરવાર થાયછે. અમેરિકાના રાજ્ય પરાવર્તન સંબંધી (રેવોલ્યુશનની) લઢાઇમાં જે જે વખતે લશ્કરને પગાર નહિ મળતો અને તેથી દારૂ ખરીદી નહિ શકતા, તે વખતે તેઓ આરોગ્ય રહેતા. તે વિશેષવૃત્ત (ઇવેન્ટફુલ) સમયે, ચોથી માસાચૂસેટ્સ પલટણ કે જેનો હું ડાકટર હતો તેમાંથી ત્રણ વર્ષમાં માત્ર ચાર કે પાંચ માણસો આજારી પડીને મરી ગયા હતાઃ તે વખતે લશ્કરનાં માણસો પાસે પૈસા નહી હતા. ૧૭૭૯—૮૦ના શિયાળામાં તે પલટણમાં તાવનો એકજ દાખલો બન્યો હતો, અને તે નરમ જાતની સસણી હતી. છેલ્લી લડાઇમાં પણ ૧૮૧૪ના ડીસેમ્બર મહિનાથી ૧૮૧૫ના એપ્રિલ મહિના સુધી જેમ પ્લૅટ્સબર્ગમાં રાખેલાં લશ્કરને આગળા શિયાળાઓમાં જે તાવ આવી હતી તેમ આવી નહિ. એ વખતે લશ્કરને પગાર મળ્યો હતો નહિ, કારણ કે લશકરના સભાગ્યે ખરચી હતી નહી. આ પૈસા માટેની અડચણ જે પ્રજાપર પડેલી આફત ગણાતી હતી, તે લશ્કરી સિપાઇને એક આશીર્વાદ થઇ પડયો હતો. આ વાત નોંધી રાખવા જોગ છે કે, જ્યારે લશ્કરના સિપાઇપાસે પૈસા નહિ હોય, ત્યારે તેમની તંદુરસ્તી હમેશા અતિ આરોગ્ય રહેછે."

ઇંગ્લંડનાં લશ્કરનો ઇન્સપેકટર જનરલ સર જૉન હૉલ કે. સી. બી. કહે છેઃ—

"મારૂ એવું મત છે કે તંદુરસ્તી માટે વાઇન, અથવા બિઅર કે સ્પિરિટ કશાંની જરૂર નથી. સર્વથી તંદુરસ્તમાં તંદુરસ્ત લશ્કર જેની સાથ મેં નોકરી કરી છે તેને ઉપલા દારૂઓમાંનું એક ટીપું પણ મળતું નહી હતું. અને જો કે કેપ ઑફ ગુડહોપની આગળ કાફીરની લડાઈ ચલાવતાં સિપાઈઓને શરદીમાં અને નહીં ખમાય એવી હાલતમાં તંબુ અને કોઇ બીજા બચાવનાં મકાન વગર કામ કરવું પડતું હતું, તે છતાં આજારી માણસની સંખ્યા સેંકડે એક કરતાં કદાચજ વધારે હતી, અને એવી હાલત જ્યાં સુધી લડાઈ ચાલી ત્યાં સુધી જારી રહી, એટલુંજ નહી; પણ લડાઈ પૂરી થઈ ત્યાં સુધી પણ જોવામાં આવી. પણ જેવાં માણસો શેહેરમાં આવી પોતાની જગ્યા ઉપર રહ્યાં કે ત્યાં તેમને દારૂ મળી શકયો અને તેવાજ તેઓ બિમારીથી પીડાવા લાગ્યા અને રોગીની સંખ્યા વધી પડી."

કાફ્રેરિયામાં લશ્કરને એવી જગ્યાએ રાખવામાં આવ્યું જ્યાં કોઈ જાતનો દારૂ તેમને મળી શકતો નહિ હતો અને જે કોઈ પોલીસનો ધારો તોડી દારૂ પીએ અથવા પાએ તેને એકદમ દંડ કે નોકરીથી બરતરફ કરવાની ભારે સજા કરતા હતા. આમ બ્રિટિશ કાફ્રેરિયાના હાકમ કરનલ મેકીનૉને આ દુષ્ટ ધંધો ત્યાં તદન બંધ પાડયો

હતો અને તેના પરિણામમાં છાકટપણું, ગુન્હા, દર્દ કે નાફરમાંની એ સઘળાં નાબુદ થયાં. તેમ છતાં પણ તે લશ્કર કોઇ કોઈ વખતે એવી સ્થિતિમાં આવી જતું કે દારૂના હિમાયતીઓ તેને દારૂ આપવાની જરૂર છે એમ ખચીત કહ્યા વગર રેહેત નહિં.

એજ કાફીરની લઢાઇ વખતે ૨૦૦ માણસો ગ્રેહેમ ટાઉનથી બ્લુમ ફ્રૉનથીન કૂચ કરતા ગયા અને પાછા આવ્યા, ત્યારે ૧૦૦૦ માઇલ ૭૧ દહાડામાં એટલે દહાડાના ૧૫ મૈલ પ્રમાણે પૂરા કર્યા. માણસો લગભગ નાગા હતા અને તેમને હવાના ફેરફારોથી ઘણી મુશીબત સોશવી પડી. દિવસનાં અત્યંત ગરમી પડતી અને રાતના એટલીતો ટાઢ પડતી કે એક તંબુ જેમાં ૨૧ માણસ સુતાં હતાં, તેમાંનું પાણી બંધાઇ ગયું હતું! તેઓને સીધાંમાં ફકત બીસકૂટ (૧½ રતળ ગોશ બરાબર) અને કંઈ શિકાર મળે તે, એટલુંજ ખાવાને મળતું હતું. પીવા માટે તેમને પાણી સિવાએ બીજું કાંઈ મળતું નહીં હોવું, અને તે છતાં પણ આ ઉતાવળી અને મૂશ્કેલ કૂચ ઘણીજ સહેલાઇથી કરવામાં આવી એટલુંજ નહિ પણ કોઇ વખત આગળ ન હોતી એવી સરસ માણસોની તંદુરસ્તી થઈ; અને કોઈએ પહેલા થોડા દિવસ પછે તો દારૂને મૂદલ યાદ કર્યો નહિ. કૂચ પૂરી થઈ ત્યાં સુધી કોઈ માંદુ બન્યું નહિ પણ પાછલથી બે જણને મરડો થયો અને આ બેજ જણે દારૂ મેળવવાની તક સાંધી હતી.

છેલી 'રેડ રીવર' તરફ કરેલી સ્વારીમાં સર ગાર્નેટ ઉલ્સીનાં લશકરને કાંઈ પણ દારૂ આપવામાં આવ્યો ન હોતો, અને આ વિખ્યાત કૂચનો અહેવાલ આપતાં કેપટન હાઇ કહેછે કે:—

"જો કે દારૂની સામગ્રી વગર જંગલમાં પાંચ મહિના વેર સ્વારી લઇ જવી, એવું સાંભળ્યું નહોતું તોય જ્યારે અમેરિકાના જંગલ માંહે નવાં સંસ્થાનનો રહેવાસી(એક બૅક-ઉડસમેન)કંઈ પણ સ્પિરિટ વગર સખત મહેનત કરી શકતો, ત્યારે અંગ્રેજી સિપાઈ પણ તેમ કરવાને શક્તિવાન છે એવો વિચાર રાખનારા ખરા હતા. એ માણસોને રોજ ઘણી (એક આંઉશ જેટલી) એટલે કે જેટલી તેઓ પી શકે એટલી ચાહ આપતા હતા, અને હું દારૂ વિરૂદ્ધ ચાહા વિષયઉપર બોલુંછું, ત્યારે હું અહિ જો આમ કહું કે એ અખતરો ઘણોજ ફતેહમંદ નિપજ્યો તો તે કાંઈ ખોટું નથી. કોઇપણ આગળી સ્વારીમાં માણસોને ચાર મહિના ઉપરાંત વધારે સખત અને વધારે ચાલું મહેનત કરવી પડી હતી નહી. તેઓ હમેશા આનંદી હતા અને સરસાઈન કરાય એટલી આતૂરતા સાથે ખૂશીથી કામ બજાવતા. લઢાઇના મેદાનમાં માણસોને દારૂની સામગ્રીની જરૂર છે એવા વિચા-રનું ખોટાઇ શાબિત કરવા સિવાય બીજું કાંઇપણ પરિણામ ન ઉપજતે તોય, આપણી લશ્કરી તવારીખમાં આ સ્વારી એક નામીચો શક (પ્રાઇત ઇરા) થઈ પડત."

આ સ્વારીનો અહેવાલ આપતાં બ્લેકઉડ મૅગેઝીનમાં આ લશકરનો એક અમલદાર લખે છે કે:—

"પ્રિન્સ આરથરના બંદર અને બીજી મોટી છાવણીમાં ઢાલો કર્યો હતો તે વેળા માણ-સોના ચહેરામાં સારી તંદુરસ્તી અને શૂરાસિપાઇનો છાપ દેખાતા હતા. આ લોકને તાજું ગોશ, રોટી અને બટાટા રોજ મળતા. ફૉર્ટ ગૅરી સુધી આખી મુસાફરીમાં મૂદલ સ્પિરિટ આપ્યો ન હોતો અને સઘળાં મંડળને રોજ સીધાં (રૅશન)માં ચાહ મળતી. લશકરી સ્વારીમાં સીધાં સાથ દારૂ ન આપે એવી થોડીજ અંગ્રેજી ફોજમાંની આ

એક હતી. કૅનેડાના જંગલના નવા સંસ્થાનોમાં પાણી ઠીજી જાય એવી હવામાં મજારો (લમબરમેન) પાસ જરાએ સ્પિરિટ વિના, ચાહ આપી, આખો શિયાળો સૌથી કઠણ મજૂરી કરાવામાં આવેછે, તે ચાલના ધોરણ ઉપર એ પ્રયોગ કરયો હતો. આપણા અસલી સંપ્રદાયના સરદારો ઇંગ્રેજી સિપાઇને ખૂરા અને તંદુરસ્ત રાખવા રમ જરૂરનો છે, એ વાત કેટલી સાચી છે તેની જરાએ તપાસ વગર માની દેતા હતા. હવે આપણે આશા રાખીશું કે લાલ નદી (રેડ રીવર) સ્વારીની અજમાયશ. આવા અસલી બુબક વહેમને હમેશ સૂધી ડાટી મૂકશે. કોઇ પણ દેશના સિપાઈઓને વિસામા વગરનો આવો સખ્ત શ્રમ કદીપણ કરવો પડયો નથી, અને વિરૂદ્ધ વચનની કાંઈ પણ બિહિક વગર અમે નિશ્ચયપૂર્વક કહીશું કે કોઇ પણ સિપાઇઓ એમના કરતાં વધારે આનંદી અને સઘળીરીતે સારી વર્તણુકવાળા હશે નહિ. જ્યાં કાંઈપણ દારૂનું સીધું અપાતું નથી ત્યાં કોઇપણ અપરાધ નથી. અને વળી ડાકટરો જેઓ દારૂ વગર સખ્ત બિમારી માટે આગળથી ડરતા હતા તેઓ પણ કહેશે કે ચઢાઈની શરૂ-આતથી અંત સૂધીમાં આ લશકર જેવું કોઇપણ લશકર તંદુરસ્ત રહ્યું ન હોય. ખોરા-કની ફેર બદલીથી સહેજ ઝાડા કોઇ વખત છૂટવા સિવાય મંદવાડ અમારામાં કોઈ પણ જાણતું નહતું."

આ યશસ્વી ચઢાઇના સરદાર સર ગારનેટ ઉલસીનું એવું મત છે કે "સિપાઇ-ઓને તેમના સીધાં (રૅશન) સાથ રમ દારૂ આપવામાં આવેછે તે બદલે ચાહ આ-પવાથી તેમની તંદુરતીમાં વધારો થાયછે, તેમના વિવેક સુધરેછે અને શુરાતનનો આ-નંદ ભાવ તેમને જેટલો થાએછે તેની દારૂ પીનાર લશકરને કાંઈ ખબર નથી. લડા-ઈના સિપાઇઓ જ્યારે ઘેરો ઘાલેછે, ત્યારે તેઓને બહૂજ સખ્તી ખેંચવી પડેછે. એવી વેળા દારૂથી પહરેજ રહેવામાં તેમને મોટો ફાયદો થાયછે." જિબ્રાલ્ટરના કિલ્લાને જ્યારે ઇંગ્રેજ લોકે ઘેરો ઘાલ્યો, ત્યારે સર જ્યૉર્જ એલિયટ જે દારૂને જરાપણ અડતો ન હતો, તેણે સિપાઇઓમાં પણ દારૂ આપવાનું તદન બંધ કરી નાખ્યું, અને તેથી કરીને કંટાળાભરેલા, અને સખ્ત મહેનતવાળો ઘેરો ઘણી થોડી માંદગી સાથે પાર પડી ગયો. અફગાનિસ્તાનમાં જલાલાબાદમાં ઘેરો ઘાલ્યો ત્યારે સિપાઈઓને તદન દારૂ નહી મળવાથી તેઓ જેવા તંદુરસ્ત, ખૂરા મીજાજના, લડાયક, સખ્તી ખેંચનાર અને ગુનાહ કરવાથી વેગળા રહ્યા તેવા કોઈ વખત રહ્યા નહતા. હિંદુસ્તાનમાં ૧૮૫૭ માં ભયંકર બળવો થયો, ત્યારે ઇંગ્રેજ સિપાઇને દારૂથી દૂર રાખવાથી તેમની તંદુરસ્તી ઘણી સારી રહી હતી. ડાકટર પાર્કસ કહેછે કે "ખરેખર, એટલું તો ખાતરીથી કહેવાઇ શકાયછે કે લડાઈમાં દારૂ માત્ર અને વિશેષે સ્પિરિટ દૂર કરવા જોઈએ." છેલ્લી અમેરિકાની સ્વપ્રજા વિરૂદ્ધ લડાઇ (સીવિલવૉર)માં સ્પિરિટ બંધ રાખવાની જાપતીથી થયલા ફાયદાની એક અમેરિકન સરજ્યને મોટી વખાણ કરતાં કહ્યુંછે કે, "દારૂ લશ્કર ઉપર એક મોટો શાપ (કર્સ) છે તથા સ્પિરિટનો લવાજમ સઘળી સત્યાનાશનું મોટું મૂળ છે તે આપણી અજમાયશે પૂરેપૂરૂં ખરૂં પાડયું છે. ૧૮૭૪ માં આશાન્તીની લઢાઈ વેળા કેટલાક અમલદારોએ બારીક અવલોકન સાથે નોધ રાખી એવું સિદ્ધ કરયું છે કે દારૂથી પહરેજ રહેનારા સિપાઈઓ કાંઈ વધારે રોગી કે તાવને યોગ્ય થતા નથી તથા કૂચ કરવાની શક્તિમાં તેમને કોઈ અડચણ નડતી

નથી; તથા સઘળું જોતાં સીધાં સાથે દારૂની આવશ્યકતા કોઇપણ પ્રકારે પૂરવાર થઈ નહી. દારૂ બંધ રાખવાથી માણસો સારી વર્તણુક દેખાડેછે એટલુંજ નહી, પણ વધારે આનંદી અને કમ ચ્હિડિયા રહેછે, તથા લઢાઇના સંકટ અને શ્રમ વધારે સારી રીતે સહન કરેછે. છાકટની હિંમત અને સહનતા હંમેશા ઓછી થાયછે, પણ છાકટપણાંની હદ વગર પણ સ્પિરિટ ખરા સિપાઇને ઘટે તેટલી બહાદૂરી અને આનંદી જોશ ઓછાં કરેછે અને તેની પરહેજી, તેમને ચઢીઆતા કરેછે. સિપાઈ અને ખલાસીઓને પગાર સાથે દારૂ આપવાની ચાલ (હજૂ જે તદન કાઢી નાખી નથી તે) એક અવિચારી ભૂલ છે અને વળી વધારે દોષિત કરવા એવું બાહાનું બતાવેછે કે માણસોને ખૂશી રાખવા સારૂ તેમ કરવામાં આવેછે; જેમ કહી બીજી રીતે થતી બે દરકારીની ઢાંક પિછોડી કરેછે. કોઇને જાણવાની ખાયશ હોય કે આપણાં લશકરના આદમી આગળ કેવાં હતાં, અને લશ્કર સંબંધી આપણા આ ભૂલભરેલા આચારથી કેવી રીતે છાકટ થઈ પોતપોતામાં વર્તતા, તેમને, એક જૂના શસ્ત્રવેદ (વિલિયમ ફર્ગ્યુસન) ની પોતાના ધંધા લગતી જીંદગીની નોંધ (૧૮૪૯) નામની ચોપડી વાંચવાં યોગ્ય છે. તે કહેછે કે "છેલી લઢાઇમાં અમારા ખલાસી અને સિપાઇઓ છાકટ થવાનેજ માટે જીવતા હોય એમ જણાતા. તેમનામાં કોઇ નિરદોષ હબસી કે અભ્રષ્ટ શિખાઉ સિપાઈ મળ્યો તો તેનું ગળું ભચરડીને તેઓ રેડતા. દ્વિપકલ્પના આપણાં સ્વપક્ષનાં પોર્ટૂગીઝ લડવાયા (ઍલાઇઝ) પોતાના દેશનો નરમ દારૂ ખોરાક સાથ પાણી ભેળી લેતા, પણ અમને વેસ્તઇન્ડીઝથી રમ મંગાવી આપવો પડચો હતો, અને બુઝાકોની લડાઇમાં અમારા પોર્ટૂગીઝ તોપખાતાના માણસોની એક ટોલી જેઓ રમનું સીધું મળ્યું કે તેમના દિલમાં દેવ ભરાયો હોય તેમ દુશમન તરફથી તોપનો મારો ચાલતાં છતાં તલવારો મ્યાન બહાર ખેંચી પોતપોતામાં કાપાકાપી કરવા મંડી ગયા." તે બીજી અતિ દુઃખભરેલી બાબતો ઘણી જણાવેછે અને છેલ્લાં કહેછે કે "આપણા 'કેનતીન' આચારની મૂર્ખાઈ તેથી નિપજતી નષ્ટતા ને ઘાતકીપણાં ઉપર હવે પછીનો જમાનો ભયભિત ને વિસ્મય થઇને જોશે." હાલના આચાર માટે આપણે પણ ખરેખરૂં બિહવું જોઇએ છે; કારણ, ઘણાં અમલદારો હજી માનેછે કે જલદ સ્પિરિટ સિપાઇને ઘટેછે. ફર્ગ્યુસન કહેછે કે "માણસના શરીરમાં જોસ અને બળ સ્પિરિટ આણે છે એવા વહેમનું અતિ અનાડીપણું, કેળવાયલા પુરૂષોને નામોસી લગાડેછે, તોય ઘણા સત્તાવાળાઓ ખરેખર તેવું માનેછે. જો કે લશકરમાં સઘળા ગુન્હા અને નાફરમાનીનું કારણ દારૂ છે, જો કે છેલાં ૨૦ વર્ષમાં આપણને એક કરતાં વધુ દાખલા મળ્યા હશે કે હાલ જેવા બારીક વખતમાં પણ સોલજરો દારૂ મેળવવા માટે પોતાની વટ વટીક પણ સર્વસ્વ ખોઈ દેશે; જોકે શ્રેષ્ઠ અમલદારો જાણેછે કે આ બાબતમાં પોતાના માણસો ઉપર ભરૂસો રાખી શકાતો નથી, તેમ છતાં આપણા લશકરને મદિરાપાનથી વેગળું પાડવાના ભાવથી થોડીજ કોશેશ કરવામાં આવીછે. હું એમ નથી કહેતો કે તે અર્થે કાંઇજ કરવામાં આવ્યું નથી; અલબત, બીજી બાબતોમાં તેમ આમાંએ કાંઇક સુધારો થયો છે પણ એક રાક્ષસી બૂરાઇને ડાટવા માટે જોઇતા પૂર્ણ ઉપાય લેવાતા નથી. શાહેરની રૈયતમાં પણ એજ માફક છે. બીજાં કોઈ પણ કારણ કરતાં છાકટપણું ઘણા વધારે દરદો, સીધાં કે આડકતરી રીતે પેદા કરેછે,

તથા તેથી માનસિક તેમ કાયિક દુષ્ટતા અગણીત થાયછે, તોપણ અતિમદ્યપાનનો અટકાવ કરવા ધારાની કોશેશો સામે પ્રતિપક્ષીઓ કડવાસથી નિરંતર લડતા આવ્યા છે, તે મનુષ્ય જાતની ભ્રષ્ટતા, નહિકે તેનો સુધારો, કરવા ઇચ્છતા હોય, તો વાજબી ગણાય."

કદાચ આ ખુલ્લીરીતે કબૂલ કરી શકાય કે જ્યારે માણસનું શરીર થાકથી નબળું થઈ જાયછે, ત્યારે દારૂ પીવો હોય તો વધારે મહેનત કરવાને ઘડીભર જોસ આપેછે; એથીકરીને શરીરનું જોર સહેજ અજમાવવાની એક બીજી વારની તજવીજ જોકે પાર ઉતરી શકે, તોપણ દારૂ પીવાથી લાંબો વખત સુધી મહેનત કરવા સારૂ જે શક્તિ માણસનાં બદનમાં સંગ્રહેલી છે તેમાં નિશ્ચિત ઘટાડો થાયછે. આવી રીતે જેઓ વારંવાર દારૂ પીને અંગમાં જોશ લાવવાની તજવીજ કરેછે તેઓ પોતાને ફાયદો કરતાં નિઃસંશય વધારે ગેરફાયદો કરેછે.

---

# પ્રકરણ ૪.

## દારૂનો મગજશ્રમના નિભાવ માટે ભ્રમ.

તનની શક્તિને ખીલવવા અને ટકાવી રાખવામાં દારૂની અસર કેવી છે તે સામે જેટલું આપણે કહી ગયા તે એકસરખી રીતે મગજની શક્તિને લાગુ પડેછે. ભેજું સઘળી મનશક્તિનો ભંડાર છે, તથા મનશક્તિનું નિરંતર ખીલવું ભેજાંનાં કાર્યોની ચપળતાને ટકાવી રાખવા જે ફાયદાભરેલી સ્થિતિઓ ગણાય છે તે ઉપર આધાર રાખેછે. તેમાં પહેલી સ્થિતિ મગજનું તંદુરસ્ત પોષણ છે, અને બીજી તેમને બેહદ ઑક્સિજનવાળાં અને સ્વચ્છ લોહીની સંપૂરણ પૂર્તિ છે. પહેલી હાલત દારૂની મદદ ઉપર આધાર રાખતી નથી; કારણ, દારૂ કોઈ પણ પ્રકારે લોહીનાં જેવો પુષ્ટિકારક ગુણ ધરાવતો નથી, પણ સામો તેને બગાડેછે. બીજી હાલત કોઈ પણ હદમાં દારૂથી સુધરતી નથી પણ ઉલટી બિગડી શકેછે. કારણું, આપણે જણાવી ચૂકા છીએ કે દારૂ લોહીનો બગાડ કરનાર અને ઑક્સિજન કમી કરી તેની સ્વચ્છતાનો વિરોધ કરેછે.

આલ્કોહૉલવાળી વસ્તુઓનો સહેજ ઉપયોગ કરવાથી કેટલાકની મનશક્તિ ઘડીભર ઉશ્કેરાય છે અને તેમની બુદ્ધિનો ધીમો આતશ સળગી ઉઠી તે ભભુકદાર ઉજાસ આપેછે, તેમ કેટલાકોમાં વળી જ્યારે મગજની શક્તિઓ થાકી જાયછે, ત્યારે મનની મહેનત કરવાની કોશીશને જરા લંબાવી ટેકવી રાખેછે, એ પણ ખરૂં છે. આવી વિશેષ પ્રકૃતિ અસરથી લોકમાં એવો સાધારણ વિચાર પેઠો છે કે, દારૂ મહેનતથી સુસ્ત થઈ ગયલી મગજશક્તિને ટકી રહેવા મજબૂત કરેછે. પણ જેમ શરીરની શક્તિને દારૂથી પુષ્ટિ મળવાનો ખ્યાલ ખોટો છે, તેમ મગજશક્તિને દારૂથી પુષ્ટિ મળવાનો વિચાર પણ ભૂલભરેલો છે. આ તો જાણીતી બિના છે કે કોઈપણ કારણથી મનશક્તિ જોઈએ તે કરતાં વધારે ઉશ્કેરાય તો તે મનશક્તિ જેટલા દરજ્જામાં ઉશ્કેરાઈ હોય, તેટલાજ દરજ્જામાં પાછી મંદ પડી જાયછે. જો દારૂ પીવાથી વિચારો મગજમાં ઝડપથી અને સારી રીતે પેદા થાય, તો તેવી હાલત થોડી

પળ ટકી તુરત તેથી ઉલટી અસર થાયછે; કારણ, મગજને તેની કુદરતી શક્તિ ઉપરાંત દારૂ કામ કરાવે ત્યારે નબળી થાયછે, પછી મગજ સુસ્ત અને નિરૂપયોગી બનેછે-અને નાસીપાસી ઘર કરેછે. કવિઓની મનકલ્પના તથા હુન્નરી માણસોની કળાજનક બુદ્ધિ, તથા એક રમુજી માણસની સૂચકશક્તિ એમને થોડી પળ ચંચળવૃત્તિ આપવાનો જલદ દારૂમાં ગુણ રહેલો છે, તેથી એવા માણસો ઘડીભર તેની શક્તિઓને ઉશ્કેરવાને જ્યારે થાકની નિરાશીથી પિડાતાં દારૂની ઠગાવનારી અસરોના અવિચારથી તેનો ઉપયોગ કરે, તો તેમાં નવાઇ નથી. વળી મનની કલ્પનાથી રચાયલાં કેટલાંક કામ દારૂની અસરમાં થઈ ગયલાં છે, એ વાત ના પાડી શકાતી નથી તેમ બીજા હાથ ઉપર એમ પણ નક્કી જણાયલું છે કે એવા માણસોનું મન જો દારૂના ઉપયોગથી ઉશ્કેરાયછે, તો તે થોડા વખત પછી હમેશને માટે તદન સુસ્ત પડી જાયછે, અને મદિરાધીન તેજસ્વી મનોવૃત્તિવાળા પંડે કિંવા દુનિયા જે સામે તેઓ પોતાનાં માનસિક યશના ફળ ધરેછે, તે બંને દારૂના આવા ઉપયોગથી ફાયદો પામ્યા નથી. આટલું તો આપણે સામાન્ય વીટક તરીકે જાણીએ છીએ કે તેજસ્વી માણસો જેઓએ પોતાની મનશક્તિ ઉશ્કેરવા દારૂનો ઉપયોગ કરેલો તેઓ નાની ઉમ્મરમાં મરણ પામ્યાછે. મોઝાર્ત, બર્ન્સ અને બાયરન વિગરે ગુણાકર્ષ કવિઓ ટુંકી ઉમ્મરમાં કપાઈ ગયાછે. જેમ વાતાવરણની મિશ્ર હવાને બદલે ફક્ત ઑક્સિજનથી ભરપૂર હવામાં એક સળગી ઉઠતી વસ્તુ તેજથી ઝડપમાં બળી ભસ્મ થઈ જાયછે, તેમ આ મહા પુરૂષોની કલ્પનાશક્તિ દારૂ પીવાના ઉપાયથી વધારે ઉજાસથી ખીલી નીકળી જલદી નાબૂદ થઈ ગઈ હતી. દારૂની ઉશ્કેરણીના પ્રકાશમાં તેની મનશક્તિનો ઘસારો એટલો ઉતાવળો થાયછે કે જો મહાન પુરૂષો દારૂનો ઉપયોગ ન કરે, તો તેમની મનશક્તિનો દીવો યથાસ્થિત ધીમી આંચથી બળે અને ઘણો લાંબો વખત સુધી ચાલુ રહે.

આપણા ઉત્કર્ષશક્તિના ઇંગ્રેજી કવિઓની દારૂથી કેવી સ્થિતિ થઈ તથા પોતાવિષે તેઓ શું મત આપી ગયા છે તે જાણવાજોગ તેમ બોધકારક છે. કવિઓમાં છાકટપણાંનો પ્રધાન્ય દાખલો બાયરન છે. લૉર્ડ બાયરન વિષે લી. હન્ત જણાવે છે કે, પાણી ભળેલા જીનની જોમમાં તેણે "ડૉન જૂઅન"નું મોટું કાવ્ય લખ્યું. મી० ગેલ્ટ જેણે એ કવિનું જન્મચરિત્ર લખ્યું છે તે જણાવેછે કે મીલાનમાં તે વારેઘડિયે કવિતા રચવાના ઉત્સાહમાં આખી રાત બેસતો, ત્યારે એક જાતના જીનમાં પાણી ભેળી તે પીતો હતો, પણ જ્યારે તેનો ઉત્સાહ નરમ પડે, ત્યારે પુષ્કળ દારૂ પીતો હતો. દારૂની પોતા ઉપર થતી અસર વિષે બાયરન લખેછે કે સઘળા વાઇન અને સ્પિરિટની અસર મારી ઉપર અજબ રીતની છે. તેઓ મને શાંત, પણ ઉદાસ બનાવેછે. અને એવી સ્થિતિ પીતાંવાર તુરત થાયછે. તેમનાથી ખુશી તો મને ક્વચિતજ ઉપજે છે અને મારૂં માથું પુષ્કળ દુખેછે. લૉર્ડ મૅકૉલે, બાયરન વિષે લખેછે કે મધરાતના જલદ દારૂ અને રૈહનીશ વાઇન ઢાંસવાથી બાયરને સુંદર બુદ્ધિનું સત્યાનાશ વાળવા માંડયું, અને તેથીકરી તેની કવિતાના જે જોશ અને સંગિનતા (સાઉન્ડનેસ) વડે તે વખણાયો હતો તે ઘણા ખરાં જતાં રહ્યાં હતાં.

બર્ન્સને પણ એવોજ શોખ હતો. એ કવિ વિષે રૉબર્ટ ચેમ્બર્સ લખેછે કે આ આપણો કવિ તેના ખૂરા અને નરમ સ્વભાવથી મિલાવડાઓમાં ગમત અને રમૂજ

આપનારો હતો, અને જીઆફતોમાં મજોહ મારતાં ટેબલ ઉપર દારૂ પીવાની મોજ મારતો. જીંદગીનાં છેલ્લાં વર્ષોમાં ઘડીઘડીની જીઆફતોમાં આવીરીતે મોજ મારતાં તેણે પોતાની તંદુરસ્તીની ધુળધાણી કરી હતી, એમ તેના ડાકટર કરીનું મત હતું. શરૂ જાન્યુઆરીના ઠંડા દિવસોમાં જ્યારે તેની તંદુરસ્તી જરા સુધરતી ચાલી, ત્યારે બર્ન્સ એક મોજીલી મિત્રમંડલી સાથે ખાનામાં ગયો, અને ત્યાં મોડે સુધી થોભ્યો; ઘેર પોહોંચવા અગાઉ તે કમનસીબે ખુલ્લી હવામાં થોડો વખત રહ્યો અને જે દારૂ તેણે પીધો હતો તેની અસરને આધીન થઈ ઉંઘી ગયો. એ હાલતમાં તેની આગળી માંદગીને લીધે પ્રાણઘાતક શરદી હાડકાંઓમાં પેઠી, અને નબળા બાંધામાં સંધિવા તાવની ધગારીઓથી ભરેલો તે ઘેર પુગ્યો. કોઇ દરિદ્રતાનું દબાણ, અપમાન, ઉદાસી અથવા નિરાશા નહિ, પણ આ નાનો સુનો બનાવ આપણા પ્રજાપ્રિય કવીશ્વરની ટુંકી થયલી જીંદગીનું દુઃખદ કારણ હતું. દારૂની ખૂરી ટેવનો પશ્ચાત્તાપ કરતાં બર્ન્સે પોતાના એક મિત્રને લખ્યું:—“મારા પ્યારા એન્સલી—એક દર્દી દિલના ઉછાળા તમારાથી સમશે? દારૂપીવાની લખથી જે પશ્ચાત્તાપ, અફસોસ, ખેદ, માથાંનો દુખારો, છાતીના ઉછાળા અને એસિવાય પાતાળની સઘળી ભયંકર પીડાઓ છાકટને ઘેરી રહેછે, તેવા પિડાતા એક કંગાલનાં દુઃખી જીવડાને તમે કોઈ વચનથી શાંત કરી શકશો? દુનિયાથી બાતલ જેવો હું એક કંગાલ થઈ પડયો છું. જે ચીજોથી હું પહેલાં રીઝતો, તેથી રીઝવાને દરેક તપાસી જોઇ તો કોઇ કામ આવી નહી. એક પાપી માણસ માટે ભંડારમાં એકઠું કરેલું સઘળું વેર હું એક મુગાં પુતળાં માફક ખમતો બેઠો છું, અને જેમ જેમ આળસુ કનિષ્ટ કલાકો મારી આગળથી એકની પાછળ બીજો એમ હારબંધ ચાલ્યા જાયછે અને તેમાંનો એકેક પોતાની પીઠ પર સંતાપનો બોજો લાદી લાવી મારા દુખી માથાપર ઠાળવતા જાયછે, તેમ તે દરેકની ઘંટી વાગતી હું ગણતો બેસી રહુંછું ને મારા ઉપર દયા કરનાર કોઈ નથી. મારી બાયડી મને ધમકાવે છે, કામકાજ મારાથી વેગળું નાસેછે, અને મારા ગુન્હાઓ મારા મોઢાં સામે ખરા થઇ ટકટકીને જોયછે, અને તે એક બીજાથી વધારે કડવાસ ભરી વાત કહેછે.”

પોપ લખેછે કે પાર્નેલ કવિ બહુ દારૂ પીતો હતો. કાઉલી કવિનું મોત એક નજીવા અકસ્માત બનાવથી થયું હતું. તે પોતાના દીન પ્રાટ નામના દોસ્ત સાથે ચરઝીમાં એક પાડોશીને અહીં મુલાકાતે ગયો, ત્યાં તે કાળના સત્કાર (બોહસ કરી પુષ્કળ દારૂ પાવાનો) પ્રમાણે તેમનો આવકાર કર્યો અને ઘણું મોડું થયું ત્યાં સુધી તેઓ પાછા ફર્યા નહી. દરમ્યાન તેઓએ એટલો દારૂ પીધો કે ઘર તરફ પાછા ફરતાં ખેતરમાંજ આખી રાત પડી રહ્યા. આથી કાઉલીને તાવ આવ્યો અને તેજ તેને જીંદગીથી ઘસડી ગયો. પોપે પોતે પણ મી० કીંગના કહેવા પ્રમાણે જલદ દારૂથી પોતાની જીંદગીનો છેડો વહેલો આણી મેલ્યો. શેકસ્પીઅર અને બેન જોન્સન કોઇવાર પુષ્કળ પીતા હતા. અને તેનાં શાહેરનાં પાદ્રિની વાત માન્ય કરીએ તો જૉનસન અને ડ્રેતન સાથના એક ખુશ મિલાવડામાં તાવ લાગુ પડયાથી શેકસ્પીઅર માંદો પડી દેવલોક થયો હતો. પ્રાયર કવિ છાકટપણાનાં દોષથી વેગળો ન હતો. અને ઍડીસન વિષે પણ એમજ જણાયલું છે. ડ્રાઇડન તેનાં જુવાનીના દિવસોમાં દારૂના ત્યાગ માટે પ્રખ્યાત હતો, પણ ડેનીસ કહેછે કે તેની જીંદગીનાં છેલ્લાં દશ વર્ષોમાં ઍડીસન સાથની નીકટ દોસ્તીમાં

સાથે દારૂ પીવા માંડ્યો, તે એટલે સુધી કે ઘણુંકરી તેથીજ તેની જીંદગીનો અંત જલદી આવ્યો.

ચાર્લ્સ લૅમની છાકટ હાલત તેના દોસ્તો ઉપર લખેલાં કાગળ ઉપરથી તેમજ એ નિશાની લખમાં પડનારાને ઉપદેશ દીધો છે તે ઉપરથી માલમ પડેછે. તે કોળરીજ ઉપર લખે છે કે "હું ધડ પૂછડાં વગર અને અર્ધી છાકટ હાલતમાં આ લખુંછું, તે વાંચતી વખતે તું સાજી હાલતમાં હોવાથી બરાબર સમજી પણ નહિ શકે, પણ મારી સાવધ તેમજ છાકટ હાલતમાં તું સરખો સોબતી છે,—ગુડનાઇટ." વળી એજ લેમ મી° મૅનીંગ ઉપર લખેછેઃ—"વધારે લાંબો કાગળ તમને લખવા મારા ભેજામાં જેમ કાંઇ વિચારો નથી તેમ મેજના ખાનામાં કાગળ પણ નથી. દારૂ અને પીનારાઓની સંગત, તથા પીડાકારી તમાકુ સારી રાતોની રાત વાપરવાથી મને તદન ભેજાંવગરનો કરી મૂક્યો છે." લૅમ પોતાની બૂરી ટેવનો ભોગ થયો અને પોતાની કંગાલીઅતના સ્વકીય કરૂણામય વિવેચનમાં અસરકારક શીખામણ દેછે કે—"જ્યારે દારૂથી તમારી જબાનમાં ગમે તેટલો ઝિલી અથવા ચળવલાટ આપતો સ્વાદ લાગે, તેથી ગમે તેટલી ખૂશી કે મજોહ ઉત્પન્ન થાય, તેથી વાતચિતમાં હાજર જવાબીની ખૂબીઓ ગમે તેટલી આવે, અને મુખ્યત્વેકરીને દારૂની બાટલી અને ગલાસો જોઇને અદ્‌ભૂત કલ્પનાશક્તિનો પ્રવાહ ગમે તેટલો તમારામાં વહેતો જણાય, તોપણ જેમ પોતાનું સત્યાનાશ વાળતી કોઇ બલાને તમે દૂર કરો, તેમ તેને દૂર કરજો. જો તમે કલ્પનાંના જોશને અથવા જેને તમે ભૂલથી તે સમજતા હો તેને દાબી રાખી ન શકો, તો તેને બીજા રૂપમાં બદલજો, કોઇ રસાલો લખજો, જનસ્વભાવ અથવા બીજાં કોઈ વર્ણનનું ચિત્ર આપજો. પણ હાલમાં મારા ગાલપર આંસુ ટપકેછે, તેમ તમારે ખમવું પડે એમ નહીં કરતા. દોસ્તોની દયા, તેમજ દુશમનોની ધિક્કારવાળી મશકરીને લાયક થવું, પારકાઓના અવિશ્વાસમાં આવવું, મૂર્ખોમાટે ટીકી ટીકીને જોવાનું રમકડું બનવું, વાકચાતુર્ય વાપરી ન શકાય ત્યારે બુબકમાં ગણાવવું, અને ખરેખરા મંદ પડયા હો ત્યારે ચતુરમાં ખપવું, ગમે તેટલાં મનન સાથે પણ જે તર્કો બાંધી ન શકાય તે બીજાની ફરમાયશ પર તત્કાળિક આણવા, જે રમુજથી બીજાનો ધિક્કાર ખેંચાય તેવી રમુજ ઉડાવવાને ઉશ્કેરાવું, બીજાને ખૂશી કરવા અને તેના બદલામાં દ્વેષ ભરેલી આંખનાં અણસારા સહેવા, પ્રાણઘાતક વાઇનના ઘુંટો પોતે ગળવા ને શબ્દોના શ્વાસવાટે તે બદલે હવા કાઢી છાલકા સાંભળનારાઓને ખૂશ કરવા, ઘેલાપણાંની રાત્રિઓ ગુજારતાં સહવારોને કંગાલિયતને ઘેર ધરેણે મૂકવી, કાળનો આખો સાગર એવા લોકપર ગુમાવવો કે જેઓ અવેજીમાં આનાકાનીભરી શાબાશીનાં માત્ર ટીપાં ટીપાં કરીને ભરી આપે,—આ બધાનો બદલો ડોલિયાપણું અને મોત છે.

એડગર ઍલન પો ઉત્તમ પંક્તિનો, કમનસીબ કવિ તછંત છાકટ રહેતો હતો. તેના જન્મચરિત્રમાં એમ જણાયલું છે કે માબાપ તરફથી કેળવણીનો જે લાભ તેને પ્રાપ્ત થવો જોઇતો તે તેને મળ્યો ન હતો, તોપણ દુનિયામાં તે એક કંગાલના છોકરૂ જેવો આવ્યો ન હતો. કારણ, તેના બાપના એક સખી દોસ્તે તેપર દયા કરી પિતાના જેવા પૂરેપૂરા લાડ લડાવ્યા. તેનો બદલો તેણે અપકાર ને અપમાનથી વાળ્યો હતો. બરાબર હાજર ન રહેવા માટે તેને વિદ્યાલય (કૉલેજ)માંથી કાઢી મૂકવામાં આવ્યો, ત્યાર-

પછી રૂશિયામાંથી એક ભીખારીની હાલતમાં મળી આવ્યો, ત્યારે તેના પાસેથી ચાલ સુધારવાની કબૂલત લઈ લશ્કરી નોકરીમાં રાખવામાં આવ્યો. ત્યાંથી પણ તેને કાઢી મૂકવામાં આવ્યો. એટલું છતાં તેના ધર્મપિતા ઍલને તેને પોતાના ઘરમાં રાખી અનેક પ્રકારની મદદ આપી ને તે લશ્કરમાં ખાસગી સિપાઈ તરીકે નોકરીમાં દાખલ થયો, અને પોતાના ઉપરી અમલદારોને બુદ્ધિબળના ચમત્કારિક ટુચકા, જે ભવિષ્યમાં સમજે ઠેકાણે પ્રસિદ્ધિ પામવાના હતા, તેથી તેણે મોહિત કીધા. બીજાં બધાં કામની પેઠેજ આ નોકરીમાં પણ તે બેદરકાર અને જીવનો આપો હતો. ત્યાર પછી એક ફતેહમંદ પુસ્તક પ્રસિદ્ધ કરનારે હરકોઈ એક વાર્ત્તા કે કવિતા લખી મોકલે તેને માટે ઈનામ છપાવ્યું હતું તે આ ભૂખે મરતા ગર્ભિત ગ્રંથકારે મેળવ્યું અને એકદમ લોકની જાણમાં આવ્યો. છાકટપણાંની ગેરહાજરીના વખતમાં તેણે જે જે સુંદર ફકરાઓ બનાવ્યા તે ઉપરથી પૂરતીરીતે તેણે બતાવી આપ્યું કે જે હદ બહાર દારૂ પીવાની ચાલથી તેને એક ઠેકાણેથી બીજે ઠેકાણે રખડવું અને એક ખાડામાંથી બીજા વધારે ઊંડા ખાડામાં પડી રહેતો, તેમ જો ન બનત, તો નિદાન તેના દેશના સહૂથી ચઢતા કવિઓમાંનો તે એક ગણાત. છાકટપણાંની ગેરહાજરીના માત્ર અરસાઓ તેના ભારી ચંચળતા ને તેજસ્વી મહત્કૃત્યના સમય હતા. ૧૮૪૪ માં આવા એક સાવધ અરસામાં તેણે ન્યૂયૉર્કમાં 'ધી રેવન' નામનું કાગડા વિષે અતિ ઉત્તમ ભયભિત રસનું કાવ્ય રચ્યું અને બીજા ઘણાક સુંદર નિબંધો પણ તેણે લખ્યા, તેથી તેની જીંદગીની વળણ બદલાયલી સમજી તેના વખાણનારાઓ ખૂશીના આશીર્વાદ દેવા લાગ્યા; પણ આ આશાભરી ઋતુનો અંત જલદી આવ્યો, અને ન્યૂયૉર્કમાં બે વર્ષ ગયા કે તેની ગરીબ બાઈડી હડહડતી દળદર હાલતમાં મરણ પામી. આ કંગાલ જીંદગીનાં સર્વસ્વ કાળાં ચિત્રમાં કાંઈ કાંઈ ચળકતાં કણ મીસીસ ઓઝગુડ દેખાડેછે. તેણીએ એ કવિના જન્મચરિત્ર લખનારને એક પત્ર લખ્યો છે તેમાં તેની છાકટપણાં વગરની હાલતમાં તેના સાદા પણ કવિતારૂપ ઘરમાં જે આનંદ ઉપજતો તેનું, તેમજ તેની અને તેની તરૂણ, નમ્ર અને પવિત્ર સ્ત્રી વચ્ચે પરસ્પર જે મનોહર વિશ્વાસ હતો, તેનું વર્ણન કર્યું છે. પોતાની સ્ત્રીના મોત પાછળ 'એનાબેલ લી' નામથી તેણે ઘણીજ હૃદયભેદક મનોવિકારદર્શક કવિતા બનાવી. જ્યારે આ પ્રીતિનું પાત્ર તેની નજર આગળથી હંમેશાને માટે દુર થયું ત્યારે તેને દુનિયા શુન્યાકાર જેવી લાગવા માંડી, પણ વળી પાછો તે અથંગ દારૂબાજ બન્યો. તેની સાસુ આવી હાલતમાં તેને મદદ કરવાને ચૂકી નહિ. તેના લખેલા નિબંધો તથા કવિતાઓ તે બારણે બારણે વેચીને તેનું ગુજરાણ ચલાવતી. પણ આ સાસુની કાળજીથી કે પોતાની કીર્ત્તિના અવાજથી તેનામાં પોતાનો ટેક અથવા આબરૂની કાંઈ પણ ચિંતા જાગૃત થઈ શકી નહિ. તે એટલા લાંબા વખતનો દારૂબાજ બન્યો હતો કે તેની વિવેકબુદ્ધિ નિર્મળ નહતી. તે પછી એટલી છવાઈ ગઈ કે હવે તેને સુધરવાની જરા પણ આશા નહતી. પણ વખતે વખત તેના ભયંકર છંદમાંથી જાગૃત થતો તે અરસામાં તે પોતાનાં કામ ઉપર આતૂરતાથી મંડતો. ૧૮૪૮ માં તેણે 'યુરીકા' નામની ચોપડી બાહાર પાડી, અને તેથી ન્યૂયૉર્કનાં વિદ્વાનમંડળમાં તેની અત્યંત ચમત્કારીક અસર ફેલાઈ અને મોહિત પડનારાઓની સંખ્યા ઘણી વધી પડી. આ પછે પાછો તે પોતાની બૂરી વળણ ઉપર ગયો, તે એટલાં સુધી કે

પોલીસ તેને મહોલ્લાઓમાંથી દૂર કરવાની ફરજ બજાવતી હતી. કુછંદ અને દીવાની જેવી હાલતમાં તે થોડા દિવસમાં બાલ્ટીમોરની જાહેર ઇસ્પીતાલમાં ૩૮ વરસની જુવાન ઉમરમાં મરણ પામ્યો ! !

ટૉમસ કેમ્બેલ અંગ્રેજી વીરરસ કવિના છેલ્લા દિવસ તેની જીઆફતોમાં અતિ મોજ મારવાની ટેવથી દુઃખ ભરેલા ગયા હતા.

કોલરીજનો છોકરો, સધીનો ભત્રિજો, વર્ડસ્વર્થનો લાડકવાયો, પ્રોફેસર વિલસનનો મિત્ર, તેમજ બીજા એવાજ યશસ્વી પુરૂષોનો માનિતો—જે હાર્ટલી કોલરીજ—જેને ઇશ્વરે ઉત્તમ મન અને અતિ દયાલુ સ્વભાવથી નવાજ્યો હતો, કેળવણીથી જેની બુદ્ધિ ખીલીને તૃપ્ત થઈ હતી, તથા જેના મનમાં ધર્મ અને ઇશ્વરની મોટાઈ મજબૂત ઠસેલી હતી, તે હાર્ટલી કોલરીજ દુનિયામાં શું થઇ ન શકત? બચીત, જે વિદ્યા શાસ્ત્રનો માર્ગ દેખાડનાર ઝળકતો પ્રકાશ થઇ પડતે, તે ખરેખર, દુષ્ટાઇના ખડકપર ખેંચાઇ જનારને સાવધ કરનાર એક દીવાદાંડી થઇ પડયો છે.

સને ૧૮૧૪-૧૫ માં તે ઑક્સફર્ડની પાઠશાળામાં દાખલ થયો અને ત્યાંથી તેની દારૂની લાલચ શરૂ થઈ. તેની રીતભાત અને સ્વભાવ વિલક્ષણ હતા. કદમાં તે ઠિંગણો, તેની આંખો ઝળકભરી કાળી, અને વાચક (એકસ્પ્રેસીવ) હતી, અને તેના મગજથી વહેતા વિચારપૂર્ણ શબ્દોના ઝરા તેના ઓઠથી મધુર ગાયનરૂપી આનંદકારક અસર સાથે વહેતા. રેવરન્ડ અલેકઝાન્ડર ડાઇસ, હાર્ટલી કૉલરીજના કૉલેજ દિવસો વિષે કહેછે કે "વાત કરવાની તેની અદ્ભુતશક્તિને લીધે ઑક્સફર્ડમાં વાઇનની જીઆફતનાં ઘણાં આમંત્રણ આવવા લાગ્યાં. તે જાણતો હતો કે તેની પાસે વાતચીત કરાવવામાં આવશે, અને તેમ કરવામાંજ તેને આનંદ ઉપજતો. એક ખભાં તરફ શિર ઝુકાવી, તેની કાળી તેજસ્વી આંખો ફેરવતો, ખુરસીમાં ડોલતો, તે કલાકો સુધી વિદ્યાસંબંધી, રાજ્યસંબંધી, ધર્મસંબંધી કિંવા કોઇએ બાબત નીકળી હોય તે ઉપર ખૂદ પોતાના વિચારો એવીતો સુંદર અને સરળ ઢબથી સદૃષ્ટાંત જોસ્સાથી દર્શાવતો કે તેના બાપ શિવાય બીજો કોઈપણ તેનાથી ચઢે એવું હું માનવાનો નહિ." આમ ઉશ્કેરાઈ જાએ તેવા ખવાસને લીધે વાઇનની અસરથી તેનું બેઢંગાપણું અને ઉભરા વધારે ઉશ્કેરાવા લાગ્યા, જેથી તેની આ કાટીલ ટેવ એટલા સુધી મજબૂત જડ ઘાળી બેઠી કે આ છક કરી નાખે એટલી મનશક્તિવાળા માણસનો તેની ઇચ્છાશક્તિ (વીલપાવર) પર કાબૂ નબળો થતો ગયો અને અતિમદ્યપાનનો શોખ તેને વધવા લાગ્યો. વધારે અજાએબ જેવું એ હતું કે તેથી તે શરમાતો નહિ હતો: તે ભટકતો કેડે નિકળી જતો, અને તેની પછવાડે માણસ ખોળવા નિકળતાં, ત્યારે તે કોઈ હલકાં પીઠાંમાંથી મળી આવતો કે જ્યાં કોઈપણ પીઠાંવાળો તે વાતો ચલાવ્યા કરે ત્યાં સુધી તેને મરજી પડે એટલો બીર પૂરો પાડતો! ઑક્સફર્ડ વિદ્યાશાળામાંની તેની આવી ભમતી પણ હુશિયારી ભરેલી કારકીર્દિ પછી હાર્ટલી કોલરીજ ઓરીઅલ કૉલેજનો ફેલો ઠરવામાં ફતેહ પામ્યો, પણ તેના ભાઈના કહેવા પ્રમાણે છાકટપણાંને લીધે તેની ફેલોશીપ છીનવી લેવામાં આવી હતી અને તેના બીજા વાંકો, ઢીલ કરવાની ટેવ, બેદરકારી, અને બેઢંગપણું એ વિશેષ કારણો હતાં.

દરેક જન દલગીરી સાથ જાણેછે કે, છાકટપણાંએ ચમત્કારિક બુદ્ધિવાળા માણસોની

વિવેકબુદ્ધિ નાશ પમાડી છે. છાકટપણાંની ખાસ અસર છે કે, માણસ બુદ્ધિ અને નીતિનો ભોગ આપી પોતાની દારૂના હવસની લાગણીઓ તૃપ્ત કરેછે. અને જ્યારે ઉપલા નામાંકિત મહાન પુરૂષો દારૂના વપરાસથી પેદા થયલી તૃષ્ણા સાંમે નભવાને અશક્ત બન્યા અને પોતાની જીંદગીને નુકસાન પહોંચે તોય દારૂની તૃષ્ણા દાબવાની તેમનામાં તાકાત ન રહી, તો એક સાધારણ માણસ દારૂની ગુલામ કરી રાખવાની અસર આગળ શી વિસાત ધરાવી શકશે? અહિ આવી શ્રેષ્ઠ બુદ્ધિના પુરૂષોની અતિમદ્યપાનથી થયલી સ્થિતિ વર્ણવાનું મોટું કારણ એ છે કે, છાકટપણાંનાં ભોગનાં દાખલા જેમ ઉત્તમ પુરૂષોના હોય તેમ આપણે વધારે અસરકારક ધડો મળે.

હવે બીજા હાથ ઉપર ઘણાજ નામાંકિત માણસો પોતાની મનશક્તિ વધારવા અને ખીલવવા કીજે દારૂજેવી ઉસ્કેરનારી વસ્તુનો ઉપયોગ કરેછે એવું આપણે જોતા નથી. કારણ, દારૂથી તુરત ઉસ્કેરાઈ જાય તેવી મનની હાલત, ધીરજથી અવલોકન કરનારી અથવા ધીરજથી વિચાર કરનારી, અથવા એક બાબત ઉપર સઘળું ચિત્ત લગાડનારી શક્તિને કદી પણ અનુસરતી આવતી નથી. એકાગ્ર ચિત્ત લગાડવાની શક્તિનો જ્યાં ઉપયોગ કરવો પડેછે ત્યાં દારૂનો ઉપભોગ થતો નથી, તેનો જાણવાજોગ દાખલો જુગારીઓમાં માલમ પડેછે. અટલ જુગારીઓ જેઓ એવી જાતનો જુગારીયો સટ્ટો રમેછે, કે જેમાં ઘણી લાંબી નજર દોડાવવી પડેછે અથવા જેમાં ઘણી બારીક અને ચોકસ ગણતરી કરવી પડેછે, તેઓ દારૂનો ઉપયોગ કરતાજ નથી, પણ પોતાની સામેવાળાને પીવા ઉસ્કેરેછે. અને કદાપિ પીએછે, તો ઘણાજ નબળા અને પોચા દારૂઓ નાનાજ પ્રમાણમાં વાપરેછે. પ્રૌઢ ગ્રંથકારો, જેમનાવડે માણસ જાતનાં જ્ઞાનમાં મોટો વધારો થયલો છે, તેઓ અજબ જેવો દારૂનો નિષેધ રાખનારા માણસો હતા અને તેઓ હમેશ ફકત પાણી પીનાર હતા. એવા દાખલાઓમાં ડીમોસ્થનીઝ અને હાલર છે. ડૉક્ટર જૉનસને પોતાની જીંદગીના પાછળા દાહાડાઓમાં ચા કરતાં વધારે તેજ બીજી કોઇએ વસ્તુ પીધી નહતી. વૉલ્ટેર અને ફાંટનેલ માત્ર કાફી વાપરતા હતા, ન્યુટન તથા હૉબ્સ તમાકુના ધુંઈથી પોતાનાં મનને શાંતી આપતા હતા. લૉક જેણે લાંબી જીંદગી મનશક્તિના કામમાં ગુજારી હતી અને જે પોતાની મનબુદ્ધિ ઉપરાંત દુનિયામાં સર્વે વાતોનું ઘણું ઉત્તમ જ્ઞાન ધરાવનારો પુરૂષ ગણાતો હતો, તે વિષે એમ કેહેવાયછે કે, તેનો ખોરાક બીજા લોકના જેવોજ હતો, પણ તેમાં ને બીજા લોકમાં ફેર એ હતો કે પાણી સિવાય તે બીજું કાંઈ પીતો ન હતો. તે પેડે માન્ય કરતો કે દારૂથી પહરેજ રેહેવાથીજ પોતાની નબળી તંદુરસ્તી છતાં તેણે જીંદગી લાંબો વખત સુધી ટકાવી રાખી હતી.

મજ્જાતંતુસ્થળ ઉપર દારૂની માઠી અસર થાયછે એતો સિદ્ધ છે, પણ વળી આપણે કબૂલ કરીએ કે, જેમને મગજની મેહેનત કરવી પડેછે તેમને જો કે આલ્કોહૉલવાળી ઉસ્કેરનાર વસ્તુઓના મધ્યમ ઉપયોગથી મનની મેહેનત થોડો વખત વધારે સેહેલ થઈ પડેછે, તોપણ સવાલ છે કે કેવી વસ્તુઓના ઉપયોગથી સામટી રીતે તેમને ફાયદો કે ગેરફાયદો થશે? એનો જવાબ અમે જગોએ જગો આપી ગયા છીએ કે દારૂના ઉપયોગની માઠી અસર પ્રથમમાં ન જણાય, પણ વખત જવે મગજની શક્તિ દારૂથી ઉસ્કેરતાં એટલી નબળી થતી જાયછે કે અંતે તે એકદમ સુસ્ત થઈ પડેછે, જે

પછી દારૂથી ઉશ્કેરાવાની શક્તિ રહેતી નથી. આ રીતે ઘડીભરનો ફાયદો ઘણી મોંઘી કિમ્મતે મળેલો સમજવો જોઇએ. કેફી વસ્તુઓ મજ્જાતંતુ રચનાના વપરાયલા તત્વોને કોઈ રીતે નવીન પેદા કરી શકતી નથી. અને દારૂ મજ્જાતંતુ રચનાનાં ખપેલાં તત્વો પૂરવાને બદલે તેમનો નાશ કરેછે. કેફી વસ્તુઓની અસરથી જેટલી વિશેષ મનની મહેનત થાય તેટલાજ પ્રમાણમાં ઘણો લાંબો વખત સુધી મંદપણાની અસર થવી જોઇએ. અને એવી મંદ હાલતમાં આવેલી મનશક્તિને પાછી મજબૂત બનવા માટે મગજના તત્વો નવા પેદા કરનારી ક્રિયાઓ ચાલુ થવી જોઇએ, કે જેથી ભેજું તેનું યોગ્ય કાર્ય બજાવવાને સમર્થ થાય. આમ કરવા બદલ નિર્બળ ભેજાંને તેજ કરી તેના પાસેથી શ્રમ લેવા દારૂવાળી કેફી વસ્તુનો ઉપાય લેવામાં આવે, તો તે કેફી વસ્તુ વધારે પ્રમાણમાં વાપરવાની ખોટી લાગણી લાગેછે, અને તેની શાંતિમાં દારૂ વાપરવાથી તેનાં સઘળાં માઠાં પરિણામોમાં ઉમેરો થાયછે. ઘણીક વખતે માણસનાં શરીરમાં ફરતું લોહી સ્વચ્છ હાલતમાં નથી હોતું પણ તે લોહીમાં શરીરનો રદ્દ થયલો કચરો ફરતો રહેછે, ત્યારે મગજને થાક ચહડેછે, જીવ સુસ્ત અને ઉદાસ થઈ જાયછે, ને આખું શરીર નબળું મારેછે. જ્યારે આસ્માનમાં વાદળાં છવાઈ આવેછે, ત્યારે પરસેવો તથા દમની મારફતે શરીરનો મેળ પૂરતો બહાર પડતો નથી, તેથીકરી આપણે સુસ્તી અને બેચેની મારેછે. એવી હાલતમાં જો માણસ બાર પડી ખુલ્લી હવામાં ફરેછે તો જીવની ઉદાસી મટી મન ખુલ્લું થાયછે. આ સહેલો કુદરતી ઉપચાર ન લેતાં જેઓ બેવકૂફીથી દારૂ વાપરેછે તેમને દારૂએ લોહીની ગતિ ચૈતન્ય કર્યાથી થોડી પળ સુધી હોંશિઆરી લાગેછે, પણ જે કારણથી ઉદાસી પેદા થઇછે, તે આ ઉપચાર દૂર કરતો નથી, અને લોહીનો કચરો બાર નીકળવા બદલે દારૂથી બંધ પડી રહેછે.

જે માણસ મગજને ઉશ્કેરવા દારૂ કિંવા બીજી ઉશ્કેરનારી વસ્તુઓ લેતો નથી તે મગજને લગતી જ્યારે ઘણી મહેનત કરેછે, ત્યારે મગજ સુસ્ત કે નિરાનંદી થઈ જઈ તેને ચેતવેછે કે તે ઉપર ઘણો બોજો પડયો છે; તે સાથ તેની હોજરી તેને ચેતવણી આપેછે કે માનસિક શ્રમ અતિશય થવાથી ખોરાક પચવાનો નથી, અને ભૂખ પણ લાગવાની નથી. આ વખતે થોડીક આસાએશ લેવાથી તથા ખુલ્લી હવામાં ફરવા નીકળવાથી મગજ તાજું થાયછે, તેમજ શરીરને પણ આરોગ્ય કરેછે. નિરંતર ઘણો વખત જાગવાથી કે પૌટિક અન્ન ન ખાવાથી એવુંજ દુઃખકારક પરિણામ થાયછે, તોપણ જ્યારે કોઇક વેળા દર્દી હાલતોમાં પાચનશક્તિમાં બગાડો થઈ ખોરાક હજમ થતો નથી, અને શરીર તથા ભેજાંનું પુરતું પોષણ ન થવાથી ભેજાંની નબળાઇ થાયછે, એવી વેળા પાચનશક્તિને મદદ આપવા બીજી ઘટતી દવાઓની ગેરહાજરીમાં દારૂનો દવા દાખલ ઘટતો ઉપયોગ કરવાથી ખોરાક સારી રીતે હજમ થાય, તો તેથી શરીર તેમજ ભેજાંને પણ શક્તિ મળેછે; પણ આવો ઉપાય લેવા પૂર્વે ડાક્ટરની પૂરતી સલાહ લેવી જોઇએછે.

---

# પ્રકરણ ૫.

## શરદી ખમવામાં દારૂમાટે ભ્રમ.

આપણે જાણીએ છીએ કે દારૂ અંગમાં સહેજ વારમાં ગરમી લાવેછે તેથી જ્યારે પણ અંગ ઠંડું પડી ગયું હોયછે, અથવા અંગને ઠંડી લાગી આવેછે, ત્યારે ગરમી લાવવા આપણાં લોક દારૂ પીએછે. પણ ખરી અજમાયશ ખાતરીભરેલી રીતે શાબિત કરી આપેછે કે, એવી વખતે દારૂ સામો આપણાં અંગની કુદરતી ગરમીમાં ઘટાડો કરેછે. જ્યાં સુધી શરીર બીમાર નથી હોતું, ત્યાં સુધી ઠંડા અથવા ગરમ મૂલકમાં આપણાં શરીરની ગરમી તો સતત એક સરખીજ ૯૮°—૯૯° અંશ રહે છે. પણ કોઈ પ્રકારે હવામાં ફેરફાર થવાથી આપણાં અંગમાં ઠંડી લાગે, ત્યારે ગરમી આપવા આપણે દારૂ લેઇએ છીએ, તેથી થોડીક ગરમી જેવું લાગેછે; પણ ખરેખર પાછળથી તે સામું કુદરતી ગરમીને પણ કમતી કરી નાખેછે. છાકટોનું અંગ આપણે હમેશ ઘણું ટાઢું પડેલું લાગેછે. જો દારૂ અંગમાં ગરમીજ લાવતો હોત, તો તેમનાં સંબંધમાં એમ ન થવું જોઇએ. બેભાન છાકટોની શરીર હુંફ કેટલી કમતી થાયછે, તે વિષે ગ્લાસ્ગો હૉસ્પીતલનો શસ્ત્રવૈદ અને શિક્ષક ડાકટર વિલિયમ મેકવેન તેણે ૫૦ દાખલાઓમાં ઘણી બારીક તપાસથી નોંધ કરી છે. આ પરીક્ષા કરવા માટે ઉષ્ણતામાપકયંત્ર 'કયુ'ની વેધગૃહશાળા ( ઑબઝર્વેટરી ) ની લખીત પ્રતિજ્ઞા પ્રમાણે શુદ્ધ કરેલાં હતાં. આ યંત્રની નળી મળદ્વાર ( સફરા)માં ખોસી ઉષ્ણતા તપાસી હતી. આ દાખલાઓમાં જોકે મોટો ભાગ ગરીબ વર્ગનો હતો, તોય અજમાયશ માટે સઘળા વર્ગનું તેમણામાં સારૂ પ્રમાણ હતું. ૧૮ માસથી ૬૦ વર્ષની ઉમ્મર સુધીનાં આમાં હતા. ઉમ્મર વીસની હેઠળના પાંચ, વીસ અને ત્રીસની વચ્ચે નવ, ત્રીસ અને ચાલીશની વચ્ચે વીસ, ચાલીશ અને પચાસની વચ્ચે તેર, અઠ્ઠાવનની ઉમ્મરે એક, અને સાહઠની ઉમરે બે હતાં. આ માંહે ત્રણ બાયડી હતી. આ અવલોકન પૂરૂં થતાં એક વર્ષ લાગ્યું અને સાંજના સાત કલાકથી રાતના એક વાગ્યાસુધી તપાસ કરવામાં આવતી હતી. અહિં જેમની ઉષ્ણતા નોંધી છે તે સઘળાં એટલાં બેભાન હતાં કે તેમને જાગૃત કરી શકાયાં નહી હતાંઃ તે વેળા એમની ઉષ્ણતા ૯૮.૨° થી ૯૩.૪° જેટલી જણાઈ હતી. માનવી શરીરની ઉષ્ણતા ૯૭° થી કમતી થાય, તો જીવ ભારે જોખમમાં સમજવો.

ડાકટર મેકવેનનાં ૫૦ દાખલાની તપસીલ નીચે પ્રમાણેઃ—

| | | | |
|---|---|---|---|
| ૨ જનની ... | ૯૮.૨° અંશ. | ૧૨ જનની ... | ૯૫° થી ૯૫.૯° અંશ. |
| ૧૪ ,, ... | ૯૭° થી ૯૭.૯° ,, | ૫ ,, ... | ૯૪° ,, ૯૪.૯° ,, |
| ૧૫ ,, ... | ૯૬° ,, ૯૬.૯° ,, | ૨ ,, ... | ૯૩.૪° ,, |

આ ઉપરથી આલ્કોહૉલની બેભાનીમાં પાંચ અંશ જેટલી ઉષ્ણતા કમતી થયલી જણાય છે. પણ મળદ્વારમાં યંત્ર મૂકી ઉષ્ણતા તપાસતાં, તેની બગલમાં કરતાં અડધીથી એક અંશ જેટલી વધારે નોંધાતી હતી. તે જોતાં બગલમાં નળીથી તપાસે તો ઉપલા આંકડાઓથી પણ ½° કે ૧° અંશ ઓછી સમજવી. ડાકટર મેકવેન ઘણીવાર ઉષ્ણતા પુષ્કળ ઓછી જોઈ અચંબો પામ્યો, ત્યારે યંત્રની

આમી વિષે કે તપાસવાની રીત વિષે શક જવાથી તેમની પાછી બારીક તપાસ સાથે ખાતરી કરી હતી. ન્યૂયૉર્કના ડાકટર દી. મારમને, શરીરઉષ્ણતા દારૂથી ઓછી થાયછે તે બચ્ચામાં વ્હિસ્કીનું ઝેર ચઢવાના દાખલાથી ખાસરીતિ પૂરવાર કર્યું છે. આ દાખલાઓમાંના એકમાં શરીરઉષ્ણતા ૯૪° અંશ અને બીજામાં ૯૩½° જેટલી ઓછી થઈ હતી. જ્યાં સુધી આપણાં શરીરમાં કુદરતી ગરમી હોયછે, ત્યાં સુધી આપણે હુંફ લાગેછે, પણ જ્યારે પુષ્કળ ઠંડી પડવાથી શરીર સપાટીપરની લોહીની બારીક નળિઓ સહેજ ચીમળાયછે, ત્યારે તેઓમાં પૂરતી રીતે લોહી ફરી ન શક્યાથી તે ભાગ ઠંડા પડેછે. એ વખતે અજ્ઞાન લોક દારૂ પીએછે તેથી હૃદય ઉતાવળે ધડકેછે; અને સંકોચાયલી લોહીની નળિઓ ઢીલી પડી તેમાં લોહીનો પ્રવાહ જોરમાં ચાલવાથી શરીરની બહારની સપાટીમાં ગરમી લાગેછે. પણ દારૂની અસર ત્વરીત પૂરી થતાંજ અંગ આગળનાં કરતાં વધારે ઠંડું પડી જાયછે. એમ થવાનું કારણ એ છે કે, દારૂની અસરથી સંકોચાયલી નળિઓ ઢીલી પડી જઈ તે મધ્યેનાં લોહીને જોસથી ફેરવી ગરમી પોહોંચાડે છે, તે ગરમી શરીરની બહારની સપાટીમાં આવતાંજ કુદરતનાં (રેડીએશનના) કાયદા પ્રમાણે આસપાસની ઠંડી હવામાં પ્રસરી જાયછે, અને આવી રીતે ગરમી ઉડી જવાથી શરીરની ઉષ્ણતા ઉલટી બહાર નીકળી જઈને કમતી પડેછે અને શરીરને પાછી વધારે ઠંડ લાગેછે. ઘણી ઠંડીમાં ચામડીની સપાટીપરનું લોહી ઓછું થાયછે અને ટાઢ વાયછે, ત્યારે અંદરનાં અવયવોમાં કુદરત લોહીનો જોસ વધારેછે, જેથી ઉષ્ણતા ત્યાં સંઘરાયછે, નિકર ઠંડીની હાનિકારક અસર તેમને પહોંચે તો તેમાં સુજ ચઢે કિંવા બીજી વ્યાધી ઉત્પન્ન થાય. સખત ઠંડમાં શરીર સપાટીપર લાગતી ટાઢ દૂર કરવા, શારીરિક વ્યાયામના યોગે ગરમ લૂગડાંથી કે તાપણાંથી ઉપાય કરવાને બદલે, બેવકુફાઈથી દારૂવડે ઉપાય કરવામાં આવેછે, તો અંતરાવયવોમાંની ઉષ્ણતા લોહી સાથ ચામડીની સપાટી તરફ આવતી જાયછે, અને ત્યાંથી તે આસપાસની ઠંડી હવામાં ગમાવાય છે, જેથી અંતરાવયવના રક્ષણ સાથ ઘટતી ઉષ્ણતા અને લોહી ઓછું જોઈ, શરદી તુરત ફેફસાં, કલેજાં, હોજરી, ગુરદા કે કોઈ બીજા અવયવ ઉપર હૂમલો કરી તેમાં સુજ (વરમ) ચઢાવેછે. એ ઉપરથી જણાયછે કે દારૂ ગરમી લાવવા બદલ ઠંડી પેદા કરેછે અને અંતરાવયવોને દર્દનું ભય આપેછે. ઠંડી હવાની અસર શરીર ઉપર બેચેન કરનારી થાયછે, તેના સામે થવા શરીરને મદદ કરનાર દારૂ છે, એમ અજ્ઞાનજ માનેછે એમ નથી, પણ આ વિષયપર સશાસ્ત્ર વિવેચન કરનારામાંથી પણ કેટલાકનું એવું મત છે. પણ હાલના નામાંકીત પ્રયોગ કરનારાઓએ આજે તેને ખાતરીપૂર્વક ખોટું પાડયું છે. આલ્કોહૉલની અંદર જે રસાયની ગુણો છે તે ઉપરથી લીબિગ દેખાડેછે કે, આ રીતે તે પીવાથી ફકત તેની અસર ઉસ્કેરનારી અને લોહીને જોરમાં ફેરવનારીજ થતી નથી; પણ જે ક્રિયાથી શરીરની સ્વાભાવિક ગરમી પેદા થાયછે ને ટકાવી રખાયછે, તે ક્રિયા સારૂ શરીરમાં એક જાતનું બળતું જારી રાખવા જે વસ્તુઓની જરૂર પડેછે, તે વસ્તુઓ આલ્કોહૉલ પણ પૂરી પાડી શકેછે. શરીરમાં ગરમી શાથી પેદા થાયછે તે જાણવું અહીં અવશ્ય છે. આપણાં શરીરની ગરમી, અંદર કેટલાક પ્રકારના ફેરફારો થાયછે તેને આધારે ઉત્પન્ન થાયછે. શરીરના પ્રત્યેક તત્વનું પોષણ થતાં અને વ્યર્થ થયલા તત્વોનું

છૂટાં પડતાં જે રસાયની ફેરફાર થાયછે, તે ઉપર તથા મુખ્યત્વેકરીને લોહીની અંદર સમાયલી તેલ અને ખાંડવાળી ખોરાકની વસ્તુના તત્વોની કાર્બન અને હૈડ્રોજનનો દમની મારફતે ફેફસાંનાં લોહીમાં લેવામાં આવતી ઑક્સિજન સાથ સંયોગ અથવા દહન થાયછે, તે સંયોગ ઉપર, આપણી શારીરઉષ્ણતાનું પેદા થવું અને જારી રહેવું મુખ્યકરી આધાર રાખેછે. આ રીતે ઉપજતી ગરમી આપણાં શારીરને માટે પૂરતી છે. આવી રીતે ખોરાકની કાર્બન અને હૈડ્રોજનનો ઑક્સિજન સાથ સંયોગ થવાથી કાર્બોનિક ઍસિડ ગૅસ અને પાણીની વરાળ બની દમની હવા સાથ બહાર નીકળી જાયછે. આવો રસાયની ફેરફાર જે આપણાં શારીરમાં ચાલતી દહનક્રિયા છે તે વગર અટકાવે જીવની દોરી તૂટે ત્યાં પર્યંત ચાલ્યાં કરેછે, તેથી શારીરઉષ્ણતા પણ નિરંતર નિપજે છે. જ્યારે પણ કોઈ રસાયની સંયોગ ચાલેછે, ત્યારે ગરમી ઉભળેછે. જેમકે કળીચૂનાને ભીંજવતી વેળા ખડખડે છે તે તેનાં પાણીસાથે થતા સંયોગને લીધે છે. ચૂલામાં લાકડાં બળેછે, અથવા બત્તીમાં તેલ બળેછે ત્યારે તેમના તત્વો તથા હવા (ઑક્સિજન) વચ્ચે રસાયની સંયોગ ચાલેછે, અને ગરમી ઉભળી બળતું કે દીવો ચાલું રહેછે. જેમ દીવાના તેલનાં તત્વોમાંના કાર્બન અને હૈડ્રોજન હવા માંહેની ઑક્સિજન સાથ રસાયની સંયોગ કરેછે અને તેથી ગરમી તથા ઉજાસ આપેછે, તેમ આપણા ખોરાકમાં સાકર અને ચરબીવાળી જે વસ્તુઓ આવે છે, તેમનાં કાર્બન અને હૈડ્રોજનનો ઑક્સિજન સાથે સંયોગ બનવાથી આપણાં અંગમાં દહનક્રિયા ઉપર કહ્યા પ્રમાણે ગરમી પેદા કરવાને કામ આવેછે. હવે ઑલ્કોહૉલ પણ મુખ્ય કાર્બન અને હૈડ્રોજનનો બનેલો છે; તેથી લીબિગ કહેછે કે, આપણા શાકર અને તેલ યા ચરબીવાળા ખોરાકમાં આવતી કાર્બન અને હૈડ્રોજન જેમ શારીરમાં ઑક્સિજન સાથ રસાયની સંયોગ કરી ગરમી પેદા કરેછે, તેમ આલ્કોહૉલ ગરમી નિપજાવવા કામે આવેછે. લીબિગનું કહેણ પહેલી નજરે વાજબી દીસે; પણ એની તપાસ આગળ કરીએ. જો લીબિગ કહેછે તેમ આલ્કોહૉલ તેલવાળા ખોરાક માફક શારીરમાં ગરમી પેદા કરી દહનક્રિયા (કમબસ્ચન) ચાલુ રાખવામાં ખરેખર મદદ કરતો હોત, તો તેથી આપણાં શારીર ઉપર કેવી અસરો થાત? આનો જવાબ ડાકટર રસલ આપેછે તથા રસાયનીઓની અજમાયસ દેખાડેછે કે, એક માપ તેલ બાળવાથી જેટલી ઉષ્ણતા ઉપજે છે, તે કરતાં વધારે ગરમી તેટલોજ માપ આલ્કોહૉલ બાળવાથી ઉપજવાની તથા તેલ કરતાં ઘણોજ ઝડપથી તે પૂરો થઈ જવાનો; તેથી જેટલો વખત એક માપ તેલનો દીવો બળે તેટલા વખતમાં એક કરતાં ઘણાં વધારે માપ આલ્કોહૉલ નાખ્યા કરવો પડશે. માટે લીબિગનાં વિચાર પ્રમાણે જો આલ્કોહૉલ શારીરમાં વધારે જોરથી અને ઝડપથી ગરમી પેદા કરે, તો આલ્કોહૉલમાં ગરમી પેદા કરનારા જે તત્વો છે તે લોહીમાં જાય અને (ત્યાં ખોરાકની તેલવાળી વસ્તુઓની કાર્બન અને હૈડ્રોજનનો ઑક્સિજન સાથ સંયોગ થાય તેની આગળ) આલ્કોહૉલની કાર્બન અને હૈડ્રોજન લોહીમાંહેલી ઑક્સિજન સાથ મળી જાએ, તો તે આલ્કોહૉલ એટલો તો જલદી ખપી જવો જોઇએ કે ગરમી જારી રાખવાને વાસ્તે બીજો આલ્કોહૉલ તુરત પાછો અને ઘડીએઘડી વાપરવો જોઈએ. એવી રીતે ઘડીઘડી આલ્કોહૉલ લીધાથી એટલી મોટી, ખરાબી થાય કે, તે સાથે સરખાવતાં શારીરમાં આલ્કોહૉલની મદદથી ગરમી રાખવામાં કાંઈ

પણ ફાયદો હોય, તોય તે કશા હિસાબમાં નથી. આલ્કોહૉલના (કાર્બન અને હૈડ્રોજન) તત્વોનો ઑક્સિજન સાથ સંયોગ થવાથી શરીરઉષ્ણતા ઉપજાવવાના ખોટા ખ્યાલથી દારૂ પીવા આગળ યાદ રાખવું જોઈએછે કે દારૂની પહેલી માઠી અસર ભેજાં ઉપર તેનું કાર્ય મંદ પાડી શ્વાસોચ્છ્વાસને પકડેછે ને તેને હરકત કરેછે. આમ શ્વાસોચ્છ્વાસ સ્વાભાવિક ન રહેવાથી દમમાં જતી હવામાંની ઑક્સિજન જે લોહીને નિરંતર સાફ કરેછે તથા સ્વચ્છ લોહી સાથ ફરીવળી શરીરના દરેક ભાગોને તાજગી આપેછે અને તેના રદ ભાગ સાથ સંયોગ કરી બહાર નીકળેછે (અને તે સંયોગથી ઉષ્ણતા પેદા કરેછે,) તે પ્રાણરક્ષક ઑક્સિજન લોહીમાં જેટલી ચુસાવવી જોઈએ એટલી ચુસાવવાની ક્રિયા આલ્કોહૉલ દાબી નાખેછે તથા જેટલો શરીરનો રદ નિરૂપયોગી કચરો ઑક્સિજન સાથે મળેલો બહાર પડવો જોઈએ, તે કરતાં ઓછો પડેછે, અને તે કચરો શરીરમાં જમા થાયછે, તેથી લોહી ઝેરી બનેછે અને તરેહવાર નુકસાનકારક પરિણામો પેદા થાયછે. વળી આપણા ખોરાકની તેલ અને ખાંડવાળી વસ્તુઓના તત્વો (કાર્બન અને હૈડ્રોજન) જે ઑક્સિજન સાથ મળવાં જોઈએ, તે ઑક્સિજન આલ્કોહૉલના તત્વો સાથ સંયોગ થવામાં રોકાય, ત્યારે તેલ ચરબીવાળા જે તત્વો કુદરતી કાર્યોથી ઑક્સિજન સાથ મળી શરીરમાં ગરમી પેદા કરતાં ખપી જવાં જોઈએ ને શરીરમાંથી નીકળી જઈ લોહી સાફ રહેવું જોઈએ, તે લોહીમાંજ રહે, અને શરીરમાં નિરૂપયોગી જમા થઈ તેને દરદને યોગ્ય બનાવે.

પ્રૉફેસર મારશાલ 'આઉટ લાઇન્સ ઑફ ફીઝીયૉલોજી' નામના પોતાના લખાણમાં જણાવેછે કે "આલ્કોહૉલ શરીરની ગરમી વધારતો નથી પણ કમતી કરેછે તથા કાર્બોનિક ઍસિડ ગૅસનો બહાર નિકળતો જથ્થો ઓછો કરેછે. વળી તેથી યુરીયાનો જથો પણ સ્વભાવિક કરતાં થોડો બહાર નિકળેછે.

લાલમાંદ, પેરાં અને દુરોય જેવા પ્રખ્યાત પાછળના વધારે બારીકીથી પ્રયોગ કરનારા ફ્રેંચ ડાકટરો અને ઈ. સ્મિથ નામનો ઇંગ્રેજી ડાકટર, લીબિગનાં વિચારને કોઈ પ્રકારે મળતા થતા નથી. તેઓ કહેછે કે, આલ્કોહૉલ ફેફસાંમાં દહનક્રિયા (કમબશ્ચન) થી એટલે રસાયની સંયોગથી ગરમી પેદા કરતો નથી, અર્થાત્ આલ્કોહૉલનું પૃથક્કરણ થઈ તેના તત્વો ઑક્સિજન સાથ સંયોગ કરતા નથી, પણ સઘળો આલ્કોહૉલ જે હાલતમાં શરીરમાં દાખલ થાયછે, તેજ રૂપમાં જરા પણ ફેરફાર વગર દમ, પરસેવ, પિસાબ ઈ૦ માર્ગે શરીર બહાર નીકળેછે. તેઓએ લોહી, પિત્ત, પરસેવ, પિશાબ, મૂત્રપિંડ, કલેજું, એ સર્વેમાંથી આલ્કોહૉલ પૃથક્કરણ થયા વગરનો મેળવ્યો. ઉપલા મહાન ફ્રેંચ ડાકટરોનું સિદ્ધાંત એવું છે કે, દરેક દાખલામાં જેમ ક્લોરોફૉર્મ સૂંઘવા કે પીવા પછે તેને મળ છુટો કાઢનારાં અંતરાવયવો લોહીમાંથી ફેરફાર વગર છુટો પાડી શરીર બાહેર કાહાડી નાંખેછે, તેમજ આલ્કોહૉલને પણ કરેછે. તેઓ કહેછે કે, ક્લોરોફૉર્મ માફક, આલ્કોહૉલ પણ ભેજું અને કલેજાં સાથ સ્નેહાકર્ષણ ધરાવેછે, તથા ક્લોરોફૉર્મ માફકજ આલ્કોહૉલ જેવો લોહીમાં દાખલ થયો કે તુરત તેને દૂર કરવાના, સઘળી રીતના જોરાબંધ કાર્યો શરીરમાં ચાલુ થાયછે. મળ દૂર કરનારા અવયવો (એક્સક્રીતરી ઑરગન્સ) જ્યાં સૂધી આલ્કોહૉલ લોહીમાંથી તદન નીકળી ન રહે, ત્યાં સૂધી તેને બહાર કાહાડવાના પ્રયત્ન જારી રાખેછે.

ડાક્ટર પરસી, સ્ત્રૉચ અને મેસીંગ પણ આ ફ્રેન્ચ ડાકટરોની પહેલાં તેમના મતને મળતો અભિપ્રાય આપી ગયા છે, તથા ડાકટર સુબોટ જે એક વખત આ ફ્રેન્ચ ડાકટરોની વિરૂદ્ધ વિચારના પક્ષમાં હતો, તેણે હાલમાં પોતાના કેટલાએક પ્રયોગ કીધા તેમાં આલ્કોહૉલનો મોટો ભાગ શરીરમળ સાથ અંગ બહાર નીકળતો જણાવ્યો છે.

શરીરઉષ્ણતા વધારનાર તરીકે આલ્કોહૉલ કાંઈ ખરેખર સહેજ અસર કરી શકેછે. તે એટલીજ કે ભેજાં અને તંતુવિકારી રચનામાં પહેલાંજ ફરી વળી તેમનું સ્વભાવિક કાર્ય બદલીનાખી તેમના આધારે ચાલતાં બીજાં કાર્યો જોરામાં મૂકેછે તેમ શરીરની ઉષ્ણતા પેદા કરનારા સાધનો ઉત્તેજીત કરેછે. પરંતુ એક બારગી લીબિગના કહેવા મુજબ આલ્કોહૉલના તત્વો શરીરમાં દહન થઈ રસાયની સંયોગથી ઉષ્ણતા વધારી શકતા હોત, તોપણ ઉપર સમજાવ્યા પ્રમાણે નિર્ણય કરતાં પરિણામે આલ્કોહૉલ આપણે નકામો છે; કારણ, આપણા ખોરાકમાં લેવાતા તેલ અને ખાંડવાળા પદાર્થોના તત્વો શરીરમાં ઑક્સિજન સાથ સંયોગ કરવાથી જે ઉષ્ણતા પેદા કરે, તે આપણાં શરીરને માટે પૂરતી છે. આપણા સાદા ખોરાકમાં આવી ખોરાકી માત્ર શરીરની ગરમી જાળવી રાખવાને પૂરતી હોયછે એટલુંજ નહિ પણ તે વધારે હોયછે, જેથી શરીરમાં મુખ્યકરી ચામડી હેઠળ અને બીજા ભાગોમાં તે એકઠી થઈ રહેછે કે કોઈ વેળા ખોરાકીના જથામાં ખૂટ પડે તો તે કામ લાગી શકે. આ ઉપરથી દેખીતું છે કે, માણસ મધ્યમસર ખોરાકીમાંથી શરીરઉષ્ણતા જાળવનારો ખોરાક પૂરતો મેળવેછે. આ ગરમી જાળવનારી ખોરાકીની માફક કામ આવવાના વિચારથી તે સાથ આલ્કોહૉલનો ઉમેરો કરવાની કાંઈ જરૂર નથી પણ માત્ર અત્યાચાર છે. અને આપણે જોયું છે તેમ, આવી રીતે લીધેલો આલ્કોહૉલ ઘણો નુકસાનકારક છે. એ જાતે ખોરાક નથી. એ માત્ર રસાયની બનાવટ અથવા દવા છે જે જ્યારે માંદગીમાં ખોરાક જેરવવા હોજરીની શક્તિ સુસ્ત થઈ કિંવા બંધ પડી હોય; અથવાતો કોઈ એવા પ્રસંગ કે માંદગીમાં ખોરાક પચે ને પછી શરીરમાં ગરમી ફરી વળે તેટલો વખત મળી શકતો નથી, તે સમયમાં શરીરઉષ્ણતા જાળવવા ઉત્તેજન્ય તરીકે આલ્કોહૉલનો ઉપચાર કરી શકાયછે. ખરૂં જોતાં સાધારણ રીતે લોક ઉપયોગ કરેછે તેમ શરીરને ગરમ રાખવા દારૂ પીવાની કાંઈજ જરૂર નથી. ઠંડામાં ઠંડા મૂલકના લોકમાં પણ દારૂ લીધા વગર તેમનાં દિલમાં ચરબીવાળા ખોરાકનાં મોટા ભાગથી ઘટતી ગરમી રહી શકેછે. ચરબીવાળો પુષ્કળ ખોરાક તેઓ લેછે તેથી ગમે એવી કકડતી ટાઢ લાગતી હોય તે વખતે પણ પોતાનું શરીર ખુલ્લું મૂકવા જરા પણ ડરતા નથી. તેલ અથવા ચરબી શરીરની ઉષ્ણતા પેદા કરનારા બલિષ્ટ સાધન છે. સ્તાર્ચ અને ખાંડ તેનાથી ઉતરતાં છે. ઠંડા દેશમાં ચરબી, ગોસની ખોરાકી, અને તેલકટ ચીજો બીજા ખોરાક કરતાં પ્રેરણા બુદ્ધિથીજ વધારે પસંદ કરાયછે. મધ્યમ શીતવાળા દેશના રહેવાસી અનાજનો ખોરાક વધારે પસંદ કરેછે. અને સમશીતોષ્ણ દેશમાં આ બેહુ જાતની ખોરાકી ભેગી લેવામાં ડહાપણ છે. લાપલાન્ડર જેમ ચરબી બહુ હોંસથી ખાએછે તેમ હિંદુસ્થાનનાં લોક ચોખા ખાયછે અને યૂરપિયન સર્વે જાતની ભેળ ખોરાકી વાપરેછે. કેવી જગાએ કેવો ખોરાક લેવો તે આપણને કુદરત શીખાડેછે. તેના ઉદાહરણ માટે આપણે લાપલાન્ડર અને રશિયન લોકને લઈએ. એમનો

દિલપસંદ ખોરાક ચરબી અને તેલવાળો હોયછે. ઉત્તરધ્રુવ તરફના આવા દેશોમાં કુદરતેજ મગરમછ, રીંછ, સીલ માછલી વિગરે જાનવરો પેદા કર્યાંછે જેઓમાં તેલ ચરબીનો મોટો જથો હોયછે, અને તે જાનવરો ઉપર તેઓ ગુજરાન કરેછે. એવાં ઠંડા મુલકોમાં જ્યારે કોઈ જાયછે, ત્યારે એવી ચરબીવાળી ચીજો ખાવાની ટેવ કે શોખ ન છતાં તે ખાવાની વૃત્તિ થાયછે.

લીબિગ કહેછે કે ગરમી પેદા કરનારા ખોરાકના પદાર્થમાં, તેલના ૧૦૦ ભાગ જેટલી ગરમી પેદા કરેછે તેટલીજ ગરમી પેદા કરવા સ્તાર્ચના ૨૪૦, ખાંડનાં ૨૪૯ અને આલ્કોહૉલનાં ૨૬૬ ભાગ જોઇએછે. આ ઉપરથી પણ જણાયછે કે, ઉપલી સઘળી ખોરાકવાળી વસ્તુઓ કરતાં આલ્કોહૉલ જો લીબિગ કહેછે તેમ દહનક્રિયાથી ગરમી પેદા કરી શકતો હોત, તો ખોરાકના સઘળા પદાર્થ કરતાં ઉતરતી અને ઘણીજ કમતી ગરમી પેદા કરી શકેછે. બીજા શબ્દોમાં, ચરબી એક રતલ, અને વ્હિસકી કે બ્રાન્ડી ત્રણ રતલ એક સરખી ગરમી પેદા કરે એટલે કે અડધા રૂપીઆની કીંમતની ચરબી ૬ રૂપિઆથી ૮ રૂપિયા સુધીની કીંમતના બ્રાન્ડીની બરોબર ગરમી ઉત્પન્ન કરી શકેછે.

છેલ્લાં આપણે યાદ રાખવું જોઇએછે કે, આલ્કોહૉલમાં કાર્બન ને હૈડ્રોજનનાં પ્રમાણ રહેલાં છે તેથી ખાંડ, સ્ટાર્ચ અને તેલ જેવા પદાર્થોમાં એજ તત્વો જૂદાંજ પ્રમાણમાં છે.

દારૂ ટાઢ સહન કરવામાં કેટલો નિરૂપયોગી છે તે સિદ્ધ કરવાને નીચલી સાહદતો જરૂરની છે. આમની સભાની એક કારોબાર મંડલી આગળ રેવરન્ડ. ડબ્લ્યુ. સ્કોરસબીએ નીચે પ્રમાણે શાક્ષી આપી છે.

"હું સખત ઠંડા મૂલકના મારા અનુભવ ઉપરથી કહુંછું કે, જલદ દારૂ પીવા પછી જે પ્રતિક્રિયા થાયછે તેની અસર ભારે નુકસાનકારક છે. એવી વખતે મેં દારૂ મારા ખપમાં કદિ લીધો નહીં હતો અને હું સુખી રહેતો, તેનું કારણ એજ મને લાગેછે. જે માણસોને ઋતુની સખત ફેરફારવાળી હવામાં ખુલ્લું રહેવું પડેછે તેમના સુખ અને તંદુરસ્તીની જાળવણી માટે ચા, કાફી, દુધ અને પાણી દરેક ગુણમાં ચઢિયાતા છે. જલદ દારૂ ઠંડીના મુલકમાં નુકસાન કરતા છે એમાં લગાર પણ શક નથી. જે લોકને જલદ દારૂ આપવામાં આવે તેઓ બીજા કરતાં પેહેલાં ચાકરી કરવાને નાલાયક થઈ પડેછે. દારૂપીનાર ખલાસીઓ તદન સુસ્ત બનેછે ને કામમાંથી છટકી જવા વાહાણના જૂદા જૂદા ભાગમાં ભરાતા ફરેછે ને વારંવાર ઊંઘાતાં માલમ પડ્યા છે. કોઇ તોફાની વખતમાં કે અચબુચ આફતમાં દારૂની નિશા કરનાર ખલાસીઓ કરતાં દારૂ તદન ન લેનારાઓની મદદ હું બહુ પસંદ કરતો".

ડાકટર રશ પોતાની 'મેડીકલ. ઇનક્વાયરર' નામની ચોપડીમાં જણાવેછે કે શરીરમાં ઠંડીની અસર દારૂ ઓછી કરેછે એમ ધારવું એના જેવું બીજું ભૂલભરેલું કાંઈ નથી. પણ એથી ઉલટું દારૂ પીવાથી શરીરમાં ઠંડીથી થતી નુકસાની અને દરદોમાં વધારો થાયછે. દારૂથી ગરમી પેદા થાયછે પણ થોડીક વાર પછી હમેશ ઠંડી લાગી આવેછે. બૅકસ આ વાતની શાબિતીમાં અસરકારક દાખલો આપેછે. એક વેળા શિયાળામાં મેસેચ્યૂશેટ્સના કિનારાથી દૂરના ટાપુ આગળ એક વાહાણ

ભાંગ્યું તે વાહાણ ઉપર સાત માણસ હતા. એમાંના પાંચ જણે કિનારા ઉપર રહેવાનો ઠરાવ કરી રાતોરાત વાહાણ છોડી જવાનો વિચાર કર્યો. આ કોશેશ કરવા અગાઉ ચાર જણે દારૂ પીધો અને પાંચમાંએ બિલકુલ નહી પીધો. તેઓ સઘળા દરિયામાં ઝંપલાવી પડયા. એકતો કિનારે આવે તે પેહેલાં ડુબી મૂવો. બાકીના ચાર જમીન ઉપર આવ્યા ને દૂર રોશ્નની માલમ પડતી હતી તે તરફ પોતાનો રસ્તો ઊંડા બરફ અને કકડતી ટાઢમાંથી કાપ્યો. જે શખ્સોએ દારૂ પીધો હતો તેઓ એક પછી એક આગળ ચાલતાં લથડી પડયા, અને ઠુંઠવાઈ ગયા. પણ જેણે દારૂ નહી પીધો હતો તે સહીસલામત ઘેર પહોંચ્યો ને પાછળથી જીવવા પામ્યો.

એજ મતલબનો બીજો દાખલો ડાકટર મીલનર ફોધરગીલ આપેછેઃ—અમેરિકન લોકની એક ટોળકીએ સીએરા નીવેદા પસાર કરતાં 'સ્નોલાઈન' (જાથુ બરફ રહેવાની સીમા) ઉપર રાતની વેળા એક ખુલ્લી છાપડાં વગરની જગ્યાએ આવી પહોંચી વાસો કર્યો. ત્યાં જબરી ઠંડી પડતી હતી તે દૂર કરવા દારૂ વાપરયો. સૂતા પહેલાં કેટલાક જણે, ઘણોજ સ્પિરિટ પીધો, અને તેની હુંફમાં ખુશાલીથી સૂતા. બીજાઓએ મધ્યમ સર પીધો તેમને થોડી ઘણી ટાઢ લાગી હતી ; અને કેટલાકોએ મુદ્દલ પીધોજ નહીં, તેઓ ઠુંઠવાતા કોકડું વળીને સૂતા. ખુલ્લી હવામાં અને જમીનની ઉઘાડી સપાટી ઉપર સઘળાંને રાતના સૂવું પડયું. તેઓના અંગ ઉપર તેમના ડગલા સિવાય બીજું કાંઈ હતું નહી. સવાર પડતાં જેઓએ રાતના ઘણો દારૂ પીધો હતો તેઓ રાતની ટાઢથી ઠારીને મુડદાં થઈ ગયાં, તે મુદ્દલ ઉઠયાજ નહીં. જેઓએ થોડો પીધો હતો તેઓ ઠંડીથી ધ્રૂજતા કંગાળ સ્થિતિમાં ઉઠયા, અને દારૂ ન મળી શકયાથી જેઓ પોતાને રાતના કમનસીબ સમજ્યા હતા, તેઓ તદન આરોગ્ય ઉઠયા. જેઓએ દારૂ ન પીધો હતો તેમની ચામડીથી રાત્રે ટાઢ ન ખમાઈ દુખદ થયા હતા, તેમનું હ્રદય ગરમ રહ્યું અને જેઓએ ઘણો દારૂ પીધો હતો તેઓએ પોતાની ચામડીને ગરમી આપી, તેથી તેમના હ્રદયને જોખમ પહોંચ્યો અને તેથી તેઓ મૃત્યુ પામ્યા.

ડાકટર ફેરર જણાવેછે જે કકડતી ઠંડીના એક દિવસે હરણ પાછળ ભીની ઝાડીમાંથી પકડી પકડીને ભાંખડીએ (ક્રૉલીંગ) રસ્તો કાઢતાં તેનો જે બુઢો નોકર સાથે હતો તેને દારૂની બાટલીમાંથી એક ઘુંટડો પીવાને ફરમાવતાં તેણે જવાબ દીધો "આપ મેહેરબાન છો, પણ હું પીશ નહી સાહેબ, ઠંડ અતિ છે." નીચલા દાખલા પણ થંડમાં દારૂના ઉપયોગથી ગેરફાયદા દર્શાવેછે.

થોડાં વર્ષ ઉપર એક નાનું વહાણ રૂશિયામાંથી લોઢું ભરીને આવતું હતું, તે માર્ગ વચ્ચે રોહડ ટાપુમાં ન્યૂપોર્ટ આગળ રેતીના કિનારે તળીએ બેઠું. વહાણ ધણીની મરજી તેને ખાલી કરી બહાર કહાડવાની હતી. પણ તે વખતે બહુ થંડી સાથે પવન પૂર જોશમાં હોવાથી તે ઉપર બરફ ફરી વળ્યું અને વહાણ કિનારાથી ઘણું દૂર જોખમાયલું એટલે તે ખાલી કરવાનું માથે લેવાની હિમ્મત કોઈએ ભીડી નહિં. ત્યારે ન્યૂપોર્ટનો એક ડૉકમાસ્ટર, જે જલદ દારૂ કદી લેતો નહિ હતો, તેણે માથે લઈ પોતાનાં માણસ લાવ્યો. વહાણનો ભંડાર, જે પાણીથી તદન ભરાઈ ગયો હતો તેમાં છ માણસ પાણી ઉલચવાને લગાડયાં. કામ કરતાં તેઓએ છૂટથી પણ હદમાં જલદ દારૂ પીધો. તેમને એમ લાગ્યું કે દારૂની કોઈ પણ વખત જરૂર હોય, તો તે આજ હતી. પણ

બે કલાક સુધી આમ કામ કર્યાથી ઠુંઠવાયાને લીધે તેમણે કામ પડતું મૂક્યું. ત્યાર પછી શરીર જરા ગરમ કરી, થોડો વિસામો લઇને બહુજ નરમ ખાસિયતનો દારૂ પીને બીજીવાર કામ કરવા શરૂ કર્યું. આ વેળા તેઓ આગળ કરતાં વધારે સારૂં કામ કરવા લાગ્યા. પણ પહેલાંની ઠુંઠવાયાની અસર હજી તેમને હેરાન કરતી રહી. બીજે દિવસે પેલાં માણસોએ પોતાના ઉપરીના હૂકમ પ્રમાણે ચાલવાને કબૂલ કર્યું અને 'ઓત' આટાનો દૂધમાં પકાવેલો ખોરાક ગરમ ગરમ સહેવાય તેવો જેટલો ખવાય તેટલો લીધો. જોકે ઠંડી આગળા દિવસના જેવીજ સખત હતી, તોપણ ખોરાકના આ ફેરફારથી વગર થોભવે ચારથી સાત કલાક સુધી કામ કરવાને શક્તિવાન થયા ને તેટલો બધો વખત જરાએ ઠુંઠવાયા નહિં. તેમણે ઉપલો ઓતનો ખોરાક દર અરધે કલાકે લેતા જઇને રોજ કામ જારી રાખ્યું અને જ્યાં સુધી સઘળું લોઢું તેઓએ કિનારે ખેંચી લાવ્યું ત્યાં સુધી જલદ દારૂનું એક ટીપું વટિક લીધું નહિં. આથી તેઓમાંના કોઇની એક આંગળી વટિક થંડીથી ઠારી ગઈ નહતી.

સને ૧૮૨૫ ના શિયાળામાં એક રાત્રે તદન ખમી ન શકાય એવી કકડતી થંડીમાં ન્યુયૉર્કના બંદરમાં બે વહાણ આવતાં હતાં. તે વેળા ઉષ્ણતામાપક યંત્રમાં જે બિંદુએ પારો ઉતરેછે તે બિંદુ કરતાં પણ વધારે નીચે ઉતરેલો હતો. બેમાંનાં એક વહાણનાં કપતાને પોતાના ખલાસીઓને ઉપલી હવામાં દારૂ આપ્યો અને બીજા વહાણના કપતાને પોતાના માણસોને ગરમ કાફીથી બીજું કાંઈ આપ્યું નહિં. આનું પરિણામ એ આવ્યું કે બીજે દહાડે બંદરમાં પેલાં વહાણ આવ્યાં, ત્યારે જે વહાણવાળાઓએ દારૂ લીધો હતો તેઓમાંના ઘણા હીમથી કરપાઈ ગયા અને બીજા વહાણવાળા જેઓએ માત્ર કાફી લીધી હતી તેમાંના કોઇને ઇજા થઈ ન હતી.

સર જોન રૉસ ૧૮૫૨ માં લખતાં કહેછે કે "હું ગ્રીણોક ગયો, અને ત્યાં ચાર વર્ષ શિખાઉ તરીકે બંધાયો; એ અરસામાં મેં ત્રણ મુસાફરી વેસ્ટઈન્ડીઝમાં અને ત્રણ બૉલટીકમાં કરી; ત્યાં બંને ઋતુમાં કેફી દારૂની નુકસાનકારક અસરનું અવલોકન કરવાની મને સારી તક મળી. મેં પહેલી મુસાફરી જમૈકામાં કરી હતી, જ્યાં કપતાન અને કેટલાક ખલાસીઓ મરણ પામ્યા. **કદી પણ દારૂ પીવો નહી** તે સિવાય મેં મારા વિષે બીજી કંઈએ સંભાળ રાખી નહિ. જરાએ માઠી અસર લાગ્યા વગર હું સૂરજના સખત તાપમાં ફરતો, તુતકપર ઠારમાં સુતો અને ફળફળાદિ ખાતો; મેં થોડા વખતમાં મારી ટોપી અને જૂતા ખોયા, અને હું ઉઘાડે પગે અને ઉઘાડે માથે આમતામ દોડતો છતાં મેં કદિ દારૂ ચાખ્યો નહિ. અને અજાએબ જેવી સારી તંદુરસ્તી હું ભોગવતો હતો, તેનું કારણ હું તેજ એકલુ ગણુંછું. મેં બીજી મુસાફરી સેંટ પીતર્સબર્ગમાં કરી, જ્યાં મેં એવીજ રીતે શિયાલાના દિવસો કાઢ્યા. હું બરફપર ઉઘાડે માથે ને ઉઘાડે પગે અહિં તહિ દોડતો હતો, પણ મેં **દારૂ કદી ચાખ્યો નહીં**. પછી મેં હોનડયુરાસના અખાતમાં મુસાફરી કીધી, અને સાધારણ ખલાસી જે બધા મળીને બાર હતા તે સર્વ મરણ પામ્યા, અને વહાણની મુસાફરીથી હુંજ એકલો સ્વદેશ પાછો જીવતો આવ્યો; જેનું કારણ એજ કે હું **હમેશ જલદ દારૂથી તદન પરહેજ રહેતો હતો.** હવે મેં જે ઉત્તર ધ્રુવના દેશોમાં મુસાફરી કરી જેમાં ૧૮૨૯ ના એપ્રિલ મહિનાથી તે ૧૮૩૩ ના અકટોબર મહિના સુધી મને ૪ વર્ષ લાગ્યાં હતાં તે વિષે થોડા શબ્દો બોલ-

રીશ. મારી સાથના કોઈ પણ અમલદાર કે ખલાસીથી હું વીશ વર્ષે મોટો અને ત્રણ શિવાય બીજા બધાથી ત્રીશ વર્ષે મોટો હતો; તોપણ તેમાંના કોઈ પણ જે તંબાકુ અને દારૂનો ઉપયોગ કરતા તેમના કરતાં હું વધારે ટાઢ અને થાક ખમી શકતો હતો. આ ચીજોથી હું તદન વેગળો રહેતો".

ઘણુંકરીને સઘળા અનુભવી ડાક્ટરોનું એક સરખું મત છે કે ઠંડીનો અટકાવ કરવાવાસ્તે બિયર, વાઈન, કે સ્પિરિટ અગત્યના નથી. સર જૉન રીચર્ડસન, મી. ગુડસર, તથા ડાક્ટરો કીંગ, રૈ, કેન, હેઝ અને કેપટન કેનેડી, એ સર્વે, ઉત્તર ધ્રુવ તરફ શોધને વાસ્તે જે જે સ્વારિઓ ગઈ હતી, તેમાં સાથે હતા; તેમણે પોતાની અજમાયશ ઉપરથી તેવા સ્થળોની ઠંડીમાં પણ દારૂ ન પીવાની તરફેણમાં પોતાનાં મત આપ્યાં છે. ડાક્ટર હેઝ એવું કહે છે કે "આવી સ્વારીઓમાં હું દારૂ તો કદીજ આપતો નહીં. પણ જેઓ દારૂ પીતા હોય તેમને સાથે લઈ પણ ન જતો. અને જો દારૂ આપવાની કોઈ કારણથી ઘણીજ અગત પડતી, તો તે ઘણોજ થોડો આપતો; કારણ, દારૂ પીવાથી જે ચૈતન્ય ઉશ્કેરાય છે પછી થોડી વારમાં ઉલટુંજ ધાસ્તીભરેલું મંદપણું (ડીપ્રેશન) થાયછે." દક્ષિણ ધ્રુવનાં દેશોમાં અને ઘણી ઠંડીવાળી જગ્યાઓ જ્યાં મગરમચ્છને પકડવામાં આવેછે, ત્યાંનો ડાક્ટર હુકર પણ એવીજ રીતનું પોતાનું મત આપેછે. સર જેમ્સ રૉસના ઉપરીપણાં હેઠળ દક્ષિણ ધ્રુવ તરફમાં જે મંડળ પ્રવાસપર ગયું હતું તેમાં ડાક્ટરોમાંનો એક ડાક્ટર હુકર એવું કહેછે કે "અમારાં વાહાણ ઉપરનાં ઘણાક માણસો અને તેપણ જે સર્વથી સરસ ગણાતા હતા તેમણે કોઈ પણ દહાડો દારૂ પીધો નહતો. આવી રીતે પહરેજ રહેવાથી તેમને કાંઈ પણ હાનિ ન થતાં ચાર વરસ સુધી તેઓએ એક સરખી સારી તંદુરસ્તી ભોગવી હતી. ઘણાએક જણાઓને માટે કાફી પૂરી પાડવામાં આવતી. તુતક ઉપર ખુલ્લી હવામાં પેહરો ભરનારાઓને અગત્યકરીને કાફી પૂરી પાડવામાં આવતી હતી." ઇંગ્લંડની સરકારે થોડા વખતપર જે વિદ્વાનમંડળ ઉત્તર ધ્રુવ તરફ શોધને માટે સ્વારીએ મોકલ્યું, તે માટે એવી ગોઠવણ કરી હતી કે તેમાંનાં કોઇને દારૂ આપવો નહી. પીચીનચાના ઢાળ ઉપર ચહડતાં અલોઆએ ઘણો વખત થયું આવીજ રીતની અજમાયશ મેળવી હતી. હદસન-બે-કમ્પનીએ પણ અમેરિકાના ઉત્તર તરફના દેશો જ્યાંથી રૂવાં મળતાં હતાં તે અને જે દેશો ઉપર તેઓની ખૂદ સત્તા હતી તેમાંથી દારૂ વપરાતો તદન કહાડી નાખવાથી સર જે. રીચર્ડસન કહેછે કે કૅનેડિયન્સ અને ત્યાંના 'ઈન્ડિયન' કહેવાતા લોકની તંદુરસ્તીમાં મોટો સુધારો થયો હતો. કૅનેડાના કઠીઆરા જે જંગલોમાં પાઇન લાકડાં ફાડવાના ધંધામાં આખો શિયાળો ત્યાંજ રહેછે, અને બરફમાં પાડેલા ભોંકોમાં સ્પ્રુસ લાકડાનાં ડાંખળાં ઉપર ભેંસનાં ચામડા પાથરી સુવે છે, તેઓ પોતાની છાવણીમાં દારૂ મૂદલ લાવવા દેતા નથી, અને જો મળી આવેછે તો ફેંકી દેછે. ઘણા વખતથી રૂશિયન લોકે જાણી લીધું છે કે ઘણી ઠંડ હવામાં દારૂ લેવો ઘણો ગેરફાયદાભરેલો છે. તેઓમાં જ્યારે લશકરની કોઈ ટુકડી સવારમાં કૂચ કરવાની હોય, ત્યારે રાત્રે હુકમ કરેછે કે કોઈએ દારૂ પીવો નહી અને તે હુકમ બજાવ્યો છે કે નહી તે નક્કી કરવા બીજી કૂચ કરવાની આગમચ સિપાઈઓ ભેગા થાય તે દરેકનું મોઢું અમલદારો સુધી જોતાં દારૂ પીવેલા માલમ પડતા તેમને તુરત

લશ્કરી સંઘમાંથી કહાડી નાખી કૂચ કરતા અટકાવતા હતા. એવું માલમ પડ્યું છે કે, જેઓ દારૂ પીતા હતા તેઓ રાતના પડેલા દવથી ઘણુંકરીને હેરાન થતા હતા અને બીજી રીતે ઇજા પામતા હતા. દીએપ આગળ નાહતાં માણસોને લાંબો વખત સુધી દરિયામાં ખુલ્લાં ઉભાં રહેતાં ઠંડી લાગેછે, તે વખતે તેઓ દારૂ લેતા નથી; કારણ, તેથી તેઓ ઇજા પામેછે. જેઓ અત્યંત ઠંડીના મૂલકમાં રહી આવ્યા છે, અને જેઓએ ઉપર કહેલા દાખલાઓ આપ્યા છે, તેમની અજમાયશ ઉપરથી પણ ખાતરીપૂર્વક કહી શકાય છે કે શરીરમાં ગરમી લાવવા દારૂની કાંઈ જરૂર નથી એટલુંજ નહી, પણ તેની અસર ભયભરેલી છે.

આઠ વર્ષ આગળ ઘણી સખ્ત માંદગીમાંથી પાછા ઉઠવાની કાંઇજ આશા ન છતાં આ ગ્રંથનો કર્ત્તા સાજો થયો, ત્યારે એટલી નાતાકાદી થઈ હતી કે તેના મહેરબાન તબીબોએ તેને ડાકટરી વિદ્યાનો નિમેલો ક્રમ લગભગ પૂરો કરી રહેલાં છતાં આગળ રહેલો સહજ અભ્યાસ નહિ કરવાની ભલામણ કરી હતી. તેમ છતાં તે પોતાની નાતવાન ગતિ સુધારવા, તથા પોતાનો રહેલો અભ્યાસ પૂરો કરી સનદ મેળવવાને ઇંગ્લંડ પધારયો. આ સમયે ત્યાં ઠંડી એવી સખ્ત પડી હતી કે તેવી ૨૦ વર્ષ આગળ કોઇ કાળે પડી ન હતી. જ્યાં નજર પડે, ત્યાં બરફનાં ઘણાં જાડાં થરની પીછોડી પથરાયલી ને બરફના વરસાદ વરસતા હતા; તથા લંડનનું પાણી રોગિષ્ટ ગણાયછે, માટે ત્યાં ઘણાં ખરાં લોક બિયર જેવો ગીણવાળો નરમ દારૂ પીએછે; તોપણ કર્ત્તા ગરમ દેશનો રહેવાસી અને અતિ નબળી દેહમાં હતો છતાં એક વર્ષ સુધી ઇંગ્લંડ રહેતાં તેણે ઉપર જણાવેલી જેવી સખ્ત ઠંડીમાં કે બીજી કોઈ વખતે કોઇપણ જાતનો દારૂ વાપરયો નહિ અને આ દેશ કરતાં અધિક શ્રમ કરવાની સમર્થતા સાથે ઘણી સારી સુખાકારી ભોગવી.

---

## પ્રકરણ ૬.

## ગરમી સહેવવામાં દારૂ વિષે ભ્રમ.

દારૂ ઠંડીની બેચેન કરનારી અસરની સામે શરીરને ટકાવ કરવા કેટલે દરજ્જે ઉપયોગનો છે તેની તપાસ કરયા પછી અતિઘણી ગરમીની સુરત કરી નાખતી અસરમાં તે હોંશિયારી લાવવાને કે શરીરને ટકાવી રાખવામાં કાંઇ ઉપયોગનો છે કે નહીં તે હવે આપણે તપાશીએ.

શરીરવિજ્ઞાનશાસ્ત્રવેત્તાને સારીરીતે ખબર છે કે જ્યાં વધારે ગરમી હોયછે, ત્યાં માણસ જેવાં ગરમ લોહીવાળાં પ્રાણીઓમાં શ્વાસ લેવાની ક્રિયા થોડી ગરમીનાં મૂલકો કરતાં વધારે ઓછી ઝડપથી ચાલેછે. શરીરઉષ્ણતા તેની હદમાં પ્રમાણસર રાખવા સારૂ ગરમી પેદા કરનારો ખોરાક કેટલો ખપાવવો તેનો અંદાજો રાખવાની શરીરરચના પોતામાં શક્તિ ધરાવેછે. આપણે આગળ જણાવ્યું કે આપણાં શરીરમાં ઉષ્ણતા, તેલ-ચરબી વાળી ખોરાકીમાંની કાર્બન ને હૈડ્રોજનનો, ઑક્સિજન

સાથ લોહીમાં સંયોગ કિંવા દહન થાયછે તેથી પેદા થાયછે; તથાપિ તે સંયોગ કિંવા દહનથી જે કાર્બોનિક ઍસિડ ગૅસ, અને પાણીની વરાળ બનેછે, તે દમ વાટે હવાસાથ બહાર નીસરછે; હવે કાર્બોનિક ઍસિડ ગૅસ અને પાણીની વરાળનો કેટલો જથો ચોકસ વખતમાં શ્વાસ મારફત નીકળ્યો, તે જાણવાથી તેલવાળો ખોરાક ઉષ્ણતા પેદા કરવા, શરીરમાં કેટલો ખપ્યો તે માલમ પડેછે. જો વધારે કાર્બોનિક ઍસિડ ગૅસ નીકળી હોય, તો વધારે ખપ થયલો હોવો જોઇએ, અને તેને માટે કાર્બન ધરાવતા તેલવાળા ખોરાકની શરીરમાં વિશેષ જરૂર દર્શાય છે.

લેતીલ્યરે અખતરા કરી સિદ્ધ કર્યું છે કે પક્ષીઓ જ્યારે ૮૬° અંશથી ૧૦૬° અંશ સુધીની ગરમ હવામાં શ્વાસ લેછે, ત્યારે પોતાના દમમાંથી તેઓ જે કાર્બોનિક ઍસિડ ગૅસ બહાર કાહાડે છે તેનો જથો, જ્યારે તેઓ ૩૨° અંશની ઓછી ગરમ હવામાં દમ લેતાં કાહાડેછે, તેના કરતાં કદાચ $\frac{1}{3}$ ઓછી હોયછે; અને નાનાં આંચળવાળાં પ્રાણીઓ ઉપર અખતરા કરતાં તેણે નક્કી કર્યું કે એ પ્રાણીઓ ૮૬° થી ૧૦૬° અંશ સુધીની ગરમ હવા શ્વાસમાં લેતાં જે કાર્બોનિક ઍસિડ ગૅસનો જથો બહાર કાહાડે છે, તે ૩૨° અંશની ઠંડી હવામાં શ્વાસ લેતાં અડધો ભાગ ઓછો હોય છે, વીઅરઑર્ડતે પોતા ઉપર આવો અખતરો કીધો અને તે ઉપરથી માણસજાત વિષે એજ રીતનું પરિણામ તેણે સિદ્ધ કર્યું. તે જણાવેછે કે ૨૪° અને ૪૭° અંશ જેટલી ગરમ હવામાં કાર્બોનિક ઍસિડ ગૅસનો જથો જે તેણે શ્વાસવાટે બહાર કાહાડ્યો તે ૧૮$\frac{3}{4}$ ઘનઇંચનો હતો અને ૬૬° થી ૯૨° અંશની ગરમ હવામાં બહાર નીકળી તેનો જથો ૧૫$\frac{3}{4}$ ઘનઇંચ હતો. આ ઉપરથી સ્પષ્ટ છે કે વધારે ગરમીમાં થોડી કાર્બોનિક ઍસિડ ગૅસ બહાર નીકળેછે અને તેથી તેલ-ચરબી જેવા દાહ્ય (કમબસ્તીબલ) પદાર્થોની શરીરને થોડી ગરજ છે. ગરમ દેશોના રહેવાસીઓ માટે ઉષ્ણતા પેદા કરનારી ખોરાકી ઠંડા મૂલકના વતનીના જેટલી જોઇતી નથી અને એ પ્રત્યક્ષ છે; કારણ, કુદરતેજ ઠંડા દેશોના રહેનારા માટે એવો ખોરાક પેદા કીધો છે કે જેમાં ગરમી પેદા કરે એવા ચરબીવાળા અંશ હોયછે તથા ગરમ દેશોના રહેનારા માટે ભાજીપાલા અને સ્તાર્ચ વગેરે જેમાં સાકરનો ભાગ હોયછે અને જે ચરબીવાળા ખોરાકજેટલી ગરમી પેદા કરતા નથી, તે ઉત્પન્ન કર્યા છે.

આટલું યાદ રાખવું કે શ્વાસોચ્છ્વાસ ક્રિયા માત્ર શરીરઉષ્ણતા પેદા કરવા સાથેજ સંબંધ રાખતી નથી, પણ શરીરનો જે વ્યર્થ કચરો લોહીમાં એકઠો થાય તે લોહીમાંથી બહાર કહાડી નાખવા પણ એ ક્રિયા એક અતિ આવશ્યક ઉદ્દેશ જાળવે છે. લોહીમાં જે ઑક્સિજન શ્વાસોચ્છ્વાસથી ચૂસાય છે, તે શરીરનાં ખપી રહેલાં નિરૂપયોગી રજકણોની કાર્બન અને હેડ્રોજન સાથ મળેછે; તથા તે સંયોગથી જે કાર્બોનિક ઍસિડ ગૅસ અને વરાળ બનેછે, તે ફસનાં મેળા જાંબુડાં લોહી સાથ ફરતાં ફેફસાંમાં આવેછે અને ત્યાંથી શ્વાસવાટે શરીરબહાર નીકળી જાયછે. તથા હેડ્રોજન સાથ મળી યૂરિયા નામનો ક્ષાર થઇ મૂત્ર ભેળો દૂર કરાય છે. શરીરના રદ થઇ પડેલાં તત્વોને બહાર નીકળવાની આ એક રીત છે. આ કૃતિ યથાસ્થિત ચાલવા માટે શ્વાસમાં પૂરતા જથામાં ઑક્સિજન જવી જોઇએ; પણ આપણે હવડાં કહ્યું કે ગરમીની વખતે શ્વાસોચ્છ્વાસની ક્રિયા ઓછી ઝડપથી ચાલવાને લીધે થોડી ઑક્સિજન શરીરમાં દા-

પન્ન થઈ શકેછે અને તેથી શ્વાસમાં જે કાર્બાનિક ઍસિડ ગૅસ નીકળેછે તેનો સામટો જથ્થો ઓછો હોયછે, એટલે શરીરનો કચરો કમતી બહાર નીકળેછે. એ ઉપરથી ખુલ્લું સમજી શકાશેકે ગરમી, અગર જે કોઈ બીજું કારણ શ્વાસોચ્છ્વાસના કાર્યને આડે આવે, તે શરીરની અંદરના વપરાઈ ચૂકેલા રજકણોને બહાર નીકળતાં હરકત પહોંચાડે છે. હવે આપણે આગળ કહ્યું તેમ જ્યારે ઑલ્કોહૉલથી શ્વાસોચ્છ્વાસના કાર્યમાં અટકાવ થાયછે તથા ઑલ્કોહૉલની અસરથી લોહીમાં ઑક્સિજન ચુસાવાની શક્તિ કમ થાય છે, ત્યારે ઉપલી હકીકત પ્રમાણે ઠંડ હવાની ભૂમિ કરતાં ગરમ ભૂમીમાં આવો અવરોધ બે કારણો સામટો કરે, ત્યારે અલબત અધિક હાનિ થવી જોઇએ. જ્યારે ઑલ્કોહૉલ લોહીમાં ભેળાયછે, ત્યારે શ્વાસોચ્છ્વાસની ક્રિયાથી રદી ઝેરી તત્વો શરીરબહાર પૂરતા નીસરતા નથી, તથાપિ વળી ગરમ દેશોમાં શ્વાસોચ્છ્વાસ બરાબર ન ચાલે તેમાં ઑલ્કોહૉલની શ્વાસોચ્છ્વાસને અટકાવનારી ખાસ અસર થાય, તો પરિણામે શરીર કચરાનાં વિષ મગજ અને બીજા અવયવોમાં લોહી સાથ ફરતાં રહી મંદપણું, સુરતી, બેચેની, તથા રોગી અવસ્થા ઉપજાવેછે.

આ સારી રીતે જણાયલું છે કે જ્યાં ઠંડી હવા હોયછે તે કરતાં જ્યાં ગરમ સૂરજ તપેછે, ત્યાં ઑલ્કોહૉલ ઘણાજ થોડાં પ્રમાણમાં લીધો હોય, તોપણ તે પીનારને છાકટ કરી નાખેછે. જેઓને આ વાત ખબર નથી તેઓ એવું સમજેછે કે તેઓ જે દારૂ પીએછે તે તેમના વિચાર પ્રમાણે ઘણાજ થોડા જથામાં છે અને તેઓ જાણે કાંઈ પીતાજ ન હોય, એમ સમજેછે, તે છતાં જરા વારમાં તેઓ ઘણા થોડા દારૂથી પીડાય છે, અથવા છાકટ બની જાયછે.

વળી આપણને એવું રોશન છે કે, જ્યારે અતિ ઘણી ગરમ હવામાં મહેનત કરવાને વધારે યોગ્ય થવા માટે દારૂ પીવામાં આવેછે, ત્યારે પીનારને ઘડીભર ઉશ્કેરીને તુરત તે ઉલટી અસર કરેછે અને પીનારનું મગજ તથા શરીર સુસ્ત થઈ જાય છે. જેથી જેઓ સહેજ ઘણો દારૂ પીએછે તેમને કામ કરતાં કરતાંજ અધુરૂં મૂકી દેવું પડેછે; કારણ, શરીરનાં જે વ્યર્થ પદાર્થો લોહીની ઑક્સિજન સાથ મળી શરીરમાંથી શ્વાસ મારફત નીકળી જઈ લોહીને સ્વચ્છ કરવું જોઈએ, અને ઑક્સિજનથી ભરપૂર લોહી શરીરમાં ફરવાથી શક્તિ આવવી જોઇએ, તે અહિ બનતું નથી, ત્યારે તેમનાથી મહેનત કરી શકાતી નથી. આલ્કોહૉલ શરીરના ક્ષય પામેલા ઝેરી અંશને લોહી બહાર નીકળી જતાં અટકાવેછે અને તેજ અસર જે ગરમ પ્રદેશોની હવામાં નિર્માણ છે તેમાં વધારો કરેછે. વળી ગરમ દેશના દારૂ પીનારાઓમાં કાળજાંનું દરદ થાયછે તેનું એક સબળ કારણ એ છે કે, લોહીમાંથી વિષમય વ્યર્થ પદાર્થો ફેફસાંના કાર્યથી શ્વાસ વાટે બહાર નીકળતા આલ્કોહૉલ અટકાવેછે, તેથી મેલું લોહી કલેજાંમાં આવેછે; પણ વિષ બહાર ફેંકી દીધા વગર જીવન ચાલી શકે નહી તેથી તેનો નિષેધ કરવાનું શ્વાસોચ્છ્વાસનું કાર્ય પણ કલેજાંને કરવું પડેછે અને તેનાં સ્વભાવિક કાર્યોમાં રોકાણ થઈ દહેશતકારક દરદો ઉભાં થાયછે.

વળી લોકના મગજમાં એવો ખોટો ખ્યાલ બેઠો છે કે, ઘણી ગરમીમાં શરીરમાંથી પુષ્કળ પરસેવ બહાર પડવાથી શરીર કમજોર થાયછે, માટે તેને ટકવી રાખવા આલ્કોહૉલની ખચ્ચીત ગરજ છે. પરસેવની મારફતે લોહીમાંનું પાણી બહાર નીકળી

જાયછે માટે આલ્કોહૉલ પીવાથી લોહી સાથ ભેળાઈ તે પાણીની ખુટ પૂરી પાડશે એમ વિચારવું ઊંધું છે. ખરૂં જોતાં ઘણો પરસેવ પડવાથી શરીર કાંઈ નબળું થતું નથી. ગરમ હવામાં ઘણો પરસેવ છોડવી કુદરત આપણા લાભ કાજે બે અમૂલ્ય ગરજ સાચવેછે. પહેલી, આપણે વર્ણવ્યું તેમ ગરમ દેશમાં શ્વાસોચ્છ્વાસ પૂરતો ઝડપથી ચાલતો નથી, તેથી વ્યર્થ પદાર્થો લોહીમાંથી શ્વાસવાટે બહાર જતા અટકેછે તે શરીરમાંથી દૂર કાઢવામાં પરસેવ સાહ્ય થાયછે. અને બીજી, શરીરની જેટલી કુદરતી ગરમી છે, તેમાં પરસેવ વરાળ રૂપે આસપાસની વાતાવરણમાં ઉડી જતાં, શરીરગરમી કમતી કરેછે અને બહારની અતિ ઘણી ગરમીથી વધારો થતો અટકાવેછે. પરસેવ ગમે એટલા મોટા જથામાં નીકળતો હોય પણ તેની અસર શરીરને નબળું કરનારી નથી; તે એટલુંજ કરેછે કે, લોહીની અંદરનો પાણીનો ભાગ ઘટાડી નાખેછે, જે આપણે પાણી પીએછીએ, ત્યારે હોજરીમાંથી લોહી પાછો ચુસી લેછે. આના પૂરાવામાં આપણે જાણવું જોઈએ છે કે, જેઓ ઘણા ગરમ પ્રદેશોમાં રહેછે અને શરીરશ્રમ સ્વભાવિક કરેછે તેમને જો પીવાને પાણીનો પુરતો જથો મળેછે, તો તેમને શરીરબળ ઓછું થતું કદિ લાગતું નથી. જ્યાં ઘણો તાપ પડેછે ત્યાંનાં દારૂ પીનારા અને અગત્યકરી ત્યાં રહેતા યુરપિયન લોક દારૂ ઘણો પીએછે, જેથી તેઓ ગરમી સહેજ સહન કરી શકેછે તેનું કારણ આપણે આગળ જણાવ્યું તેમ દારૂની શરીરને ઠંડું કરી નાંખતી ખાસિયત છે. ઘણા તાપમાં પરસેવો છુટેછે અને તે સુકાઈ જતાં શરીરને ઠંડક લાગેછે. જેમ એક પાણીથી ભરેલા કુંજાની આસપાસ પાણીથી ભીજાવેલું લુગડું વીંટાળી તેને તાપની જગાએ મૂકીએ છીએ, અને તેથી ભીજાવેલો કટકો સુકાતાં તેનું પાણી વરાળ રૂપમાં ઉડી જવાથી ઠંડક પેદા થઈ કુંજાની અંદરનાં પાણીને ઠંડું કરેછે, તેમ ઘણો તાપ પડવાથી આપણાં બદનમાંથી પરસેવો છુટે છે અને તે સુકાઈ જતાં આપણાં બદનને ઠંડક પમાડેછે. એવી મતલબથી કુદરત ગરમીના દિવસોમાં પરસેવો છોડવેછે, તેમાં દારૂ પીધાથી પરસેવો પેદા કરવાનું કાર્ય વધારે ચાલેછે. દારૂથી શરીરની ઝીણી રગો ફૂલીને તેમાં પસાર થતું લોહી ગરમીને લીધે પોતાનો પાણીનો ભાગ પરસેવાના આકારમાં બહાર પાડેછે અને તે સુકાતાં ઠંડક લગાડેછે. શરીરની સપાટી ઉપરનો પરસેવો આસપાસની હવામાં વરાળ રૂપે ઉડી જતાં તે રૂપમાં બદલાવા માટે અંગની ગરમી પોતામાં ચુસી લેછે અને તેથી ત્યાં સપાટી ઉપર ઠંડક ઉપજેછે. જો હવા સુકી હોય, તો પરસેવો જલદી સુકાઈ જાયછે. પણ જો ભિનાસ હોયછે તો સુકાતો નથી અને તે અંગ ઉપરજ રહી દિલમાં કચવાટ કરેછે અને શરીરવ્યાધિઓ ઉત્પન્ન કરેછે. આવા પરસેવવાળાં અંગ ઉપર બહારની હવાનો ઝપાટો લાગેછે તો શરીરનાં અંતરાવયવોમાં સોજો પેદા કરેછે. ઘણી ગરમીમાં શરીરને મહેનતમાં નાંખવાથી જે ચોકસ જાતની થાક ચઢેછે તેનું કારણ તે વખતે ઘણો પરસેવો પડેછે તેથી લોક સમજેછે. પણ ખરી બીના તો એ છે કે, જે બદન પુષ્કળ પરસેવાથી પાણીપાણી થઈ જાયછે અને જે પાણી બદનના કપડાંને લાગી તેને ભીજવી નાંખેછે, તે પાણી વરાળ રૂપ પકડી શરીર ઉપરથી સ્વભાવિક ઉડી જવું જોઈએ, તે કૃતિમાં અવરોધ થવાથી બદન થાકેલું લાગેછે. ચામડીની સપાટી ઉપરના પરસેવને આસપાસની હવામાં ભિનાસ હોવાથી વરાળ રૂપે ઉડી જતાં અટકાવ થાયછે, તેથી પરસેવથી ઠંડક લાગતી અસર અમલમાં આવતી નથી, ત્યારે બદ-

નની ગરમી એટલી વધેછે કે તેથી સુસ્તી, બેચેહની તથા ઇજા થાએછે. એ સાથ વળી થાક અને બેચેહનીના બીજાં કારણો તરીકે આવી હવાની સ્થિતિમાં શરીર માંહેથી શ્વાસવાટે બહાર નીકળતી કાર્બોનિક એસિડ ગેસનો ઘટાડો હોયછે તથા ચામડીમાંથી જે કચરો બહાર નીકળેછે તેમાં થતી અડચણને લીધે બદનનાં ફરતાં લોહીમાં વ્યર્થ પદાર્થો એકઠાં થઇ રહેછે. અને એ અવશ્ય કારણોથી ચોકસ જાતની થાક ભિનાસવાળી ગરમ હવામાં માણસને લાગેછે. ગમે એટલી હવા ગરમ હોય પણ તેમાં ભિનાસ ન હોય, યાને હવા સુકી હોય તો વધારે મહેનત થઇ શકેછે, અને બદન થાકતું નથી; પણ ઉષ્ણકટિબંધના દેશોની થોડી ગરમ હવામાં પાણીનો વરાળ રૂપી ભાગ ભેળાયલો રહેવાથી માણસ જલદી થાકી જાયછે. આ બેશક ખરૂં છે કે, ઓછી ગરમ પણ ભિની હવાના કરતાં ઘણી ગરમ પણ સુકી હવામાં પરસેવની ભિનાસ વધારે જલદી વરાળરૂપે ઉડી જાયછે. હવે આપણને સમજ પડશે કે, ચામડીમાંથી ઘણો પરસેવો નીકળ્યાથી આપણને થાક લાગતી નથી. પણ કોઈ ગરમ અને ભિની હવામાં ચામડીપરનો ભિનાસ વરાળ રૂપે ઉડી ન જવાને લીધે શરીરની કુદરતી ગરમી વધેછે અને થાક વધારે લાગેછે. ત્યારે આ દેખીતું છે કે, ભેજાં ઉપર થતી આલ્કોહૉલની ચોકસ વિષકારક અસરો એક કોરાણે રાખતાં ગરમ હવા જ્યારે ભિનાસવાળી હોય, ત્યારે શરીરશ્રમ કરતાં જે સ્વભાવિક ઘાસ થાય, તેમાં આલ્કોહૉલનો ઉપભોગ બીજો વધારે ઘસાડો કરીને ઇજા પહોંચાડેછે. આ વળી સારી રીતિ નિર્ણય થયલું છે કે ગરમ દેશોમાં મહેનત કરી જલદી થાકવું નહીં હોય, તો આલ્કોહૉલ કદી ઉપયોગમાં લેવો નહી, તેનો ખુલાસો નીચે આપીશું. ગરમ હવામાં હમેશા રહેતાં, શરીરને તાજું કરવા અર્થે આલ્કોહૉલ લેવામાં આવેછે, ત્યારે તે બે રીતે કામ કરેછે. પહેલાં, તે ઘડીભર પાચનશક્તિને તેજસ્વી કરેછે અને બીજું, ખાનાસાથ પીવાથી તે થોડીક ક્ષણ મગજ અને સ્નાયુની શક્તિઓ ઉત્તેજીત કરેછે પણ તેથી કેવાં પરિણામ નિપજેછે તે જોઇએ. સાધારણ રીતે એવું માનવામાં આવેછે કે, મધ્યમ ગરમીમાંથી અધિક ગરમીની જગ્યામાં જઇને રહેતાં માણસની ભૂખ કમતી થાયછે, તે ગરમ હવાની નાતવાન અસરને લીધે છે. પણ ખરૂં કારણ એમ છે કે, ગરમ મૂલકમાં કાર્બોનિક એસિડ ગેસ દમમાંથી થોડી બાહેર નીકળેછે અને શરીરમાં ગરમી પેદા કરનારા અથવા દાહ્ય પદાર્થવાળા ખોરાક (કમબસ્તીબલ મેટીરિયલ્સ) ની કુદરતીજ ઓછી ગરજથી ભૂખ ઓછી થાયછે. ત્યારે દારૂની મદદથી કુદરતનાં માંગવા કરતાં વધારે ખોરાક ખાઇ પેટમાં વધારે બોજો કરવા કરતાં થોડો ખોરાક ખાવો સ્વાભાવિક છે. ગરમ દેશોનાં દરદો વિષે સઘળા ત્યાંનાં નામાંકિત વૈદોનું મત છે કે એવા દેશોમાં દારૂની ખાસ અસરોથી ખરાબી કરવા ઉપરાંત જોઇએ તેથી અધિક ખોરાક ખવડાવીને મોટી ખરાબી કરેછે. વધારે ખોરાક માટે વધારે દારૂ પીએ, ત્યારે ગરમ દેશમાં લોહીમાં પોષણનો જેટલો ભાગ જોઇએ તે કરતાં વધારે તેમાં ભેલાયછે, તે બોજો, અને દારૂથી કરી દમ લેવાની ક્રિયામાં ખલલ થવાને લીધે શરીરનાં ઘસાયલા સઘળા વ્યર્થ પદાર્થોનો જમા થયલો કચરો દૂર કરવાનો બોજો, બંને એકદમ કલેજાં ઉપર આવી પડેછે, તેથી તરેહવાર દરદો ઉભળેછે; તેમાં કાળજાંમાં સુઝ ચઢેછે અને પાકાં ગડ માફક (ઇનફ્લેમે-

શન ઍન્ડ ઍબ્સેસ ઑફ ધી લીવર) પાકેછે. આ દરદ હિંદુસ્તાનમાં ઘણું સાધારણ હોવાનું સદરહુ એક મોટું કારણ છે. મુખ્ય કરી યુરોપિયનો, પારસીઓ અને બીજા દેશીઓ ગરમીના મુલકમાં યા ગરમીની ઋતુમાં દારૂ ઉપર મારો ચલાવ્યાથી આ દરદના જલદી ભોગ થઈ પડેછે, તે સૌને રોશન છે.

આલ્કોહૉલની શરીર કે મગજ ઉપર શરૂમાં જેટલી ઉસ્કેરનારી અસર તેટલીજ પાછળથી મંદપણું અને બેચેની લાવનારી અસર હોયછે, તેનું પરિણામ હિંદુસ્તાન જેવાં ગરમ અને લૅપલેન્ડ જેવા ઠંડા મુલકમાં લગભગ એકસરખુંજ નિવડેછે. તફાવત માત્ર એટલોજ કે દારૂ પીવાની સદા ટેવ રાખવાથી તેની હાનિ ઠંડી હવાના મુલક કરતાં ગરમ રૂતુવાળામાં અતિ વધારે નારાકારક થાયછે. હવે દારૂના ઉપયોગ વગર ગરમ દેશોમાં થાક ચઢયા વિના શરીરને મહેનત કરવાની શક્તિ રહેછે, એવા વિચાર સાથે કેટલાએક જુદા જુદા પુરૂષો તેમ મંડળોની અજમાયશ કેટલે સુધી અનુસરતી છે, તે આપણે તપાસીએ. પહેલાં આપણે મરનાર મી૦ ગાર્ડનરની સાહાદત ટાંકીએ. આ એક ઘણો બાહોશ તબીબ હતો, જેણે કેટલાંક વર્ષ ભારી મહેનત સાથ બ્રઝીલમાં વનસ્પતિવિદ્યાની શોધ પાછળ કાહાડચાં હતાં. ત્રણ વર્ષ સુધી મુસાફરી કરતાં તે કહેછે કે તેણે તે દેશાની ઘડી ઘડીનો બદલાતી હવામાં અને ખાવાપીવાની તંગીમાં ફકત પાણી ને ચાહ સિવાય બીજો પ્રવાહિ લીધો ન હતો. તે જેવો બ્રઝીલ જઈ પહોંચ્યો તેવું તેને કહેવામાં આવ્યું કે ત્યાંનાં પાણી સાથે તેને દારૂ યા બ્રાન્ડી વાપરવો જરૂર પડશે. પણ તે તેને તુરત નકામું જણાયું અને અનુભવ ઉપરથી શાબિત થયું કે જેઓ સુરજના તાપ તડકામાં મહેનત કરેછે તેમને માટે વિશેષ કરીને દારૂ નુકસાનકારક છે. તે કેહેછે કે જે કોઈ નિશાનો દારૂ પી નિત્ય સુરજના પૂરણ તાપમાં મુસાફરી કરેછે તેનું માથું દુખ્યા વિના રહેતું નથી; અને જે દેશોની હવા ઝેરી છે, ત્યાં દારૂ પીનારને ફેલાતો ચેપ લાગુ પડવાનો પહેલો સંભવ છે.

સર જેમ્સ બ્રુક જેને બોરનિયોની રૈયતે પોતાનો રાજા નેમ્યો હતો તેની શાક્ષી ઉપર સરખીજ વજનદાર છે. તે કહેછે કે આલ્કોહૉલથી પહરેજ રહેવામાં શરીરની સુખાકારી જરૂર જળવાયછે અને વળી વધારે મહેનતનો બોજો ખમવાની શક્તિ કાયમ થાયછે. એજ રીતે મી. વૉટરટન દારૂથી પહરેજ રહેવાથી પોતાનાં આરોગ્યતા અને બળ કાયમ રાખી શકયો હતો. અને તેથીજ તે ગરમ દેશમાં ઘણાં વરસ સુધી મહેનત અને રંજ ખેંચવાને શક્તિવાન થયો. ડાકટર ડૅન્યલ કે જે ઘણો વખત સુધી પશ્ચિમ આફ્રિકાના ગરમ ભાગોમાં વૈદ્યનો ધંધો કરતો તે જણાવેછે કે તેના અનુભવમાં આલ્કોહૉલનો ઉપયોગ મહેનત કરવાની શક્તિનો ખરો શત્રુ લાગ્યો હતો. ડાકટર મોઝલી, જેણે ગરમ દેશના રોગો ઉપર ગ્રંથ લખ્યો છે, તે જણાવેછે કે "મારા પોતાના અનુભવ અને જ્ઞાન ઉપરથી તેમજ બીજાઓના અવલોકન અને આચાર ઉપરથી હું હિમ્મતથી કહી શકું છું, કે જેઓ ગરમ દેશમાં ફકત પાણી પીએછે તેઓ ત્યાંની ઋતુથી હેરાન ન થતાં, જબરામાં જબરી મહેનત જરા પણ અગવડ વિના કરવાને શક્તિવાન થાયછે." ઇંગ્રેજી સિપાઈઓ જેઓ હિંદુસ્થાનમાં નોકરી કરેછે તેમાંથી જેઓ આલ્કોહૉલથી પહરેજ રહેછે તેઓ દરદથી વેગળા રહેછે, એટલુંજ નહી, પણ ઘણી સારી રીતે મહેનત કરવા શક્તિવાન થવા ઉપરાંત સર્વ પ્રકારનો તેઓ લાભ મેળ-

વેછે. ઈ. સ. ૧૮૪૭ ના સાલના પહેલા ભાગમાં ઇંગ્રેજી ૮૪ મી પલટણ મદરાસથી સીકન્દ્રાબાદ કૂચ કરી ગઈ. આ બે સ્થળ વચ્ચે તફાવત ૪૦૦ થી ૫૦૦ મૈલ જેટલો છે. એ કૂચ કરતાં ૪૭ દિવસ લાગ્યા અને એટલો વખત લશ્કરી સિપાઇઓ દારૂથી તદન અથવા લગભગ વેગળા હતા. મદરાસ છોડવા પૂર્વે સિપાઇઓએ માંહોમાંહે ઉઘરાણું કરી કાફી પૂરી પાડવાનું એક ખાતું ઊભું કર્યું. રોજ પરોઢિયામાં જ્યારે તંબુ ઉચકવામાં આવતા, ત્યારે કૂચની વેળા સિપાઇઓને અપાતા દારૂ બદલ દરેક જણને એક પાઇન્ટ કાફી અને બિસકીત પૂરી પાડવામાં આવતી. અડધો દહાડો કૂચ કરી જરા વિસામા કાજે લશ્કર થોભતું, ત્યારે જેને જોઇએ તેને પાછી કાફી આપવામાં આવતી. પલટણનું કેનતીન એટલે દારૂ પૂરો પાડવાનું ખાતું દશ અને બાર વાગે સહેજ ઉઘાડવામાં આવતું; પણ માણસો દારૂની અડાસે જતા નહી. સરકાર તરફથી રોજનો ૨૭ ગૅલન દારૂ આપવાનો હુકમ હતો પણ સિપાઇઓ ભાગ્યે બે ગૅલન પીતા. રસ્તામાં કૂચ કરતાં આસપાસનાં ગામડાંમાંથી સિપાઇઓને દારૂ ન મળે તેની લશ્કરના વડા સરદારે સખ્ત દેખરેખ રાખી હતી અને તેનાં હાથ હેઠળના ઓહેદારો તેની યોજનાને મદદ કરતા. આવી રીતે દારૂથી પહરેજ રહેવાનું પરિણામ એ નિપજ્યું કે કૂચના રસ્તામાં કૉલેરા અને મરડાના રોગ પ્રસરેલા છતાં અને સ્થળેસ્થળ કાદવ અને ગંદવાડ ભરેલાં છતાં લશ્કરી સિપાઇઓ હિંદુસ્થાન જેવી હવામાં ન મનાય એટલા તંદુરસ્ત રહ્યા. લશ્કરમાં કોઇને કૉલેરા થયો નહિં. તેમજ કોઇને તાવ પણ લાગ્યો નહિ. બે માણસો મરડાથી મરણ પામ્યાં, જેમને મદરાસથીજ દરદ લાગ્યું હતું અને ઇસ્પિતાલમાંથી તેમને લાવવામાં આવ્યા હતા. દારૂ વગર લશ્કરી સિપાઇઓ ઘણી સહેલાઇથી કૂચ કરતા, અને ઘણા થોડા થાકતા હતા: અને વળી તેઓ અસાધારણ ખૂરા મીજાજમાં અને સંતોષી જણાતા, તે જોઈ તેમના સરદારો અજબ થતા હતા. આખી કૂચમાં એક પણ સિપાઇને છાકટપણાં સારૂ શિક્ષા કરવી પડી નહતી. એને મળતોજ વૃતાંત સર જેમ્સ મેકગ્રેગર બીજાં નામાંકિત લશ્કર વિષે આપેછે. પહેલા બોનાપાર્ટનાં ઉપરીપણાં હેઠળના ફ્રેન્ચ લશ્કર સામે લડવા હિંદુસ્થાનથી ઇંગ્રેજી લશ્કર, ૧૮૦૧ ના સાલમાં મીસર દેશમાં મોકલાવ્યું, ત્યારે ઇજીપ્ટનું મોટું રણ પસાર કરવા પછે અપર ઈજીપ્ટમાં કોઇપણ સિપાઇને દારૂ આપવામાં આવ્યો નહતો. એ વખતે થાક ચહડે એવું ભારે મહેનતનું કામ સિપાઇઓને બજાવવાનું હતું. ગરમી પુષ્કળ હતી અને લાંબો વખત તેમને તડકામાં રહેવું પડતું હતું. દિવસે ઉષ્ણતામાપક યંત્રમાં ૧૧૩° કે ૧૧૪° અંશ પારો ચઢતો; પણ એટલી સખ્ત ગરમી છતાં તે વખતનાં જેવી લશ્કરની સ્વખાકારી બીજી કોઈ વખતે જણાઈ હતી નહી.

સર ચાર્લસ નેપીઅરના જેટલી હિંદુસ્તાનનાં લશ્કર વિષે બીજા કોઈ સરદારને માહિતગારી હતી નહિં. તે ૯૬ મી પલટણ આગળ કલકત્તામાં ભાષણ કરતાં ૧૮૪૯ માં નીચે પ્રમાણે બોલ્યો હતોઃ—

"જરીક શિખામણ તમે મને આપવા દો, કે દારૂ પીવો નહીં; હું જાણુંછું કે જવાન માણસો વૃદ્ધ પુરૂષની શિખામણ પર ઘણું લક્ષ આપતા નથી. તેઓ મનમાં એવું અભિમાન રાખેછે કે આ બુઢો તેમને જે શિખામણ આપેછે તેનાં કરતાં તેમને જ્ઞાન વધારેછે. તેમ છતાં મારે તમને કહેવું જોઇએ છે કે તમે એક એવા

દેશામાં આવ્યાછો કે જ્યાં તમે દારૂ પીવા માંડશો, તો તમારૂં મોતજ આવેલું સમજજો. જો દારૂથી પહરેજ રહેશો, તો તમે ઘણી સારી રીતે રહી શકશો ને દારૂ પીશો, તો જનમના નાતવાન થઈ જશો, અથવા મરી જશો. આ દેશમાં હું બે પલટણ વિષે જાણુંછું. એક દારૂ પીતી હતી અને બીજી તેથી પહરેજ રહેતી હતી. જે નહિ પીતી હતી તે પહેલા દરજ્જાની એક સરસ પલટણ ગણાતી હતી. બીજી જે પીતી હતી તે તદન તારાજ થઈ જવાની હાલત પર આવીછે. જે પલટણને હું માનપૂર્વક ગણુંછું તેને હું હમેશા દારૂ પીવાથી દૂર રાખીશ. હું જાણુંછું કે કેટલાક માણસો સઘળી શિખામણ છતાં દારૂ પીવાના; પણ પીધા પછે તેઓ હૉસ્પિટાલમાં પડવાના અને ત્યાં એક વખત પડયા તો પાછા ફરવા મુશ્કેલ છે.''

૮૪ મી પલટણમાં ડાક્ટર પાર્કસે ચાકરી કરી હતી તેમાં તેણે ૧૮૪૨ થી ૧૮૫૦ સુધી દારૂ નહિ પીનારા માણસો જોયા હતા અને એ પલટણનાં હેવાલ ઉપરથી માલમ પડેછે કે, ગરમ હવામાં ચાકરી કરતાં અને હિંદુસ્તાનમાં કુચ કરતાં દારૂ નહિ પીનારા સિપાઈઓ, જેઓ દારૂ પીતા હતા તેમનાં કરતાં, વધારે તંદુરસ્ત અને વધારે સરસ સિપાઈ ગણાતા હતા. રેનલ્ડ મારટીનનું એવું મત છે કે ગરમ દેશામાં ગરમ ચાહા સર્વેથી સરસ દારૂ છે. હિંદુસ્તાનમાં જેઓએ લાંબી કુચ કરીછે તથા જેઓ તાપના મુલકમાં શીકારે ગયા છે તેમના મતથી એ મતને પુષ્ટિ મળેછે. લશ્કરના આરોગ્યતાસંરક્ષણશાસ્ત્ર (હાઈજીન) સંબંધી ડાક્ટર જેકસનના વિચારો સહુથી વજનદાર ગણાય છે. તે કહેછે કેઃ—

''જાતી અનુભવ ઉપરથી હું બોલુંછું કે ૭૦° થી ૮૦° અંશ વાળા ગરમ દેશામાં કુચ કરતાં લાગતી થાક ખમવાને દારૂના ઉપયોગની કાંઈ પણ જરૂર નથી. મેં પોતે ગરમ દેશોમાં લશ્કરો સાથ મેદાનોમાં પગે કુચ કરીછે તે વેળા પાણી અને કાફી સિવાય હું કાંઈ પીતો નહતો. એક વખતે જમેકામાં ચાર દિવસમાં ૧૧૮ મૈલની કુચ કરી તેમાં મેં એક લશ્કરી સિપાઈનાં જેટલો બોજો મારી સાથે ઉપાડચો હતો. મેં હમેશા તપાસ્યું છે કે જેમ દારૂ જલદ હોયછે તેમ તે થોડા કે વધતા જથામાં પાવાથી ઘણીજ નાતવાન કરનારી અસર કરેછે અને કોઈ પણ પ્રકારે થાક ખમવાને શરીરને મદદ કરતો નથી.''

આપણા મહારાણીનો ડાકટર જે. મીલર પોતાની ચોપડીમાં લખેછે કે એ બાબદ વિષે ગેમબિયાનાં ગવર્નરે તેના સમાગમમાં એવું જણાવ્યું કે :—

''મેં મારી જીંદગીનાં ૨૭ વર્ષ પરદેશ ચાકરીમાં કહાડચાં. ગરમ દેશોમાં અને વારે ઘડીએ ઘણાંજ રોગવાળાં મથકોમાં હું રહ્યો, તોપણ દારૂ અને તંબાકુથી દૂર રહેવાથી મારી જીંદગી ટકી રહી છે. દરમિયાન મારા ઘણાક દોસ્તો અને સાથીઓ તેમની ખોરાકીમાં સંભાળ ન રાખવાથી ઘોરને સ્વાધીન થયાછે. મેં પણ પહેલાં દારૂ વાપર્યો હતો; પણ પાછળથી તેની હાનિ જોઈ છોડી દીધો. ઘણી લાંબી, અવઘડ અને સખત મુસાફરીઓમાં મેં પીવામાં પાણી અને ચા સિવાય બીજાં કશાંનો ઉપયોગ કર્યો નહતો. જોકે છાયામાં ૧૨૦° અંશ ગરમી હોય, તોપણ હું ચકમકની માફક ગમે તે કામમાં ચીવટી રહેતો. હિંમત, ચાલાકી અને દૃઢ નિશ્ચય કરવામાં હું મક્કમ હતો. હું વેસ્ટ ઇંડિયાનાં સર્વે સંસ્થાનોમાં રહ્યો છું અને ત્યાં મેં નોકરી બજાવીછે. હું આફ્રિકામાં પણ હતો અને ત્યાંપણ મને કાંઈએ થયું નહિ. મેં જોયુંછે કે મારી સાથના વેપારી, લશ્કરી અમલ-

દારો, કાયદા જાણનારા ને વૈદો જેઓ આવી જગોએ દારૂ વાપરતા, તેઓ કોઈ પણ લાંબી મુદત જીવ્યા નહિ, તથાપિ પોતાના ધંધામાં ઘણી વેળા કસુર કરતા. ૧૮૪૯ માં હું જમૈકાના બ્લેક માઉન્ટન પીક શિખરની ચઢાણ જે દરિયાની સપાટીથી ૮૦૦૦ ફીટ ઊંચી છે તે ઉપર ચઢતી એક ટોળી સાથ જોડાયો. ત્રીસ માઈલ સુધી ઘોડા ઉપર જવા પછે છેલ્લી ૨૦૦૦ ફીટ પગે ચઢવાનું શરૂ કીધું અને ત્રણ કલાક ને ૪૦ મિનિટે ઉપર જઈ પોહોંચ્યા. એ ચઢાણ કોઈ પણ પ્રકારે સરળ નહતી અને છેક ટોંચે પોહોંચ્યા ત્યાં સુધી ઝાડનાં ડાખલાં અને છોડવાઓ પકડી પકડી માર્ગ કરવો પડ્યો હતો. આ વખત મેં ચા વાપરી હતી પણ મારા દોસ્તોમાંથી કોઈએ શૅમ્પેન, કોઈએ બિયર કોઈએ પોર્ટર, અને કોઈએ બ્રાન્ડી-પાણી પીધાં હતાં. જ્યારે મથાળે આવી પુગ્યા, ત્યારે કેટલાકો ત્યાંની તાજુબ કરતી રંગભૂમીની અસર મારી માફક ભોગવી શકયા નહી, અને કેટલાકો થાકી જમીનપર લાંબા થઈ પડ્યા. અમે રાત્રે ત્યાંજ રહ્યા, ત્યારે ઠંડી એટલી સખત પડવા લાગી કે ઉષ્ણતામાપકયંત્રમાં પારો ૯૫° થી છેક ૦° શુન્ય ( ઝીરો ) અંશ સુધી ઉતરી ગયો હતો. મેં મારી ચા પીવાનીજ ફક્ત ચાલુ રાખી હતી જેથી બીજે દિવસે આખાં મંડળમાં હું સૌથી વધારે જોર અને તાજગી સાથ ઉતરી શકયો; પણ બીજાઓ ઘણી હેરાનગતિ ભોગવતા નીચે આવ્યા.”

આ સાક્ષી કોઈની પણ ખાતરી કરવાને બસ થશે; તોપણ બે વધારે દાખલા અમે અહિ અવશ્યના ધારીએ છીએ.

પ્રસિદ્ધ લીવિંગસ્ટન તેની આફ્રિકાની સઘળી મુસાફરીમાં નિયમિત પાણીનો ઉપયોગ કરતો હતો. તેની સર્વથી મોટી મુસાફરીમાં દવાદાખલ કામ લાગવાના વિચારથી તે એકજ બાટલી બ્રાન્ડી લઈને નીકળ્યો હતો; પણ તે એ થોડાજ દિવસમાં અચાનક ભાગી કકડા થઈ ગઈ, તેથી દવાતરીકે પણ તેને દારૂની કાંઈ ખૂટ જણાઈ નહતી.

બીજો દાખલો બહાદુરી માટે કીર્તિ પામેલા હેવેલાકનો છે કે જે પણ પાણી વગર બીજું કાંઈ પીવામાં લેતો નહતો. દારૂથી લડવૈયા સિપાઈઓના મન તથા તનપર કેવી અસર થાયછે તે વિષે આ સરદાર ખાતરીભરેલી રીતે વાકેફ હોવાથી તેણે લશ્કરમાં તેમાં અગત્ય કરી હિંદુસ્તાનમાં દારૂનો ઉપયોગ ન કરવાનો કાયદો રાખ્યો હતો. અફગાનિસ્તાનમાં ચાલેલી લડાઈનો જે હેવાલ તેણે લખ્યોછે, તેમાં તે આપણને જણાવેછે કે:-

ગઝની જોકે એકદમ હલ્લો કરીને હસ્તગત કરવામાં આવ્યું હતું અને તેમ કરતાં હુમલો કરનારા સિપાઈઓના ગુસ્સાનો જુસ્સો ઉશ્કેરાય એટલે સુધી હઠીલાઈથી અફગાનો સામે થયા છતાં, જેવા તેઓ લડતા બંધ પડ્યા કે પછી તેમના જાનને કોઈ પણ ઠેકાણે નુકસાન કરવામાં આવ્યું નહતું, અને આ રીતે હુમલો કરી કિલ્લો લઈ લીધો તોપણ કિલ્લાની દિવાલોની અંદર ઝનાનામાં મળી આવેલી બાયડીઓમાંની એકને કોઈ પણ રીતનું અપમાન આપવામાં આવ્યું નહતું. આવી ચાલ તે લશ્કરની લડાઈની જીત સાથ તેની નીતિની ફતેહ અને ચઢતી દશા દેખાડેછે. તે વખતે યુરપિયન સિપાઈઓને કેટલોક વખત અગાઉથી દારૂ નહિ આપવામાં આવ્યાથી અને ગઝનીની લુટથી કોઈ છાકટ કરનારી પ્રવાહિ નહિ મળવાથી તેઓ આવી તારીફલાયક રીતે વર્ત્યા હતા. જો એ સિપાઈઓ દારૂ પીને શાહેરમાં દાખલ થયા હોત, તો તેમની વર્ત-

ત્રુક ઉપર જણાવી તેથી જુદીજ જોવામાં નહિ આવત, એમ કોઈ પણ અનુભવી લશ્કરી સરદાર કહી શકશે નહિ.

હિંદુસ્તાન, બ્રઝીલ, બોરનિયો, આફ્રિકા, અને દેમીરેરા, એ સર્વ જગાઓમાંથી ડાક્ટર કાર્પેન્ટરે આધારલાયક દાખલા મેળવ્યાછે. ગરમ દેશોમાં થતાં દરદો ઉપર લખાણ કરનારાઓ—રૉબર્ટ જૅક્સન, રેનલ્ડ માર્ટીન, હેન્રી માર્શલ, અને બીજા ઘણાઓ—ગરમ દેશમાં દારૂ પીવાની સામે મજબૂતીથી બોલેછે. ગરમ મુલકોમાં કામ કરવાની શક્તિ ટકાવી રાખવાના હેતુથી દારૂ પીવામાં આવેછે, ત્યારે જો ઘડીભર તેના ઉત્તેજક ગુણની તેજસ્વી અસર થાયછે, તો તે ક્ષણભંગુર અસર ઘણી મોંઘી કીંમતે ખરીદાયછે; કારણ, પાછળથી તેથી જબરાં દરદોનો વારસો મળેછે—તે વૈદ્યક રસાયનના અજવાળાંથીજ નહિ, પણ દુનિયામાં નોંધાયલા દાખલાઓથી અને લોકની અજમાયશથી આપણે પુરવાર કર્યુંછે.

---

# પ્રકરણ ૭.

## તાવ, કૉલેરા, મરડો વિગેરે અટકાવી રાખવાનો દારૂનો ભ્રમ.

જેમને દારૂની ખરાબ અસર તુરત જણાતી નથી તેઓ બડાઈ મારેછે કે તેમને બિયર, વાઈન, અને સ્પિરિટ ખરાબ દરદોના ભોગ થતા બચાવેછે; પણ તેથી તદન ઉલટું બનેછે. કોઈ રોગ અથવા મરકી બીજાને તુરત લાગુ પડેછે, ત્યારે પીનાર ધારેછે તેમ તેના દારૂએ કરી તેથી દરદ નાબૂદ કે દૂર થતાં નથી, પણ ધીરજથી વાટ જોઈ જેવી મજબૂત તક મળેછે તેવા તેનાં શીકાર દારૂ પીનારાને તે જબુન ઘા મારેછે.

આ સાધારણ લોકનો વિચાર છે અને તેને કોઈક વજનદાર પુરૂષના ભૂલભરેલાં મતટેકો આપેછે કે ભીનાસવાળી, ઠંડી અને મરકી પેદા કરે એવી હવામાં દારૂ પીવાથી ફાયદો થાયછે. ડાકટર મેકનીશ કહેછે કે "હું માનુંછું કે ગરમ દેશોમાં દારૂ પીવો ઘણો અવગુણ કરનારો છે; પણ ધુમસવાળી અને શરદ હવામાં દારૂનો ઉપયોગ દરદોને અટકાવે છે અને ખસુસ કરી થાક, ઓછો ખોરાક, મરડા, વગેરેથી માણસ પીડાતું હોયછે, ત્યારે ઘણો અગત્યનો થઈ પડેછે. જે દેશોમાં એકાંતરો તાવ આવતો હોય; ત્યાં દારૂથી તદન પહરેજ રહેવા કરતાં મધ્યમ પણે લેવામાં ફાયદો થાયછે. વાળચરણમાં ઇંગ્રેજી લશ્કરનાં સિપાઈઓ સવારમાં બ્રાન્ડી-પાણી પીવા લાગ્યા તેથી તેમને ત્યાંનો તાવ લાગુ પડયો નહી. વળી ૧૮૧૩ માં એક ઇંગ્રેજી પલટણ અપર કૅનેડામાં નાયગરાની સીમ પાસે છાવણી કરી પડી હતી, તેને કોઈ કારણથી તેમના લવાજમનો દારૂ પુરો પાડી શકાયો નહી, તેથી ઘણા થોડા વખતમાં તેમાંના બે તૃતીયાંશ કરતાં વધારે આદમી માંદા પડી ગયાં. બીજે વર્ષે એજ જગા ઉપર તેવીજ હાલતમાં જે લશ્કર જઈ પડયું તેને ધારા પ્રમાણે દારૂ મળ્યાથી તેમાં ઘણીજ થોડી બિમારી ચાલી." ડાકટર મેકનીશના આ હેવાલ ઉપરથી કોઈ એમ સમજે કે ઉપરના જેવી રોગી જગામાં સઘળા માણસોએ દારૂ વાપરવો જોઈએ, તો તે ખોટું છે. કારણ ડાકટર મેકનીશ કહેછે તેમ આ જગા ઉપર જેમને દારૂની અગત

પડી તે હમેશાનો દારૂ પીનારા હતા. માટે જેમને દારૂ પીવાની ટેવ નહોય, તેમને દારૂની જરૂર છે, એવું ન સમજવું. જે ભાગોમાં રોગની ઉત્પત્તિ અને તેનો ઉપદ્રવ ફેલાતો હોય, ત્યાં જેમને દારૂ પીવાની ટેવ નથી તેમને દારૂ લેવાથી કાંઈ પણ ફાયદો થતો નથી, પણ જેમને દારૂ ઢાંસવાની ટેવ છે તેમને એકદમ આવી જગામાં દારૂથી પહરેજ રાખવાથી તેમના શરીરની મંદતાને લીધે તેઓ ઉપર કોઈ વેળા ખરાબ હવાની અસર થાયછે. ડાક્ટર કાર્પેનટર કહેછે કે "મેકનીશના ઉપર ટાંકેલા દાખલાઓમાં જેઓને રોજની દારૂની ટેવ પડી હતી તેમાંથી જેઓને સવારના દારૂ નહીં મળ્યો તેમની અને જેમને મળ્યો તેઓની હાલતની સરખામણી કરી છે; પણ રોજના પીનારાઓને જ્યારે દારૂ નહી મળ્યો, ત્યારે તે બદલ ડહાપણ ખરચી કાંઈ બીજું ઘટતું આપ્યું હોત, તો જૂદુંજ પરિણામ જણાત; કારણ કે આ તો જાણીતું છે કે જે જગા ઉપર ઝેરી હવા છે ત્યાં બામદાદમાં એવાં ઝેરની અસર શરીર ઉપર વિશેષ થાયછે. મેકનીશ આવી જગા ઉપર મધ્યમ દારૂથી ફાયદો થાયછે એમ કહેછે, તે ઉપરથી ભૂલાવું નહી." સવારના પહોરમાં હોજરી ખાલી હોયછે, નાડ જરા નબળી ચાલેછે અને શરીરમાં ગરમી પેદા કરવાની શક્તિ ઘણી ધીમી રહેછે; કારણ કે ઉંઘમાં રાતની આરામ એસના સમયે જે શરીરનું પોષણ થાયછે, તે શરીરરચનામાં નવી પુષ્ટિ અને ચપલતાઈ પેદા કરવા ખપેછે, તથા એ વેળા મજ્જાતંતુ રચનાના અને માંસના ઘસાયલા તત્વોની પુનરૂત્પત્તિ કરવા અને શરીરની ગરમી જાળવી રાખવા લોહીનું સત્વ ખરચાય છે. આથી મળસકામાં ભૂખ્યાં પેટે લોહીનું ફરવું અને સત્વ નબળું રહેછે, અને એવી વખતે અજમાયશ પ્રમાણે મન અને તન ઉપર મ્હેનતનો જે બોજો પડે તે બામદાદમાં ઝાઝો ખમી શકાતો નથી; ઝેરી હવામાં જવાથી દરદ જલદી ગલબો કરેછે, તથા બાહારની ઠંડ ઘણી સાંખી શકાતી નથી. આ માટે પ્રભાતમાં કામ આરંભવા આગળ કાંઈ પણ ખોરાક લેવો જોઈએ, એ વિચાર ખોટો નથી. પણ એ ઉપરથી ફેલાતા રોગોની અસરો અટકાવવા આલ્કોહૉલ જરૂરનો છે, એવું સિદ્ધ થતું નથી. તે બદલ બીજા ઉપાયો લેવાથી નિત્ય સારી ફાયદાકારક અસર થાયછે. જે માણસ સારી તંદુરસ્તી ભોગવતો હોય, તેને સવારના પોહોરમાં શરદ કે ઝેરી હવાની અસરથી બચવાને દારૂ બદલ સારો ખોરાક લેવાથી પૂરતો ટેકો મળેછે; અને ચાહ, કાફી, અથવા કોકો મધ્યમપણે પીવાથી શરીરમાં હુંફ આવેછે. એ ગરમી દારૂ પીવાથી લાવેલી ગરમી કરતાં વધારે ગુણકારી છે, અને પુષ્ટિ આપવા કામ લાગેછે. લોહીને નવો પોષણકારક પદાર્થ મળી આવેછે. કંઈ પણ દારૂ જેવી ઉસ્કેરનાર ચીજ વગર યથાસ્થિત નાડીનું મજબૂતપણું વધેછે. અને ગરમી પેદા કરનારી શક્તિમાં વધારો થાયછે. આ બધું શરીરનાં પોષણના કુદરતી કાયદાને બરોબર અનુસરતું આવેછે; પણ તેથી ઉલટું દારૂ લીધો હોય, તો એ ઘડીભર ઉસ્કેરી તે શરીરનો રોગી હવાની અસરોથી થોડો બચાવ કરેછે; છતાં દારૂ સિવાય બીજી વસ્તુઓ લેવાથી પાછળથી જેવી સુખવાસી અને તંદુરસ્તીને અનુકૂલ થતી અસર થાયછે તેવી થતી નથી. આલ્કોહૉલ જેટલા જોરથી પીનારને પહેલ ઉસ્કેરેછે, તેટલાજ પ્રમાણમાં થોડા વખત પછી તેને સુસ્ત કરેછે અને જો કેટલાકના બાંધા ઉપર તેવી અસર એકદમ ન થાય, તો મહિના ને વર્ષો સુધી દારૂ ચાલુ રાખેથી શરીરની શક્તિ નબળી થઈ

જાયછે અને તેથી દરદો જલદી લાગુ પડીને ઘર કરી બેસેછે. આ બાબદના પુરાવામાં ડાકટર કાર્પેન્ટર દાખલો આપેછે કે સન ૧૮૪૭ માં મદરાસથી સિકંદ્રાબાદ જતાં અંગ્રેજી ૮૪ મી પલટણને કૉલિરા અને મરડાના રોગને માટે પ્રસિદ્ધ માર્ગમાંથી કુચ કરતાં કેટલાંક ભેજ અને ઘાસ તથા કીચડવાળાં પરગણાઓમાં ધુંટણપુર પાણીમાંથી ચાલવું પડયું હતું; તેમ છતાં દારૂથી તદન પહરેજ રહેલી હોવાને લીધે પલટણને આગળ કોઈ વખત ન ભોગવેલી એટલી સુખાકારી રહી હતી. પણ એજ માર્ગથી કુચ કરતાં અંગ્રેજી ૬૩ મી પલટણ, જે દારૂનો ઉપયોગ કરતી હતી તેમાં ઘણો મંદવાડ ચાલ્યો, તેની મોટી સંખ્યા મરી ગઈ અને એટલા દરદી વધી પડયા હતા કે તેમને ઉપાડી જવાની ડોળીઓ પૂરી ન પડતાં ઉપલી ૮૪ મી પલટણ પાસથી ઉછીતી લેવી પડી હતી.

જેઓ તાવથી ભરેલી જગાઓમાં રહેછે તેઓ જ્યારે તંદુરસ્ત હોયછે અને નિયમિત સરખી તબિયત જાળવેછે, ત્યારે તેમને હવાની કોઈ અસર થતી નથી. પણ જેઓ નબળા અને અનિયમિતપણે રેહેનારાં હોયછે તેમને રોગી હવાની માઠી અસર તુરત થાયછે.

કોલિરાના હુમલા વેળા પેટ, હાથ, પગ ઈ૦ માં ચઢતાં આંકડાં, ઉલટી, શરીરનું ટાઢું પડી જવું, વિગરે ચિન્હો શાંત કરવા બ્રાન્ડી અને બીજા સ્પિરિટો ઘણા વાપરવામાં આવેછે, તેથી એવું મત ફેલાયું છે કે આ બુરા મરજની રૂતુમાં જો દારૂ આગમજથી લેવામાં આવે, તો તે કૉલિરાના હુમલાથી બચાવી શકશે. આવો ભૂલભરેલો વિચાર બીજો કોઈએ નથી, એવું આપણે દિલમાં ઠસાવી રાખવું જોઈએ તથા યાદ રાખવું કે જેઓ છાકટ કરનારી પ્રવાહિમાં હમેશ મોજ મેળવેછે, તેઓ કોલિરાના ગળબાને વધારે આધીન થવાલાયક હોયછે, એટલુંજ નહી; પણ તેમાં સપડાવા પછે તેમને પાછા સાજા થવાનો ઘણો થોડોજ સંભવ રહેછે. માટે તે ફેલાતી વેળા તંદુરસ્તીને ફાયદાકારક જે તજવીજો લોકને જાણીતી છે તે રીતે રહેવું. સર્વે જાતનું બેદીપણું દૂર કરી જલદ કે છાકટ કરનારા દારૂઓ પર વિશ્વાસ રાખવો નહી.

૧૮૪૭ નાં લંડન ટાઇમ્સમાં ડાકટર જોન સી. હૉલ, એમ. ડી. લખેછે કે "ડાક્ટર એલિયટસનની અજમાયસ પ્રમાણે સ્પિરિટ પીનારાઓને તો કૉલેરા જીવ લીધા વગર છોડતો નથી અને આ સારી રીતે જાણવામાં આવ્યુંછે કે એક હાથપર હલકી વર્ણના લોકોમાંનાં જેઓ કૉલેરાના ઉપદ્રવ અગાઉ સ્પિરિટ વાપરતા હોય, તેઓ ઉપદ્રવ વેળા સારી તંદુરસ્તી જાળવવાની સર્વે સંભાળ લીધાં છતાં દારૂથી નિપજેલાં મંદપણાનાં વિશેષ કારણથી કૉલેરાના ભોગ થાયછે; અને બીજા હાથપર ગમે એવા પૈસાવાળા, જે કુછંદથી પોતાના શરીરને નાતવાન કરી મેલેલાં હોયછે, તે કૉલેરાના હુમલામાં નભાવ વગર ભોગ થઈ પડેછે. મી૦ હયુબર જેણે રશિયાના એક શેહેરમાં ૨૧ દિવસમાં ૨૧૬૦ માણસોને કૉલેરાથી મરતાં જોયાં તે કહેછે કે "આ ઘણીજ ધ્યાનમાં રાખવા જોગ બીના છે કે જે લોકો દારૂ ઠાંસનારા હતા તેઓ મગતરાંની પેઠે મોતના શિકાર થઈ ગયા." તીફલીસના ૨૦૦૦૦ રહેવાસીમાં જેટલા દારૂ પીનારા હતા તે એકેએક કૉલેરાના ઉપદ્રવમાં સપડાયો અને મરી ગયો.

ડાક્ટર એ. એમ. ઍડમ્સ નામના ગ્લૅસ્ગોની ઍનદરસોનિયન યૂનિવર્સિટીના

પ્રોફેસરે ૧૮૪૮-૧૮૪૯ માં ૨૨૫ કૉલેરાવાળા દરદીઓની તપાસ કરીને જણાવ્યું છે કે "એ માંહેનાં જેઓ તનદુરસ્તીના નિયમો સાચવીને ચાલનારાં હતાં, તેમાંથી સેંકડે ૧.૯૨ મરી ગયાં અને જેઓ દારૂ પીનારા હતાં તેમાંથી સેંકડે ૯૧.૨ મરી ગયાં. માણસને પ્રાણઘાતક કૉલેરાના રોગના હૂમલાને લાયક કરનાર જે અનેક કારણો છે તેમાં મારા જાણવા પ્રમાણે આલ્કોહૉલ સહૂથી સબળ કારણ છે. આ વિષે મારૂં એટલુંજ નિર્માણ મત છે કે મારી સત્તા ચાલી શકે તો શેહેરની દરેક દારૂની દુકાન ઉપર મોટા તખતો ટાંગી તે ઉપર મોટા હરફે લખવાઉં કે—**અહીં કૉલેરા વેચાય છે.**"

આલબનીમાં ૧૮૩૨ ના સાલમાં કૉલેરા ફેલાયો ત્યાં નિપજેલાં સઘળાં મરણની સંખ્યાની ગણત્રી પરથી નીચલો કોઠો ઉપજાવ્યો છે. ત્યાંનાં ૨૬,૦૦૦ માણસની વસ્તીમાં ૧૬ વરસની ઉપરના ૩૩૬ મોત થયાં હતાં, તેમાં કૉલેરાથી થયલાં મોતની સંખ્યા નીચે પ્રમાણે હતીઃ—

| | |
|---|---|
| તદન દારૂથી પહરેજ રહેનારાં... ૫ | હદ બહાર દારૂ પીનારાં... ૧૪૦ |
| નહી જણાયલી હાલતોવાળાં ..... ૫ | છૂટથી મધ્યમસર પીનારાં... ૧૩૬ |

વૉર્સોનો એક તબીબ જણાવેછે કે આતો નક્કી થયલું છે કે ઘણાકોના કહેવા પ્રમાણે કૉલેરા ગમે તેને અનિયમિત રીતે પકડતો નથી. આ ઉડતો રોગ જેઓ રીતસર જીંદગી ગુજારેછે, અને તંદુરસ્ત ભૂમીમાં વસેછે તેમને છેડતો નથી. અને દરેક માણસ જે જીંદગી ગુજારતાં હદ બહાર જવાથી શક્તિહિન થયલો હોયછે અને અતિશય ભોગ વિલાસથી નબળો પડેલો હોયછે તેનો જરાપણ દયા વગર એકદમ શિકાર કરેછે. કૉલેરાથી મરણ પામતા દર ૧૦૦ માણસમાંથી ૯૦ જણ બેહદ દારૂ પીનાર હોયછે, એમ ખાતરીપૂર્વક સિદ્ધ છે. બાઇડીઓને પુરૂષ કરતાં દારૂનો હેવા ઓછો રહેવાથી તેઓમાંની થોડી સંખ્યા ઉપરજ કૉલેરા ગલબો કરેછે.

ઑસ્પીટાલોની અને બહારની સાધારણ અજમાયશો ઉપરથી માલમ પડેછે કે આલ્કોહૉલનો ઉપયોગ રોગ લાગુ પડવામાં મદદ કરેછે. પણ મુખ્યત્વેકરી ગરમ દેશોમાં એવી અસર અતિ વધારે થાયછે. જેઓ મંદવાડથી પીડાતાં માણસની ચાકરી કરેછે, તેઓ જો દારૂ પીનારા હોયછે, તો તેમને દરદીનો ઉડતો રોગ વધારે જલદી લાગુ પડેછે. બીજું, વળી જ્યારે કોઈ દરદે હૂમલો કીધો હોયછે, ત્યારે તે ખમવાની શક્તિ પણ દારૂ પીનારમાં કમતી રહેછે. ઉદાહરણ અર્થે તાવના રોગ વિષે ડાકટર દેવિડસન એક વખતની ગણત્રીથી કહેછે કે તાવથી હેરાન થતા ૩૭૦ દરદી દારૂ પીનારા હોવાથી તેમનો ¼ ભાગ મૃત્યુ પામ્યો અને દારૂનો ત્યાગ રાખનારામાંથી માત્ર ¼ મરી ગયો. ડાકટર ક્રેગ કહેછે કે તેની ઑસ્પીટલના વૉર્ડમાં તાવથી ઉપજેલાં ૩૧ મોતમાં માત્ર બેજ દારૂનો ઉપયોગ કરવાથી રહિત હતા. ડાકટર ડ્રેક કહેછે કે "ન્યૂ ઑરલીન્સ અને મોબાઇલના તબીબોને સારી રીતે ખબર છે કે જેઓ છૂટથી દારૂ પીએછે તેઓ ઘણુંકરીને તાવના ભોગ થઈ પડેછે. આ શેહેરના ચોથા ભાગમાં જ્યાં ૧૧૨૭ દારૂની દુકાનો છે, ત્યાં આ તાવની મરકી કોઈ તુફાનનાં વેગે ચાલી હતી. તે સમયે જેઓ શેહેરના તળ રહેવાસી હતા, તે સપડાયા નહીઃ પણ પરદેશીઓ જેઓ ત્યાંનાં દેશ અને ઋતુમાં દારૂ લીધા વગર ચાલેજ નહિ એવા ખોટા ખ્યાલથી

દારૂનાં પીઠાંઓને ઉત્તેજન આપતા હતા, તેઓ ઉપલી મરકીના ભોગ થઈ પડયા. એક પણ શાહેરી કે દારૂથી પહરેજ રહેનારને આ મરકી લાગુ પડે તેની અગાઉતો પરદેશીઓમાંના ૫૦૦૦ માણસો મરી ગયાં." આવી અજમાયશો ઉપરથી પૂરવાર થયું છે કે તાવ, કૉલેરા, મરડો વિગરે ઝેરી હવાથી ફેલાતા ઉડતા રોગો લાગુ પડવા પહેલાં દારૂ તેમનો હૂમલો અટકાવવા સારૂ કોઈ પ્રકારે ફાયદાકારક નથી, પણ એવા રોગ લાગુ પડવા પછી તે ઉપર દારૂ દવાદાખલ પ્રસંગોપાત અગત્યનો થઈ પડેછે ખરો.

---

# પ્રકરણ ૮.

## જૂદા જૂદા વર્ગ અને વયમાં દારૂથી ટકાવ વિષે ભ્રમ.

તંદુરસ્તીની સહેજ બિગડેલી હાલત જે પૂરેપૂરી દરદી ગણાતી નથી તે ગતિમાં થોડા વખત મધ્યમ દારૂનો ચાલુ ઉપયોગ કોઈ સમય કરવો પડેછે, માટે તે હાલતો કેવી છે, તથા તેમાં દારૂનો ઉપચાર કેટલો, કેવી રીતિ, અને કેવા પ્રકારે કરવો, તે લથડેલા પંડે કે તેમની આસપાસનાઓ જાણી શકતા નથી, માટે એ વિષે થોડો બોધ જરૂરનો છે. આ સ્થિતિમાં ડાકટરોને પણ ખાતરીભરેલી સલાહ આપતાં મુશ્કેલ થઇ પડેછે, તો બીજાઓની શી ગતિ થાય? ડાકટરની સલાહ તુરત વેળા મળી નહી આવે, ત્યારે કોઈ વેળા અજમાયશી માણસો તથા દારૂની ખૂબી પીછાનનારા, ખરૂં કહીએ તો દારૂનો ઉપયોગ કરનારાઓ, જે સલાહ આપે તે હમેશ એકદમ તુચ્છકારી કહાડવી જોઇએ નહી. આપણે જાણીએ છીએ તથા ખરૂં જોતાં દારૂ પીનારાઓ જાણેછે કે હાથે પગે ઉતરતા નજલાથી પીડીતને માટે સ્વીટવાઇન અને યંગ પોર્ટ નામથી ઓળખાતા દારૂ સારા નથી. બિયર કે પોર્ટર ઘણીક જાતની બદહજમિયતથી હેરાન થતાં માણસોને માટે લાયક નથી. કેટલાએકોને ક્લારેટ જેવો નરમ દારૂ સદતો નથી. આવી રીતે અનેક જાતના દારૂઓ વિવિધ પ્રકારના દરદો ઉપર માફક નહી આવવાનું કારણ તે દારૂમાં સમાયલા વધારે ઓછા આલ્કોહૉલને લીધેજ નહી, પણ તેમાં આવેલાં જૂદાં જૂદાં વસાણાંઓને લીધે પણ છે. એક દારૂ બદલ બીજો પીવો કે નહી, એ માટે ડાકટરની સલાહ લેવાની નથી; પણ કોઈ પણ જાતના દારૂ વગર કેમ ચલાવવું અને રહેવું, તે માટે ડાકટરની સલાહ લેવી જોઇએ. દારૂનો ઉપયોગ દરદી અવસ્થામાં ફાયદાભરેલી રીતે થઈ શકેછે. એક સારા બાંધાવાળા અને સારી તંદુરસ્તી ભોગવનાર આદમીને પૌષ્ટિક ખોરાક અને સ્વચ્છ હવા મળે, તો તેને કોઈ પણ વખતે કોઈ પણ દારૂની કશી જરૂર નથી. પણ દરેક માણસ ગમે એવા સારા બાંધાવાળો છતાં ઉપલાં સાધનો મેળવી શકતો નથી અને તંદુરસ્તી જાળવી શકતો નથી, તેથીકરીને દવાતરીકે સાધારણ બિગડેલી તંદુરસ્તીને સુધારવાખાતર દારૂની કોઈ કોઈ વાર જરૂર પડતી કહેવાયછે.

એટલામાટે પ્રથમ જ્યારે શરીરમાં પૂરતાં સ્વાભાવિક બળની ખૂટ હોય અને તે ખૂટને લીધે જે ખોરાક પોષણતરીકે લેવામાં આવે તે તેને પચતો ન હોય,' ત્યારે

દારૂનો ઉપયોગ કરવામાં જે ફાયદો ધારવામાં આવેછે, તે વિષે શું અભિપ્રાય છે તે જાણી લઈએ. આવી સ્થિતિના ભોગ સઘળાં વર્ણ અને પદવીના માણસોમાં મળી આવેછે. કુલીન અને શ્રીમંત વર્ગમાં એ વ્યવસ્થા ગરમ દીવાનખાનાઓમાં મોડી રાત સુધી વૈભવ ગુજારવાથી ઉપજેછે. એમનામાં એ ગતિ ઉપજવાનું મૂળ કારણ ખુલ્લી હવા અને માનસિક તેમજ કાયિક કસરતની ખૂટ, પોકળ મોજની લાલચ સામે ટકાવ રાખવાની અશક્તિ, અને મોજમજાહની લંપટમાં તેમનો બેઅંદાજો છે. વચલે વાગેના પુરૂષોમાં પોતાના ધંધાની જંજાળ અને ફિકરને લીધે, તથા સંકોચવાળી જગામાં મહેનત કરવાથી આ જાતની ફરીયાદ ઉભી થાયછે. અને મજૂરિયાત વર્ગના લોકમાં તેમનાં હવાવગરનાં મકાનો અને દુકાનો તથા ગંધીલા મ્હોલ્લામાં રહેવાથી તે ઉપજેછે ; તે સાથ તેમનાં બદન અને કપડાંમાં સફાઈની ગેરહાજરીને લીધે હોયછે.

ઉજળી વર્ણના લોકમાં ભૂખની ફરિયાદ હોયછે, તેનું કુદરતી કારણ એ છે કે, શરીરમાં ખોરાકનો ખપ કમતી રહેછે; કારણ, જ્યાં સ્નાયુરચના અને મજ્જાતંતુરથળ (મસ્કયુલર ઍન્ડ નર્વસસિસ્તમ) યથાસ્થિત મહેનત ન કરે, અને જ્યાં શરીરઉષ્ણતા જેટલી મહેનતથી પેદા થવી જોઇએ તે બદલ અંગને બહારના કૃત્રિમ ઉપાય (જેવી કે સગડીવાળી ગરમ જગ્યા, ગરમ લૂગડાં, ઓઢણાં ઇ૦) થી ગરમી રાખવામાં આવે, તો શરીરમાં જે ખૂટ પડે તે ઘણી થોડી હોયછે; યાને મહેનતથી જે તત્વોનો નાશ થઇ વ્યર્થ જાએ તેમનો જથો ઘણો થોડો હોયછે, તેથી પૌષ્ટિક ખોરાકની થોડી ગરજ રહેછે તથા શરીરની ગરમી રાખવાના તેઓના કૃત્રિમ ઉપચારને લીધે ગરમી પેદા કરનાર ખોરાકીના થોડાજ અંશની જરૂર પડેછે. એના યોગે થોડો ખોરાક લઈ શકાયછે, અને પાચનશક્તિને થોડું કામ હોવાથી તેની શક્તિ આસ્તે આસ્તે નબળી થતી જાયછે, તેથીકરીને આવી હોજરી, એક મહેનતુ શરીરમાં જેટલો ખોરાક જાય તેટલો જેરવવાને અશક્ત થાયછે, અને શરીરમાં થોડા ખોરાકની જરૂર, એટલે ભૂખ કમતી થવી જોઇએ: થોડોજ ખોરાક જરી શકેછે અને પરિણામે તેની કાયા પણ નબળી અને નાજૂક થઈ જાયછે. આ રીતે પોતાની કુચાલથી કમતી થયલી ક્ષુધા વધારવાનો ઉપાય કરવા આ લોક બેઅંદાજે દારૂ પીવા અને ભૂખ ઉસ્કેરનારી ચીજો ખાવા માંડે-છે, અને જ્યારે આવા છાકમાં વધારે ખવાયછે, ત્યારે તેનો શરીરમાં ખપ નહોવાથી તેઓમાં દરદ પેદા થાયછે અને દારૂના ખરચ સાથ વળી ડાકટરોનું બીલ ભરવું પડે-છે. આવી દશામાં ફસી પડેલા માટે ખરો ઉપાય એ છે કે તેમનાં કાળક્રમણનો કુ-ચાલ ત્યાગ કરે, તો મહેનત ને કસરત કરવાની સ્થિતિમાં તેમનાં શરીર મૂકાય અને ગયલું જોર પાછું સંપાદન થાય. ગરમી ને સમઇના દિવાનખાનાઓના સંકોચમાંથી બહાર પડી સ્વચ્છ અને ખુલ્લી હવામાં ફરવું, દિવસની રાત અને રાતને દિવસમાં બનાવવા બદલે જલદી અને એક સરખા કલાકે ઊઠવું અને સૂવું, તમતમતા મસાલેદાર ખોરાકની અવેજીમાં સાદો તંદુરસ્ત ખોરાક ખાવો, ઘોડાગાડીમાં બેસી બહારની ઠંડી હવા સામે એસકી બાનુઓને શાળ દોટામાં ઢાંકી ઢબોડીને ફેરવ્યા કરતાં ગમે એવા નબળા પગ હોય તેનો યોગ્ય ઉપયોગ કરાવવો, તથા એવાંજ બીજાં સઘળાં આરોગ્યતા વૃદ્ધિનાં સાધનોનું લક્ષપૂર્વક ગ્રહણ કરવું. એમ પણ બનેછે કે સઘળા શ્રમસાધ્ય ઉપાયો કરવા છતાં અને તંદુરસ્તીમાં કેટલીક ફેરહેર થવા છતાં કેટલાકોની હોજરી યથાયોગ્ય કામ

કરતી નથી. આવી હાલત જેમનામાં નબળી પાચનશક્તિ માતપિતાના વારસામાં મળેલી હોય, તેમજ વળી જેમનાં મન તથા તનની કેળવણી ભૂલભરેલા પાયા ઊપર રચાયલી હોય, અને જેમણે બચપણ અને જુવાનીમાં દારૂ જેવા ઉત્તેજક પદાર્થનો ઉપયોગ કીધો હોય, તેમનામાં જણાયછે. આવા માણસોને ડાકટર કાર્પેન્ટર કહેછે કે થોડો દારૂ કોઈ કડવા ટૉનીક સાથ ભેલીને આપ્યો હોય, તો દવા સમાન ફાયદો કરેછે. પણ તે ઉપાય હંમેશ સુધી જારી ન રાખવોઃ જ્યારે પણ માલમ પડે કે પાચનશક્તિ સુધરીછે કે તે છોડી દેવો અને વળી કોઈ કોઈ વાર અગત પડે, તો ઘણા નાના જથામાં લેવો. આ દાખલાઓમાં પણ કાળચક્ર સાથ દોડતી જ્ઞાનની વૃદ્ધિ હાલ દર્શાવેછે કે દારૂ નહીં, પણ બીજા ખાતરીપૂર્વક ઘણા ઉપાય જણાયલા છે, તે તબીબની સલાહે વાપરવાથી દારૂની અગત તદન અઘટિત ઠરેછે.

બીજું, મધ્યમ વર્ગના લોક જેઓ ધંધારોજગરાની હાજતમાં મગજ લગતી ઘણી મહેનત કરી પાચનશક્તિ ઓછી દેછે, તેમને આપણે આગળ જણાવી ચૂકા છીએ કે દારૂથી ફાયદો થનાર નથી. એવા માણસોએ પોતાનાં ભેજાંપર પડતી મહેનત ઓછી કરવી; અને મગજને કચરતી ફિકર અને આતૂરતાનો બોજો હલકો કરવો જોઈએ. મંડળીઓમાં, ઘરસંસારી અને બીજી નિર્દોષ ગમતમાં ભાગ લઈ મન રીજવવું જોઈએ. મનને કોઈ પણ પ્રકારની ઉશ્કેરણી ન કરે એવી રમુજમાં મશગુલ રહેવું જોઈએ, શરીરને હમેશાં કસરત આપવી, ખુલી હવામાં ફરવું તથા આસાએશ લેવી, જેથી કરી મગજશક્તિને મોટો ટેકો મળશે અને પાચનશક્તિ પ્રદીપ્ત થઈ ભૂખ લાગશે, અને દારૂ જેવા ખોટા ઉશ્કેરનારની ગરજ પડશે નહી. આ સઘળો બોધ પાળવા છતાં જેમની પાચનશક્તિ જન્મથી નબળી અને વળી તે શક્તિ બચપણથીજ દારૂ આપી બિગાડી નાખીછે, તેવા કોઈકે કેસમાં ડાકટરો ઘણાજ થોડા વજનમાં બીજી દવાઓ ભેળો આલ્કોહૉલ આપે, તો ગુણ કરશે, પણ પાચનશક્તિ સુધરતાંજ પાછો છોડી દેયા કરવો જોઈએ.

છેલ્લા ને ત્રીજા વર્ગના મજૂરિયાત લોકને તેમની શારીરિક મહેનતનો બોજો ઉઠાવવાને માટે દારૂથી શરીરને ઉસ્કેરવાની જરૂર જેવું લાગેછે તેનું કારણ એ છે કે સાફ હવાવિનાની ગંદી અને ગુંગલાવનારી જગાઓમાં કામે વળગ્યાથી તેમની તંદુરસ્તી ઉપર માઠી સુસ્ત કરનારી અસર થાયછે, અને પાચનશક્તિ મંદ પડેછે. હવે જો આ લોકને હમેશ સ્વચ્છ હવામાં અને વિશાળ જગામાં કામ જડતું હોય, તો તેમની તંદુરસ્તીને નિશ્ચિત અપકાર પહોંચે નહી, અને દારૂની ભૂંડી ગરજ લાગે નહી. મી. ચાર્લ્સ નાઈટ 'પૉપ્યુલર હિસ્તરી ઑફ ઇંગ્લંડ' માં લખેછે કે "લંડનના મોટા દરજી દુકાનદાર સૌથી વધારે લોભીઆ ને બેદરકાર શેઠીઆ ગણાયછે. કેટલાક દરજી-શેઠીઆ એક ૫૦ ફીટ લાંબો અને ૨૦ ફીટ પહોળો ઓરડો, જેમાં ઉપરથી ઉજાસ આવે અને જ્યાં ગરમીના દિવસમાં બહાર કરતાં ૩૦° અંશ અધિક ગરમી રહે, તેમાં ૬૦ થી ૮૦ કામદારોને જેમ તેમ સામટાં એક એકને અઠડતાં ને ગુથણે ગુથણ લાગે એમ બીચતા. આવાં જીવ લેતાં બંદીખાનામાં ગામડાંઓમાંથી આવેલાં જુવાન માણસો પહેલ વહેલાંજ ગોંધાવાથી મુર્છાગત થતાં અને પ્રૌઢ ઉભારવાળા માણસો ખણી, ઝેરી તાવ કે દારૂજન્યભ્રમથી મરે, ત્યાં તુલીગ જીન પી દહાડા કાઢતાં." જ્યાં શેઠો પોતાના

લોભિયા ધંધા માટે મજુરો ઉપર આટલો જુલમ પાડી તેમની તંદુરસ્તી જાળવવાનાં સાધન ન રાખે, ત્યાં દેહના સુખ માટે એક સંપથી લોકે તેવી ચાકરીઓની સામે થવું જોઇએછે. કુદરતે જીવ રક્ષણના સઘળાં સાધનોમાં સ્વચ્છ હવાને સૌથી વધારે અગત્યની રાખી છે, અને તેટલાજ માટે તેનો અખૂટ પ્રસાર સૃષ્ટિમાં નિર્માણ કીધોછે, જેથી શ્રીમંત કે નિર્ધન તેનો એક સરખો ઉપયોગ કરી શકેછે.

**બાળત્વ.**—આ અવસ્થામાં જોકે ખાસ દરદ ન હોય, તોપણ કોઈ અપવાદમાં દારૂનો ઉપચાર કરવો પડે, ત્યારે તેને દારૂ આપતાં ઘણી ગતિ તપાસવી જોઇએ. કોઈ પણ કારણ સારૂ દસ વર્ષની અંદરના બાળકને કદિ પણ દારૂ પાવો નહી, પણ જો સહેજ માંદગીના સમયે ઘણીજ અગત જણાય, તો ડાકટરનાં હુકમથી ચાલવું. ઘણાંક નરમ દિલનાં પિતામાતા પોતે દારૂ પીતી વેળા આગળ ઉભા રહેલાં બચ્ચાંને જરા તરા દારૂ પાયછે એનાં જેવી ઠપકાલાયક બીજી ચાલ કોઈ નથી. કેટલાકો કહેછે કે બચ્ચાંના બાંધાની કેટલીક એવી અવસ્થા હોયછે—વિશેષકરીને બચ્ચાંમાં કંઠમાળા વાળી (સ્ક્રૉફ્યુલસ) દેહ આઢે ઉતરી હોયછે—તેમાં ઉભાતા દારૂનો થોડો અંશ કેટલાક દિ ચાલુ આપવાથી ગુણ થાયછે. ઘડીભર ફાયદો એ દાખલાઓમાં થાય તે ના પાડી શકાશે નહિ; પણ જીંદગીમાં હંમેશ સૂધી તેમને નુકસાન થાયછે; કારણ, બાળપણથી જે ટેવ પડેછે તે તેમને છોડતી નથી; વળી પ્રથમથીજ તેમની અસલ નાજૂક હોજરીને બહારની અસ્વભાવિક મદદ લેવાની આદત પડેછે, તેથી તે પોતાનું કામ તેવી મદદ વગર કરતી નથી અને માબાપો એવા ખોટા ભોલાવનારા ઉપાયથીજ રાજી થઈ જાયછે, તેથી બીજો ખરો હિતકારક દવારૂપી ઉપાય લેતાં નથી. એવાં બચ્ચાંઓને નિરોગી કરવાના ખરા ઉપાયો એ છે કે તેમને ખુલ્લી સ્વચ્છ હવામાં ચોકસ વખત સૂધી રાખવાં, કસરત કરાવવી, શરદી અને ઠંડથી દૂર રાખવાં, ગરમ લુગડાં પહેરાવવાં, દરીઆના પાણીથી નહવાડવાં તથા જેમ ડાકટર સૂચવે તેમ કરવું. સારી તંદુરસ્તી ભોગવતાં બચ્ચાંને હંમેશ દારૂ આપવો એ અતિ ઘણું નુકસાનકારક છે, એમાં કંઇજ શક રહ્યો નથી. ડાકટર હંટરે એ બાબદસર પોતાનાં બે બચ્ચાંઓ ઉપર અખતરા કીધા હતા. એક બચ્ચું જે પાંચ વરસની ઉમ્મરનું હતું તેને તેણે દરરોજ શેરીનું એક ગલાસ પાવા માંડ્યું. બીજાં એટલીજ ઉમ્મરનાં બચ્ચાંને તેણે એક સંતરો આપ્યો. એક અઠવાડિયામાં આ બે બચ્ચાંઓની નાડીમાં, પિશાબમાં, અને ઝાડામાં દેખીતો ફેરફાર જણાયો. જે બચ્ચું દારૂ પીતું તેની નાડી તેજ રહેતી, પિશાબ ઘેરા રંગનો થતો અને ઝાડામાં જે હંમેશાનો પિત્તનો જથો જોઇએ તે ન હતો. બીજું બચ્ચું જે સંતરો ખાતું તેમાં કાંઈ રોગી ફેરફાર જણાયો નહી. એ પછી તેણે અખતરો બદલ્યો; સંતરો ખાતાં બચ્ચાંને દારૂ પાવા માંડ્યો અને દારૂ પીતાને સંતરો આપ્યો, પણ જે બચ્ચાંને સંતરો મળ્યો હતો તે હવે તંદુરસ્ત બન્યું અને જે દારૂ પીવા લાગ્યું તેની પ્રકૃતિ બગડી ગઈ. બચ્ચાંઓને સ્વચ્છ હવા અને મધ્યમસર યોગ્ય ખોરાક ઉપર રાખ્યાં હોય, તો તેમની ગમે એવી ખરાબ તંદુરસ્તી છતાં દારૂની ખોટી મદદ વગર તેઓ સુધરેછે.

ડબલીનમાં રોગી બચ્ચાંઓની ઑસ્પિટલના ડાકટર ટી. એમ. મેદને 'બ્રિટિશ મેડીકલ ઍસોસીએશન' આગળ (૧૮૮૯ લૅનસેત) બચ્ચાં ઉપર આલ્કોહૉલની અ-

સરો વિષે દુઃખદાયક પણ રમુજી હેવાલ જણાવ્યો છે. એક આઠ વર્ષની વયના છોકરાનાં દાખલામાં દારૂજન્યભ્રમ (ડીલીરિયમ ટ્રેમેન્સ) ની વિગત લખેછે કે "માછાકટી હતી અને આ છોકરો છ વર્ષની ઉમરે વ્હિસ્કિની સંતાડેલી બાટલી હાથ લાગે કે મા પેઠે પીતો, જે ચાલ તેની ઓઠે ઉતરેલી વળણુ દેખાડતી હતી. ઑસ્પિટલમાં દારૂજન્યભ્રમ માટે દાખલ થવા આગળ પોર્ટવાઈનની બાટલી તેને હાથ લાગવાથી લગભગ આખી પી ગયો હતો. તે લગભગ બેભાનીમાં મુવો અને દારૂજન્યભ્રમ થઈ આવ્યાથીજ તેને ઑસ્પિટલમાં લઈ આવ્યા હતા. તેને ગુમડાં થઈ આવ્યાં અને તે શરીર તથા મનથી લગભગ મહિનો દિવસ સુધી નબળો રહ્યો; ત્યાર પછી તેને બાળકોને સુધારવાની શાળા (રેફરમેટરી) માં મોકલાવામાં આવ્યો અને સારો થયો. બીજો દાખલો, છાકટી માનો છોટપણુમાંજ આલ્કોહૉલથી દરદી થયલા એક આઠ વર્ષના છાપો વહેંચનાર છોકરાનો હતો. તે માને માટે વ્હિસ્કિ લાવતો હતો, ત્યારે તેના બદલામાં તેમાંથી મા તેને ચુસવા આપતી." વળી એજ સભામાં ધાવતાં બચ્ચાંને ઢોંગા બનાવવા થોડો જેટલો જીન આપવાથી થતી દુષ્ટ અસરોના દાખલા ડાકટર બારલોએ પોતાની અજમાયશ ઉપરથી આપતાં કહ્યું કે "ગરીબ લોકમાં બાળકોને સહજ બિયર આપવાની આદત છે, તેથી મેં બે ત્રણ બચ્ચામાં કાળજું ગંઠાયલાના (સિરોસિસ) અને જલંદરના ઘણાજ પ્રગટ દાખલા જોયા. એક જાણવાજોગ દાખલામાં દેખીતી તંદુરસ્ત માનાં બચ્ચાંને છઠે મહિનેથી દિવસમાં બેવાર એક ચમચી બિયર અને નવમે મહિનેથી રોજ એક ચમચી જીન તેટલાંજ પાણી સાથ ભેળીને આપવામાં આવતો. આ બચ્ચું મરણ પામ્યુ, ત્યારે ગંઠાયલાં કલેજાંનો આબેહૂબ નમૂનો તેમાં જોયો."

અમેરિકામાં જે કુટુંબોમાં આલ્કોહૉલ વાપરવામાં આવતો નથી તેમનાં બચ્ચાં ઘણાં વધારે મજબૂત અને આરોગ્ય જણાયલાં છે. ઘણુંકરીને ૧૪ અને ૧૫ વરસની વચ્ચેની ઉમ્મરમાં જ્યારે જુવાની ખીલેછે તે દરમિયાન કોઈપણ જાતનો ગરમ યા નરમ દારૂ પીધાથી જરાએ ફાયદા બદલ ખચિત ગેરફાયદા થાયછે. પણ કેટલાએક દાખલાઓમાં ૧૦ અને ૧૪ વરસની વચ્ચેના અરસામાં બદનનો ઉઘરભાવ અને વધ ઘણી સિતાબીથી ખીલીને શરીર તેમજ મન ઉપર અધિક ઘાસ કરતો જણાય છે, તેવા સંજોગમાં સારી હવા, સારો ખોરાક અને પુરતી કસરત નમળે, તો બીજા ઉપાયોની ગેર હાજરીમાં ખોરાક સાથ સહેજ દારૂ ડાકટરો ફરમાવેછે. પણ આ ઉપાય ઘણો શકભરેલો છે.

**તરૂણાવસ્થા.**—૨૫ થી ૩૫ વરસ પર્યંતની તરૂણ અવસ્થામાં શરીર તંદુરસ્ત હોય, તો દારૂની કાંઈજ જરૂર નથી. એ અંતરમાં જરાએ દારૂ પીવાની બાથુ ટેવ શરીર તેમજ મન ઉપર અતિ નુકસાનકારક છે. ૩૫ થી ૪૦ વરસ પછે ક્વચિતજ કોઈક પ્રકૃતિ માટે ડાકટરો દારૂ ફરમાવેછે, પણ ૪૦ કે ૪૫ વરસની ઉમ્મર ગુજારવા પછે ૬૦ વરસ સુધી કેટલાક ખાસ દાખલામાં ખાસ અવસરે અગત જણાયછે. આ ઉપરથી એમ નહી સમજવું કે વૃદ્ધાવસ્થામાં તંદુરસ્તી સારૂ દારૂ પીવો જોઇએ પણ નબળી થતી તંદુરસ્તીમાં બુઢાપાની ઘણીક દરદી હાલતોમાં દવા અર્થે દારૂ વાપરવો જરૂર જણાયછે.

**ઘડપણ.**—ઘણાંક જેઓ બચપણ અને તરૂણાવસ્થામાં હમેશાં દારૂ પીવાની વિરૂદ્ધ

મત ધરાવેછે તેમનું એવું કહેવું છે કે ઘડપણના ટેકા સારૂ દારૂની જરૂરિયાત છે. પણ તેમ હંમેશા નથી. જુવાનીમાં વધારે શ્રમથી શારીરતત્વોનો અધિક ઘાસ થાયછે માટે તેમની ખૂટ પૂરી આપવા અધિક ખોરાક જોઇએછે. પણ બુઢાપો આવતાં શરીરની તેજી નબળી અને ઓછી થાયછે. બુઢાની જીંદગી શાંત, થોડી મહેનતવાળી અને નરમ રહેછે. તેના અંતરાવયવોનો સાંચો લગભગ વપરાઇ ચુકેલો હોયછે, અને તે સર્વ નિર્બલ થઇ રહેછે. એ સમયમાં દારૂથી તેમનાં કાર્ય જોસમાં ચલાવવામાં મોટો ભય છે. બુઢાના શરીરમાંથી કાર્બોનિક ઍસિડ ગૅસ અને યુરિયાનો અંશ થોડા પ્રમાણમાં નીકળેછે તે દેખાડેછે કે શ્રમ ઘણો થોડો થયો છે, અને તેથી શરીરમાં ખૂટ થોડી પડેછે; એટલામાટે થોડા ખોરાકની જરૂર પડેછે તેમજ તેને કમતી ભૂખ લાગેછે. હવે આવી રીતે ભૂખ ઓછી થાયછે તેથી બુઢાઓને કુદરત ચેતવેછે કે તેઓએ થોડા જથામાં ખોરાક ખાવો. એ નિયમ ન સમજતાં હોજરી નબળી થઈ ગઈ છે, અને ભૂખ લાગતી નથી, માટે તેને તેજ કરવા કાંઈ ઉસ્કેરનારી વસ્તુ જોઇએ એવા અવિચારથી બુઢાઓ રોજ દારૂ પીવા માંગેછે. વૃદ્ધાવસ્થામાં પાચનશક્તિને સાહ્ય થવા કદિ કદિ સહેજ દારૂની ગરજ પડેછે, એ ના પાડી શકાશે નહી; પણ રોજ તેની ટેવ પાડવી એ ખરેખર જુવાનીમાં તેમજ બુઢાપામાં હાનિકારક છે. રોજના દારૂથી મજ્જાતંતુ વિકારી રચના જોરમાં આવેછે, અને તેથી બીજા અંતરાવયવો તેમની શક્તિ ઉપરાંત કાર્ય ભજવા ઉસ્કેરાયછે. બીજું આલ્કોહૉલથી બુઢાના શરીરમાં ઘાસ્તીભરેલી રીતે વ્યર્થ કચરો જમાવ થઈ રહેછે. આ સઘળાંનું પરિણામ બુઢા પુરૂષોમાં લોહીનું માથે ચહડવું ( ઍપોપ્લેક્સી ) અથવા મગજમાં રક્તસ્રાવ ( હીમરેજ ) થવો, છાતીમાં હૃદયનું ધડકવું, હાંફણ, ચાલુ ઉધરસ, અજીર્ણ અને દાહ બળવી, કમળો અને પિત્તનું જોર, નજળો અને રેતીના દરદો વગેરે જાહેર થાય તેમાં નવાઈ શી ? એક બુઢા માણસનો પગ જુવો તો હાડકુંને પીળું ચામડું દેખાયછે, તો ત્યાં વીજળી આપી બુઢાને તે પગોપર કુદાવો, ત્યારે તેનાં હાડકાં, સ્નાયુ, નસ તૂટી જાય કે નહી ? તેમજ આલ્કોહૉલ પાવો, તો બુઢાના અંદરના ભાગો જોરમાં કામ કરવા ઉસ્કેરાય તેથી તેનાં કોઈ ભાગને નુકસાન થાય અથવા તૂટે કે નહી? ઘરડાની લોહીની નળી બરડ થાયછે, તેથી તેમાં લોહીનો જોશ અધિક થાય, ત્યારે તે તૂટવાનો ભય રહેછે. સ્થિતિસ્થાપકતા ખોઈ બેઠેલી ઘરડાની જડ રક્તનળીઓમાં દારૂથી કરી લોહી જોશમાં ફરેછે, ત્યારે તે વારંવાર તૂટે છે. જો કોઈ સાધારણ અવયવની રક્તનળી તુટે, તો તે ભાગમાં રકતસ્રાવ (હીમરેજ) થાય છે અને ઘરડો પીડાયા કરેછે પણ તેમજ ભેજાંની નળી ફાટે, તો તેનો જીવ લેછે, નિકર લકવો મારી જીવે ત્યાં પર્યંત પોતાને તેમજ આસપાસનાઓને આપદા થઈ પડેછે. ઘરડો માણસ દુનિયામાં નકામો છે, માટે તેને દારૂ પીવામાં હરકત નથી એમ ધારી તેને દારૂમાં મોજ મારવા દીધાથી ઉપલી સ્થિતિ થાય, તે જોવાને કોણ ખુશી થશે વારૂ?

---

# પ્રકરણ ૯

## નજલો, વા, ચસક, ખફ્કાન ને પાચનની કમજોરી વગેરેમાં દારૂનો ભ્રમ.

પાચનશક્તિનું કૃત્ય ઘટતી રીતે ચાલે અને તેથી યોગ્ય વખતે ભૂખ લાગે એ માણસનાં મનની સારી કિંવા માઠી દશા ઉપર આધાર રાખેછે. મગજ શાંત હોયછે અથવા તે ઉપર કોઈ પ્રકારનો બોજો હોતો નથી, ત્યારે પાચનશક્તિ ઘણી શુભ રહેછે, અને સારી ભૂખ લાગેછે. મગજ બેચેન, ગુચવાયલું અને ગમથી ભરેલું હોયછે, તો બરાબર ભૂખ લાગતી નથી. મગજનો ગમ કાહાડી નાખવા, અને તેથી કરી ભૂખ પેદા કરવા કોઈપણ સાધનો શોધવાં જોઇએછે. એ સાધનોમાંનું એક જાણીતુ સાધન દારૂ છે. પણ એ સાધન તંદુરસ્ત માણસે ગમે એવી ઉદાસીમાં વાપરવું નહી; અને નબળી તંદુરસ્તીવાળો માણસ પોતાના મનના ગુચવાડાની વખતે શાંતી આપવાં અને શાંતી આવવાથી ભૂખની રૂચી પેદા કરવા જરૂર જોઈ દારૂ લઈ શકે; પણ જો વારંવાર લે, તો દારૂની જે સારી અસર થવી જોઇએ તેથી ઉલટીજ થશે; માટે એ ઉપાયમાં ભય રહેછે. દારૂથી ભૂખ લાગશે, એવે બાહાને ખાનાની જરા આગમજ કે સાથે સેંકડે ૯૯ જન દારૂ પીએછે, તે કુચાલથી તેઓ હેરાન થાયછે, અને તેની તેમને ખબર થતી નથી. જો ખરેખરજ અગત્ય લાગે, તો નરમ ખવાસનો કોઈ જાતનો વાઇન પાણી સાથે ભેળી ડાકટરો ફરમાવેછે. પણ જો ખરૂં કહીએ, તો ખૂશ મન, નિર્દોષ હઇકું, અને દિલપસંદ સોબત, એ મીઠામાં મીઠો વાઇન છે. જુવાન છોકરા તથા છોકરીઓને પાચનશક્તિ વધારવા દારૂની કશી જરૂર નથી, માટે જો તેમને દારૂ પીવાની ટેવ પડી હોય, તો તે છોડી દેવાથી ઘણોજ અને ખરો ફાયદો છે. જુવાન સ્ત્રીઓ, અને મુખ્ય કરી આલસાઇમાં પોતાનો વખત ગુજારનારી રાતના મોડેથી બીછાના ઉપર જનારી, તથા પોતાનાં શરીર તથા મગજને કોઇપણ પ્રકારની કસરત ન આપનારી સ્ત્રીઓ વારંવાર ભૂખ નહી લાગવાની ફરીઆદ કરેછે. તેઓને અજીર્ણ થાયછે, તેઓ સુસ્તી અને નબળાઈની ફરીઆદ કરછે. એવી વખતે એમને ઘણુંકો દારૂ પીવાની ભલામણ કરેછે. પણ તેથી ફાયદો થવા બદલ શું શું ગેરફાયદા થાયછે, તે આપણે વારેવાર કહ્યું છે. આ સ્ત્રીઓ માટે સરસમાં સરસ ઉપાય તો એ છે કે બપોરી વખતે હલકો ખોરાક લેવો અને જો દારૂની અગતજ લાગે, તો ખાનાની એક કલાક આગમજ થોડી ચાહ કે કાફી પીવી. એ ઉપરાંત બરોબર વખતે ખોરાક તથા કસરત લેવાનું તેઓ ચાલુ રાખે તો કદિ પણ તેમને દારૂની ગરજ પડશે નહી. બદહજમિયતમાં દારૂનો ઉપયોગ ઘણો સાધારણ હોયછે. પણ તે કઈ જાતનો અને કેવો અને ક્યારે લેવો તે ડાકટર સિવાય થોડાજ સમજી શકેછે. બદહજમીયતની હાલત ઘણા પ્રકારની હોયછે. એક સૌથી સાધારણ પ્રકાર જે મોટા ભાગમાં માલમ પડેછે, તે મુખ્યકરીને દારૂ પીવાથીજ થયલી હોયછે અને તેનો ખરો ઉપાય દારૂ બિલકુલ છોડી દેવામાં છે. બીજી બદહજમિયતની હાલત એવી છે કે માણસનો પિસાબ સહવારના પહેરમાં ઘેરા રંગનો અને વાદળાંરૂપી દેખાયછે, તેમની જીભ ઉપર

થર ચઢેલો હોયછે, તેમને તૃષા ઘણી હોયછે, અને દિવસના અંગ સુસ્ત અને ભારે લાગેછે, પેટ કબજ રહેછે અને જમણાં પાસામાં (કલેજાં ભણી) સહેજ દુખારો થાયછે. એ સ્થિતિમાં ખાનાપીનાં ઉપર અંદાજે રાખવો જોઇએ, કારણ કે બેઅંદાજે ખાનું લીધાથી એ હાલત પેદા થાયછે. એનો ઉપાય દારૂ છેજ નહી. વળી એથી ઉલટું જ્યાં ભૂખ નાબૂદ થઈ હોય, જીભ સાફ પણ ફીકી દેખાતી હોય, ખાધા પછે સહેજ દુખતું માલમ પડતું હોય તથા એવી રીતે ખોરાકનું પાચન બરાબર થતું ન હોય, ત્યાં ખાનાં સાથ નરમ વાઇન કોઈકવાર ફાયદાથી આપી શકાયછે. ત્યારે અહીંઆં પણ કેટલો, કહી જાતનો અને ક્યારે આપવો, તે ડાકટરની સલાહ ઉપર અને પોતાની અજમાયશ એ બે ઉપર આધાર રાખેછે. બદહજમિયત બહુરૂપિ, અને તેનાં કારણો અને ચિન્હો તરેહવાર જાતના હોયછે, માટે એવી હાલતમાં ખોટી રીતે અને ખોટે વખતે દારૂ આપવાથી અજીર્ણ તૂટવા બદલ સામો તેનો વધારો થાયછે. દવાદાખલ દરદી હાલતમાં કોઈ વેળા ડાકટરની યા કોઈ બીજાની સલાહ કરતાં ખરો ભોમિયો દરદીની પોતાની અજમાયશ થઇ શકેછે, માટે જો તેનો ઉપચાર કરવો પડે, તો તેની અગત પૂરી થવા પછે દારૂથી એકદમ પરહેજ રેહેવું અથવા પરહેજ રહેવાની તજવીજ કરવી, એ દરેક દરદીની ફરજ છે.

આપણે આગળ કહ્યું તેમ દાંતનાં, માથાંનાં, અને એવાં બીજાં વા તથા ચસકા (ન્યુરાલજીઆ) વાળાં દરદોમાં વારંવાર બ્રાન્ડી મોટા જથામાં પીવામાં આવેછે, અને ઘણી વેળા તેથી ફાયદો થતો જણાયછે; પણ તે ફાયદો ઘણોજ થોડી વારનો હોયછે. એવાં દરદોમાં દારૂ બે રીતે અસર કરેછે. પહેલાં તો ભેજાંની લાગણીને તે શૂન્ય કરેછે અને બીજું તો દુખતા ભાગોના તંતુઓ ઉપર આલ્કોહૉલવાળાં લોહીની મંદ કરનારી અસર કરી દુખતું નરમ પાડેછે. જરા વાર નરમ પડવા પછે દરદ પહેલાં કરતાં વિશેષ જોરથી પાછું થાયછે, જેથી દારૂ લેવાની વળી જરૂર લાગેછે. એમ કરતાં દરદ ટાળવાને બદલે તેમાં ઉમેરો થાયછે. આવી જાતના વા તથા ચસકાના દરદોની સ્વતઃ ખાસિયત છે કે થોડીવાર દુઃખીને પોતે નરમ પડી જાયછે. હવે જ્યારે નરમ પડવાને બદલે એવું દુઃખ ચાલ્યા કરેછે, ત્યારે આપણી પાસે તેને નરમ પાડવાનો તરતનો કોઈ ઉપાય ન હોય યા ન મળી આવે, તે વખતે દારૂ વાપરી શકાયછે. પણ તેમ કરતાં ખૂબ ધ્યાનમાં રાખવું કે દરદને સાજું કરવા નહીં, પણ બીજો ઉપાય લેવાય તેટલાં નરમ પાડવાનો એ ઉપાય કામે લાગી શકેછે. બિગડેલી પાચનશક્તિ માટે દારૂ વપરાયછે, ત્યારે પાછળથી તેની ટેવ પડી જવાની જે ધાસ્તી છે તે કરતાં આવાં વાચસકાનાં દરદોની વખતે દારૂનો ઉપચાર કરતાં જે મોટી નુકસાની થાયછે તે અતિ વધારે ધાસ્તીભરેલી છે; કેમકે પાછળાં દરદના ઉપાય તરીકે વાપરતાં દારૂનો કાબૂ દરદી ઉપર એવો મજબૂત ચોટેછે કે દરદીને તેનો ગુલામ કરી નાખેછે અને તેથી તેની આરોગ્યતાનો બની આવતો નાશ કરેછે.

જેઓ કુંઝડા અને ચિડિયા સ્વભાવના હોયછે તેઓને સહેજ કારણથી બેચહેની લાગેછે અને તે બેચહેની દૂર કરવા દારૂ પીવાથી તેઓ છાકટની દશામાં આવી પડેછે. બેચહેની દૂર કરવામાં તેઓ ફતેહ ન પામતાં વધારે મોટું દરદ ખેંચી લાવેછે, અને પોતાની લાગણી ઉપર કાંઈ પણ અખ્તિયાર હોયછે, તે પણ દારૂથી ખોહી દેછે.

આવા ઉદાસ મનવાળા પુરૂષો તેમની ઉદાસી દૂર કરવા દારૂ પીયેછે, ત્યારે તે દૂર કરવાને બદલે સામાં દારૂના ગુલામ થઈ જાયછે.

---

# પ્રકરણ ૧૦.

## સ્ત્રીસંસારનાં સંબંધમાં દારૂનો ભ્રમ.

જેમ જીંદગી વધતી જાયછે તેમ માનવી દેહમાં કેટલીક પ્રકારની વિકૃતિ થાયછે; એવા ફેરફારની વખતે દારૂ પીવાની રૂચી થાયછે. એ વિકૃતિ જ્યારે ઓરતમાં થાયછે, એટલે તનુજા હાલતમાંથી જુવાનીનો બહાર ફુટેછે, તે સમયે દારૂ પીવાની તેને લાલચ થાયછે. પછી તે ગમે એવી નીતિમાન અને પરહેજ રહેનાર હોવા છતાં દારૂની લબ પકડી બેસેછે. પહેલાં તે જરા જરા અને છુપી રીતે પીવા માંડેછે, અને ત્યારબાદ તે ટેવને આધીન રહીને પોતાની આબરૂ પણ ભ્રષ્ટ થવા દેછે, અને જીંદગી ટુંકી કરી નાંખેછે. સ્ત્રીઓમાં દારૂની લબ હવડાં ઘણી વધી છે. ડાક્ટરોની સલાહ લેતાં સ્ત્રીઓનો મોટો ભાગ દવાને બહાને દારૂ પીવાની રજા માટે તરેહવાર અવિચારી કારણો આપેછે, અને જો દારૂ ફરમાવામાં આવેછે, તો તેણી બહુજ રાજી થાયછે. આ વળણ ઘણી દહેશતકારક છે; કેમકે સ્ત્રી જાતમાં દારૂનો સળો પ્રસરી તેણીની જીંદગી ખેદકારક અને ઘણી ઉદાસ કરેછે અને થોડાજ વખતમાં તે ઘણુંકરી હંમેશા સ્વી છાકટ થઈ રહેછે. એના ઉદાહરણ હિંદુસ્તાનની સ્ત્રીઓમાં ઠામેઠામ નજરે પડેછે. અને વળી શ્રીમંત અને સઘળી રિદ્ધિસિદ્ધિ ભોગવતી તેમજ સુધરેલી અને ભણેલી સ્ત્રીઓમાં દારૂનો પૂરો પ્રસાર વધારે થતો ચાલ્યોછે: આપણા પારસીઓમાં તો મૂલાકત આવનારને આવભાવ દેતાં સ્ત્રી કે પુરૂષ યજમાન કવખતે વિપકારક દારૂ બહોંસ કરીને પણ પાઈ તેની પરોણાગત કરવામાં માન સમજેછે. આ કૃપણ 'ફેશન'ની નકળ બીજી ઠાળી 'ફેશન'ની દુષ્ટ નકળો કરતાં પણ અતિ ઘણી દુષ્ટ અને ભયંકર છે. સ્ત્રીનો સ્વભાવ ઘણુંકરી આકળો હોયછે, અને તે જાતે નબળી રહેછે, અને દારૂ તેમને જોર આપવાને બદલે વધુ કમતાકાદ અને અધિક આકળા જુસ્સાની કરેછે. જુસ્સો એ જોર નહિ પણ નબળાઇની અસર છે; અને જેમ ઓરત વધારે દારૂ પીએછે, તેમ વધારે નબળો અને અધિક આકળો સ્વભાવ દેખાડેછે. જે ઓરત ઘણો દારૂ પીએછે તે નિત્ય આકળી રહેછે. અને હમેશ અસ્તરિયાવાળી, સુસ્ત, અને ભીરૂ (નર્વસ) અને વારંવાર વાંઝણી હોયછે.

એક વાંઝણી ઓરતનો જીવ તેણીને બચ્ચાં ન હોવાથી ઘણી વેળા ભયાનક રીતે મંદ બનેછે. કેટલીએક સૌભાગ્યવંતિને છોકરાંની ખૂટ જેવું બીજું કાંઈએ અધિક નિરાશ કે ઉદાશ કરતું નથી, અને આવી સ્ત્રી પોતાપરના અભાવ આવેશમાં બ્રાન્ડી પાણીથી ઓથ ભીણવવાને તત્પર રહેછે. પણ અફસોસ! તે કેવી જીવઘાતક ભૂલ કરેછે, તે બિચારી થોડુંજ જાણેછે કે પોતે હાલમાં છે તેમાં જીંદગીની આખર સુધી વાંઝપણાંની જડ પોતેજ રોપતી જાયછે; કેમકે, આપણે જાણીએ છીએ કે દારૂના ઉપચારથી રહેલી જીંદગી વાંઝણીજ રહેછે તથા બ્રાન્ડી પાણી જેવો

ગર્ભાધાનનો દુશમન બીજો નથી. ઓરતે તેના જીવને ઉદાસી લાગે, ત્યારે ખુશી અને ઉલત આણવા દારૂને બદલે ખુલ્લી હવામાં ફરવાની કસરત કરવી કે મન ખુલ્લું કરવાના બીજા ઉપાય લેવા.

આલ્કોહૉલવાળા પ્રવાહિનો ઘણો ઉપયોગ મરદ કરતાં ઓરતની અક્કલ જલદી ચોરેછે, અને પોતાના ફાંસામાં ઝટ સપડાવી તેમના જુસ્સા, નબળાઈ અને વાંઝ-પણાંનાં બીજાં કારણોમાં ઘણું મુખ્ય કારણ થઇ પડેછે. આપણે જોયું કે એક પુરૂષ એકી વખતે પાણી વગર અમિશ્રિત આલ્કોહૉલની અર્ધી પાઇન્ટ પીએ, તો આ ભવમાં તે તેનો છેલ્લોજ ગોટ ગળેછે. ત્યારે તે બ્રાન્ડી, વ્હિસ્કી, જીન અને વાઇનના સ્વરૂપમાં થોડા ઘણા જથામાં પાણી ભેગો આલ્કોહૉલ પીવાયાથી ઓરતનો ગર્ભ રોકી મોત કરતાં ઉતરતી શીક્ષા આપી તેણીને વાંઝણી કરે, એ કાંઇ જેવું તેવું શાસન નથી. પણ કદિ જો દારૂ પીનારી સ્ત્રી ગર્ભ ધરવા પામેછે, તો આલ્કોહૉલ બાળકને જન્મ્યા પૂર્વે ઝેર દેછે અને તેથી કાંતો બાળકને દુબળું કરી નાંખેછે કે તેનો જીવ લઈ મૂકી ગર્ભપાત કરેછે. જો બાળક જીવતું જન્મેછે, તો તે અવશ્ય ઘણુંજ નબળું અને નાના કદનું હોયછે અને જો સદરહુ માતા તેને ધવાડેછે (જેમ કરવા એવા દાખલાઓમાં તે ઘણું કરીને અશક્ત રહેછે) તો બાળકનાં શરીરમાં બીજીવાર ઝેર ફરી વળવાનો ક્રમ ચાલેછે; કારણ તે માતાનું દૂધ આલ્કોહૉલથી ઝેરી થયલું છે. આવા જોગથી પેલું કમનસીબ નિર્દોષ નાનું બાપડું ગર્ભસ્થાનમાં તેમ ગર્ભ બહાર આવ્યા પછે પણ મોત સાથ લઢતાં અધમૂવું થયલું, જ્યાં સુધી કૈલાસમાં આરામ કરે ત્યાં પર્યંત જીંદગીમાં કર-માતું ને પીડાતું જાયછે.

"પરણેલી સ્ત્રીઓને શિખામણ" (એડવાઈસ ટુ આ વાઈફ) એ નામની ચોપડી જેની ૨૦૦૦૦ નકળ ફકત બે વર્ષમાં વેચાઈ ગઈ અને જેની ૧૨ આવૃતિ થઈ ચુકીછે તેનો ગ્રંથકર્તા ડાકટર પાઇ હેનરી લખેછે કે "મારી પૂર્ણ ખાત્રી છે કે આ જમાનાની ઓરતોમાં વાંઝપણાંનુ મુખ્ય કારણ ઘણો વાઇન પીવાનું છે. હાલનો યુગ દારૂનાં દોહેરનો છે અને આ ટેવ રોજ વધતી જાયછે. આજે એક નાજુક ઓર-તને રોજ ત્રણ ચાર ગલાસ વાઇન લેવા ભલામણ કરવામાં આવેછે અને થોડીક પળ તેણીને ફાયદો થયો હોય એવું લાગેછે; જેથી જ્યારે પણ તેને ઉદાસી ને સુસ્તી લાગેછે કે તે દારૂ પાછળ જીપલાવેછે. આ ટેવનાં પરિણામમાં તે ઘણીખરી વાઇન ઉપરજ જીવેછે. અને તે સિવાય બીજું કાંઈ લેતી નથી; કઈ સ્ત્રીઓ પ્રસવશીળ (ફ્રુટફુલ) છે? ગરીબ સ્ત્રીઓ, જેઓ દારૂ પાછળ ખરચવાને અશક્ત છે, જેવીકે આયરલંડની મિસકીન ઓરતો અને ગરીબ પાદરીઓની પત્ની જેમને પીવામાં વિશેષકરીને પાણી, દૂધ અને છાસ મળેછે. પૂર્વકાળ કરતાં હવડાં ઉંચી પંક્તિમાં બેશક વાંઝપણું અધિક છે; અને તેનું એક કારણ મારા વિચાર પ્રમાણે આગળા કાળ કરતાં હાલના વખતમાં દારૂનો વધારે મોટો જથો વપરાવાથી છે. હાલના જ-માનાની સ્ત્રીઓ તેમની નાની દાદીઓએ એક અઠવાડિયામાં જેટલાં ગ્લાસ પીધાં હશે તેટલાં એક દહાડામાં પીએછે; ઉપરાંત, આજનાં વાઇન ગલાસો તો અસલ ઢપના ગ્લાસો કરતાં બમણાં કદનાં છે, જેથી આવાં અર્ધા દજન ગ્લાસથી એક આખી બાટલી લગભગ પૂરી થઈ જાયછે. અને ઘણી ખરી સ્ત્રીઓ આજકાલ

ખરેખર અર્ધો ડઝન ગલાસ વાઈન એક દહાડામાં પીએછે. ફ્રાન્સ પ્રદેશમાં જ્યાં દ્રાક્ષ ઘણી ઉગેછે અને જ્યાં વાઈન ઘણો પીવાય છે, ત્યાં વાંઝપણું ભયભરેલી હદમાં ફેલાયલું છે, તે શહેરોમાં આ વાંઝણાપણું એક મોટો અગત્યનો વિચાર, તેમજ રાજ્યને લગતો સવાલ થઈ પડ્યોછે. આગળ વાઈન વૈભવવિલાસની વેળા પીવાતો, ત્યાં આજ-કાળ એને જીંદગીનું સાહિત્ય લેખવામાં આવેછે. પ્રસવશીલ ઓરતો હાલના કરતાં આગળના જમાનામાં ઘણી અધિક હતી. તે વખતોમાં પૈસો અને તેટલાજ માટે વાઈન એટલો બધો પુષ્કળ ન હતો; પણ બચ્ચાં છોકરાં પુષ્કળ હતાં. આજે એક પુરૂષ જેમ વધારે પૈસાદાર હોયછે, તેમ તેને થોડાં છોકરાં હોયછે. વારંવાર હાલ એવું બને-છે કે બાળક પોતાની માતાના દૂધ સાથેજ વાઈન ધાવેછે, પણ આ મારા વિચારમાં ગેરસમજુતી ન થવી જોઈએ. વાઈન અને બ્રાન્ડી અત્યંત નાતવાનીના ચોકસ દાખલાઓમાં નાનાં બાળકોને પણ કીંમતી ઓષધ થઈ પડેછે; તોપણ હું નિશ્ચયપૂર્વક કહુંછું કે વાઈન અને બ્રાન્ડી બંને આપવામાં મોટામાં મોટું ડહાપણ અને જ્ઞાન જોઇએછે તથાપિ ઘણીજ સંભાળથી કિંવા યોગ્ય પ્રકારે નહિ આપવામાં આવે, તો તે અટલ દુઃખ ઉત્પન્ન કરેછે. બાળ્યાવસ્થામાં વાઈન કદાચજ અને જેમ એક જાલમ ઝેરી દવા આપીએ તેટલીજ સંભાળથી આપવો. ગણત્રી (સ્ટૅતિસ્તીક્સ) શાબિત કરેછે કે ઇંગ્લંડમાં વાઈન પીવાની રસમ ઘણી વધી પડીછે, અને તેટલું વાંઝણપણું પણ વધ્યુંછે. હાલના જમાનામાં અજાએબ જેવું એ છે કે કેટલીએક તરૂણ કુમારીકાઓ મેજ-બાનીમાં અથવા નાચમાં છાકટ બન્યા વગર કેટલોએક વાઈન ગટાવી જાએછે. હવે આ કુમારીકાઓ પરણ્યા પછી પ્રસવશીલ વેલો નિવડશે કે નહિ એ શકભરેલું છે. પણ આટલું નિઃસંશય છે કે એવી છોડીઓ ઘણી ખરી સઘળી નાજૂક, અસ્તરિયાવાળી (મુર્છા પામનારી) અને દરદી પત્ની નિવડશે. જુવાન બચ્ચાં દારૂથી ઉત્તેજીત કર-વાની ટેવની માઠી અસરોના ખાસ રીતે જલદી ભોગ થઈ પડેછે, અને ઘણો વાઈન પીવાની ટેવ તેમના તળ જીવને ખાતો સળો છે. હજુ પણ વખત છે કે ઉપાય હાથમાં નહિ રહે એટલી દુષ્ટતા વધી પડે, તે આગળ આપણી ભૂમીમાં ચોપાસ આ ખરી બીના જાહેરકરી દેવી. મેજબાનીમાં અને ખુસુસકરીને નાચોમાં શૅમ્પેનનું ગ્લાસ મ્હોટા લોકમાં ચાલું ઢબનું અને ઘણુંજ વાહાલું પાન કહેવાયછે. છોડીઓ આ શૅ-મ્પેન કેવી રીતે ગટકાવી જાએછે તે દેખાવ જોવા જેવો છેઃ તે પીધા પછી તેઓ કેવાં ખૂશ મીજાજી, અને આનંદભેર થાયછે. તેઓનો રંગ કેવો દીપી નીકળેછે, તેઓની આંખો કેવી ચળકેછે, તેઓની જીભ કેવી બોલકણી બનેછે, અને તેઓના વિચાર કેવા રેળતા થાયછે. પણ અફસોસ! આ સઘળી અસર ક્ષણભંગુર છે. અંધકારનાં વાદલાં તુરતજ ક્ષિતિજ ઉદયાચળ (હોરાઇઝન) પર પડછાયો પાડેછે અને સર્વ બદલાઈ જાયછે. આ પછે તેઓ ફિક્કાં બનેછે, તેમનાં રૂપ નિસ્તેજ (સૅલો), તેમની આંખો ઝાંખી, તેમની જીભ ગુપ, તેમનો જીવ સુસ્ત,—પ્રથમમાં જેટલી અધિક ઉશ્કેરણી (સ્ટીમ્યુલેશન) તેનાં ઉલટાં પ્રમાણમાંજ મંદપણું પાછળ આવેછે, અને જ્યાં મંદપણું ત્યાં નાતવાની અને વ્યાધિ ખડી છે. શૅમ્પેનનું ગ્લાસ એક જુવાન સ્ત્રીને સહુથી લેઝતદાર (પૅસીનેતીંગ) છે; તે સાથ તે એક જીવઘાતક, ભયભરેલું અને છેતરનાર પીણું છે, જેને મરકી (પ્લેગ) મિશાળ આઘું રાખવું જોઇએ. તરૂણ

પુરૂષો દારૂની લહેરમાં છાકવાળી કુમારિકા જોઇને તેને પોતાની એક સાંજની સંગી (પાર્તનર) તરફિ વખાણેછે, તોપણ તેને પોતાની અર્ધાંગના કરવા ઇચ્છા દેખાડતા નથી કિંવા કબૂલ કરતા નથી. આ માટે શું તેમને ઠપકો આપી શકાશે? ખચીત નહિ. તેઓ પૂરતી રીતે વાકેફ છે કે જે છોડીઓ નાચમાં શૅમ્પેનના ગ્લાસો બેધડક પીએછે અને સપરપર ચાર પાંચ કે છ ગ્લાસ વાઇનનાં ઉઠાવેછે, તે જો કદી માતા નિવડશે (જે ઘણું શકભરેલું છે), તો તે તવાએલાં અને નાકૌવત વંશની માતા થશે. આ ચલણપર આંખ મીંચામણુ કરવી ઘણી મૂર્ખાઇ છે, પણ હિમ્મતથી સામે જોઇ તેનો ઘટિત વિરોધ વાજબી છે. જો એક સ્ત્રીને રોજ પાંચ છ ગ્લાસ વાઇન પીવાની ટેવ હોય, તે જો ગર્ભવંતી થાય તો ગર્ભપાત થવાને તે પ્રવૃત રહેશે. તથા બીજી એક તેટલાજ સમયમાં એકાદ બે ગ્લાસ વાઇન પીનારી સ્ત્રી કરતાં પહેલીને ગર્ભપાત થવાનો વધારે જોગ રહેછે. વળી મારી પૂરેપૂરી ખાતરી છે કે જો વાઇન ઘણો પીધામાં આવેછે, તો વાઇનમાં સમાયલો આલ્કોહૉલ બાળકને ગર્ભસ્થાનમાંજ મારી નાખેછે. આ બીનામાં અજબ થવા જેવું કાંઈ નથી: કારણ કે અમિશ્રિત આલ્કોહૉલ ઘણાંજ પ્રાણઘાતક ઝેરોમાંનું એક ઝેર છે. અને તેનું એક પાન (ડ્રાફ્ત) પ્રુસીક ઍસિડના પાનમાફક નક્કી મૃત્યુ નિપજાવેછે. આલ્કોહૉલની અસર સ્વતઃ માતા કરતાં ગર્ભસ્થાનમાં રહેલાં બાળકપર વધારે થાયછે. તમે કહેશો કે નરમ વાઇનમાં ઘણો થોડો આલ્કોહૉલ સમાયલો છે અને તેટલામાટે તે નુકસાનકારક અસર થોડી કરશે, પણ હું જવાબ આપુંછું કે નરમ વાઇન પણ ઘણો પીધાથી વાંઝપણાને વધારેછે, તથાપિ કમનસીબે વાઇન પીતાં પીતાં નરમ વાઇનથી ધરાઇને છેલ્લે, સરવાળે સ્ત્રી પોર્ટ અને શેરી જેવા બ્રાન્ડી ઉમેરીને તેજ કરેલા જલદ વાઇનો પીવા ટાંપેછે, અથવા ખુદ બ્રાન્ડીજ પીવા માંડેછે. હું જાણુંછું કે હું નરમ જમીનપર છુંદણાં કરૂંછું. પણ એક તબીબ તરફિ અને આ બાબેદો વિષે વિશ્વાસુ નોંધ લેનાર તરફિ કાંઈ પણ ધાસ્તી અથવા પક્ષ રાખ્યા વગર જે સાચું હોય તે જાહેર કરવાની મારે માથે ફરજ છે. મને બરોબર ખબર છે કે ઘણી સ્ત્રીઓ ઉદાસીન અને એકાંત કલાકોમાં પોતે ખૂશ અને આનંદ રહેવાના અર્થે દારૂ પીવા ઘણી લલચાયછે, અને તેટલામાટે એ કુચાલનો ભય કેટલો છે, તે સ્પષ્ટ દેખાડયા વિના એક ઉપાય સૂચવવો અને દરદીને નક્કી નાશમાંથી બૂચવી લેવું તદન અસાધ્ય છે. એક બાબદ વિષે મારી પૂરણ ખાત્રી છે કે ઘણો વાઇન પીધાથી, પછે તે ક્લારેટ જેવો નરમ હો કે પોર્ટ જેવો ભારી જલદ હો, તેથી સ્ત્રીની ખૂબસુરતીમાં દુઃખદાયક ફેરફાર થાયછે. તેના રૂપની નિર્મલતા બદલી મેલો છાંટવાળો રંગ થાયછે અને દેડકા જેવી કરોચલીઓમાં ભાંગે છે. ઇંગ્લંડનાં ભવિષ્યવિષે દારૂના સંબંધમાં ઘણી ધાસ્તી રાખવામાં આવેછે; ત્યાં દારૂ ઘણો પીવાયછે ને કુટંબોમાં છોકરાં થોડાં થતાં જાયછે, માટે જેમ ફ્રાન્સ હાલ કમનસીબ છે તેમ બચ્ચાંવગર ઇંગ્લંડ વાંઝણું થઈ જાએ તે વિષે ડાકટરોને કંઇપણ સંશય વગરની ભાષામાં પૂકાર મચાવવાને આગળ પડવાનો આ સમય છે. લોકમાં જમાનોજ ઉસ્કેરનારી પ્રવાહિ (સ્તિમ્યુલન્ત) નો થઈ પડયોછે તથાપિ એજ ચાલતા કાળનો શાપ છે. તેના સંબંધમાં ચિત્રકલ્પનામાંથી નહિ, પણ ખરી જીંદગીનું ચિત્ર હું રંગી શકુંછું. એક મોટા કુલની સ્ત્રી ઘણી નબળી અને નર્વસ છે, તેને ભૂખ લાગતી નથી અને રાત્રે

નિદ્રા આવતી નથી, તે કાંઈ કસરત લઇ શકતી નથી, અને સુસ્ત મંદપણાંમાં દબાયલી (દિપ્રેસ્ડ ઍન્ડ લો) છે,—જાણે જમીનમાં ગર્ક થઈ જતી હોય એમ તેને લાગેછે, તેની નાડી ઘણી નબળી છે, તેનું હૃદય અસ્વભાવિક ધડક ધડક કરેછે; તે લેશભાર મહેનતથી મૂર્છિત (ફેન્ટ) થઈ જાયછે, તેને વાયસક (ન્યુરાલજિયા) છે, જે તેના અંગમાં અહિતહિ દોડતું ફરેછે. હવે તેને .વાઇન ફરમાવવામાં આવ્યોછે. તે તે પીએછે, એક ગ્લાસ પાછળ બીજું અને તેણીને પળવાર કરાર થાયછે; પણ તે તો આગમાં સર્પણ ઉમેરેછે. અને દોસ્તના વેશમાં એક કટ્ટા દુશમનનો સંગ કરેછે. જેવી આ અસરો પૂરી થાયછે તેવીજ તે પહેલાંના કરતાં અધિક નાકૌવત જણાયછે, અને પાછળથી તે માટે વાઈનિનાં એકેક પાનમાં આગળ જેવો જોશ લાગતો નથી. અગાઉના કરતાં તે વધારે સુસ્ત થાયછે, અને હવે બ્રાન્ડી પીવા માંડેછે; વળી વાઇન ને બ્રાન્ડી વધારે ને વધારે પીવાને ચાલુ રાખેછે, અને છેલ્લે સરવાળે તે ઉપરજ તે જીવેછે. અને તેણીનાં ગોશ, રોટી ને પાણી, તેની ઉંઘ ને કસરત, ગોલી ને ઓસડ વેસડ, કે બીજું સઘળું તેજ થઇ પડેછે".

"અતિ ઉસ્કેરનાર પ્રવાહિ (સ્તિમ્યુલન્ત) જોર આપવાને બદલે બેહદ નિર્બળતા કરેછે. આ દરદી મોતને હસ્તક થાય ત્યાં સુધી ડાકટરના હાથમાંથી કદિ મોકલી થતી નથી. બચ્ચાં છોકરાંની માતા થવાનો સંભવ એક બાજુ મૂકી આવી પત્ની જે પોતાની જીંદગી ઘણી ખરી ઉસ્કેરનારી પ્રવાહિ (સ્તિમ્યુલન્ત્સ) ઉપરજ ગૂજારેછે, તે એક પણ દિવસ તંદુરસ્ત રહી શકે એવી આશા બાંધવી કેવળ વૃથા છે. માતા થવાને સંભવ રહેતો નથી એતો તેનાપર ઇશ્વરી આશિષ છે; કારણ, તે માતા યોગ્ય કૃત્યો અને ફરજ બજાવવાને તદન અશક્ત થઈ રહીછે. હું જાણુંછું કે જે ચિત્ર મેં હવડાં રંગ્યું છે, તે ડરામણું, ઉગ્ર અને ભયંકર છે; તોપણ તે એક વિશ્વાસુ છબી છે કે જેની સચાઈ વિષે બોહોળી ઘરાકી ધરાવનાર ડાકટરો અખૂટ દાખલા દેખાડી સાક્ષી આપી શકેછે. અરે! હું ચાહુંછું કે ઘણું મોડું થાય તે આગળ આ મારા વચનો એવા દરદીઓનાં અંતઃકરણ અને સુબુદ્ધિ આગળ જઈ પહોંચે, અને તેની અસર કરી તેમને અનિવાર્ય પાયમાલી અને શરમભરયા અંતથી બચાવે. તમે પૂછશો કે પેલી પહેલાં માંદી શાથી પડી? તેણીની હોજરીમાં ખામી હતી, તેની યથાયોગ્ય જતન નહિ લેવાથી તે હોજરી નબળી અને યથાસ્થિત કામ કરવાને અશક્ત બની હતી, અને તેથીકરીને તેણીના શરીરનો આખો સાંચો કુદરતી ધોરણપર ચાલતો નહતો, અને જે સ્થિતિ પાછળના વાઇન અને બ્રાન્ડી ગળવાના ઉપચારથી વધી ગઇ હતી. વળી એમ પણ તમે પૂછશો,—ત્યારે એવી વખતે બિચારા દરદીએ શું કરવું જોઈએ! તેણીએ એક અનુભવી તબીબની સલાહ લઈ હોજરીને સ્વભાવિક સ્થિતિમાં મેળાવવી અને તંદુરસ્તીના કાનુન સાચવી (બ્રાન્ડી કે ઘણો વાઇન પીને નહીજ) હોજરીને પાછી બિગડતી અટકાવવી. મરદ કરતાં ઓરત દારૂની અસર વધારે થોડી ખમી શકેછે, અને નબળી ઓરત કરતાં જોરાવર ઓરત વધારે ખમી શકેછે. પણ ઠપકો આપવાજોગ અને બેવકુફીભરેલી રીત કયી?—કે જેમ એક ઓરત વધારે નાતવાન હોયછે તેમ તેને વધારે આલ્કોહૉલ ભળામણ કરવામાં આવે તેજ. અને તેનું પરિણામ શું? પડતાપર પાટું મારવીઃ તેણીની નાકૌવતી વધારવી અને તે એટલે

સમજી કે તે એક બાળક સરખીજ નબળી થાયછે. અરે આવી મૂર્ખાઈ! મૂર્ખ શિરોમણીની મૂર્ખાઈ!!"

"વાઈન એક જાતનું ધારદાર હથીઆર છે, જે જો સંભાળથી વાપરવામાં ન આવે તો નિશ્શક ઘણીજ ક્રુરતાથી જખમ કરેછે. મને જરા પણ શક નથી કે આપણી આજકાલની સ્ત્રીઓનાં ઘણા નાજુક નબળા બાંધાનું મુખ્ય કારણ તેની સંખ્યામાં વાઈનનો ઉપયોગ છે. તે ચિચવાતા કહાડીને રોકવા યોગ્ય બૂરાઈ છે. અરે! હું કેવું ચાહુંછું કે મારો નબળો અવાજ આપણાં શહેરની ચોમેર ફેલાઈ રોજનો બ્રાન્ડી પીવાની દગલબાજ, ભયંકર પ્રાણઘાતક ટેવમાં પડતાં લોક ડર પામે".

ડાકટર પાઇ શાવેનાં ઉપલાં વચનો આપણા દેશાની ઉગતી સ્ત્રીઓને ઘણે દરજ્જે લાગુ પડેછે. આપણી દેશી ઓરતોમાં યુરપિયનોના સદ્ગુણો નહિ પણ દુરાચારની નકળ અધિક થતીજાયછે, તેમાં દારૂ પીવા કે પાવાની 'ફૅશન'ની કુદરતના નિયમથી વિપરીત નકળના યોગે પોતાની દેહને અપકાર કરેછે, એટલુંજ નહી; પણ પોતાનાં નિર્દોષ છોકરાંને પણ ઈજા પોહોંચાડેછે. એનું પરિણામ બચ્ચાંઓનાં મરણની ટીપમાં વધારો કરેછે, અને જે જીવેછે તેમની નીતિ અને મનોવૃત્તિ ઉપર એવા પ્રકારની અસર થાયછે કે તે આડકતરી રીતિ તેમને મોટપણમાં દુષ્ટ વળણપર નાંખેછે. આ વિષે અધિક લંબાણ કરચા વગર અમે અહીં એટલુંજ જણાવીએ છીએ કે પારસી બાનુઓને ઉપલું મડદાળ ચિત્ર ઘણું કરીને લાગુ પડેછે અને તે નામાંકિત ડાકટરનો ઉપદેશ લક્ષમાં યથાયોગ્ય ઠસાવવા તેમને આજીજી કરીએ છીએ.

**અડકાવ:**—આપણી પારસી તેમજ ઘણીક યુરપિયન ઓરતો ઋતુ જવાના પહેલા થોડા દિવસો જલદ દારૂ પીએછે; એવા વિચારથી કે શરૂઆતના દિવસોમાં ખૂલાસે ઋતુ જઈ અધિક દિવસ દેખાવ ન આપે. આ રીત પણ મહા બૂરી છે. એથી ગર્ભાશય દરદને યોગ્ય થાયછે. ત્યાંની રક્તકેશવાહિની દારૂનાં વપરાસથી ફૂળી ધાએછે એટલે ગર્ભાશયનું સ્વભાવિક વજન વધેછે, તેથી તે પોતાનાં અમૂક સ્થળથી બીજી ગમ લચેછે. લોહીઆળુ સ્ત્રીમાં ગર્ભાશય એવી સ્થિતિમાં આવી જવાને વધારે યોગ્ય થાયછે. ડાકટર મેકનોટન જોન્સ ઓરતના દરદો વિષે ૧૮૮૫ માં લખેલી ચોપડીમાં કહેછે કે લોહીઆળુ સ્ત્રીને દસ્તાન કમતી કે દુખારા સાથ જતું હોય, ત્યારે તેને જો દારૂ પીવાની આદત હોય, તો તે એકદમ છોડી દેવી. આવા સમયે દારૂનો ઉપચાર કરવાથી અંડાશય (ઓવરી) તથા ગર્ભસ્થાન જે બેહૂ ગર્ભક્રિયા ચલાવનારાં મુખ્ય અવયવ તેમનું સ્વભાવિક કાર્ય બદલાય છે અને એજ બે અવયવનું કાર્ય યથાસ્થિત ન ચાલવાથી સ્ત્રીનાં સઘળાં બીજાં અવયવોનાં કાર્યો અસ્વભાવિક થઈ જાયછે અને બમણી પીડા ખેંચી લાવેછે.

**હમેલવાળી સ્થિતિ.**—દારૂનો ગેર ઉપયોગ સ્ત્રીઓ બીજી રીતે હમેલ, પ્રસવાવસ્થામાં અને બચ્ચાંને ધવાડવાની હાલતમાં કરેછે. એવી સ્થિતિમાં દારૂ જરૂરનો છે, અને કુદરતી તેની ગરજ છે એવું માની સ્ત્રીઓનો મોટો ભાગ તેનો ઉપચાર કરેછે. એ ઉપચાર જો અનઘડ અને અજ્ઞાન સ્ત્રીઓ કરતી હોત, તો તેમાં અજાયબ જેવું કાંઈ નથી; પણ કેળવાયલી, સમજુ, અને સુજ્ઞમાં ખપતી સ્ત્રીઓ પણ તેમ કરેછે, એ અતિશય સંતાપની વાત છે. મા તેમજ પેત માહેલાં કે ધાવતાં બચ્ચાં ઉપર થતી

આલ્કોહૉલની અસરનો સવાલ પરમ વિશેષતાવાળો છે અને મુખ્યકરી જ્યારે આવી અવસ્થામાં દારૂથી ફાયદો છે એવો વહેમ પ્રસરી તે પીવાની કુચાલ આપણી ઓરતોમાં ફેલાતી જાયછે, ત્યારે તે વિષે ખરી સમજણ દરેક સ્ત્રી ને પુરૂષે પ્રાપ્ત કરવી જોઇએ છે. માબાપના અને વિશેષકરી માતાના કુછંદથી અને દારૂની લખ ઓઢે ઉતરી ઉપજતાં ત્રાસદાયક પરિણામો તેનાં બાળકોમાં અને બાળકોનાં બાળકોમાં નક્કિ જણાયછે, તે વિષે આગળ કહ્યું છે. જે હાલતોમાં કદિ કદિ ઉભાતા દારૂઓની જરૂર લાગેછે, તે હાલતો હમેલવાળી અને બચ્ચાંને ધવાડવાના વખતની કહેવાયછે. હમેલ રહેવાથી હોજરીમાં એક અજબ રીતનો ઉછાળો થાયછે, જેથી પોષણકારક ખોરાક હોજરી સહી શકતી નથી અથવા સહી શકેછે તો બરોબર પચાવી શકતી નથી. આથી ડાકટરની મદદ લેવી પડેછે, જ્યારે તીક્ષ્ણ ગુણની દવાઓની અસરથી હોજરી કદાચ સેજ ખોરાક સહી શકેછે. પણ કોઇવેળા કોઈ દવાની ટીકી ચાલતી નથી અને નરમ વાઇન નાના જથામાં લેવાની જરૂર પડેછે. ફીલાડેલફિયાનો ડાકટર મીગ્સ જણાવેછે કે એક દરદીના દાખલામાં શૅમ્પેન દારૂ સિવાય કોઇ પણ બીજો ઉપાય લાગુ ન પડ્યો હતો. હમેલ વખતે મધ્યમ ઉછાળાના દાખલાઓમાં ડાકટરો કાંઈ સારી અસર ધારીને જમતી વેળા ઉભાતા દારૂ થોડા જથામાં વાપરેછે; પણ આ ઉપચાર વગર જે ધર્મનાં લોકમાં દારૂ કદિ વાપરતાંજ નથી, તેઓને તેથી કાંઈ વધારે ખમવું પડ્યું હોય એવું જણાતું નથી. હમેલ વખતે હોજરીનો ઉછાળો થોડા વખત થાયછે, તેથી તેટલો વખત સંભાળી લેવા ઉભાતા દારૂ વાપરવામાં આવે તોતે દુઃખ કરતાં થોડા નુકસાનકારક ગણાય. એવી હાલતમાં પણ હમેશ દારૂ આપીને તેથી ખરાબ અસરની આશા રહેછે તે દાખલ કરવી નહી જાઈએ. હમેલવાળી સ્ત્રીઓએ સાફ હવામાં કાંઈ કસરત કરવી, જલદી સૂઈ જવું, અધિક વખત આસાએશ લેવી, અને જે જે ચીજો તેમને ઉત્તેજીત કરે તેથી દૂર રહેવું અને તે ઉપરાંત દારૂના ઉપચારની જરૂર હોય, તો ઘણાજ થોડા જથામાં ડાકટરના હૂકમથી લેવો. હામેલા હાલતમાં ઘણી સંભાળથી મધ્યમપણે દારૂ લીધો હોય, તો હમેલ છૂટવા પછી દારૂની ગરજ પડતી નથી, પણ હમેલ છૂટ્યા પછી એવું માલમ પડે કે હામેલામાં પડેલી ટેવ ઓરત છોડી શકતી નથી, તો તે છોડાવવા દારૂ સાથ દવા ભેલી આપવી કે તેનો સ્વાદ નાપસંદ પડીને તે તજી દે.

હમેલવાળી સ્થિતિમાં થતા ઉછાળાના અતિ અસાધારણ દાખલામાં એક યુરપિયન સ્ત્રીને હમેલના ચોથા મહિનામાં એટલી સખત ઓકારી ચાલી કે તેને બચવાની રજમાત્ર આશા નહતી. એવી વેળા તેને બીજા દવાના ઉપાયો સાથ શૅમ્પેન આપવામાં આવ્યો હતો. ઓકારીનું જોર એટલું થયું કે તે જે કાંઈ ખાતી ને પીતી તે સર્વે ઓકી કાઢતી, એટલુંજ નહી, પણ પાછળથી ઉલટીના ઉછાળાના જોરે કરી હોજરીમાંથી લોહી પણ પડતું. ખોરાક વગર અને લોહી જવાથી તે ઓરત થોડા દિવસમાં એટલી શક્તિહીન થઈ કે તેનામાં ફક્ત હાડકાં અને ચાંમડાં સિવાય કાંઈએ રહ્યું નહી. ઉઠવા બેસવાની તેમજ બિછાનામાં હાલવાની પણ શક્તિ જતી રહી. આ સઘળો વખત તેણીને માટે સર્વે જાણીતા દવાના ઉપાય કરવામાં આવ્યા, પણ કાંઇએ વાગ્યું નહી; ત્યારે મેં એવો વિચાર કર્યો કે હવે થોડા દિવસ હોજરીમાં કાંઇએ ખોરાક જવા દેવો નહીં અને તેને આસાએશ આપવી. આ ઉપરથી લગભગ એક મહિનો

સુધી સફરા વાટે ખોરાક ચાલુ રાખ્યો અને સઘળી દવા બંધકરી હોજરીને શાંત રાખવા ફકત શૅમ્પેન જારી કર્યો. ખોરાક કે દવા તરીકે કાંઈક હોજરીમાં ટકી શકતું, તે ફકત શૅમ્પેન હતો અને થોડા દિવસ પછે શૅમ્પેનની પાછળ એક જાતના જવ (પર્લબા-રલી)નું ઉકાળેલું પાણી કોઈક વખત સહેજ અંદર રહેવા લાગ્યું. આવી બીમારી આટલા બધા સખત આકારમાં જવલેજ જોવામાં આવેછે. આ ઔરત મરણકાંઠેજ હતી અને થોડા દિવસ તે મરણતુલ્ય પડી હતી. જ્યારે ઇંગ્રેજ લોકની રસમ પ્રમાણે પાદ-રીએ 'સેક્રેમેન્ત' પણ આપ્યું હતું. મારી સાથ તે કેસ સુવાવડના મરનાર ડાકટર હ્યુઝે બે ત્રણવાર જોયો હતો, અને તે પણ આ ઔરત છેક મૃત્યુહાલતમાં જે દહાડા કહાડી સારી થઈ તેથી અચરત થયો હતો, અને તેણે પણ મત બાંધ્યું કે દવા દારૂથી કાંઈજ ન વળ્યું, ત્યારે રોજ સફરા વાટે આપેલા ખોરાક તથા મહોં રસ્તે આપેલા શૅમ્પેન તેની હોજરીની વ્યવસ્થા સમરે એટલાં તેના જીવને થોડા દિવસ ટકાવી રાખવા કામ લાગ્યાં હતાં. હોજરીનો જે ઉછાળો ઘણા દિવસ સુધી દવાથી નહીતે આ ઉપચારથી નરમ પડ્યો અને આસ્તે આસ્તે હલકો ખોરાક ટકવા માંડ્યો, જેના યોગથી તે પાછી શક્તિ પકડતી ગઈ અને બાળકને સલામત જન્મ આપવા સામર્થવાન થઈ. અહિ-પણ શૅમ્પેન એકલાના યોગે આ ઔરતને ગુણ થયો એવું નથી; કેમકે, મોટો આધાર સફરામાં કૃત્રિમ પાચનરસથી જેરવેલા ખોરાકથી થતાં પોષણ યોગે થયો, અને શૅમ્પેન જેમાં ઘણોજ થોડો પ્રમાણ આલ્કોહૉલનો રહેછે તે તથા તેમાંહેલી કાર્બૉનિક ઍસિડ ગૅસ હોજરીના ઉસ્કેરાયલા મજ્જાતંતુઓને શાંત થવામાં સહાય થયાં હતાં.

**સુવાવડઃ**—સ્ત્રીઓ ઘણુંકરીને સુવાવડની શરૂઆતના•દિ ઋતુ ખુલાસાથી જ-વાને તથા ખાધેલું જેરવવાને અર્થે દારૂનો ઉપચાર કરેછે, અને પારસી સ્ત્રી ૪૦ દિ-વસ વેગળાં બેસેછે તેઓ વળી એટલા દિવસ એક જગ્યામાં પડી રહી ખાધું હજમ થઈ શક્તિ આવે તથા દૂધનો વધારો થાય તે બહાને દારૂ વાપરેછે. ઉપલા બંને અવસરે દારૂ લેવો કેવળ અણઘટતો છે.

**ધવાડવાની સ્થિતિઃ**—માતા બચ્ચાંને ધવાડેછે ત્યારે આલ્કોહૉલ પીવાથી કંઈપણ ગુણ થતો નથી. ધવાડવાથી માતાના શરીરમાંનું સત્વ ઓછું પડેછે, ત્યારે તે ખાસ દારૂ પીધાથી પૂરાયછે એ વિચાર હસી કાહાડવાલાયક અને ભૂલભરેલો છે; વિશેષ, આલ્કોહૉલ દૂધનો ગુણ સુધારવા બદલ બગાડેછે અને માતાનું દૂધ બિગાડવા ઉપરાંત બચ્ચાંની તંદુરસ્તીને વિપરીત છે. આ દારૂના ઉપચારના યોગે બચ્ચાંને બદહજમિયત અને ઉપલિયું, ઉટાટિયું અથવા તાણ થાયછે. ડાકટર નોર્થ કહેછે કે દારૂ પિનાર ધવાડનારી બદલીને દારૂથી પહરેજ રહેનાર બીજી ધવાડનારી બચ્ચાં સાર્થક રાખવાથી ઉપલિયાંનું જોર ઘણી વખતે તુરત દૂર કરાયછે. ધવાડતી માતાએ પીધેલો દારૂ માતાનાં લોહીમાંથી બચ્ચું ધાવેછે, ત્યારે તેના લોહીમાં પ્રવેશ કરેછે તેના યોગે બચ્ચાંને જુદો દારૂ પાયો હોય એવી અસર કરી તે બાપડાના દુબળા બાંધાનો નાશ કરેછે. આ ચોકસ છે કે ઘણાંક બચ્ચાં દારૂ પીતી માતાઓનું દૂધ પીતાં પીતાં તેમની ગોદમાંજ મરણ પામ્યાં છે. વળી ઘણા દાખલાઓથી શાબિત થયુંછે કે ઘણીક મજબૂત બાંધાની અને તંદુરસ્ત ઔરતોને બચ્ચાંને ધવડાવતાં અધિક ભૂખ લાગેછે, તેથી સિદ્ધ થાયછે કે ધવાડતાં દારૂની કશી જરૂર નથી. પણ ખરી જરૂર ખોરાકની છે.

જ્યાં માતાની પાચનશક્તિ નબળી અને ખોરાક નહિ પચવાથી દૂધનો પૂરતો જથો પેદા થતો નથી, ત્યાં બીજા મોતબર ઉપાયની ગેરહાજરીમાં માતા તથા બચ્ચાંને ભૂખમરામાંથી બચાવવા આપણે નરમ જાતનો દારૂ આપી શકીએ. એ બાબત ડા. કારપેન્ટર દાખલો આપેછે કે "એક વેળા એક માતાનું દૂધ ઘણું નબળું અને થોડું હતું; તે દારૂવિના રહેવા ચાહાતી હતી, પણ તેને દરરોજ એક ગ્લાસ ભરી વાઇન અથવા એક ટંબ્લર પોર્ટર આપવાથી તેના દૂધની હાલત સુધરીને તે સારા જથામાં આવવા લાગ્યું. આથી માતા તથા બચ્ચાં બંનેને સુખાકારી થઈ હતી. અહિ થોડો દારૂ પાચનક્રિયામાં મદદ આવેછે. અને વધારે પોષણના યોગથી દૂધ વધારે પેદા કરેછે. આવી રીતે પીવાતા દારૂના જથામાં ઉમેરો કરવાની જરૂર પડી નહતી, તથા જેવું બચ્ચાંને ધાવતું છોડવ્યું, તેવીજ માતાએ દારૂની ટેવ છોડી દીધી હતી." આવી જરૂર કોઇક દાખલામાં હોયછે, માટે બધી ધવાડતી માતાઓએ દારૂનો ઉપચાર કરવો નહીં. હિંદુસ્તાનમાં હિંદુ અને મુસલમાન ધર્મમાં દારૂની મનાઈ સાર્થક તેમની અબળાઓ દારૂના જરાએ ઉપચાર વગર જેવી ઉત્તમ ધવાડનારી માતા નીવડેછે તેવી સુધરેલાં દેશોની દારૂ પીતી ધવાડનારી ઓરતો નથી. જો તેનાંમાં દૂધ ઓછું થઈ ગયું હોય, તો બચીત દારૂથી વધારવાની જરૂર નથી, પણ આજની સુધરેલી વૈદક કળાની મદદથી વધારવું; નહિતર બચ્ચાંને ધવાડવાનું છોડી કોઈ દૂધથી ભરેલી ધાવને બચ્ચું સોંપવું. જ્યાં માતાને બચ્ચાં માટે ધાવ મળી શકતી નથી તથા વૈદક ઉપચારોથી દૂધવૃદ્ધિ પૂરી પડતી નથી, ત્યાંજ ખરા ઉપાયની ગેર હાજરીમાં બિયર, પોર્ટર જેવા ઉભાતા દારૂ જેમાં આલ્કોહૉલનું થોડું પ્રમાણ છે અને 'હૉપ' નામના છોડવાનો ભૂખ ઉશ્કેરનારો કસ રહેછે, તે દવા અર્થે વાપરવા. કારણ, દૂધ વગર બચ્ચાંને રીબાવવાની ખરાબીના કરતાં માતાને જરા તેવા પ્રતનો દારૂ આપી દૂધ આપવા શક્તિવાન કરવી પરવડશે. પણ જે માતા નાતવાનીને લીધે દૂધ આપવા અશક્ત છતાં દારૂથી તાણી તોડી દૂધ પેદા કરવાને યત્ન કરે તેને અટકાવી આવા બળાત્કારે ધવાડવાને શક્તિવાન થવા ન દેતાં જે માઠા પરિણામ નિપજે તેથી તેણીને વાકેફ કરવી જોઈએછે. બિયર અને પોર્ટરથી દૂધ પેદા કરતી થાનની ગાંઠોમાં લોહીનો જોસ થઈને દૂધની પેદાસ વધેછે ખરી; પણ તે દૂધ કુદરતી પ્રકારથી થતાં દૂધ કરતાં નબળું અને ઓછું પૌષ્ટિક રહેછે. જેમાં દૂધનો ઉભરો કમતી તે માતા નબળી હોયછે. તેનાં થાનની ગાંઠોમાંથી દારૂના યોગે વધારે દૂધ પ્રાપ્ત કરાવવું તે જાણે તેની નબળાઇને નીચોવી કાહાડચા બરોબર છે; અને તે સ્વભાવિક રીતે પૌષ્ટિક કસ વગરનું તથા માંહે દારૂનો અંશ મળવાથી બચ્ચાંને પુખ્ત કરવાને સમર્થ નથી. એવા ઉપાયથી મા તથા બચ્ચું બેહૂ અશક્ત અને નબળાં થતાં જાયછે. આ જાણીતું છે કે કુતરાંના શોખીનો જયારે નાના કદનાં રાખવા ચાહેછે, ત્યારે કુરકુરિયાંને હમેશ જીન પાતા રહેછે અને જીનમાં સમાયલો આલ્કોહૉલ આ ધોરણ ન્યૂનાધિક પાર ઉતારેછે. એજ પ્રમાણે જે માતા વાઇન, બ્રાન્ડી, અથવા જીનના વેશમાં આલ્કોહૉલ પીએ તેનું ધાવતું બચ્ચું "ટામ ઠમ" વેંટિયું નીવડે એમાં નવાઈ નથી. માતાઓ પોતે દારૂ પીને પોતાના બાળકને પણ પરભારી રીતે ધાવમાં દારૂ પીવાડેછે. આ ટેવથી પરિણામે તેઓ બંને જણાં એકજ માર્ગે ઉતરેછે અને તે માર્ગ બેઉને મોત આગળ ઘસડી જાયછે. ધવાડતી વખતે

માતાઓને દારૂની જરૂર છે એ વિષે કોઈ મનમાનતી સાહદત નથી; માટે જે સ્ત્રીઓ પોતાના શરીરના બાંધાની સલામતી સાથે તેમનાં અમૂલ્ય બચ્ચાંઓની તંદુરસ્તી જાળવવા તથા તેમને દરદોનો વારસો નહીં આપવા ઇચ્છતાં હોય તેઓએ ફક્ત લાંબા વખતથી ચાલતી આવતી દારૂ પીવાની આ અનઘડ રસમને તર્ક કરવી.

ડાકટર ટૉમસ ત્રૉતર પોતાના છાકટપણાં વિષેના નિબંધમાં (લંડન ૧૮૦૪) કહેછે કે "વાઇન, પંચ, કૉડલ, બિયર ( માનાં ) દૂધમાં મિશ્ર થાયછે, તેથી બચ્ચાંના પાચન કરનાર અવયવો જલદીથી બિગડવાં જોઈએ. આ બચ્ચાં તેમનાં બાંધાની નાજુકાઈ પ્રમાણે વધારે ઓછાં પિડાયછે અને તેમને આ મૂળથી દરદો ઉત્પન્ન થાયછે. આ સારી રીતે જાણીતું છે કે બચ્ચાં રમાડનારીઓ નાનાં બચ્ચાંને સુવાડી દેવા પંચના આકારમાં સ્પિરિટ પાયછે. આવાં બાળકો સુસ્ત, આળસું, અને મૂઢ, ફૂગેલા ચહેરાવાળાં, સુઝેલી આંખનાં, પેતની પીળવાળાં, કબજ કોઠો અને ચહડેલાં પેત સાથનાં જણાયલાં છે. તેમનું શરીર વિસ્ફોટક (ઇરિપશન)થી ઘણુંકરીને છવાયલું અને જરા ઘસરકો લાગેથી ચાઠાંનું રૂપ પકડેછે."

સર એનડની કારલાઇલિ (૧૮૧૪માં) કહેછે કે "ફીણવાળા દારૂના વપરાસની સઘળી ભૂલોમાં સૌથી દુષ્ટ પરિણામ નિપજાવનારી એક બાળકોને આપવાની રીત છે. બીજી, દારૂ ધાવને પીવાડવાની રીતી છે જે હું ધારૂંછું કે નાના બાળકોના માથામાં પાણી જામવાનું કારણ છે. ભેજાં અને જ્ઞાનતંતુઓ ઉપર ફીણવાળા દારૂઓથી નાનપણમાં થતી અસરોથી મનની નીતિ તેમ સ્વભાવ અને બુદ્ધિની વળણ ઉપર ઘણી અસર થાયછે, તેનો મને થોડોજ શક છે."

'નિશાવાળા પ્રવાહિના ગેરઉપયોગ' નામની ચોપડીમાં ડાકટર રૉશ્ચ (ડુબ્લીનજન ૧૮૩૯) ઓરતોને પ્રસવ સ્થિતિમાં વાઇન આપવાની ચાલને ધિક્કારતાં કહેછે કે "ધવાડતાં સ્પિરિટ વાપરવાથી બચ્ચાંનાં ઘણાં દરદોનું મૂળ થઈ પડેછે."

ડાકટર ગ્રીનરૉડ (ઍકસ, લંડન ૧૮૩૯) કહેછેઃ—"દારૂઓ પોષણ અને દૂધ પેદા કરનારાં અવયવોને અધિક જોશ આપેછે, પણ આ જોશ તેની અસરોમાં અસ્વભાવિક અને નુકસાનકારક છે. આ અગત્યનાં કાર્યો બજાવનારાં અવયવો એવા કાયદાથી નિર્માણ થયલાં છે કે જેમનાં ઘટિત કાર્યો ઉપર કુદરતની ધારણા પાર ઉતારવાનો આધાર રહેછે. જેમકે હોજરીનાં તંદુરસ્ત કાર્યનો સ્વભાવિક ઉસ્કેરનાર ફક્ત પૌષ્ટિક ખોરાક અને તેજ એકલું સ્વચ્છ લોહીનું મૂળ છે. સ્વચ્છ દૂધ જે બચ્ચાંની તંદુરસ્તી માટે આવશ્યક છે, તે યથાસ્થિત પાચન ઉપર આધાર રાખેછે. જો હોજરીનું કાર્ય અપૂર્ણ ચાલે, તો દૂધનું પેદા થવું એક અવસર પરિણામ તરીકે ખામીવાળું થવુંજ જોઈએ. ત્યારે જે કાંઈ હોજરીનું કાર્ય બિગાડેછે, તે તંદુરસ્ત દૂધનાં પેદા થવાને હરકત કરેછે. દૂધ પેદા થવાના કાર્યમાં દારૂની અસરો ઘણા પ્રકારની રહેછે. પહેલાં તે તંદુરસ્ત પાચનમાં હરકત કરેછે. આ રીતથી પોષણ અવયવોમાં થતાં નુકસાનનાં પ્રમાણમાં દૂધની ખાસિયત હલકા પ્રકારની થાયછે. વળી એથી દૂધ પેદા થવાના જથા ઉપર અસર થાયછે. જે નલીઓમાં આ કાર્ય ચાલેછે તેમાં બહારના જોરથી ઉસ્કેરણી થઈ અધિક પેદાશ થાયછે, પણ આ ઉપરથી એવો સાર નથી નીકળતો કે વધારે જથાસાથ પોષણકારક ભાગ પણ વિશેષ હોયછે. ઘણું-

કરીને તેથી ઉજાટુંજ થાયછે. આવી રીતે અધિક પેદા થતું દૂધ કુદરતની ધારણા પાર ઉતારનારૂં નીવડતું નથી. આ કારણથી બારીક તવાયલાં બચ્ચાંની સંખ્યા મોટી રહેછે કે જેમનાં માબાપો જલદ દારૂનો છંદ રાખેછે."

આલ્કોહૉલની શરીર ઉપર થતી અસરો વિષે ભાષણમાં ડાકતર ઈ. જી. ફ્રીગ (૧૮૯૨) બચ્ચાંની ધાવતી વેળા તથા જન્મ આગળની હાલત ઉપર બોલતાં કહેછે કે "કોઈ પણ જે ગર્ભમાં ચાલતાં પોષણના નિયમથી જાણકારક છે, તે આ વાત કબૂલ રાખશેજ કે નોળ (પ્લૅસેન્તા) તે જન્મ્યાં વગરનાં બચ્ચાંને માત્ર ફેફસુંજ નહી પણ પાચન કરનારો સાંચો પણ છે કે જેવડે હોજરી ને આતરડાંનું કાર્યપણ તે ચલાવેછે. ગર્ભસ્થાનમાં બચ્ચાંને ઑક્સિજન આપનારૂં અનેતેને માટે પોષણ મોકલનારૂં આ એક સાધન છે. આ સઘળું કામ તે કેમ કરેછે તે સમજી ન શકાય, તોય એટલું તો સિદ્ધ છે કે તે તેમ કરેછે. ઇંગ્લંડનાં રૂવાળાં પ્રગણાઓની ગાયોને 'મૅદર' અને બીજી રંગવાળી વનસ્પતિનો ખોરાક આપેછે તેમનાં વાછરડાંનાં હાડકાં જન્મ પૂર્વે રંગીન થાયછે. અજમાયશ એવું દેખાડેછે કે નોળ (પ્લૅસેન્તા) માતાના લોહીમાંથી કાંઈ ગર્ભિત બચ્ચાંને લગતાજ પદાર્થ ચૂંટી કાઢી પૂરા પાડેછે એમ નથી, પણ જે કાંઈ ઝેર માતાના રક્તમાં હોયછે, તે પોતામાં લઈ બચ્ચાંમાં ફરતું કરેછે. માતાને શૈયડ આવેલા હોયછે ત્યારે ગર્ભમાં બાળકને તેજ વખતે તે ફૂટેછે. આ વાતોથી પૂરતી અને વાજબીરીતે શાબિત થાયછે કે ગર્ભવાળીમાં ગટકાવેલો આલ્કોહૉલ બચ્ચાં ઉપર પૂરી અસર કરેછે અને આ અસરથી આડકતરી રીતે બચ્ચાંના બાંધામાં ઝેરી લોહી મિશ્રિત થાયછે. એટલુંજ નહી, પણ સીધી અસર જેમ માતાનાં ઉપર તેમ ગર્ભિત બચ્ચાંના ભેજાં અને મજ્જાતંતુ ઉપર કરેછે. વળી, હું બે હમેલવાલી ઓરતોની ભૂંગળીવડે પરીક્ષા કરવાની અજમાયશ કહુંછું. દારૂનો નિશો ચઢવા પછે મને માલમ પડ્યું કે માની નાડી ઉસ્કેરાઈ તે સાથ બચ્ચાંનું હૃદય પણ તેમ થતું. જ્યારે વધારે નિશાથી માતાની નાડી વધારે ભરેલી થઈ, ત્યારે ગર્ભના બચ્ચાંનો ધડાકો પણ તેમજ થયો. અને જ્યારે શક્તિપાત (કોલૅપ્સ)માં નાડી નબળી અને પોચી પડી, ત્યારે ગર્ભિત બચ્ચાંના હૃદયનું ધડકવું પણ સંભળાય નહિ એવું થયું. આનો સાર એજ કે જેમ માતા છાકટ થતી ગઈ તેમ બચ્ચું થતું ગયું અને જેમ માતા બેશુદ્ધ થતી ગઈ તેમ બચ્ચું થયું અને જ્યારે માતા શક્તિપાત (કોલૅપ્સ) થઈ, ત્યારે પેતમાંહેલું બાળક પણ થયું. હમેલવાળી ઓરતના પેત ઉપર થંડો હાથ મૂકીએ છીએ, તો પ્રેરણા ઉસ્કેરાઈ અંદર બચ્ચું ફરેછે અને હાથને તેમજ માતાને તે ફરકતું માલમ પડેછે અને જાહેર થાયછે કે બચ્ચું જીવતું છે. એક ઓરતની દારૂ પીતી હાલતમાં હું પેત માંહેલી હિલચાલ ઉસ્કેરી શક્યો નહી. હું એક બીજી ઓરતની દવા કરતો તેણે પોતાના બાળકનું મોત પોતાના બેહદ પીવાના દિવસથી ગણ્યું. બચ્ચું પેલીની છાકટ સ્થિતિ પછે કદિ અંદર હાલ્યુંજ નહિ અને પ્રસવના ચિન્હ આઠ દિવસમાં થયાં. આ આગળી ગર્ભધારી સ્થિતિને (સહેજ ફેરફાર સિવાય) મળતોજ ધવાડતી માતાનો હાલ થાયછે. અહિ નોળ બદલ ધાઈ કુદરતથી થતી સંભાળોમાં સૌથી પહેલી અગત્યનું અવયવ થઈ પડેછે. ખોરાકના પોષણકારક કસ બચ્ચાંના નિર્વાહનાં આ સ્થળમાં પહેલાં ભરાયછે, અને પછે બાકી રહેલો માતાના શરીરના પોષણ અર્થે વપરાયછે. માંતા સ્વતઃનું તેમજ તેનાં ધાવતાં બાળકનું, પોષણ કરવામાં

આલ્કોહૉલ પીતી માતા એટલી અપૂર્ણ છે કે બાળકના તેમજ માતાના ભવિષ્યની સ્થિતિ આગળથી કહેવામાં કાંઈ બાધ રહેતો નથી. જો બાળક મજબૂત થતું જાયછે, તો મા તવાતી જાયછે અને માતા જાડી મજબૂત રહેછે, તો બાળક પાતળું ને દુબળું બનેછે. ખોરાકનો કસ માતાના શરીરમાં વપરાયા આગળ થાનોમાં આવેછે તેની પૂરવારીમાં નીચલી વિગત જણાઉંછું. એક માને સળગમ ખવાડયાથી તેનાં દૂધમાં તેનો સઘળો વાસ આવેછે. ઝાડો છોડવવાની દવા પીવાથી માતાના દૂધમાંથી ધાવતાં બચ્ચામાં તેની અસર જણાયછે. એજ રીતે માતાનો મરડો બચ્ચાંને ઉતરેછે, જેથી પહેલાં મોંમાં નાધલાં ચાંદાં પડી પછે તે આંતરડાંમાં ફેલાયછે અને બચ્ચાંનાં ઝાડામાં જાહેર થાયછે. આવી માતાને અફીણવાળી દવા આપ્યાથી મા તથા બાળક બેહૂને શાંત કરી તેમનું દરદ મેં મટાડયું. આ દેશામાં હલકી પ્રતના લોકમાં બચ્ચાંનાં પેતમાં દરદ થાયછે, તો મા એક ગ્લાસ સ્પિરિટ પી લેછે, એ એક સાધારણ અને ઘણીવાર અસરકારક ઈલાજ છે. આ અસરથી આપણે અટકળી શકીએ છીએ કે થાનમાં આલ્કોહૉલનો કેટલો જથ્થો આવી શકેછે. જો બચ્ચાંને જનાવરના દૂધથી ઉધારવામાં આવતું હોય, તો એકજ વખતના ખોરાકમાં મોટી ચમચી ભરી સ્પિરિટ નાખીને આપી દેછે, જોકે તે બચ્ચું આઠ દિવસનુંએ ન હોય; અને એટલો પણ વળી તેમને બસ પડતો નથી. આ વાત જાણ્યા પછી માતાના પીધેલાં સ્પિરિટનાં દર ગલાસ દીઠ બચ્ચાંને કેટલો આલ્કોહૉલ પૂગેછે અને તેમ જો માતા રોજની દારૂમાં મોજ મારનારી હોય અથવા ધવાડયાથી મન કે શરીરને લાગતી થાકને આરામ આપવા અવરનવર ગ્લાસ લેતી રહે, ત્યારે બચ્ચાંનાં શરીરમાં કેટલો જથ્થો પસાર થાયછે તેનો અડસટો કાઢવાને કાંઈ આધાર મળેછે. મેં દૂધના બે નમૂના દાક્ટર મેકેન્ઝી ઉપર મોકલ્યા, તે તેણે પોતાની ઉત્તમ કળા પ્રમાણે પૃથક્કરણ કરી તપાસ્યા તે માટે મારે તેનો ઉપકાર સ્વીકારવો ઘટેછે. આ દૂધ બે ધવાડતી માતાના હતાં, જે એક સરખી વયની અને એકજ પંક્તિની હતી તથા જેમને જણવાને ત્રણ મહિના થયા હતા. બે માંહેલી એક મજબૂત તંદુરસ્તીવાળી અને પૂરતો ખોરાક લેનારી હતી અને જેના દૂધ પરજ બચ્ચું ઉધરતું હતું. બીજી દારૂ પીનારી પાતલી હતી જેનું બાળક તેણીના જેવુંજ હતું.

| દારૂત્યાગી માનું દૂધ. | | દારૂ પીનારી માતાનું દૂધ. | |
|---|---|---|---|
| ખાર | ૮.૫૦ | ખાર | ૫.૫૦. |
| કેસીન | ૩.૦ | કેસીન | ૨. ૦ |
| તેલ | ૭.૫૦ | તેલ | ૬. ૫ |
| પાણી | ૮૧.૦ | પાણી | ૮૪. ૦ |
| | | આલ્કોહૉલ | ૨. ૦" |

પોતની 'પ્રૅક્તીકલ દાયતરી' માં (લંડન ૧૮૯૫) ડાકટર એડવર્ડ સ્મીથ એવીજ સહાદત આપેછે. "ઘણાં લોક આલ્કોહૉલ શરીરને ટેકો આપેછે અને બચ્ચાં માટે દૂધ પૂરૂં પાડવામાં કામનો ગણી દારૂ ઘણા જથામાં વાપરેછે, પણ મારી પક્કી ખાતરી થઇ છે કે આ ઘણીજ જોખમભરી ભૂલ છે તથા બચ્ચાંમાં આચકી અથવા ઉપલિયું (કનવલશન્સ) અને નિર્બળતા થવાનું તે ઘણીવાર કારણ છે."

ધવાડનારી માતાઓના ખોરાક તરીકે આલ્કોહૉલ વિષે સુવાવડની (બ્રિટિશલાઇંગઇન) હૉસ્પિતલના વડા ડાક્ટર ઍડમન્ડસ (૧૮૭૦) કહેછે કે—

"ધાવતાં બચ્ચાંનાં પોષણ માટે ખોરાક સારી રીતે ચાવીને પચાવે એ માતાની ફરજ છે અને ધવાડતી માતા પુષ્ટિકારક તથા ઘટતા ખોરાકનો મોટો જથો જેરવે તે ઉપર તેનાં દૂધનો આધાર રહેછે. ખરી વાત જોતાં તો અપૂર્ણ દાંત અને નબળી હોજરીવાળી માતાઓ જેમાં પાચનશક્તિની તાકાદ નથી અને જાસ્તી ખોરાક પચાવી શક્તી નથી તેને દૂધ પૂરતું ઉતરતું નથી; ત્યારે તેમણે શું કરવું? તેવા પાચન સાંચાને મદદ આપવા વૈદ્યક શાસ્ત્રથી જરી શકે એવા આકારમાં તૈયાર કરેલો પુષ્ટિકારક ખોરાક લેવો જોઇએ, અને ફિકરના વિચારોથી મનને, અને થાકથી શરીરને ઘસારો થોડો આપવો. આ ઉપાય સાથ સ્વચ્છ અને પૂર્ણ તંદુરસ્તી જાળવવાનાં જરૂરીઆત કાનુનો સાચવવાથી નિર્મળ અને પૌષ્ટિક દૂધ ઘણામાં ઘણું પેદા થઈ શકશે. કમનસીબે આવી સલાહ ઘણી આતૂર માતાઓની ખાતરી કરી શકતી નથી, અને પોતાને કમ તાકાદ કે કમ પાચનનાં નહી ગણી 'હોરનો સ્ટાઉટ' 'તેંકેનો જીન' અથવા 'ગીળબીનો તાકાદ આપનાર પોર્ટ'ના કૌવતની ઠાળી વખાણની જાહેર ખબરોથી લલચાઈ તેમના ભોગ થઈ પડેછે. જો કોઇ સ્ત્રી મન તથા શરીરની ચઢતી કળાની સંપૂર્ણતા સમજી દારૂથી દૂર રહેછે, તો તેની પીનારી સ્ત્રી દોસ્તો સ્વતઃ તેવી ટેવ ન રાખવા સારૂં પોતે વગોવાય માટે દારૂના વપરાસની બહોંસ કરી પહેલીના ઠરાવ તોડી પાડેછે. આ જણાયલું છે કે સાધારણ રીતે ધવાડતી માતાઓ રાતનાં સૂતી વેળા સ્પિરિટનું એક ગ્લાસ પીને દૂધનું વ્હેવું વધારેછે, એટલુંજ નહિ, પણ બચ્ચાંને ભારે ઉંઘમાં પણ નાંખેછે. આવા સમયમાં સ્પિરિટ ઝાડો લાવનારી કે પિશાબ છોડવનારી કે પરસેવ કાઢનારી અસર કરતો નથી, અથવા દમવાટે પોતે નીકળી જતો નથી; પરંતુ તે દૂધ વધારનારી અસર કરેછે. કારણ, ધવાડવાની વખતમાં થાનનું કાર્ય જોરમાં હોયછે અને આલ્કોહૉલને બહાર પડવા માટે થાન સહેલો માર્ગ થઈ પડેછે. તેને બહાર કાઢવા થાનને અધિક દૂધ આપવાની ફરજ પડેછે. પણ આ અધિક દૂધ તો પેલા પીધેલા આલ્કોહૉલ અને પાણીનો ભાગ છે, અથવા દૂધ છે તો તે માતાના શરીરને નીચવી દુર્બળ કરીને કાઢેલું છે. બે માંહેલી કોઇપણ રીતે આલ્કોહૉલની વિષમય અસર બચ્ચાંને કેફ ચઢવાથી જણાયછે અને વિચારવાળા બધા આટલું કબૂલ રાખશે કે માતાનું શરીર દૂધવાટે જે આલ્કોહૉલ ફેંકી કાઢેછે તે તેમાંથી ખાલી કરીને ભરવાના ભંડાર બચ્ચાં થવાં ન જોઇએ. ખરેખર, બચ્ચાંના શરીરની મૂળ બાંધણી આલ્કોહૉલવાળાં લોહીથી રચવી એનાંથી દુષ્ટ બીજૂં કાંઇએ નથી. ધવાડતી વેળા માતા ઉપર થતી અસરોમાં કોઈ કોઈ વાર તેઓ અંગ લઇને જાડી બનેછે; પણ ઘણી વાર તો તે માતાઓ ફિક્કાં અને જો કુદરતીજ બાંધો મજબૂત નથી, તો સુસ્ત, ટુંકા દમવાળી, ખબરાયલા ચહેરાની, ભિરૂ (નર્વસ), અને ચિડિયા સ્વભાવની બનેછે: તથા તેણીનાં શરીરના બાંધા અને જેટલો આલ્કોહૉલ પીતી હોય તેના પ્રમાણમાં તેણીનાં દિલની નાકૌવતી તથા બીજા ઓછાં અધિક સખત ચિન્હોથી પીડા ભોગવેછે. તરૂણ માતા પોતાની જુવાનીથીજ ખૂબસુરતીનો બહાર અકાળ ખોહેછે. ઘણી વેળા કોઈ બાનુને જોઈ આપણે અચરતી પેદા થાયછે, કે બે વર્ષપર જે એક ચંચળ

પ્રિયા હતી તે હાલમાં કઠોર અણગમતી ડોસી જેવી બદલાઈ કેમ ગઈ. તેણીએ પહેલાં બચ્ચાંને બાર મહિના ધવાડયું, ત્યારે જો ડહાપણપૂર્વક ચોખ્ખા ખોરાકની આદત રાખી હતે, તો તેણીમાં પ્રૌઢતા અને સ્ત્રીયોગ્ય જોબન આવતે; પણ બચ્ચાંને દૂધ પૂરૂં પાડવાના ઇરાદાથી તેણીએ 'સ્ટાઉટ' નો છૂટથી ચલાવેલો વપરાસ, બપોરના ખાનાસાથ એક ગ્લાસ પોર્ટ અને બિછાને જતીવેળા થોડું જીનપાણી—એમ એક પછી એક લીધા કર્યાં. પછવાડેથી તેણીમાં ટકાવ વગરની સુરતી અથવા તો બેકાયદે ચિડિયાપણાંના સ્વભાવથી માલમ થયું કે પોતાના નભાવ માટે તેણીએ જલદ દારૂઓ વધારે મોકળા હાથથી વાપર્યો અને જોકે બચ્ચાંને ધવાડવાનું છૂટી ગયું, તો પણ નિશો જારી રાખવાની જરૂર તેણીની લાગણીઓમાં રહી. આ બહારના દેખીતા ફેરફાર છે પણ તે વળી અંદર જડ ઘાલતાં જતાં દરદ અને સળાની નિશાનીઓ છે. જો દિવાનાપણાં કે ક્ષયરોગની વળણ કુદરતી છે, તો તે દરદો ધવાડતી સ્થિતિ વેળાએ ઘણા ઝડપથી ઉભજે છે; પણ ઘટતી માવજત ને ઇલાજોથી આ અવસરમાં તે દરદો ચૂકાવી દેઈ શકાયછે, જે બદલ જો દારૂ લીધો હોયછે તો તે દરદો ખેંચાઈ આવે-છે. જે માતાઓ ઘણો બિયર પીએછે તેમને ધાવેલાં બચ્ચાં સાધારણ કરતાં અધીક જાડાં બનેછે, તે બેઅજમાયશી આંખોને કોઇ વેળા સાજાં માતેલાં જેવાં લાગે-છે. પણ આવાં બચ્ચાંનું દોંગાપણું જાણકાર આંખોને પસંદ નથી. તે તો સહેજ સરદીથી પણ થોડા દિવસની બિમારી પછે છાતીના દરદ (સસણી) થી મરવાને અતિ લાયક રહેછે. દાંત ફૂટતી વેળા ઝાડા કે ઉપલિયાંથી તે બીજાં કરતાં વધારે મરેછે અને તેમના ભેજાંની આસપાસના પડોમાં સૂઝ આવી પાણી જામી (હૈદ્રોકૅફલસ) કોઇપણ વખતે મરવા યોગ્ય રહેછે. અને બચપણના રોણકદાર ખીલતા રૂપ બદલે દુઃખદાયક વળીગયલી ટાંગડી અને બેડોલ ટુંકો ઉભાર નજરે પડેછે."

અહિ બ્રાન્ડી વિષે થોડુંક વિવરણ કરીએ. બધા દારૂઓમાંથી બ્રાન્ડીનો દાખલો ચુંટયો છે. કારણ, આજકાળ બ્રાન્ડી બધા રોગપર એક ચાલું (પ્રેશનેબલ) ઇલાજ તરીકે ઉપયોગમાં લેવાયછે, અને કમનસીબે ઘણા ખરા દાખલાઓમાં બ્રાન્ડી પીવાની માઠી ટેવ, પહેલાં ચમચી, પછી ચમચો, ત્યાર પછી ગ્લાસ ભરી બેમાલમ પણ ઝડપથી વધીછે, અને તેનું આખર પરિણામ કેવું નિપજેછે તે વાંચનારને સારી રવેશે ખબર છે. પૂર્વ કાળમાં માત્ર દવાવાળાઓનીજ દુકાનોમાં બ્રાન્ડી વેચાતો હતો તે બ્રાન્ડી આજે સર્વેને જાણીતો ઘર ઉપયોગી દારૂ થઈ પડયો છે. એનો ઉપયોગ ત્રણ રીતે કરવામાં આવેછે. એક તો શોખ અથવા મોજમજાહ વાસ્તે, બીજો દવાદાખલ, અને ત્રીજો ભરચોપડ કરવાના કામમાં લેવાયછે. પહેલા ઉપ-યોગને કોઈ કાળે પણ આપણે પસંદ કરશું નહિ. બ્રાન્ડી એક જાતની ઘણી અસર-કારક દવા છે અને દવા તરીકેજ તબીબોએ દરદીને જે હુકમ કરવો તે ક્વ-ચિત અને જરૂર હોય ત્યારેજ, ચોકસ કલાકે, થોડા અને અમુક માપમાં. પણ આજ-કાલ જાણે સઘળાંજ દરદનો ઉપાય બ્રાન્ડી હોય તેમ સહેજ બહાને પીવાયછે. આ અતિ શોકજનક વાત છે કે હિંદુસ્તાનમાં બ્રાન્ડી જેવો જલદ સ્પિરિટ મોટા જથામાં અને ઘેરેઘેર પીવામાં આવેછે. યુરપમાં અને બીજા દેશોમાં જ્યાં દારૂ બનેછે, ત્યાં ઘણું કરીને બિયરના ફીણવાળા દારૂ કે નરમ ખાશિયતના ક્લારેટ જેવા વાઇનનો મોટો

ભાગ પીવાય છે અને તે દારૂઓમાં બ્રાન્ડી કરતાં ઘણા થોડા પ્રમાણમાં આલ્કોહૉલ સમાયલો છતાં તે કેટલાં ભયંકર ફળ નિપજાવે છે તે આપણે જોયું છે, ત્યારે બ્રાન્ડીમાં સમાયલા આલ્કોહૉલનું મોટું પ્રમાણ રોજ ખાણાસાથ પાચક દવાને ઠેકાણે પીવામાં આવે, તેનાં ફળ કેવાં સંતાપકારક ઉપજેછે, તેનો તે પીનારા આ પોતાના મોજની ખુમારીમાં કાંઈ પણ ખ્યાલ કરવા માગતાજ નથી. કોઈ પણ શખ્સ પોતાના મોંમાં આગ જેવી દાઝ ખમ્યા વગર કાચા બ્રાન્ડીનો ગોટ પાંચ મિનિટ જેટલો વખત પણ રાખવાને તદન અશક્ત છે. જ્યારે બ્રાન્ડી મોંઢામાં આવી ભંયકર અસર કરેછે, ત્યારે દાઝણાં જેવો પ્રવાહિ મોટા જથામાં હોજરીપર કેવી અસર કરતો હશે ? દુઃખ ! નક્કી દુઃખનીજ વેદનાઓ હોજરીમાં ઘર કરી રહેછે અને હોજરીના રોગથી સઘળા બાકીના શરીરમાં વ્યાધિ અને નાતવાની ફેલાયછે. બ્રાન્ડી એક જાતનો વિલક્ષણ અને જોરાવર અસરવાળો પદાર્થ છે. લાંબો વખત મોટા જથામાં ઉપયોગ કરવાથી તે કલેજાંને લાકડાં માફક સીકડી કઠણ કરેછે તથાપિ રફતે રફતે શરીરને ચમત્કારિક રીતે બમણું સ્થૂળ કરેછે પણ તે કાંઈ જડ સ્નાયુ અને મજબૂત વીર્યનો વધારો કરીને કે સારાં સત્વવાળાં લોહી અને પુષ્ટિદાયક રસથી મોટું નહિ, પણ લિંગ દેહને તદન ફાડી નાખે એટલી ચરબી અને પાણી ભરીને સ્થૂળ કરેછે.

બ્રાન્ડી એક રાક્ષસનું પણ જોર કાઢીલેવાને અને તેને નાનાં બાળક જેવું નિરાધાર કરી નાખવાને સમર્થ છે. હમેશ બ્રાન્ડી પીવાની ટેવ જીંદગીના મૂળ ઝરાને ઝેરી કરેછે. અને તે અર્થે ફાળતુ આપી શકીએ તે કરતાં વધારે વખત અને જગ્યા રોકી ચૂકા છીએ. હવે આટલું ખરૂં છે કે દવાદાખલ બીજા ઉપચારની ગેરહાજરીમાં બ્રાન્ડી સહેજવાર કરાર કરેછે. જેમકે ચૂંક, અતિસાર, અતિઘણી થાક, બેશુદ્ધિ, અચબુચ પેસ્તી ધાસ્તી અને બીજા અકસ્માતોમાં ક્લોરોફૉર્મ, ઇથિર કે ઍમોનિયા જેવો, બ્રાન્ડી તુરત વેળા કીંમતી ગણાયછે. પણ એવા બનાવોમાં વળી લીધાથી તે વારંવાર ઓલનું દોલ કરી નાખેછે. અચબુચ બેશુદ્ધ થઈ જવાની વખતે સાધારણ રીતે બ્રાન્ડી આપવામાં આવેછે; પણ જો બેશુદ્ધિનું કારણ ખબર ન હોય, તો તેના યોગે દરદીને ફાયદો થવા બદલ ડાક્ટરની મદદ આવી પહોંચે તે આગમચ દરદીનાં દરદની ખરી કેફિયત બ્રાન્ડી ઢાંકી નાખેછે. બેશુદ્ધિના ઘણા પ્રકાર છે. અફીમ, દારૂ, ગાંજો આદિ પદાર્થોનો ઉપયોગ બેશુદ્ધિ લાવેછેઃ માથે લોહીનો જોશ, સખત ઝટકો, ફેફરૂં, લૂ, નાતવાની ઇ૰ કારણોથી બેશુદ્ધિ ઉપજેછે, ત્યારે બ્રાન્ડીનો ઉપચાર ઘણો ધાસ્તીભરેલો છે અને ડાકટરને તેની બેશુદ્ધિનું ખરૂં કારણ તુરત પારખતાં મુશ્કેલી પડેછે, દરદીના ઉપાયમાં હરકત થાયછે, અને વ્યાધિમાં વધારો થાયછે. કોઈ માણસ રસ્તામાં ચાલતાં ગમે તે કારણથી લથડિયાં ખાતો જણાયછે, તો આસપાસના રાહદારી તેની આગળ ભેગા થાયછે ; એ વખતે દરદના ચૂથારા અને જોસથી પેલો માણસ સહેજ બેભાન થઈ નીચે પડી જાયછે, ત્યારે આસપાસ ભેગા થયલા દયાળુ લોક તેને બે પ્રકારની મદદ કરવા ધસેછે: પ્રથમ તેને ભોંય ઉપરથી ઉંચકી ઉભો કરેછે અને પછે દોડાદોડ કરી કોઈ ઠેકાણેથી બ્રાન્ડી લાવી તેનાં ગલામાં રેડી દેવાની કોશેશ કરેછે. જો આ માણસ છાકટપણાંથી અથવા માથે લોહીનો જોશ (ઍપોપ્લેકસી) ચડવાથી બેભાન થઈ જમીન ઉપર પડ્યો હોયછે, તો તેને બ્રાન્ડી આપવાથી આતશમાં બળતણ

ઉમેરી ભડકો કરવા જેવું થાયછે. આ ઉપરથી આપણે યાદ રાખવું કે બ્રાન્ડી દરેક પ્રકારની બેશુદ્ધિનો ઉપચાર નથી.

---

# પ્રકરણ ૧૧.

## દરદોમાં દારૂનો ઘટતો ઉપયોગ.

દારૂ માણસનો સાધારણ ગુજારો કરવા માટે મુતલગ જરૂરનો નથી એટલુંજ નહીં, પણ થોડો ઘણો જાથુ લીધાથી તંદરૂસ્તીને નુકસાન કરનારો છે. એટલે ખરેખરી રીતે જેટલો તે પીવામાં આવે તે પ્રમાણમાંજ મોડો વહેલો દરેક માણસપર તે ઝેર જેવી અસર કરેછે, એમ આપણે પૂરવાર કરીએ છીએ ત્યારે આપણે એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે બીજાં ભયંકર ઝેરોની માફક એ ઝેર પણ તરેહવાર દરદોમાં સાવચેતિથી પરીક્ષાસાથે આપવામાં આવે, તો તે એક ઘણોજ કિમતી ઈલાજ અથવા દવા થઈ પડે-છે. પ્રુસિક ઍસિડ, ઍકોનાઇત, સ્ત્રીકનાઇન, આરસેનીક, અફીણ, બેલાદોના એ જબરાં ઝેરો છે. પણ તેજ અનુભવી તબીબના હાથમાં ચમત્કારિક ઓસડો છે. આ ચીજોના વર્ગમાં આપણે આલ્કોહૉલને જોઈ ખૂશી થવું જોઇએ. કેટલાકો ઉશ્કેરનારી (સ્તિમ્યુલંત) અને બીજાઓ કેફી (નારકૉટીક) ઉંઘ લાવનારી ચીજોના વર્ગમાં એની ગણના કરેછે. હેડલંડ કહેછે કે આવી દવાઓ જે પહેલાં લોહીમાંથી મજ્જાતંતુસંબંધી સ્થળોમાં આવેછે, ત્યાં તે થોડા જથામાં આવવાથી પહેલાં જોશ આપેછે, અથવા ઉશ્કેરેછે, એટલે મનની શક્તિ અને હૃદયનાં કાર્યો અસ્વભાવિક ઉશ્કેરાયછે, અને પછે જ્યારે વધારે જોશ આપેછે, ત્યારે તે કાર્યો મંદ પાડીને કેફી અસર ચાલુ કરેછે. દારૂની ઉત્તેજન્ય અસર શાને કહેવી તે આપણે વાસ્તવિક આગળ સમજાવ્યું છે. છાકટ કે કેફી અસર લાવવા માટે તબીબોને દારૂ કદાચજ વાપરવો પડે-છે. આલ્કોહૉલનો દવા અર્થે અપાતો માત્રા (દોઝ) મોટો નથી; પણ ઘણો નાનો હોય-છે, જે ઘડી ઘડી આપવામાં આવેછે, જેથી તેની ગુણકારી અસર ચાલુ રાખી શકાય-છે. એ અસર આપણે જોયું તેમ હૃદય અને તંતુસંબંધી સ્થળો ઉપર અને વિશેષ કરી છેલ્લાપર છે. ઉદાહરણ અર્થે જ્યારે એક માણસ, ધાસ્તી, જફા, મહા દુઃખ અથવા અકસ્માત સખત ઇજાથી બેશુદ્ધ થાયછે, ત્યારે તેને ધબકો (શૉક) લાગ્યો કહેવાય છે. પછી સાવધ કરવા જેમ ઍમોન્યા, સુંઘાડવામાં કે પાવામાં આવેછે અથવા ઇથર ક્લોરોફૉર્મ કે કસ્તુરી વાપરેછે, તેમ આલ્કોહૉલ આપેછે. ધાસકો લાગેછે ત્યારે દરદી બેહોશ થઈ પડી રહેછે, શરીર ટાઢું અને ફિક્કું પડી જાયછે, પરસેવાના સ્વેદ નીકળે-છે, નાડી નાની, નબળી અનિયમિત દોડેછે, અને શ્વાસ ધીમો ચાલેછે. દેહની આ ગતિમાં બ્રાન્ડીનો ઉપચાર ઘણી ચતુરાઇથી થોડા માત્રા (દોઝ) માં સંભાળસાથે કરવો જોઇએછે. કારણ, આપણે જોયું કે આલ્કોહૉલનો મોટો જથો પોતેજ બેશુદ્ધિ અને ભયંકર (શૉક) શૂન્યતા પેદા કરેછે. ધબકા (શૉક) માં ભેજાં ને તંતુસંબંધી રચનાની એવી સ્થિતિ થાયછે કે તેના યોગથી તેના આધારે ચાલતાં પ્રાણાધાર કૃત્યો બંધ પડવા યોગ્ય થાયછે, તે અસર કાહાડી નાંખવામાં આલ્કોહૉલ સહાય થાયછે, જેથી

પેલાં કૃત્યો પાછાં છૂટથી ચાલવા માંડેછે. અને શુદ્ધિમાં આવે ત્યાં સુધી તે અસર ચાલુ રાખવા ઘણા થોડાજ વજનમાં તે ફરી ફરી આપવો પડેછે. કારણ, જ્યારે ધબકા (શૉક)ની અસર જતી રહીને પાછી હોશિઆરી આવેછે, ત્યારે ધબકાના જોરના પ્રમાણમાં જે પ્રતિક્રિયા થાએછે તેના યોગે શરીરઉષ્ણતા અને લોહીનો જોશ વધેછે અને તે ધાસ્તીકારક અપકાર કરેછે, માટે જો ધબકાવેળા દારૂનો ઉપચાર કૌશાલ્યતાથી ન કીધો હોય, તો અધિક હાનિકારક થઈ પડેછે. મુખ્યકરીને ભેજાંને લગતી ઇજાની બેશુદ્ધિમાં આવી સંભાળ અધિક રાખવી પડેછે. જ્યાં ધબકાથી થતી બેશુદ્ધિનું કારણ માલમ નહીં હોય, ત્યાં ઘણીજ સાવચેતી વાપરવી જોઇએછે; તથા જો તે દરદી તુરત મૃત્યુ પામે એટલી ધાસ્તીમાં ન હોય, તો બેહતર કે તે ઉપચારથી દૂર રહેવું.

તાઈફૉઈડ જેવી ચોકસ તાવના રોગમાં ભેજાં અને બીજી મજ્જાતંતુસંબંધી વ્યવસ્થાની મંદ સ્થિતિ પ્રસિદ્ધ થાયછે, અને ભયંકર વલણ પકડતી જાયછે, ત્યારે તેમને ઉત્તેજન્ય ન રખાય, તો જીવાધાર કાર્યો એટલાં સુસ્ત બનેછે કે તે બંધ પડવાનો ભય રહેછે. આવી ગતિમાં થોડા કલાક કે દાહાડા જીવાધાર શક્તિ ટકાવી રાખવામાં આવે, તો દરદીનો સારા થવાનો જોગ સચવાયછે. તેવા વિતકમાં દારૂનો ડાહાપણ સાથે ઉપચાર આપણા બીજા ઉપાયને સાહાય કરેછે. ઝેરી તાવના વિશેષ જોસના સબબથી મુખ્યકરી હૃદય શક્તિહીન થઈ ધડકતું બંધપડી મોત નિપજેછે તથા તાવના ઝેરી યોગે દરદીની આંખો ઘેરાયલી હોયછે, તે ધીમો બડબડતો લવારો કરેછે, શ્વાસ જડફથી ચાલેછે, ચામડી સુકી અને ગરમ રહેછે, જીભપર સફેદ થરનું વેષ્ટન બંધાયછે, તથા હાથ પગો ચમકે કે ઉડેછે. એવી વેળા થોડાશેરી કે બ્રાન્ડી જેમ ઘડીઘડી આપવામાં આવેછે તેમ જીવનશક્તિ ટકાવી રખાયછે, ચામડીની અધિક ઉષ્ણતા નરમ થાયછે, આંખો સાફ અને સ્થિર બનેછે, નાડી ભરેલી અને મજબૂત ઉઠેછે, જીભ સાફ અને ભીની થાયછે, શ્વાસ સહેલ લાગેછે, અને સર્વે લાગણીઓમાં આરામના ચિન્હો જણાયછે. પણ અહિ આલ્કોહૉલ શું કરેછે? નહી કે તે દરદીને ખરો પૌષ્ટિક ખોરાક આપેછે, પણ તાવના ઝેરથી મંદ થતાં મજ્જાતંતુસંબંધી સ્થળો અને હૃદયને જાગૃત અને ઉશ્કેરયા કરેછે તથા તેમના આધારે ચાલતાં શરીરનાં બીજાં સઘળાં કાર્યો મંદ પડી અટકી જતાં,—અર્થાત, મોત આવીજતાં અટકાવેછે. તાવના ઝેરથી મંદ પડેલી મજ્જાતંતુ વિકારી રચના આલ્કોહૉલના યોગે ચલિત અથવા ચપળ રહેવાથી બીજી જીવાધાર શક્તિઓ પણ ચપલ થાયછે. હવે કોઈ સવાલ કરશે કે આમ કરવાથી જીવાધાર શક્તિઓ જલદીથી થાકી કે ખપી જતી રહે તો! એમ થાયછે ખરૂં; પણ કાંઈ કોશેશ વગર એકદમ મરવા દેવાના કરતાં એટલો જોખમ ખેંચવો લાભકારક છે; કારણ કે એ ઉપચાર હોજરીમાં ઉછાળો અટકાવી ખોરાકને ટકવા અને પચવામાં સાહ્ય થાયછે, અને તેથી જીવાધાર શક્તિ પૂરી પડાય અને ટકવી રખાયછે તથા ઘસારો ખમી શકાયછે. એક આગબોટ તોફાની દરિયામાં હોય ને બંદરમાં જઈ પૂગાય એટલોજ કોલસાનો થોડો જથો પાસે હોય, ત્યારે તોફાનમાંથી ડુબતાં બચવાને વરાળ પેદા કરવા જેટલો કોલસો પહેલાં બાળવોજ જોઈએ કે તુફાન વહી જાય, ત્યાંસુધી ટકી શકાય અને વળી એવી આશા પણ રાખીએ કે બાકીના રસ્તા માટે કોલસો આપનારૂં બીજું કોઈ વહાણ તેટલામાં કદાચ મળી આવશે. મજકુર

દરદીઓની સ્થિતિમાં એમજ બનેછે. આવા સમયે આલ્કોહાલની ફાયદાકારક અસર જેઓ તંદુરસ્ત હાલતમાં મુદ્દલ દારૂ પીતા નથી તેમને ઘણી ઉત્તમ થાયછે; પણ રોજ પીનારમાં ઉપલી જેવી માંદગીમાં આલ્કોહૉલનો ઘણો ભાગ અસર કરચા વગર વ્યર્થ જાયછે અને તે પછે પણ તેની અસરમાં કાંઈ લાભની આશા રાખી શકાતી નથી. જ્યારે તંદુરસ્ત સ્થિતિમાં ઉષ્ણતા આપનાર તરીકે આલ્કોહૉલ નકામો ગણાયો છે, ત્યારે તાવના શરીરમાં વિશેષ ગરમી હોય તે વેળા અધિક ઉષ્ણતા ચાલુ રહેવાથી દરદીના ખોરાકમાં જતા તેલવાળા પદાર્થો ઉપરાંત શરીરમાંહે રહેલી ચરબી પણ ખપી જાયછે, જેથી દરદી પાતલો થાયછે અને લેવાઈ જાયછે, તેવી વખતે તાવનું જોર નરમ પડે તેટલો સમય લીબિગના વિચાર પ્રમાણે આલ્કોહૉલની કાર્બન અને હેડ્રોજન તાવની ગરમીનો ખોરાક થઈ પડવાથી દરદીના શરીરમાંની ચરબી ખપી જતી બચાવેછે; તેથી તે દરદીને ફાયદાકારક ધારવામાં આવેછે. પણ હાલની શોધ પ્રમાણે તાવમાં શરીરના મજ્જાતંતુસ્થળ અને તેની ઉપર આધાર રાખનારાં પાચન અને પોષણક્રિયા વગેરેના કાર્યો મંદ પડેછે, તેથી શરીરશક્તિની પૂર્ણી ન થતાં તે ઘટી જાયછે અને મોત નજીક આવતું જાયછે. એવી વખતે આલ્કોહૉલ ઉપલા મજ્જાતંતુસ્થળની શૂન્યતા કાઢી તેનાપર આધાર રાખનારાં બીજાં કાર્યો સ્વભાવિક ગતિમાં આણેછે; અને તેથી દરદીની પોષણશક્તિને ટેકો મળેછે જેથી તાવની ઝેરી અસરનો અટકાવ કરવાના બીજા ઉપાય કામે લગાડાય એટલો વખત દરદીની શકિત જળવાઈ રહેછે. ખરેખરી રીતે આવી વખતે આલ્કોહૉલ તેની અસરોમાં અસ્વભાવિક ઉશ્કેરનાર નહી કેહેવાય; કારણ, તે હૃદય અને ભેજાંને તેનાં કુદરતી મીજાન ઉપરાંત ઉશ્કેરતો નથી; પણ તાવના ઝેરથી મંદ પડતી હાલતને તેજસ્વી કરી સ્વભાવિકપણાંપર લાવી મેલેછે. પણ તેમજ ચોકસરીતે અને પૂર્ણપણે કરવામાં અતિઘણી સંભાળ અને ચતુરાઈ વાપરવી જોઈએછે. આલ્કોહૉલ ઝેરી તાવમાં ગુણકારો છે તેનું બીજું પણ કારણ જણાવવામાં આવ્યુંછે. તાવ લાગુ પડવાના બીજાં કારણોમાં એક કારણ લોહીમાં સૂક્ષ્મ ઝેરી જતુંઓનો પ્રવેશ છે અને ડાક્ટર ડબ્લ્યુ ફૅર તેનાં અતિ બારીક અવલોકનથી એક મનોરંજક રિપોર્ટમાં કહેછે કે જતું લોહીમાં પ્રવેશ કરી જે વ્યાધિ પેદા કરેછે તેનો દારૂ માંહેલો આલ્કોહૉલ અને ઇથિરવાળા તેલ અટકાવ કરેછે. આલ્કોહૉલ તેમજ બીજા ઝેરી ઔષધી પદાર્થોમાં એવો ગુણ રહેલો હોયછે કે જેમ તેઓ તંદુરસ્ત હાલતમાં ઝેરી અસર કરેછે, તેમ દરદી હાલતમાં દવારૂપ થઈ પડી દરદીને રોગથી છુટો કરેછે અને તેની ઝેરી અસર તેના ઉપર થતી નથી. જેમકે ધનુર્વાત અથવા દાંતકીલ્લી (લૉક-જૉ)માં દરદીને કલોરલહાઇડ્રેટ નામની દવાનું મોટું વજન આપેછે અને એ દવા વારંવાર સંભાળથી આપવાથી ખરેખર તે બૂરા ઘાતકી રોગનાં દુઃખદાયક ચિન્હો જરૂર નરમ પડેછે તથા કેટલીક વખતે મટીપણ જાયછે. પણ ધનુર્વાત (ટિટનસ)માં વાપરચા જેટલુંજ એ દવાનું વજૅન જો એક તંદુરસ્ત માણસને આપવામાં આવે, તો તેની કેફથી ઘણું કરી મોત નિપજવાનો ભારે જોખમ છે. નિરોગી અને રોગી માણસ ઉપર આલ્કોહૉલની અસર આપણે એમજ સમજવી. આલ્કોહૉલનું જેટલું વજન તાવમાં ગુણ કરેછે, તેટલુંજ તંદુરસ્ત માણસને છાકટ અને મજ્જાતંતુવિકારી રચનાને ત્રાસદાયક

રીતે મંદ કરેછે. પણ તાવમાં એથી ઉલટુંજ છાકટપણાંનાં કોઈ ચિન્હ વગર ભેજું તેના કાર્યોમાં ખુલ્લું ને સાફ બનતું જાયછે. ડાક્તર કાર્પેન્ટર કહેછે કે એડીનબરોમાં ૧૮૩૬-૩૭ના વરસમાં તાઈફૉઈડ તાવની મરકી ફેલાઈ તે વેળા એક ડાકટરે દર્દીઓને સાજા કરવા આલ્કોહૉલનો ઉપચાર કર્યો અને બીજાએ તેમ ન કર્યું તેનું પરિણામ એ નિપજ્યું કે આલ્કોહૉલ વગર જેઓનો ઉપાય થયો તેમાંથી જેટલા મરીગયા તેનો ⅓ જેટલા પણ જેમને આલ્કોહૉલ આપ્યો તેમાંથી મરણ પામ્યા ન હતા. આપણે આગળ કહ્યુંછે કે તાવમાં આલ્કોહૉલનો ઉપચાર ઘણી ચાતુર્ય અને કૌશલ્યતાથી યોગ્ય પ્રસંગે જોઇને કરવો પણ એક યોગ્ય કેસમાં ગુણ થાય માટે બધાજ તાવના દાખલામાં ઉપચાર ગણીને દારૂની બાટલી ઉપાડવી નહી. જેમ બીજાં ઝેરી ઔષધ ડાકટરનાજ હાથમાં જબરાં ધારદાર હથીઆર છે, તેમ દારૂ જેવું ભંયકર ઓજાર અનુભવી ડાકટર સિવાય બીજાના હાથમાં પ્રાણઘાતક થઈ પડેછે. ડાકટર મેકનૉટન જોન્સે ખાસગી ઘરાક સિવાય, કોર્ક ફિવર હૉસ્પિતલમાં જાન્યૂઆરી ૧૮૭૩ થી જૂન ૧૮૭૯ સુધીમાં ૮૯૯ ટાઇફસ, તાઈફૉઈડ, અને બીજી સાધારણ તાવનાં દર્દની દવા કરી હતી. તેપરથી તે ૧૮૭૫ નાં એક દબલીન વૈદ્યકપત્રમાં ૩૧૦ તાવના દાખલાનું પત્રક (ટેબલ) આપેછે જેમાં ૨૨૦ ને દારૂ મળ્યો નહોતો; પણ ૫૮ ને કલારેટ અને ૩૩ ને બ્રાન્ડી આપ્યો હતો. આ માંહે ૧૧૦ ટાઇફસ તાવવાળા હતા, જેમાંનાં ૨૬ નેજ દારૂ આપ્યો હતો અને એ તાવવાળામાં મરણની સંખ્યા સેંકડે ૮ હતી અને બીજી જાતના તાવોમાં સેંકડે ૩⅔ હતી. ડાક્ટર જોન્સ પોતાની અજમાયશ ઉપરથી સાર કહાડેછે કે "તાઇફસ અને તાઈફાઈડ તાવમાં આલ્કોહૉલ ઘણી કીમતી દવા છે પણ આવી તાવના દાખલામાં મોટા ભાગને એની જરૂર નથી, અને તેનો ઉપયોગ બીજાં દરદો દાખલ કરવા યોગ્ય થાયછે. તાવમાં પ્રથમથીજ આલ્કોહૉલ આપવો એ અનુચિત છે. એમાં જેઓ અટાટ પીનારા હોય તેઓ આલ્કોહૉલથી નહિ, પણ તે વગર સાજા થાયછે. તરૂણ દરદીનો ધારો છે કે આલ્કોહૉલ વગર તેઓ સારી રીતે સાજા થાયછે, તાવના પહેલાજ દિવસોમાં આલ્કોહૉલનો અવિચારી ઉપયોગ કરવો કે હુલડ જીદથી ચલાવ્યા કરવો અને તેનું પ્રમાણ વધારતા જવું—(જોકે ચિન્હોથી જણાય કે તેથી ફાયદો થતો નથી અને નુકશાન થાયછે)—તો તેવી ચાલ ઘણી સંતાપભરેલી છે."

વળી જ્યારે પાકેલા સોજા અથવા જખમમાંથી પરૂ વહેછે અને મુખ્યકરીને જ્યારે દરદી નાતવાન હોયછે, ત્યારે પરૂ વેહેવાથી તેની નબળાઇમાં વધારો થઈ સઘળી શારીરશક્તિ અધિક નબળી અને મંદ પડી જાયછે તેથી તેનો જખમ રૂઝાતાં વિલંબ લાગેછે. અને તેમાં કોઈ વખતે તેનો જીવ પણ જાયછે. એવી વેળા આલ્કોહૉલ આપવાથી મજ્જાતંતુ તથા બીજી શક્તિઓ સતેજ થઈ જખમને જલદીથી રૂઝ લાવવામાં મદદગાર થઈ પડેછે. જેમ તાવમાં તેમ આમાં પણ મંદપણાની હાલત થાયછે અને આલ્કોહૉલ યોગ્ય વજનમાં સંભાળથી આપતાં પાકેલી સૂઝ નિરોગી હાલતમાં આવતી જાયછે; અને સાજી થવામાં તેને મદદ મળેછે. એજ પ્રમાણે અંગનો કોઈ ભાગ કાપી કહાડવો પડેછે, ત્યારે વાહાડકાપથી કીધેલા જખમ દરદીની આગળી અશક્તાઇને લીધે સુગમતાથી રૂઝાવા બદલ પાકેછે, અને જે પરૂ થાયછે, તે ઘણું વહેવાથી દરદી વિશેષ નબળો થતો જાયછે અને મોતમાં ડુબતો માલમ પડેછે.

આવી વેળા જીવાધાર શક્તિઓને, તેમાં મુખ્ય તંતુવિકારી કાર્યોને ઉત્તેજીત રાખવા આલ્કોહૉલનો ઉપયોગ કરવો પડેછે. આપણે પાછળ જણાવ્યું છે કે આરોગ્ય સ્થિતિમાં મોજ અર્થે દારૂનો અણઘટતો ઉપયોગ કરનારને જ્યારે સૂઝ ચઢેછે, ત્યારે તે રૂઝાવા બદલ પાક ઉપર ચઢેછે પણ અહિં તેથી ઉલટું નાશકારક પરૂવાળા સોજામાં આલ્કોહૉલ ગુણ કરેછે.

પેટમાં શૂળ કે આંકડી આવેછે, અથવા પવનથી પેટ ફુલાયું હોયછે, તો સાધારણ અજમાયશ પ્રમાણે દારૂ પાઇને સારૂ કરવામાં આવેછે. બેશક તેથી આરામ થાયછે. બીજા ઇલાજની ગેરહાજરીમાં એ ઉપાય કરવો ઠીક છે; પરંતુ આ ઉપચાર કરવા પૂર્વે શૂળ, આંકડી કે પેટમાં પવનનું દરદ છે કે નહી તેની ખાતરી કરવી જરૂર જોઇએ નિકર કોઇ અંતર અવયવની તીક્ષણ સૂઝને લીધે ઉપલાં જેવાં ચિન્હ હોય, તો તેમાં આલ્કોહૉલનો ઉપચાર આગમાં તેલ રેડવા જેમ હાનિકારક થાયછે.

હાલના વૈદકજ્ઞાનના ફેલાવા સાથ દવા અર્થે પણ દારૂ આગળ કરતાં ઘણા ઓછા જથામાં વપરાવા લાગ્યોછે. જાહેર ઑસ્પિટલોમાં ચાલતા દારૂના વપરાસ પાછળ લાગતા ખરચમાં ઘટાડો કરવાના વિચારથી લંડનમાં ૧૮૮૩ના સાલમાં તકરાર ઉઠી, તે ઉપરથી જુદી જુદી ઑસ્પિટલોમાં કેટલો દારૂ ખપેછે તે જાણવા સારૂ ડાકટર ડી. બર્નસ એણે દરેકના સેક્રેટરીને લખી પૂછાવ્યું, તેના જવાબમાં મળેલી હકીકત ઉપરથી જણાયછે કે કેટલીક મોટી દરદીશાળા (ઇનફરમરીઝ) માં અગત્ય જોગ દવા સિવાય ખોરાક સાથ આલ્કોહૉલ મુદ્દલ અપાતો નથી. 'મેન્ચેસ્તર રોયલ ઇનફરમરી', 'વેસ્ત મીન્સતર ઑસ્પિટલ' અને 'હલ જનરલ ઇનફરમરી'માં. ઉપલી રીત ચાલુ છે. 'લંડનટેમ્પરન્સ ઑસ્પિટલ'માં સઘળાં દરદોમાં દારૂ વગર માવજત કરવાના અખતરા ઉપરથી ત્યાંના દાકટરો મત આપેછે કે દરદીઓને ખોરાક અને દવામાંથી આલ્કોહૉલ બંધ કરવાથી મોટો ફાયદો થયોછે. લંડનની ઇસ્પીટાલોમાં જેટલો આગળ દારૂ ખપતો હતો તેથી હાલમાં ઓછો થતો ચાલ્યોછે અને દૂધનો ખપ અધિક થયોછે. કેમકે, એકવાર દારૂની જે અગત્યતા ધારવામાં આવતી હતી, તેથી અજમાયશ ઉલટું સિદ્ધ કરેછે. દાખલા તરીકે, બારથોલોમિયુ ઑસ્પિટલમાં દારૂ પાછળ લાગતો ખરચ ૧૮૫૨ માં ૯૨૯ પૌંડ હતો; ૧૮૬૨ માં ૧૯૩૮ પૌંડ અને ૧૮૭૨ માં ૨૧૯૮ પૌંડ હતો; પણ તે પછી ૧૮૮૨ માં તે ૧૩૩૯ પૌંડ જેટલો ઓછો થઈ ગયો. યુનિવર્સિટિ કૉલેજ ઑસ્પિટલમાં આલ્કોહૉલ પાછળ લાગેલો ખરચ ૧૮૫૨ માં ૨૬૬ પૌંડ, ૧૮૬૨ માં ૫૪૮ પૌંડ, ૧૮૭૨ માં ૬૩૬ પૌંડ, પણ પછીથી ૧૮૮૨ માં ૪૬૪ પૌંડ જેટલો ઓછો થયો. વેસ્તમિન્સટર ઑસ્પિટલમાં ૧૮૫૨ માં આલ્કોહૉલ માટે થયલો ખરચ ૩૬૮ પૌંડ, ૧૮૬૨ માં ૬૩૯ પૌંડ, ૧૮૭૨ માં ૫૪૩ પૌંડ અને ૧૮૮૨ માં ૨૦૭ પૌંડ અથવા ૧૮૫૨ ના સાલ કરતાં એ ઓછો હતો. હવે દૂધ પાછળ થતા ખરચના આંકડા જોતાં માલમ પડેછે કે આ ઑસ્પિટલોના દાકટરો આલ્કોહૉલના મુકાબલામાં દૂધ કેટલું વધારે ઉપયોગી છે તેપર સારૂં ધ્યાન આપેછે. જેમકે, બારથોલોમિયુ ઑસ્પિટલમાં દૂધમાટે ખરચેલા ૧૮૫૨ માં ૬૮૪ પૌંડ, ૧૮૬૨ માં ૯૬૬, ૧૮૭૨ માં ૧૨૧૪, અને ૧૮૮૨ માં ૨૦૧૨ હતા. એજ મિશાળ ગાઇ ઑસ્પિટલમાં દૂધ પાછળનો ખરચ ૧૮૫૨ માં ૨૩૬ પૌંડ અને ૧૮૮૨ માં ૧૪૪૮ પૌંડ હતો: અને લંડન ઑસ્પિટલમાં

૧૮૫૨ માં ૪૨૬ પૌંડ અને ૧૮૮૨ માં ૨૪૨૭ પૌંડ હતો. હાલ લંડનની એક ઑસ્પિટલમાં સઘળા દરદીઓની માવજત આલ્કોહૉલ મુતલગ વાપર્યા વગર થાયછે અને તે એટલે સુધી કે જે દવાઓ ટિંક્ચરના આકારમાં વપરાયછે તેમાં સ્પિરિટ હોવાને લીધે તેમની ગ્લીસરીનમાં બનાવટો કરીને વાપરેછે.

'લૉંગફર્ડ પૂઅર લૉ યૂનિયન'નાં ડાકટર એસ. નીકળની ૧૬ વરસ દારૂ વગર દરદીની માવજત કરવામાં ફતેહ ઉપરથી આ લંડન ટેમ્પરન્સ ઑસ્પિટલ પહેલી સ્થાપવામાં આવી. લંડનની 'બ્રિટિશ લાઇંગ ઇન ઑસ્પિટલ' માં ત્યાંના વડા ડાકટર જેમ્સ એડમન્ડસે ૧૮૬૭ માં આવોજ અખતરો ચલાવવાની એક દરખાસ્ત મૂકી અને પછી એક વરસની અજમાયશ ઉપરથી જણાયું કે મા અને જન્મેલાં બચ્ચાંની મૃત્યુ ટીપના આંકડા ઓછા થયા. પણ આ ઑસ્પિટલના ફંડમાં નાણું ભરનારાઓને દારૂના વેપલા સાથે વિશેષ સંબંધ હતો, તેથી તેઓ સામે થયા, એટલે બે વરસ પાછળથી 'નૅશનલ તેમ્પરન્સ લીગ' તરફથી ઉપલી 'લંડન તેમ્પરન્સ ઑસ્પિટલ' નવીજ સ્થાપવામાં આવી. આ ઑસ્પિટલપર રફતે રફતે લોકનું ધ્યાન ઘણું ખેંચાવા લાગ્યુંછે અને તેની ફતેહના દાખલા ઉપરથી બીજી લંડનની ઑસ્પિટલોમાં દારૂનો વપરાસ ઓછો થતો આવ્યોછે. એમાં દસ વરસમાં રહેલા ૨૨૭૮ દરદીની માવજત થઈ હતી અને તેમાં મોતની સંખ્યા સેંકડે ૫ જેટલી હતી. બીજી ઑસ્પિટાલો જેવા અહિપણ દરદોના તેમજ વહાડકાપના સાધારણ દરદીઓ, તેમ બીજી બીકટ બિમારી જેમકે પેટ ચીરીને છોકરૂં કાઢવાનાં, પેટ ચીરી ચરબીના ગોળા કાઢવાનાં, પથરી કાઢવાનાં, જાંગ આગળથી પગ કાપી કાઢવાનાં અને સડતા (કૅનસરસ) ગાંઠ કાપવાનાં કામ ફતેહમંદીથી કરવામાં આવ્યાં. દસ વરસના અરસામાં આલ્કોહૉલ બેજ દરદીઓને માટે કાંઈ ગુણકારક પરિણામ વગર માત્ર અજમાયસ ખાતર વાપર્યો હતો. ૧૮૭૫ થી ૧૮૮૪ સુધીમાં ડાકટર એડમન્ડસની સંભાળ હેઠળ ૪૦૧ વહાડકાપના સખત કેસ હતા, જેમાંના એકને માટે પણ આલ્કોહૉલ વાપરવામાં આવ્યો ન હતો. આ ૪૦૧ માંથી ૮ મરણ થયાં હતાં એટલે સેંકડે માત્ર ૨, જે મોટી ફતેહ દેખાડેછે. આ ઑસ્પિટલમાં ૫૩ ટાઇફોઇડ તાવના કેસમાંથી ૬ મોત થયાં. આ તાવવાળામાં ૨૦ દારૂ પીનારા અને ૩૩ દારૂનો ઉપયોગ નહી કરનારા હતા અને જે છ મરણ પામ્યાં તેમાંના પાંચ દારૂ પીનારા હતા. આ ઑસ્પિટલમાંના ટાઇફોઇડ તાવના કેસોની હકીકત પ્રકરણ પૂરૂં થતાં આપેલા કોઠા ઉપરથી જણાશે.

ડાકટરોનો વર્ગ દારૂના ઉપયોગથી ચાલતી આવેલી હાનિ ઉઘાડી પાડવામાં કોઈ રીતે પાછળ રહ્યો નથી; જોકે હજી તેમને ઘણું કરવાનું છે. આ વાત નીચલા ફકરાઓ શાબિત કરેછે.

૧૭૨૫ માં ડાકટર જ્યોર્જ શેન તેનાં પુસ્તકમાં લખેછે કે કુદરતે અને તેના બનાવનારે દારૂઓને શરીરના પોષણ અર્થે કે સાધારણ પીણાં તરીકે નિર્માણ કર્યા નથી. સ્પિરિટે મનુષ્યમાં દારૂગોળા કરતાંએ અધિક હાનિ કરીછે.

૧૭૪૭ માં ડાકટર જેમ્સ લખેછે કે " દરેક પુરૂષ જે દારૂનું ગ્લાસ પીએછે તે એક ઘરને આગ લગાડી બાળી મૂકવા કરતાં વિશેષ દોષનો અપરાધી છે; અને તેટલાજ માટે મીઠા દારૂઓ ઘરના ઓરડાનો ઘણો ધાસ્તીકારક સામાન છે. વળી

મહમદ જેણે પોતાના ધર્મના લોકને ખમીર ચઢેલા પાન પણ મના કર્યાં છે તેનાં ડાહાપણને માટે હું અચરત થયા વિના રહી શકતો નથી."

૧૭૯૪ માં ડાકટર ઇરાસમસ દાર્વિન વાઇનને સાધારણ વપરાસની અતિ દુષ્ટ મોજનો અને હજારોને ઇજાકારક પદાર્થ કહેછે.

૧૮૦૨ માં બેડોઝ થોડાજ વાઇનના ચાલુ મધ્યમ વપરાસથી થતી નાતવાન અસર વિષે ભાર મૂકી કહેછે અને સંસારી તેમજ વૈદ્યક ઉપયોગમાં આવતા દારૂથી નિપજતાં ઘણાં ધાસ્તિકારક પરિણામો દેખાડેછે.

૧૮૨૯ માં દબ્લિનમાં છપાયલાં ડાકટર જોશુઆ હારવી ઉપર લખેલાં પત્રમાં ડાકટર જોન શર્મન તકરાર ઉઠાવે છે કે આટલો લાંબો વખત સુધી માણસના મગજમાં સૌથી પ્રાણઘાતક વહેમ ચાલુ રાખ્યાનો વૈદ્યક ધંધાએ બદલો દરેક વાતે વાળવો જોઇએછે.

જૉન હીગનબૉતમ જેને વૈદ્યકવિષય ઉપર ઘણાં શ્રેષ્ઠ લખાણ કર્યાંછે અને જેને દવા દાખલ વપરાતા દારૂ સામે દીર્ઘ દૃષ્ટિથી હિમ્મત ભેર લડાઈ ચલાવવા માટે ગાંડામાં ખપાવ્યો હતો તથા ઉંચવર્ગવાળાઓએ તેના ધંધાથી બરતરફ કર્યો હતો તે ૧૮૩૬ માં કહેછે કે દારૂ તદન બંધ કરવાથી એક વરસમાં જેટલાં દરદો સારાં કરી શકું કિંવા થતાં અટકાવી શકું તેટલાં એકસો વરસમાં બહોળી ઘરાકી સાથે હું કરી શકતો નથી. આલ્કોહૉલના ઔષધ તરીકે છુટથી ચાલતા વપરાસ સામે વારાફરતી ઘણાક નામાંકિત વૈદ્યોએ હિમ્મતથી લખાણો ચલાવ્યા પછે ડાકટરો તરફથી ત્રણ જાહેર લેખપત્ર (ડિક્લૅરેશન) થયાંછે જેમાંનું પહેલું (૧૮૩૯) ડાકતર જુલ્યસ જેફરીઝે ઘડી કાઢ્યું અને તે ઉપર સર બી. બ્રૉડી, સર જેમ્સ કલાર્ક, સર જે. આયર, ડા૦ મારશલ હૉલ, ડા. એ ટૉમસન, ડા. એ. યુર (મહારાણીના ડાકટરો), પ્રોફેસર પાત્રીજ, પ્રોફેસર કવેન, ત્રેવર્સ, બ્રૅન્સબી, કુપર અને ૭૮ વૈદ્ય ને શસ્ત્રજ્ઞાનનાં અગ્રેસરોએ સહી કરેલીછે. આ લેખપત્રોમાં જાહેર કર્યું છે કે તંદુરસ્તીને વાઈન, બિયર કે સ્પિરિટ ફાયદાકારક છે એ વિચાર ખોટો છે; માણસની સાધારણ તબિયતમાં એવો ઉત્તેજક (સ્તિમ્યુલંત) કાંઈ જોઇતો નથી; તેમના ઘણા કે થોડા ઉપયોગથી કોઈ ફાયદો નથી કે ઘણાજ મધ્યમ પ્રમાણ વાટકથી પણ ગુણ થયો નથી અને મોટા જથામાં લેવાથી મોડે વહેલે કાંઈ અપવાદવિના શરીરને નુકસાન થયા વગર રહેતું નથી. આ પછે ૧૮૮૧ માં એક બીજું લેખપત્ર (ડિક્લૅરેશન) જૉન દનલોપે કાઢ્યું જે ઉપર ૨૦૦૦ કરતાં વધારે ઘણાંજ નામાંકિત ડાકટરોએ સહી કરીછે જેમાં સર, બી. બ્રૉડી, સર જે. કલાર્ક, સર ડબલ્યુ. બરનેત, સર જે. ફૉર્બ્સ, સર એચ. હૉલૅન્ડ, સર એ. મનરો, સર જે. મૅકગ્રેગર, સર આર. આરનત, ડાકટર. એ. યુર, પ્રોફેસરો ગાઈ, ઍલન થૉમસન, મીલર, મૅકલિયડ, ઇસિતન, મેકફારલન, રેની, બુકાનન, પૅરીસ, વીન્સલો, ઍલીસન, સાઇમ, ઍન્ડરસન, લૉરી, મૅકેનઝી, આર. ડી. ટૉમસન, કુપર. સીમસનના નામો છે. આ લખતપત્રમાં પણ એવું જણાવ્યુંછે કે સઘળા અમલી પ્રવાહિઓના નિષેધ વડે પૂર્ણ તંદુરસ્તી જળવાયછે. તથા એવા સઘળા પાનના ઉપયોગનો રફતે રફતે કે એકદમ સદંતર ત્યાગ પૂર્ણ સલામતી ભરેલો છે. અને સઘળાજણ દારૂ અને તેવા બીજા અમલી પ્રવાહિઓનો નિષેધ પાળે, તો મનુષ્ય જાતિની તંદુરસતી, ઉદય, વિવેક અને સુખાકારીમાં મોટો વધારો થશે. હાલની વિદ્યાબળના સાહિત્યવાળી દારૂનિષેધક હીલચાલ ડાકટર એફ. આર. લીઝનાં

"શું આલ્કોહૉલ એક દવા છે?" એ નામના મથાળાથી ૧૮૬૬ માં છપાયલા વિષય પછે ઉત્સુકથી શરૂ થઇછે અને તેના ખાતરીપૂર્વક દૃષ્ટાંતમાં ૧૮૬૭ માં "બ્રિટિશ મેડિકલ તેમ્પરન્સ ઍસોસીએશન" સ્થાપવામાં આવી જેમાં હાલ આસરે ૩૫૦ દાકતરો મેમ્બર છે અને તેના તરફથી 'મેડિકલ તેમ્પરન્સ જરનલ' નામનું ત્રૈમાસિક ચોપાનિયું છપાયછે. આ ઉપરથી વૈદ્યકમંડળમાં આલ્કોહૉલના ઉપયોગ વિષે ચકચાર જાગી અને 'મેડિકલ તેમ્પરન્સ જર્નલ'માં દારૂનિષેધક હીલચાલમાં ડાકટરોની ફરજ એ મથાળાંવાળા ડાકટર મરત્રીના અસરકારક વિષય ઉપરથી 'બ્રિટિશ મેડીકલ જર્નલે' દારૂના સવાલનું વિવેચન ઉંચકી લીધું. ડાકટર મેકમરત્રી (૧૮૭૧) લખેછે કે—

"આલ્કોહૉલવાળા દારૂઓની ખરી ખુબી, ખાસિયત, અને હાલત વિષેનાં લોકમાં અજાણપણાંને વૈદ્યકમંડળની દારૂનિષેધક હિલચાલ સાથની વર્તણુકથી જે ઉત્તેજન મળેછે તેથી આ બાબદમાં સચ્ચાઈની વૃદ્ધીના રસ્તાનો દરવાજો ચપટ બંધ કરેલો છે. આ બાબદ ઉપર વૈદ્યક શિખામણ, વૈદ્યક રીત અને કદાચ વૈદ્યકશાસ્ત્ર સઘળાંએ લોકમાં એવું મત ઉત્પન્ન કર્યું ને ઉછેર્યું છે કે આલ્કોહૉલ ઓદા તરફની નવાજેશ છે. આલ્કોહૉલ પોષણકારક પદાર્થ છે એવી ભૂલની પહેલ કાઢવા અને તે ચાલુ રાખવા માટે વૈદ્યકમંડળ જવાબદાર છે. લોકના સલાહકાર દાકટરો પોતાની આજ્ઞા કે દાખલાથી એવું શિખાડેછે કે તેઓ નુકસાનકારક નથી અથવા તેના વપરાસથી થતી હાનિ તરફ બેદરકારી દેખાડેછે, જેનો સાર પણ એજ છે કે તેઓ તેને હાનિકારક સમજતા નથી. તેઓ શિખવતા હોય કે ન હોય, તોય લોકની દારૂ પીવાની રીત અને તે વિષેના વિચારના જોખમદાર તેઓજ છે; કેમકે, જ્યારે તેઓ લોકની ભૂલ ભાંજે નહિ, ત્યારે તેમનાપર શિખવ્યા બરોબરનો દોષ મુકાયછે. તેમજ તેઓ તેના પરિણામ માટે જવાબદાર છે; કેમકે, જે પ્રકાશિત જ્ઞાન તેમને અટકાવે, તે ફેલાવવા તેમનો ખાસ હક અને હોદ્દો છે. પ્રાણઘાતક ખોટારૂ ઉઘાડું પાડવામાં મિતપાનની હિલચાલ કરનારાઓ વૈદ્યકમંડળ તરફ નહિતો કોના તરફ નજર દોડાવે? શારીરિક ઝેરના પરિણામથી પિડાતી કોઇ કોમ સારી થવામાટે અને તેનાથી બચવામાટે બીજા કોના આગળ અરજ કરે? એ નિરર્થક ઝેરના ઉપયોગનો નિષેધ પાળવાની દરેક માણસની કેવળ ફરજ છે, તે વાત વેગળી રાખી ડાકટરો જેઓ વાજબીપણે અને સ્વભાવિક રીતે સઘળાંની તંદુરસ્તી જાળવવાના કુદરતી ભોમિયા ગણાયછે, તેમણે પોતાના દાખલાથી વિવેક અને પહરેજગારી વિષે બલિષ્ટ અસર કરવાની કોશેશ કરતાં રહેવું....આમાટે હું કહુંછું કે, સઘળા વૈદ્યક જાણકારોની ફરજ છે કે (૧) વૈદ્યકમંડળની મોટી સંખ્યાએ (એ ધંધાથી વેગળા બીજા મોટા પરીક્ષકો બાદ) દારૂ સામે જે નિશ્ચિત મત બાંધ્યું છે તેના આધારે આલ્કોહૉલ તદન તર્ક કરવો અથવાતો (૨) સત્યતા જાણવા પ્રમાણિક કાળજી ભરી બાહેશથી, પોતે એ બાબદની પરીક્ષા કરવી; અને ઘણા વગર વહેમી અને મત બાંધવાને સમર્થ થયલા પુરૂષો આલ્કોહૉલના સાધારણ અને દવા દાખલના ઉપયોગને (કે જે ઉપયોગ દારૂની ખાસિયત વિષેના ખોટા ખ્યાલ ઉપર રચાયલો છે) અગણિત દુષ્ટતાનું કારણ ગણેછે, તે વિચારતાં હું એવું કહુંછું કે જે સઘળાઓ (ડાકટરો) દારૂના આવા વપરાસ માટે કોઈ પણ રીતે જવાબદાર ગણાઈ શકે તેમની આઈન ફરજ છે કે આ આખી બાબદ ઉપર તેની અગત્યતા

પ્રમાણે ધ્યાનધરી પ્રમાણિકપણે ચિત્ત રોકવું. હું એવું વિચારૂંછું કે મનુષ્ય જાતની દરિદ્રતા જાણી જોઇને અથવા સમજવા છતાં અજાણપણે વધારવાના ભારે દોષમાંથી વૈદ્યકમંડળને બચાવી લેવા, જો કોઇપણ બીજા વિચારની લાગણી નહી, તો તેમના મોતબર ધંધાના માનની લાગણીનો વિચારજ તેમને જાગૃત કરવાને પૂરતો છે.

" પણ ધારો કે ઘટતી તપાસ પછે તેઓમાંના કેટલાક હજી માને કે ઔષધી પદાર્થોમાં એના વગર ચાલેજ નહી, પછે શું? કદિ કેટલાક ડાકટરોએ એમ કર્યું હોય અને તેમને એમજ માનવાનું વાજબી લાગ્યું હોય કે આલ્કોહૉલ ઉપયોગી ખોરાક અને જરૂરની દવા છે, તો પછી શું? ત્યારે હું તેમને કહુંછું કે બે દુષ્ટતામાંની ઓછીને પસંદ કરવી, તેમની ફરજ છે. નહીતો દવા તરીકે આલ્કોહૉલ ફરમાવવો અને તેમાં વારંવાર જો દરદી જીવતો રહેશે તો તેનાથી આખરે થોભી ન રહેવાય એવી અમલી પ્રવાહિની પ્રાણઘાતક લબ પેદા કરી હમેશ તેનો જોખમ તેમને એડવો પડશે. એક દરદ સારૂં કરવાની મરજીથી જ્યાં ઘણા ડાકટરો જાણેછે કે વધારે ખાતરી અને સલામતી સાથ બીજા ઉપાયો વાપરી શકાયછે, ત્યાં તમે એવી ચીજ આપોછો કે જે પહેલાંના કરતાં બીજું વધારે જોખમ ભરેલું દરદ વારંવાર પેદા કરી શકેછે તથા જેથી દરદીના તંનમનને હેરાન કરી તેના દોસ્ત આસનાવોને છૂપી આફતમાં મુકેછે. વળી દારૂ અગત્યનાજ છે અને તેમનામાં સારૂં કરવાની બધી શક્તિ છે, એવા ખ્યાલ તમે ઉભા અને મજબૂત કરોછો, જે મેં આગળ કહ્યું તેમ લોકમાં દારૂ પીવાની ચાલનો મુળ પાયો છે અને તેના વેપલા અને સઘળી દુષ્ટતાની આડકતરી જડ છે. જોકે હું કાંઈ એમ નથી કહેતો જે સઘળા પીએછે તે દારૂ તેમને માટે સારો છે એમ ધારીનેજ પીએછે; પણ હું એટલું કહુંછું કે આલ્કોહૉલ તેમને માટે સ્વભાવિક રીતે અવશ્ય ખરાબ છે તે વાતની અજાણમાં સઘળા પીવાને શરૂ કરેછે અને આ અણજાણપણું તરેહવાર જાતના નિશાવાળા દારૂની ડાક્તર તરફથી ભલામણ અને ફરમાસનું પરિણામ છે. અને યાદ રાખજો કે આલ્કોહૉલ વાપરી ઉપાય કરનારા કોઈ રીતે કાંઈ પણ ખાસ ફાયદાનો દાવો કરતા નથી, જેમ આ ચીજને પોતાના ઇલાજોની ટીપમાંથી તદન કાઢી નાખીછે તેઓ દારૂ વગરના ઉપાયથી દાવો નથી કરતા તેમ."

આવા એકાગ્ર શબ્દોથી ચલિત થઈ 'બ્રિટિશ મેડિકલ જર્નલ'ના અધિપતી અરનેસ્ત હાર્તે દારૂનો સવાલ ઉંચકી લીધો અને ૩૦ સપ્તેમ્બર ૧૮૭૧ માં લખાણો કરી વૈદ્યકમંડળના પ્રૌઢ પુરૂષોનાં મત મેળવવાની માંગણી કરી; પણ વળી એ સવાલનો ફડચો લાવવા એક સમાજ ભેગી કરવા જેટલી કૉલેજના ડાક્ટર પાર્કસ અને બીજા વિખ્યાત ડાક્ટરોની સલાહ લીધી. ડાક્ટર પાર્કસે સમાજ ભેગી કરવા કરતાં એક લખતપત્ર (ડેક્લૅરેશન) તૈયાર કરી તેપર વૈદ્યકમંડળ પાસે સહી કરાવવાની સલાહ આપી. તે પ્રમાણે લેખપત્ર ઘડી કાઢો સર જ્યોર્જ બૅરોઝ, સર જેમ્સ પેજેત અને મી૦ બસ્કુને દેખાડવામાં આવ્યું જેમાં તેમના કહેવાથી સહેજ સાજ પાઠાફેર કરવામાં આવ્યો અને આ ઉપર ઉપલા ચાર જાણીતા ડાક્ટરો તથા સર એચ. હૉલંડ, સર વિલયમ ફરગુસન, સર રેનલ્ડ મારટીન, સર દન્કન ગીબ, સર જેમ્સ ઍડલી તથા ઑસ્પિટલોને લગતા બીજા ૨૬૯ આગેવાન તબીબોએ પોતાની સાક્ષ આપી. આ લેખપત્રમાં નીચલી કલમો હતીઃ—

"એવું માનવામાં આવેછે કે દરદી ઘરાકોને ડાક્ટરો અવિચારી રીતે દારૂ ફરમાવેછે તેથી ઘણા દાખલાઓમાં અતિમદ્યપાનની ટેવ પડીછે એટલામાટે નીચે સહી કરનારાઓ દરદોના ચોક્કસ દાખલાઓમાં આલ્કોહૉલનો વપરાસ છોડવાને જો કે અશક્ત છે, તોય એવું મત ધરાવેછે કે કોઈ પણ ડાકટરે ભારે જોખમદારીની સાવધગિરી વગર આલ્કોહૉલ ફરમાવવો નહી. તેઓ, એવું માન્ય કરેછે કે આલ્કોહૉલ કોઈપણ આકારમાં ફરમાવવો હોય, તો તેમ કરવામાં જેમ બીજી કોઈ ઝાલમ દવા માટે સંભાળ રાખવામાં આવેછે તેમ ચાલવું. અને તેના વપરાસ માટે એવો હૂકમ આપવો જેથી અધિક પીવાનો કે તેની ગરજ પૂરી થયા પછે તેનો વપરાસ ચાલુ રાખવાની મતલબ કે બાહાનું કાઢી શકે નહી."

"વળી તેમનું મત છે કે ઘણા લોક ખોરાકની જીનસ હોય તેમ દારૂની ગણના કરી મજેછે; અને જ્યારે તેમના ધંધાવાળા જેટલો તો બીજો કોઈ વર્ગ તેની દુષ્ટ અસરો જોતો નથી અથવા તેનો ગેરઉપયોગ અટકાવવાની સત્તા ધરાવતો નથી, ત્યારે આલ્કોહૉલવાળા પ્રવાહિના ઉપયોગમાં ઘણીજ હદમાં રહેવાની ટેવ પાડવા માટે દરેક વૈદ્યક કામ ચલાવનાર પોતાથી બનતી કોશેશ કરવાને બંધાયલો છે."

"વળી એવી સાબૂત ખાતરી થઇછે કે આ દેશના મજૂરિયાત વર્ગના લોકમાં દારૂનો મોટો જથો પીવાયછે તે હવડાંના કાળમાં સૌથી મોટી દુષ્ટતા છે, જેથી એ વર્ગોની તંદુરસ્તી, સુખ અને કલ્યાણનો બીજી કોઈ કરતાં ઘણો વધારે નાશ થાયછે. માટે નીચે સહી આપનારા, દારૂનો વપરાસ દાબવા અને બરોબર હદમાં મૂકવા તથા રફતે રફતે દારૂ નિષેધની ટેવ દાખલ કરવા સારૂ જે વાજબી કાયદો અસરકારક થઈ પડે તેને ટેકો આપવા ખૂશી છે."

આ લેખ ઉપરથી વૈદ્યકમંડળની સામાન્ય વળણ શું છે તે શાબિત થાયછે. તેમાં આજના જમાનામાં સૌથી મોટા ગણાયલા ડાકટરોના ખાસ મત અમે નીચે ઉતારીએ છીએ. રોજ સંખ્યાબંધ લોકમાં શરીરરચનાની તંદુરસ્ત તેમ રોગી હાલતમાં દારૂથી થતી અનેક પ્રકારની સ્થિતિનું જેઓએ અવલોકન કરેલું અને પોતાના મોટપને લીધે થોડા વર્ષોમાં લાખો દાખલા ઉપરથી અનુભવ એકઠો કરેલો તેમનાં મત આપણે બહૂ માનથી સ્વીકારવાં જોઇએ.

## સર એન્ડ્રૂ કલાર્ક. એમ. ડી., એફ. આર. સી. પી., (લંડન).

**રાણીના સાધારણ ડાકટર (ફીઝીશ્યન ઈન ઑર્ડીનરી), લંડન ઑસ્પિટલના ડાકટર અને પાઠ કહેનાર (લૅકચરર) નાં ભાષણમાંથી લીધેલો ફકરો:—**

"તંદુરસ્તી એક એવી સ્થિતિ છે કે જેને આલ્કોહૉલ કોઇપણ પ્રમાણમાં ગુણ કરી શકતો નથી, એટલુંજ નહી, પણ તે એક એવી સ્થિતિ છે કે જેને આલ્કોહૉલ દસમાં નવ વખત નુકસાન કરેછે. તે હાલત, દેખીતાં નુકસાન વગર આલ્કોહૉલની અસર વારંવાર સાંખી શકેછે, પણ હું લાંબા વખતના અને સંભાળભરેલા વિચારથી ફરીને કહુંછું કે તે એવી સ્થિતિ નથી કે તેને કોઈ પણ રીતે આલ્કોહૉલ ગુણ કરી શકશેઃ ના કદિ નહિ. તે સાંખી શકશે? કોઇ વખત દેખીતાં નુકસાન વગર...પણ તેથી ફાયદો પામશે? કદિ નહિ. હું એથી આગળ વધીને કહુંછું. હું કાંઇ દારૂ નિષેધક મંડળીવાળા માફક બોલવાનો દાવો કરતો નથી પણ હું આશા રાખુંછું કે સઘળો ઉગતો જમાનો દારૂ

નિષેધક થશે......આજે મેં ઑસ્પિટલના વાડામાં જ્યારે નજર કરી અને જોયું કે દર દસ જણે સાત જણનાં દરદનું કારણ આલ્કોહૉલ છે, ત્યારે મારેથી અફસોસ કર્યા વગર રહેવાયું નહી કે આ સવાલ વિષેની ચકચાર પહેલાં કરતાં હજી કાંઈ વધારે પાધરી, વધારે ચોકસ, કે વધારે અસરકારક થઇ નથી......આલ્કોહૉલના ગેરઉપયોગની દરામણી અસરો વિષે આ કરતાં અધિક સખત બોલો તે શું કહી શકું? આ સઘળાનો હું જ્યારે મારા પોતા સાથે વિચાર કરૂંછું, ત્યારે મેં બીજી ગમ કહ્યું છે તેમ મને એવો જોસ્સો થઈ આવેછે કે હું એકદમ બીજે છેડે ધસી જાઉં, મારો ધંધો છોડી દેઉં, બધુંજ તજી દેઉં, અને એ પવિત્ર કામના યુદ્ધમાં નીકળી પડું અને સઘળા પુરૂષોને ઉપદેશ કરૂં કે—આપણા વંશના આ દુશમનથી ચેતજો."

## સર હેનરી ટૉમસન. ઍફ. આર. ઍસ.;

**બેલજ્યમના રાજવૈદ (સરજીઅન એક્સ્ટ્રાઑરદીનરી) અને યુનિવરસિતી કૉલેજ ઑસ્પિટલના સરજ્યન કહેછેઃ—**

"આ દેશમાં શરીર અને મતિના દુષ્ટતાનું વધારે મોટું કારણ દારૂના ઉપયોગ સિવાય બીજું કાંઈ નથી. એ વિષે મારી ઘણું થયું ખાત્રી થઈ ચૂકીછે... ..કેટલીક જાતના ઘણા દુઃખદાયક મરજો જે મારી તપાસમાં તેમજ દરેક દાક્ટર પાસ માવજત માટે આવેછે તેમનો ઘણો મોટો પ્રમાણ રોજના સાધારણ રીતે થતા દારૂના વપરાસથી કે જે વપરાસ રૂઢિ પ્રમાણે મધ્યમ પ્રમાણમાં પીવાતો ગણાયછે, તેને લીધે થતાં કહેવામાં હું કાંઇજ આચકો ખાતો નથી......છેલ્લાં, સામટા વિચાર કરતાં મને માલમ પડેછે કે તે કાંઇજ જોમ આપતો નથી, તે હૃદયની અને રક્ત નળીઓની દૃઢતા (tone) ફેરવી નાખેછે, તે મજ્જાતંતુની શક્તિ કમી કરેછે, તે કોઇપણ દ્રવ્ય બનાવતું નથી, અને મને તેમજ કોઈ પણ જાનવરને ખોરાકની વસ્તુ માફક તેનો કાંઈ પણ ઉપયોગ નથીઃ સવાલની આ બાજુ મેં પક્કો વિચાર બાંધ્યોછે કે આ ચીજ ઘણાજ મધ્યમ પ્રમાણમાં પણ જીંદગીની કોઇપણ સ્થિતિમાં આવી પડેલા માણસ માટે તદન નકામી છે, સિવાય કોઇ ઘણીજ અસાધારણ હાલત કે જેની પરીક્ષા કાબેલ અવલોકન કરનાર વિના બીજો કોઇજ સમજી શકે નહી."

## બેનજામીન ડબ્લ્યુ. રીચર્ડસન. ઍમ. દી., ઍમ. એ., ઍફ. આર. ઍસ., ઍલ. ઍલ. દી., ઍફ. ઍસ. એ.;

**(ફેલો ઑફ ધી રૉયલ કૉલેજ ઑફ ફીઝીશ્યન્સ ઍન્ડ ઑનરરી ફીઝીશ્યન ટુ ધી રૉયલ લીતરરી ફંડ.)**

"હું કેવળ પ્રયોગોના અવલોકનથી શીખ્યો છું કે આલ્કોહૉલ નામનો રસાયની પદાર્થ જીવતાં શરીર ઉપર તેનાં કૃત્યથી લોહીનું બંધારણ બિગાડેછે, હૃદય અને શ્વાસને અનઘટતા ઉશ્કેરેછે, રક્તકેસવાહિનીને શૂન્ય કરેછે; પાચનક્રિયા ચલાવતા સાંચાઓના, કલેજાંના અને ગુરદાનાં કાર્ય તેના વપરાસના પ્રમાણ પ્રમાણે અધિક ઓછાં કરેછે, મજ્જાતંતુસ્થળનાં કૃત્યની યથાસ્થિત ગતિને ધક્કો પહોંચાડેછે, શરીરઉષ્ણતા દાબી દેછે અને સ્નાયુશક્તિ ઓછી કરેછે."

## સર વિલિયમ ગલ. એમ. ડી., એફ. આર. એસ., એફ. સી. પી.

**મહારાણીના દાકતર (ફીઝીશિયન એફ્ક્ષ્ટ્રાઑરડીનરી) તથા પ્રીન્સ ઑફ વેલ્સના ડાકતર (ફીઝીશિયન ઑરડીનરી) અને ગાઈ હૉસ્પિટલના સલાહ આપનાર (કન્સલટીંગ) ડાકતર.**

આ જેવા જગપ્રસિદ્ધ વિદ્વાન ડાકટરની હાઉસ ઑફ લૉર્ડસની ખાસ ચુંટી કહાડેલી કમિટી આગળ ૧૩ મી જુલાઈ ૧૮૭૭ માં લેવાયલી જુબાની નીચે પ્રમાણે છે. આ કમિટીમાં નિમાયલા લૉર્ડોના નામઃ—લૉર્ડ આર્ચ બીશપ ઑફ કેન્તરબરી, લૉર્ડ આર્ચ બીશપ ઑફ યોર્ક, ડ્યુક ઑફ વેસ્તમિન્સ્તર, અર્લ ઑફ ઑન્સલો, અર્લ ઑફ મોરલી, અર્લ ઑફ કિમ્બર્લી, લૉર્ડ હારતીસ્મીયર, લૉર્ડ પેનરીન અને લૉર્ડ ઑન્સલો છે. પ્રમુખ સ્થળે 'હીઝ ગ્રેસ ધી ડ્યુક ઑફ વેસ્તમીન્સ્તર' હતા. વૈદ્યના હુન્નરમાં આ ડાકટરે લોકમાં તેમજ વૈદ્યમંડળમાં જે પ્રસિદ્ધિ મેળવીછે તેથી તેવા નરની ઉપલી ખાસ કમિટીમાં આપેલી જુબાનીનાં લોકને જાણવાજોગ ભાગનો અહિં ઉતારો કરવો અમે ઘટતો જાણ્યો છે.

**પ્ર૦—પ્રમુખ**—તમે વૈદક મંડળમાં શું દરજ્જો ધરાવોછો તે આ કમિટી આગળ જાહેર કરશો?

ઉ૦—હું કૉલેજ ઑફ ફીઝીશિયન્સનો ફેલો છું, અને ગાઈ ઑસ્પીટલમાં સલાહ આપનારો દાકતર છું.

**પ્ર૦—આર્ચ બીશપ ઑફ યૉર્ક**—આલ્કોહૉલના મધ્યમ કે હદ બહાર ઉપયોગથી શરીર ઉપર કેવી અસરો થાયછે તે વિષે અને દવા તરીકેના એના દવારૂપી વપરાસ વિષે તમારા વિચારો જાહેર કરવા માટે આજ રોજ તમને અહિં બોલાવવામાં આવ્યાછે. હું તમને થોડાક મુખ્ય સવાલ પૂછું અને તે પછે જે કાંઈ તમે ઘટિત વિચારો તે તેમાં ઉમેરશો? પ્રથમમાં, હું ધારૂંછું કે તમે આલ્કોહૉલ અને વાઇનિ દવા યોગે કીંમતી ગણોછો?

ઉ૦—હા, હું વિચારૂંછું કે તદનજ તે વગર અમને કદાચ ચાલી શકશે.

પ્ર૦—તમે આલ્કોહૉલ વગર તાવનો ઉપાય કરવાનું માથે લેઈ શકોછો?

ઉ૦—હા, ગાઈ ઑસ્પિટલમાં દરદી જો જુવાન હોય, તો મારી હમેશ એવી રૂઢિ છે કે તેને આલ્કોહૉલ આપવો નહિ, તેનું મુખ્ય કારણ એ કે મારા અભ્યાસિઓ દરદની ગતિ જોઈ શકે અને તે કેમ સારૂ થાયછે તે શીખે. ૨૫ વર્ષની અંદરના ઘણા જુવાન દરદીઓને તાઇફસ તાવમાંથી કૅમોમાઈલની ચાહથી સારા કર્યાછે.

પ્ર૦—અને બીજો કાંઈજ ઉપાય નહિં?

ઉ૦—ના; બીજો કોઈ ઉપાય નહિ, પણ હલકો ખોરાક.

પ્ર૦—ત્યારે (દવા વગર શું) તે દરદની કુદરતી ગતિ તપાસતા હતા?

ઉ૦—હા, કેટલાક દાખલામાં તેમ કરવું તદન સલામત ભર્યું છે.

પ્ર૦—જે દાખલાઓમાં શરીર નિરોગી હોય અને દરદી જુવાન હોય તેમાં આલ્કોહૉલ દરદના કુદરતી દફે થવામાં શું ખલલ કરતો ધારવામાં આવેછે અને કાંઈ ફાયદો કરતો નથી?

ઉ૦—બરોબર એમજ હું કહેવાને ઇચ્છુંછું કે દરદમાં આલ્કોહૉલના વપરાસની ગણના વિષે હજૂ ઘણી ભૂલ છે.

પ્ર૦—હું ધારૂંછું કે તમો કમિટીને કહી જણાવશો કે તે ભૂલ શું છે?

ઉ૦—હું એવું વિચારૂંછું કે આલ્કોહૉલ દર્દને સારૂં કરેછે એ ખ્યાલની ભૂલ ફેલાયલી છે. (જ્યારે એવું છે કે દરદ આલ્કોહૉલની કોઈ પણ અસર વગર પોતાનો માર્ગ પસાર કરેછે ત્યારે) આલ્કોહૉલમાં કાંઈ પણ ફાયદો હોય, તો તે તેની મજ્જાતંતુ-રચના પર થતી અસરથી છે જેથી જે ક્રિયાઓ દરદીના શરીરમાં ચાલે તેનું ભાન-ભૂલાવી દેછે. વળી હું એવું માનુંછું કે ઔષધ તરીકે કદિ આલ્કોહૉલ વગર આપણને ન ચાલે તોપણ હજૂ તે ઘણોજ હદ બહાર ફરમાવવામાં આવેછે.

પ્ર૦—આલ્કોહૉલની દવા તરીકેની અસરના સામાન્ય સવાલના સંબંધમાં તમારા કહેવા ઉપરથી હું એવું સમજુંછું કે તમારા મત પ્રમાણે દવા તરીકે એનો સદનતર ત્યાગ થઈ શકતો નથી; પણ અમારો સાધારણ વિચાર એવો છે કે એનો ઉપયોગ ઓછો કરી શકાય?

ઉ૦—હા; હું વિચારૂંછું તે કમતી કરી શકાય.

પ્ર૦—અને વારંવાર તે સદનતર મૂકી દેવાય?

ઉ૦—ઘણીવાર તે વગર રહેવામાં ઘણો ફાયદો થાયછે.

પ્ર૦—અને જ્યારે તમારા ધ્યાનમાં એવું લાગે કે એક દરદીમાં તે વગર ઉપાય થઈ શકેછે તો નક્કિ તમે તે વાપરશો નહી.

ઉ૦—ખચિત નહીંજ.

પ્ર૦—આપણે આલ્કોહૉલની ઔષધયોગની બાબદ છોડીએ તે આગળ તે વિષે તમે કાંઈ બીજું વધારે બોલવા ચાહોછો?

ઉ૦—એના રોજના ઉપયોગ વિષે પણ એજ વિચાર જણાવવા જોઈએ. હું ધારૂંછું કે અત્યંત થાક અને હ્રાસમાં શરીરની એવી સ્થિતિ આવેછે કે જ્યારે મજ્જાતંતુ-રચનાને કદાચને શૂન્ય કરવી પડે અથવા તો જે ફેરફાર અંદર થવો જોઇએ તે કરે, ત્યારે આલ્કોહૉલ ઉપયોગી થઈ પડે, પણ આ ઘણી ગુંચવણભરેલી ચર્ચા છે અને તે ઉપર કાંઈ સિદ્ધાંત આપવાનું અભિમાન હું રાખતો નથી. પણ જો મધ્યમપણે આલ્કોહૉલ ફાયદા સાથ વાપરી શકાય, તોપણ દારૂની જગ્યા ઘણી સારી રીતે રાખે એવી આપણી પાસે કેટલીક જાતની ખોરાકી છે એમ હું વિચારૂંછું;—જેમ ઘણા લોક જ્યારે થાકી જાયછે ત્યારે દારૂ પીવા દોડેછે તે બદલ તેઓ પાણી પીએ, તો વધારે સારૂં અથવા તો કાંઈ ખોરાક લે, તો તેપણ સારૂં છે અને આલ્કોહૉલ વગર તેઓ વધારે સુખાકારી ભોગવી શકશે.

પ્ર૦—એક માણસ અતિશય મ્હેતરાંથી થાકી ગયો હોય, ત્યારે કઈ જાતના ખોરાક દારૂ બરોબર આવેછે?

ઉ૦—જો હું પોતે અતિશય મ્હેતરાંથી થાકી જાઉં તો મારો ખોરાક ઘણો સાદો છે. હું વાઇન લેવા બદલ સૂકી દ્રાક્ષ ખાઉંછું. મને આ ટેવની ૩૦ વર્ષથી ઘણી મોટી અજમાયશ થઇછે.

પ્ર૦—એ તમારી પોતા ઉપરની અજમાયશનું પરિણામ છે કે તમે બીજાઓથી સાંભળ્યું છે?

32

ઉ૦—એ મારો પોતાનો અનુભવ છે અને તે મેં મારા ખાસ દોસ્તોને ભલામણ કરીછે. એ અજમાયશ ટુંકી ફેલેલી છે પણ હું માનુંછું કે ઘણીજ સારી અને સંગિન અજમાયશ છે.

પ્ર૦—ઘણા લોક માનેછે કે મનબુદ્ધિનું કામ વાઇન કે સ્પિરિટ વગર અરધુ સારૂં થતું નથી.

ઉ૦—ત્યાં હું પૂરણરીતે વિરૂદ્ધ મત ધરાઉંછું.

પ્ર૦—તમે તે કહેવું ના પાડોછો?

ઉ૦—પાડવુંજ જોઇએ.

પ્ર૦—તમે શું તદન ઉલટોજ વિચાર ધરાવતે?

ઉ૦—હું તો ઉલટોજ રાખુંછું.

પ્ર૦—તમે એમ કહેશો કે એક મધ્યમ મિતાહાર પુરૂષને વાઇન કે સ્પિરિટના સહેજ વપરાસથી ફાયદો થઈ શકે?

ઉ૦—બુદ્ધિના સંબંધમાં હું ઉલટોજ વિચાર ધરાઉંછું. સઘળા દારૂઓ અને દારૂની ખાશિયતવાળી સર્વે ચીજો મજ્જાતંતુઓને સદનતર નહિ તોપણ થોડો વખત નુકસાન કરેછે, તેથી તમે તેમનાં કાર્ય ઝડફમાં લાવી શકો પણ તમો સુધારતા નથી.

પ્ર૦—ત્યારે દારૂનો ચાલુ ઉપયોગ ઘણાજ મધ્યમ પ્રમાણમાં કર્યો હોય, તોપણ મજ્જાતંતુદ્રવ્યને નુકસાન કરે ખરા?

ઉ૦—હા, નક્કી; અને તંદુરસ્તીને હાનિકારક થાયછે.

પ્ર૦—હું પૂછું કે તમે કાંઇ દાખલા જોયા છે કે જેમાં દારૂ કોઇપણ વખત ઘણોજ પીધો નહોય, કે દેખઇતી રીતે હદબાર લીધો ન હોય, તોએ તેમનામાં દારૂની અસરો પ્રગટ થઇછે.

ઉ૦—તે તો ઘણુંજ સાધારણ છે; મારે કહેવું જોઇએ કે આપણી મંડળીમાં એક સૌથી સાધારણ રેવાજ એજ છે કે દારૂથી છાકટ થયા વગર લોકને હેરાનગતિ થાયછે. આ એટલું ગુપચુપ ચાલેછે કે વળી તે માલમ પડવું પણ ઘણું મુશકેલ છે.

પ્ર૦—તમારા હુજરની આંખ આગળ તો તે અસરો સ્પષ્ટ અને ઉઘાડી દેખઇ આવેછે?

ઉ૦—પૂર્ણ રીતિ—જોકે ઘણા દાખલાઓમાં તે પુરૂષના અતલગના દોસ્તો વઠીક તે જાણી શકતા નથી. હું એક દાખલો આપુંછું:—એક વેળા મને એક દાકટરને જોવામાટે બોલવવામાં આવ્યો કે જેને દારૂથી એટલીતો હાનિ થઇ હતી કે તે લીંબુ જેવો પીલો હતો; તેને દારૂજન્યભ્રમ (દીલીરિયમ ત્રેમેન્સ) ની સ્થિતિ પૂગી હતી, અને તેનું શરીર આખું દારૂથી તળબોલ થઈ રહ્યું હતું. હું અજબ થયો કે મને શામાટે તેડાવ્યો હશે, પણ નીચે આવતાં મેં તેની બાયડીને કહ્યું—"તમારા ધણીને શું થયુંછે તે કહેવાસારૂં તમને ફરજ પાડવાની ગરજ નથી." તેણીએ કહ્યું, "સાહેબ હું તમારૂં કહેવું સમજતી નથી?" મેં ઉત્તર દીધો "તમારો માટી જાથુકનો છાકટ છે." તેણીએ કહ્યું, "છાકટ સાહેબ? તમે તમારી જીંદગીમાં એથી મોટી ભૂલ કદિ નહી કરી હશે. એ તો ફક્ત પાણી પીએછે." આ મારે માટે પ્રગટ સાક્ષી હતી કે એક માણસ દિવસે દિવસ મુગો મુગો પીઆ કરે અને તે પીવાથી લગભગ પોતાનો જાણ લીએ અને તેના અતલગના દોસ્તો તે જાણે પણ નહીં.

પ્ર૦—આ દાખલામાં મુખ્ય કારણ તેણે દરરોજ કાંઈ પીધું એમ તમે સમજ્યા ?

ઉ૦—તે લુચ્ચાઈથી છૂપી રીતે પીનાર હતો; સારો દિવસ પીતો, ઘણુંકરીને છૂપી રીતે.

પ્ર૦—ફરી મારા આગળા સવાલ ઉપર આવતાં હું પૂછું કે છાકટપણાની હદની અંદર રહેતાં પણ દારૂથી એક માણસ પોતાની દેહને ઘણું નુકસાન કરે ?

ઉ૦—ઘણીજ સત્ય રીતે; મારા અનુભવ ઉપરથી મારે કહેવું જોઈએ કે આ દેશમાં આપણી જાણ માંહેલી તે સૌથી નારાકારક ચીજ છે.

પ્ર૦—પ્રજાના છાકટ ભાગની વાત તદન એક કોરે મુકી, પીનાર ઘણોજ મધ્યમ ધારે તેટલા આલ્કોહૉલના વપરાસથી શું અતિ હાનિ થાયછે ?

ઉ૦—હા, હું એમ માનુંછું. હું જાણુંછું કે સામટી રીતે જોતાં તરેહવાર જાતના વાઈન અને જૂદા જૂદા આકારમાં પીવાતો આલ્કોહૉલ ગમે એટલા મધ્યમ કહેવાતા પ્રમાણમાં વાપરવાની ટેવથી તંદુરસ્તીને અત્યંત હાનિ થાયછે.

પ્ર૦—આ ટીકા બેહુ જાતિને લાગુ પડેછે ?

ઉ૦—હા, અને જે લોક જરાપણ હદ બહાર પીતા નથી તેમને.

પ્ર૦—**પ્રમુખ**—અને જે લોક સારી તંદુરસ્તીમાં હોય તેમને પણ ?

ઉ૦—હા, લોક જેઓ વાજબીરીતે સારા ગણાયછે તેઓમાં હું એવું વિચારૂંછું કે દારૂ પીવાથી શરીરદ્રવ્યમાં સજો ચાલુ થાયછે; તંદુરસ્તી બિગડેછે અને બુદ્ધિ ખરાબ થાયછે.

પ્ર૦—**આર્ચબિશપ ઑફ યૉર્ક**—તમારા કહેવા ઉપરથી એવો સાર મેં કાઢ્યો છે કે મજ્જાતંતુરચનામાં પણ ચોકસ જેટલો સજો થાયછે.

ઉ૦—જ્યારે ઘણો પીવામાં આવેછે ત્યારે.

પ્ર૦—ત્યારે મધ્યમ ઉપયોગથી નહી ?

ઉ૦—થોડી અસરોનો તોલ કરવું મુશ્કેલ છે.

પ્ર૦—એક પુરૂષે ઠંડી સહવારના પોતાને ગરમ કરવા બ્રાન્ડીનું એક ગ્લાસ લેવું જોઈએ એમ કહેવું ભૂલભરેલું છે ?

ઉ૦—ખચિતજ.

પ્ર૦—ડાકટર બ્રનટન કહેછે કે એ ઉલટીજ અસર કરેછે ?

ઉ૦—હું પણ તેમજ કહુંછું.

પ્ર૦—કાંયકે સપાટી ઉપરની બારીક રક્ત નળીઓમાં લોહી આવ્યાથી ત્યાં ઠંડું બનેછે ?

ઉ૦—એક માણસને એવી વખતે ખોરાક આપવો સારો છે. હું મારી દ્રાક્ષ અથવા થોડુંક માછલીનું તેલ (કૉડલીવર ઑઇલ) પીવાનું પસંદ કરૂં.

પ્ર૦—ત્યારે શું હુંફ અને હુંફની લાગણી એ બેમાં ફરક છે ?

ઉ૦—હા.

પ્ર૦—હુંફની લાગણી તો સામા ધણીને નહિ પણ પોતાને લાગેછે ?

ઉ૦—હુંફની લાગણી પોતાનેજ લાગેછે.

પ્ર૦—આલ્કોહૉલ મોટા જથામાં વાપરચો હોય તો ઝેર છે ?

ઉ૦—હું કહેવા ઇચ્છુંછું કે મંડળીમાં લોકની ઘણી મોટી સંખ્યાને આલ્કોહૉલથી દિનપરદિન ઝેર દેવાયછેઃ પણ તેથી ઝેર દેવાયછે એમ ધારવામાં આવતું નથી.

પ્ર૦—હું તમને એક બીજો સવાલ પૂછું: ધારોકે એક પુરૂષ આલ્કોહૉલની અસરોમાં ફસી ચુકો છે તેની ટેવ ભાંજવામાં કાંઇ ચોકસ કાબિલયતા અને તરતીબ કરવી ઘટેછે? કે તેનો દારૂ તદન બંધ કરવામાં ભય રાખો?

ઉ૦—હું ખાત્રિથી કહુંછું કે ઘણા દાખલાઓમાં હું એકદમ દારૂ બંધ કરવાને ડરતો નથી; બલકે હું વિચારૂંછું કે તેનો સદનતરજ અટકાવ કરવો અતિ લાયક રસ્તો છે; અલબત તે દરદીની ઉમ્મર ઉપર અથવાતો તેથી કાંઈ તેને સારૂં થવાનો સંભવ હોય તે ઉપર આધાર રહેછે. જો કાંઇપણ સારૂ કરવાનો કાંઈ સંભવ ન હોય, તો ત્યાં કાંઈએ ફરમાવવામાં આવે તેની હરકત નથી; પણ એક દરદી જુવાન પુરૂષ હોય કે જેના અવયવો સારા છે તે દાખલામાં હું દારૂ આપવાનું બંધ કરૂં. એટલે કે એક દરદી મારી આગળ દરદી તરીકે નહિ પણ છાકટ થઇને આવે અને હું તેનાં અંતરાવયવો જાથુના બિગડેલા ન જોઉં, તો હું કહું કે એકદમ આલ્કોહૉલ છોડવો.

પ્ર૦—અને કાંઇ દુષ્ટ પરિણામો થશે એવું અગાઉથી ધારો નહી?

ઉ૦—બિલ્કુલ નહિ, જો તેને પૂરતો ખોરાક મળતો હોય તો. એક દરદીને પૂરતો ખોરાક મળતો હોય, તો તેને ઝેર ચાલુ આપવું એમ ધારવું એક વહેમ છે અને તે હાનિકારક વહેમ છે.

પ્ર૦—હું ધારૂંછું કે તમને એવા ઘણા દાખલા મળ્યા હશે કે જેમાં જરાક ચેતવણીજ લોકને તેમની ટેવ (જેના પરિણામ તેઓ જાણતા નથી તે) મૂકવાનું મન કરવા પૂરતી છે?

ઉ૦—જો તે ઘણી હદ સુધી ગઈ ન હોય, તો હું ધારૂંછું કે લોક ઘણુંકરીને એ બાબદની સલાહ લેવાને ખૂશી રહેશે.

પ્ર૦—એટલે કે જો તેઓએ અજ્ઞાનપણાથી ભૂલ કીધી હોય તો?

ઉ૦—હા, જ્યાં તેઓ અજ્ઞાનપણાને લીધે આડે રસ્તે ઉતર્યા હોય, ત્યારે. હું એવું વિચારૂંછું કે લોકમાં એવોજ વિચાર મજબૂત પેઠેલો છે કે જલદ વાઇન અને જલદ 'સ્ટિમ્યુલંટ્સ' કૌવત પેદા કરેછે.

પ્ર૦—કૌવત બોલનો તમે અહિ ખોટો અર્થ થયલો ગણોછો?

ઉ૦—હા, ઉત્તેજક પદાર્થો (સ્તિમ્યુલંટ્સ) થી તુરત જે લાગણી થાયછે તે ઉપરથી.

પ્ર૦—તેઓ જાલમ અસર ધરાવેછે?

ઉ૦—તેઓ જાલમ અસર ધરાવેછે અને લોક સમજેછે કે તેઓ જોર આપેછે. હું માનુંછું કે લોકની ઘણીજ મોટી સંખ્યા જાલમ વાઈન જોર આપેછે એવી ભૂલમાં પડીછે અને દરરોજ પડતી જાયછે.

પ્ર૦—**આર્ચબિશપ ઑફ કૅન્ટરબરી**—લંડનમાં એક એવું વૈદ્યખાતું છે કે જ્યાં આલ્કોહૉલ મુદલજ વપરાતો નથી?

ઉ૦—હું ધારૂંછું કે લંડનમાં એક ઑસ્પિટલ છે કે જ્યાં આ ચાલ દાખલ કરવામાં આવી છે પણ મને તેવિષે કાંઈ જ્ઞાન નથી.

પ્ર૦—આ ઑસ્પિટલમાં દરદીની માવજત કેમ થાયછે તે તમને ખબર નથી?

ઉ૦—મને ખબર નથી; અમારી મોટી ઑસ્પિટલોમાં આલ્કોહૉલ વગર અમે ઘણુંખરૂં સઘળું કરીએ છીએ.

પ્ર૦—ઑસ્પિટલમાં આવી જાતનું હમેશ કામ રહેછે; એક માણસને કોઈ દરદને માટે લાવેછે અને તે મોટા જથામાં પીવાની ટેવ રાખતો હોયછે તો?

ઉ૦—હું કાંઈ એક માણસ મોટા જથામાં પીતો હોય તેવા દાખલા વિષે બોલતો નથી. એક પુરૂષ જો ઘણો દારૂ પીતો હોય, તો હું તેને દારૂ આપવાને વધારે નાખુશ રહુંછું.

પ્ર૦—હું સવાલ પૂછુંછું કે તમો તે દરદીને કાંઈ પણ માઠા પરિણામ થાય તેની ફિકર કર્યા વગર દારૂ એકદમ વગર દહેશતે બંધ કરો?

ઉ૦—સારાંજ પરિણામ સિવાય હું તો કસી ફિકર ન રાખું. હું જાણુંછું કે એથી ઉલટો ખ્યાલ રહેછે, પણ તે મારી અજમાયશમાં આવ્યું નથી.

પ્ર૦—તમો વિચારો છો કે મધુપાન ઘણી જાતના દરદો પેદા કરેછે?

ઉ૦—હા, ઘણાં.

પ્ર૦—ઘણો દારૂ પીવાથી થતાં તરેહવાર દરદોનો સવાલ તમે તપાસ્યો છે?

ઉ૦—એથી કલેજાંનું દરદ થાયછે તે ઘણોજ સાધારણ બનાવ છે અને કલેજાંની રોગી સ્થિતિમાંથી લોહીની રોગી અવસ્થા થાયછે અને તેનાં પરિણામે ગુરડાંનું દરદ આવેછે: મજ્જાતંતુઓનો રોગ જણાયછે; ગોતવા થાયછે અને હૃદયનો રોગ (હાર્ત દિસીઝ) થાયછે. સઘળી જાતના ગુનાહોનું મુખ્ય મૂળ દારૂ છે તે સિદ્ધાંતને ધ્યાનમાં ન લેતાં આલ્કોહૉલ કરતાં દરદોનું વિશેષ જોરાવર કારણ બીજું કોઈ મને જણાયું નથી.

પ્ર૦—**આર્ચબિશપ ઑફ યૉર્ક**—એમ તમે વિચારતા નથી કે તમે જે વિચારો જાહેર કર્યા તે લોકમાં બોહોળી રીતે જાણીતા કરવાની અતિ અગત્ય છે જેથી તેઓ જાણે કે મોટા ભાગમાં અજ્ઞાનપણે દારૂ પીવાયછે?

ઉ૦—હું એવું માનુંછું કે વચલે વાધેના અને ઉપલા વચલે વાધેના લોકમાં દારૂ જેવી રીતે રોજ વપરાય છે તેના ગેરફાયદા વિષે વક્તાઓ ભાષણ કરતા દેશમાં ફરતા ફરે, તે જેવું સારૂં કામ બીજું કોઈ નથી.

પ્ર૦—ખાનાની વચગાળે પીવાની ટેવને હું ધારૂંછું કે તમે તદન દૂષિત ગણોછો.

ઉ૦—તદનજ.

પ્ર૦—ખોરાક વગર પીવું નુકસાનકારક છે?

ઉ૦—અત્યંત હાનિકારક છે, સિવાય જેમ અમે દવાદાખલ ફરમાવીએ છીએ; પણ વળી હું ઘણુંકરીને મોકુફ રાખુંછું.

પ્ર૦—**પ્રમુખ**—આપણા મજૂરિયાત વર્ગના લોકમાં ૧૧ વાગતેનો બિયર લેવાનું ઘણું સાધારણ છે અને તે હું ધારૂંછું કે તમારાં મત પ્રમાણે ઘણી વાંધાભરેલી ટેવ છે?

ઉ૦—વસ્તીમાં રોગી વર્ગવાળા મરદ મજૂરો હોયછે.

પ્ર૦—**આર્ચબીશપ ઑફ યૉર્ક**—ખરાબી કલેજામાંથી શરૂ થઇને લોહીમાં ગઇ એમ કહેવા ઉપરથી દરદો એક બીજાસાથ સંબંધ ધરાવેછે એવું તમારા કહેવા ઉપરથી સમજવું?

ઉ૦—હા, અને લોહીમાંથી લોહીના ફરવામાં, અને તેમાંથી ફેફસાં, હૃદય, ભેજાં અને ગુરદાઓમાં, એ ક્રમ (ઑરડર) છે, એમ હું વિચારૂંછું. હોજરી વારેઘડીએ ઘણો વખત સુધી ચાલ્યા કરેછે. તેને તરેહવાર ચીજો અંદર સહેવાની ટેવ પડેછે. લોકે જાણવું જોઇએ કે ખોરાકના પોષણકારક ભાગને પીગળાવનાર અને મિશ્રણ કરનાર પાણીના જેવું બીજું કાંઇ નથી. પાણી પૌષ્ટિક અંશોને તેમના ચોખ્ખા આકારમાં શરીરમાં લઇ જાયછે.

પ્ર૦—આલ્કોહૉલની અસરોને લગતા પ્રયોગમાં એક સાધારણ પ્રયોગ એક કાચી કલેજીના કટકા ઉપર તે રેડીને કરેછે; તે શું માણસના શરીરમાં પણ તેમજ થાયછે તેનો દાખલો છે?

ઉ૦—ના, તે કાંઇ અંદર શું થાય છે તે દેખાડતું નથી. એથી વધારે સારી પરીક્ષા તો છાકટો સંખ્યાબંધ કાળજાના દરદથી રોજ મરેછે તેમાંથી મળેછે. બાર્કલ ઍન્ડ પરકીન કુમપનીનાં બીરના પીપોનું એક ગાડું હાંકનારના દાખલામાં મેં એક વખત શું જોયું તે જણાઉંછું. આ દાખલો નોંધાયલો છે. આ માણસને ગાઇ ઑસ્પિટળમાં દિલનાં દરદ (હાર્ત દિઝીઝ) માટે દાખલ કરવામાં આવ્યો હતો. મેં હવડાંજ કહ્યું કે દિલનું દરદ મધુપાનથી થાયછે. તે ઘણો જોરાવર પુરૂષ હતો. વર્ષની આજ મોસમમાં તે આસરે સવાદસ વાગતે રાત્રે મરણ પામ્યો અને બીજે દિવસે તે એટલો તો ગૅસથી ફુલી ગયો કે તેનો એક અજબ દેખાવથઇ પડચો. આ ગૅસ શું હશે તે જાણવાની મરજીથી અમે ઘણી જગાપરથી ચામડી ટોચી અને તપાસી જોયું. તે કારબ્યુરેતેડ હૈડ્રોજન હતી અને મને યાદ છે કે એકી વખતે ૧૫ કે ૧૬ જેટલા ગૅસના દીવા તેના શરીર ઉપર સળગેલા જોયા. જ્યાં સુધી ગૅસ બળી રહે ત્યાં સુધી તેઓ બળતા રહ્યા.

પ્ર૦—આવું ઘણા દાખલાઓમાં બન્યું છે નહી વારૂ ?

ઉ૦—હા, તેમ છે.

પ્ર૦—હું ધારૂંછું કે તેને છેલ્લી ઘડી સુધી પીયા કીધું હશે.

ઉ૦—તે હું કહી શકતો નથી, પણ પચ્યા વગરનો ઘણો ભાગ તેનામાં હતો, એ-વિષે મને શક નથી.

પ્ર૦—આવી જાતની હાલતમાંથી આપોઆપ સળગી ઉઠવાની સ્થિતિ આવતી હશે?

ઉ૦—તેને લગભગ મળતીજ આ સ્થિતિ છે અને એ ઉપરથી વાજબી રીતે ધારી શકાયછે કે તેવું પરિણામ આવે તેવી સ્થિતિઓ હોયછે.

પ્ર૦—હું ધારૂંછું કે આપણાંમાં સેંકડે ૯૦ ભાગ પાણી છે.

ઉ૦—આસરે સેંકડે ૯૦ ભાગ આપણે પાણી છીએ. આલ્કોહૉલ ખોરાકને શરીરમાં લઇ જવામાં ચોકસ હદ સુધી હરકત કરેછે.

પ્ર૦—**લૉર્ડ પેનરીન.**—જ્યાં પાણી સ્વચ્છ ન મળી શકે, ત્યાં તેવાં પાણીમાં જરા આલ્કોહૉલ ભેળ્યો હોય, તો તે પાણીમાંની ધાસ્તીભરેલી ખાસિયત કાઢી નાખવાની અસર ધરાવેછે કે નહી?

ઉ૦—હું નહિ ધારતો કે તે તેમ કરે; બેશક આલ્કોહૉલ કોહોતી ચીજ અટકાવ-

વાનો ગુણ ધરાવેછે; પણ હું કબૂલ કરૂંછું કે મારાં પાણીનું કોહાણ અટકાવનાર તરીકે આલ્કોહૉલ વાપરવા માટે હું ઘણોજ સાવચેત રહુંછું. જો હું એમ વિચારૂં કે પાણી એટલું બધું ખરાબ થયું છે કે તેમાં એનો ભેળ કરવાની ગરજ છે, તોપણ હું તે પીવાથી દૂર રહું.

પ્ર૦—તમે હવડાં એક ઉંચા વર્ગના પુરૂષને માટે બોલ્યા કે જેને આલ્કોહૉલ પીવા-ડવા બહુ મુશકેલી પડી, તે શું કાંઈ તેના કોળ લેવાના સબબથી હશે?

ઉ૦—ના, તેમ તો નહિજ. મારે કહેવું જોઇએ કે તે ઘણું સાધારણ છે. ચઢતા વર્ગના લોકમાં દારૂનો ત્યાગ પાળનારા નથી, એમ ધારવું એ ભૂલ છે. મેં વચલા વર્ગના કરતાં અમીર વર્ગમાં દારૂની પહરેજી પાળનારાના વધારે દાખલા જોયા છે, જોકે તેઓ પુષ્કળ મેળવી શકે તે છતાં આમ કરેછે, એ વિશેષ અજાયબ જેવું છે.

પ્ર૦—તમે એમ ધારોછો કે તેઓ આલ્કોહૉલની અસરોથી જાણીતા છે તેથી, અથવા તો બીજાઓને ધડો બેસાડવાના વિચાર રાખેછે, તેથી હશે?

ઉ૦—હું ધારૂંછું કે તે બેહુને લીધે છે.

પ્ર૦—એક હમેશનો છાકટ હોય કે જેને દારૂ પીવાની બીજી પ્રેરણા થઈ હોય, તે જ્યારે દારૂ છોડી દીએ, ત્યારે તમો તેને કાંઈ બીજું પીવાનું કે ટૉનીક ભલામણ કરો કે નહીં કે જેથી તેને આસ્તે આસ્તે દારૂથી પહરેજ રહેવાની ટેવ પડે.

ઉ૦—સારા ખોરાક સિવાય બીજું કાંઈજ નહિ.

પ્ર૦—તેથી તેની લબ પૂરી પડવાની છે?

ઉ૦—પહેલાં તેની લબ પૂરી નહી પડશે; પણ તે આખરે તે ઉપર ફાવશે. ઘણાં-ખરાં સઘળાં અમારાં ટૉનીક ટિંકચરના આકારમાં હોયછે કે જેમાં આલ્કોહૉલ હોયછે.

પ્ર૦—દાકટર બ્રન્ટન કુઈનીન કહેછે; તમે તે વિષે શું કહોછો?

ઉ૦—મને એવા દાખલાઓમાં તેના વિષે કાંઇ અજમાયશ નથી.

પ્ર૦—તે કહેછે કે આવી ઉત્તમ ચીજોમાંની એક જે મી. ફ્રોક્ષ બેડફર્ડ જેલમાં તપાસી છે તે કાર્બોનેટ ઑફ અમોનિયા સાથ જેનશિયન છે અને તેમાં જરા મરચાંનું ટિંકચર હોય તો વધારે સારૂ.

ઉ૦—પણ હું ધારૂંછું કે મી. ફ્રોક્ષ બેડફર્ડ જેલમાં સારો ખોરાક તપાસી જોયો હતે, તો પરિણામ ઘણુંકરીને તેવુંજ નિપજતે. હું કાબૂલ કરૂંછું કે હું તો સારો ખોરાક એકલોજ તપાસી જોતે.

પ્ર૦—લૉર્ડ કોત્સલો.—સારા ખોરાકની વાત તો એક લાંબા વખતની છે અને ટૉનીક આપવાનું થોડા દિવસનું છે.

ઉ૦—પણ તેથી કાંઇ એમ નથી ઠરતું કે તે વગર એક માણસ તેટલોજ સારો રહી શકે નહી; તેને માત્ર ટૉનીકનીજ અજમાયશ છે પણ ટૉનિક વગરની અજમાયશ નથી.

પ્ર૦—ટૉનીકની મતલબ દરદીને પાછો દારૂ પીવામાં પડતો અટકાવામાં મદદ કરે એવી હોય એનો મને કાંઇક શક છે?

ઉ૦—હું તે અગત્યનો વિચારતો નથી; મારા અતલગના સગા દારૂની લબમાં હોય, તો તેમને પણ સારા ખોરાક સિવાય બીજું કાંઇ આપું નહી. સારો ખોરાક

એટલે ફક્ત (બીફ્સ્તીક) ગોશ લેવું એ મારી મતલબ નથી; હું એક તો તેને લીબીગવાળો ગોશનો અરક આપું કે જે મારી એક પસંદ જોગ ભલામણ છે; જ્યારે લોક થાકી ગયા હોય, ત્યારે તેઓ લીબીગવાળો ગોશનો અરક પાણીમાં થોડાક નીમક સાથ લઇ શકે અને તે ઘણો સરસ ઉત્તેજનક પદાર્થ છે; ખરેખરજ તે એવા દાખલાઓમાં એક ઉત્તમ ઉત્તેજન્ય છે.

પ્ર૦—**આર્ચબીશપ ઑફ યૉર્ક**—શું તે એકાએક સખ્તિ ખેંચવામાં, કે જુવાન માણસને કેળવણી માટે સારો છે?

ઉ૦—હા, તે ઘણો સ્વાદિષ્ટ નથી; પણ અતિ અગત્યનો છે.

પ્ર૦—શું તે હમેશ બેસ્વાદ રહેછે.

ઉ૦—હું તેને બેસ્વાદ ગણુતો નથી, પણ અલબતે લહેઝત ભરેલો નથી. હું ટૉનિક વિષે ખુલ્લું કહેવા ઇચ્છુંછું કે તેથી માત્ર તેજ હાલત (દારૂ પીવાની) ની ફેરવણી થાયછે. ટૉનીક વાપરવામાં શક અને ધાસ્તી રહેછે અને હમેશના છાકટની તેવી માવજત કરતાં તે બિગડી જાયછે, અને હમેશનો સમરે નહી એવી સ્થિતિમાં મૂકાયછે; કેમકે તમે તેને ટૉનીક આપીને એવું સમજો કે તેનો ઉપાય કર્યો અને હવે કંઇ તે સુધરે નહી. હું તો આવા કેસમાં ટૉનીક નહિ આપું.

પ્ર૦—**લૉર્ડ પેનરીન**—આ શું ખરીવાત નથી કે માણસો કોઈ કામમાં રોકાયા હોય જેમાં તેમનાં અંગથી ઘણો પરસેવ નીકળે, જેવાકે કોલસો ઉપાડનાર તેઓએ ઘણું સરખું પીવું જોઇએ?

ઉ૦—તેઓ પીએછે. કારખાનાંઓમાં કામ કરનારાઓનો મોટો ભાગ ઓટમીલ અને પાણી પીએછે.

પ્ર૦—પણ તેઓએ કાંઇ પીવું જોઇએ?

ઉ૦—હા; અને ખરેખરી રીતે તેમને માલમ છે કે તેઓએ આલ્કોહૉલ કે આલ્કોહૉલવાળું કોઇપણ પીણું લેવું સારૂં નથી.

પ્ર૦—**આર્ચબીશપ ઑફ યૉર્ક**—શેફીલ્ડમાં, મોટાં કારખાનાઓમાં ઓટમીલ અને પાણી મુફત પુરૂં પાડવામાં આવેછે, ખરૂં કેની?

ઉ૦—હા, તેને તે લોક "સ્કિલી" કહેછે.

પ્ર૦—જો તેમ ન કરે તો તેઓમાં ગુરડાનું દરદ પેદા કરે નહિ વારૂ?

ઉ૦—ઘણુંજ બરોબર.

પ્ર૦—**અર્લ ઑફ ઑન્સલો**—એક ડાકટરને મેં પૂછ્યું તો તેણે કહ્યું કે હું તમને સોડાવાટર પીવાની ભલામણ કરૂંછું કે તેથી તમે ટેમ્સનું પાણી નહિ પીવો. તમે ધારોછો કે સોડાવાટર અને તેવી બીજી પીવાની ચીજોનાં પાણી ચઢતા પ્રકારના છે.

ઉ૦—હું એવુંજ ધારૂંછું કે સોડાવાટર જેવી પીવાની ચીજોનો ઘણોજ મોટો ભાગ ટેમ્સના પાણીમાંથી બનાવવામાં આવેછે.

પ્ર૦—મારા દેશમાં લૂ લાગવાથી થતાં ઘણાં મોત ખેતરમાં બિયર ઘણો પીચવાને લીધે થયલાં અમે સમજીએ છીએ. તમે ધારોછો કે એ ખરી વાત હશે?

ઉ૦—લૂ લાગવાનો સવાલ ઘણો બીકટ છે. એ તો ચોકસ જાણવું જોઇએ કે તે લૂ લાગવાના દાખલા હતાં કે ખાલી દારૂ હદ બહાર પીવાથી નિપજેલા દાખલા હતા.

પ્ર૦—દારૂ પીવાનું છોડી દેવામાં તમે વિચારોછો કે તમો આલ્કોહૉલ એકદમ કાંઈ પણ ઇજા વગર બંધ કરી શકશો?

ઉ૦—તેમજ હું હમેશ વિચારૂંછું.

પ્ર૦—મેં કેટલાક દાખલા જોયા છે કે જેમાં દારૂ એકદમ છોડ્યાથી તેમનાં ભેજાં તદ્દન રદ થયાંછે.

ઉ૦—પણ શું તેમાં ભૂલ નથી? તેમનાં ભેજાં આગળી પીવાની ટેવથીજ ગયલાં કાં નહિ હોય?

પ્ર૦—મેં એક દાખલો જોયો છે કે જેમાં એક માણસે પીવાનું તદ્દન છોડી દીધું અને એક વરસ સુધી તેનો ત્યાગ પાળ્યો પણ તેને પાછું તે લેવાની ફરજ પડી હતી.

ઉ૦—મારે કહેવું જોઈએ કે તેને આગળી ટેવપર જવાની મરજી થઈ.

પ્ર૦—આસ્તે આસ્તે તમે આ નહિ કરી શકો?

ઉ૦—રફતે રફતેમાં હું કાંઈ સારૂં જોતો નથી: જો તમે લોહીમાં ઝેર લેતા હો, તો તે દિવસો સુધી લયા કરીને ઓછું કરવામાં હું કાંઈ ફાયદો જોતો નથી. મને ઘણીવાર વૈદ્યો આ સવાલ પૂછેછે; પણ મારો જવાબ એજ છે કે તમારૂં ધરાક જો સોમલના ઝેરથી પિડાતું હોય તો તમે તેને થોડું થોડું કરીને આપ્યા કરશો કે?

પ્ર૦—**અર્લ ઑફ કિમ્બરલી**—એક માણસ છાકટ થાય તેના જેટલોજ બીજો જે છાકટ થયા વગર ઘણો સરખો પીએ તે હેરાન થાયછે, એમ કહેવાય કે?

ઉ૦—તેના કરતાં પણ અધિક હાનિ થાય, કારણ કે લાંબો વખત સુધી રોજ તે પીતો જાયછે, જ્યારે પેલો બીજો તો પીવાને (છાકટ થયા પછી) અશક્ત બનેછે એટલે તેને તે બંધ કરવાની ફરજ પડેછે.

લંડનની યુનિવરસિતી કૉલેજના એક્સ-પ્રોફેસર ડાક્ટર જ્યૉર્જ હાર્લી, એફ. આર-એસ., અતિમદ્યપાનનો અભ્યાસ અને ઇલાજ કરનારી મંડળી આગળ કરેલાં ભાષણમાં ('લૅનસેત' નવેમ્બર ૧૮૮૭) કહેછે કે "જોકે લોકનો મોટો ભાગ ખરે ખરૂં એમ કહેછે કે અમે મધ્યમ પીનારા છીએ અને ડાક્ટરોને બીજા કરતાં આવા કારણથી દરદી થયલા અતિ ઘણા મળી આવેછે, તોય માનવી દેહ ઉપર દારૂના મધ્યમ ઉપયોગથી થતી અસરો વિષે વૈદ્યક ધંધો ઘણું થોડુંજ જાણેછે. અને તેનાં કારણ નીચલી વિગત ધ્યાનમાં લેવાથી સહેલમાં સમજાશે:—૧. કોઈ જાહેર ઑસ્પિટલમાં ખાસ દવા માટે જવાની ગરજ પડે એટલી પૂરતી જોર અસરો કોઈ પણ દાખલામાં હોતી નથી. ૨. શારીરિક કાયામાં તેમની હાનિકારક અસરો પહેલી પદ્ધતિમાં એટલી ઠગેછે કે કાંતો તે તદનજ પકડી શકાતી નથી, કાંતો તદ્દન બીજાંજ કારણને લાગુ પાડવા ભૂલાવેછે. ૩. મધ્યમ મદ્યપાનની અસર એવાં ભિન્નભિન્ન રૂપમાં પ્રગટ થાયછે કે તેની ખાસિયત પારખ્યા પછે પણ તેમના ઉપરથી કાંઈ સિદ્ધ પરિણામ ઉપજાવવાને બની આવે એટલી પૂરતી સંખ્યામાં એકપણ જાતના દાખલા જોવાની તક મળી શકતી નથી. ૪. હદમાં મદ્યપાન કરવાથી નિપજેલા અધિક સખત દરદોની ખબર મોટી અજમાયશવાળા જેઓએ મારી માફક કાળજાં અને મૂત્રપિંડનાં દરદનો ખાસ અભ્યાસ કર્યો છે તેઓને માત્ર છે કેમકે મધ્યમ કહેવાતી હદમાં દારૂનો ઉપભોગ કરવાથી શરીરનાં સર્વે અંતર અવયવોમાં કાળજું અને મૂત્રપિંડ એઓ સૌથી મુખ્ય વિકારી બનેછે. છતાં

હું કે કોઇ બીજા જે કાળજાં અને મૂત્રપિંડની તરતિમમાં ખાશ રોકાયલા રહીએ છીએ, તેપણ હમેશા મધ્યમ પીનારાઓમાં થતી ઉપદ્રવિક અસરોના પ્રતિજ્ઞાપૂર્વક સિદ્ધાંત કાઢી શકાય એટલા પૂરતા અને વિશ્વાસુ દાખલાનો સંગ્રહ કરી શકયા નથી."

લંડનની ઑસ્પિટલોના સૌથી પ્રૌઢ શિક્ષકોમાંનો એક મયત ડાકટર મરચીસન કહેછે કે " ઘણા લોક એવા છે કે જેઓ 'દારૂનો મધ્યમ કહેવાતી હદમાં હમેશાં ઉપયોગ કરેછે અને તેથી કદાચ તે વખતે તેમને ઠીક લાગેછે; પણ આખર વ્યાધિ તેમની ઉપર અચાનક ગલઓ કરેછે અને ત્યારે પણ તેઓ ભૂલી જાયછે કે બરડ રક્ત-નળીઓ, ચરબીના સળાવાળું હૃદય, વિકારી કલેજું, અથવા તો ગાઉતવાળા મૂત્રપિંડ તથા અકાળીક ક્ષીણાવસ્થા જે વર્ષોસુધી છુપાઇને આગળ વધી આવેલાં છે અને જે આખરે જીંદગી એક બોજા જેવી કરી મેલેછે, કિંચિત તેનો છેડો પણ આણી મૂકેછે, તે સઘળાં જો રોજ આલ્કોહૉલનો મધ્યમ ઉપચાર ન રાખ્યો હત અને જે ઉપચારે શરીર દ્રવ્યમાં અસ્વભાવિક રસાયન ચાલ્યા કરચું અને અશુદ્ધ લોહી ફરચા કર્યું-તે સર્વ થંભી રહેત અથવા કદિ આવતજ નહિ. મારી અજમાયશથી એવું અનુમાન બાંધું-છું કે આલ્કોહૉલનો શિરસ્તા માફકનો મધ્યમ અને હદમાં કહેવાતો ઉપયોગ આ દેશ (ગ્રેટબ્રિટન) માં ઘણીક જાતનાં દરદો જે જીંદગી વિપત્તિભરેલી કરેછે અને તેનો આગળથી અંકો લાવી મેલેછે તેનું ન્યૂનાધિક પાંશરૂ કારણ છે".

હાલનો લંડનનો સૌથી નામાંકિત શસ્ત્રવૈદ્ય એરીકશન લોહી ઉપર થતી દારૂની અસર વિષે કહેછે કે "લોહીમાં જે પદાર્થ (આલ્કોહૉલ) સ્વભાવિક ન હોય તે અંદર દાખલ કરવાથી તેને અસ્વચ્છ કરેછે. આનો સૌથી સામાન્ય અને વિશેષ અગત્યનો દાખલો એ છે કે લોહીમાંથી જેટલો આલ્કોહૉલ પાછો બહાર કાઢી મેળી શકાય કિંવા અંદર પચી શકેછે, તે કરતાં અધિક લોહી ભેગો રહેછે. જો પીનાર ગામડાંની ખૂલ્લી સ્વચ્છ હવામાં મહેનત કરનારો હોયછે, તો તે જલદીથી મોટો જથો ખપાવીને બહાર કાઢી નાખી શકેછે; પણ શહેરના ધંધાદારીને ઘણુંકરી થોડી હવાવાળી અને વારંવાર વાસ-વાળી જગામાં બેસી રહીને કામ કરવું પડચાથી તેઓના પીધેલા આલ્કોહૉલનું નિવારણ થઇ શકતું નથી. મોટાં શેહેરોમાં મહેનતુ વર્ગના લોકની હમેશા આવી સ્થિતિ હોયછે, જેથી ઘણુંકરીત્યાંના મોટા ભાગમાં મોટાં પ્રમાણમાં દરદો ફેલાયછે અને શસ્ત્રક્રિયા વેળા સૌથી હાનિકારક અસર થાયછે."

## લંડન ટેમ્પરન્સ ઑસ્પિટલમાં ટાઈફોઈડ તાવના દરદીઓની (૩૦ એપ્રિલ ૧૮૮૪ સુધીમાં ૧૦ાા વરસની) નોંધ.

| નંબર. | દરદી બુકમાં નંબર. | દાખલ થવાની તારીખ. | નામના હરફ. | ઉમર. | જાતિ. | ધંધો. | દારૂ પીનાર કે નહીં. | માવજત કરનાર ડાક્તર. | ઑસ્પીટલ છોડવાની તારીખ. | પરિણામ. | ટીકા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૨ | ૨૨ મી અક્ટોબર, ૧૮૭૩... | ઇ. તી. | ૨૮ | મરદ. | રંગારો ...... | દારૂનિષેધ પાળનાર. | ડાક્ટર રીડજ... | ૨૭ મી નવેમ્બર, ૧૮૭૩. | સાજો થયો ... | |
| ૨ | ૬૭ | ૧૭ મી એપ્રિલ, ૧૮૭૪ .. .. | એમ ડી. | ૩૫ | ઓરત | ઘરવાળી ...... | ૬ વર્ષ દારૂથી દૂરરહેલી. | ડા૦ એડમન્ડસ. | ૧૫ મી મે, ૧૮૭૪ ...... | સાજી થઇ ... | હમેશ જેવા ચિન્હો. બીલકુલ સાજી. |
| ૩ | ૮૧ | ૧૫ મી મે, ૧૮૭૪ ........ | એ. બી. | ૨૪ | ઓ. | ઘરધણીઆણી. | નિષેધ નહી પાળનારી. | ,, | ૩૧ મી જુલાઇ, ૧૮૭૪. | ,, | સખત દાખલો સસની વરાધ ભેગો. |
| ૪ | ૧૧૩ | ૧૨ મી ઑગસ્ત, ૧૮૭૪ .. | ડબ્લ્યુ. જે. | ૧૨ | મ. | નિશાળીઓ ... | ૩ વર્ષ થયા નિષેધ છે. | ડા૦ રીડજ. ... | ૧૨ મી સપ્ટેમ્બર, ૧૮૭૪. | સાજો થયો ... | દાખલ કીધો તે વેળા અતિ મરનતોલ હાલત. તાવ ૧૦૪°. |
| ૫ | ૧૫૮ | ૧ લી ડિસેમ્બર, ૧૮૭૪ ... | એ. એ. | ૧૯ | ઓ | પીરસણ ....... | દસવર્ષનો નિષેધ છે | ડા૦ એડમન્ડસ | ૧૮ મી ડીસેમ્બર, ૧૮૭૪. | સાજી થઇ ... | સાધારણ દાખલો. |
| ૬ | ૧૯૩ | ૯ મી માર્ચ, ૧૮૭૫ ..... | જે. એમ. | ૨૪ | ઓ. | પેરમ્બેટી ..... | નિષેધ નથી ..... | ,, | ૯ એપ્રિલ, ૧૮૭૫ ... | સાજી થઇ. | |
| ૭ | ૪૨૦ | ૮ ડિસેમ્બર, ૧૮૭૬ ...... | સી. એફ. | ૨૩ | મ. | ગાર્મીનો મદદનીશ | ,, | ,, | ૨૭ મી જાન્યુઆરી, ૧૮૮૭. | ,, | તદન સૂન્યસ્થિતિમાં દાખલ કરેલો. સખત ટાઇફોઇડ દેખાડતા ચિન્હો. એહૂ ફેફસા અતિ લોહી ધાયલાં આતરડાનો સખત રક્તસ્રાવ. પરૂવાળો ઝાડો. એક રાતમા ૧૪ ઝાડા. જલદી અને તદન સાજો થયો. |
| ૮ | ૪૮૧ | ૧૨ મી જુન, ૧૮૭૭ ... .. | એમ. એ. એ. | ૩૩ | ઓ. | ઘરધણીઆણી.. | આઠમહિનાની દારૂથી ત્યાગ | ,, | ૩ જી સપ્ટેમ્બર ૧૮૭૭. | સાજી થઇ. | |
| ૯ | ૫૧૨ | ૨૮ મી સપ્ટેમ્બર, ૧૮૭૭ ... | જી. ડબ્લ્યુ | ૨૨ | મ. | બાલઓરનાર... | ૧૨ વરસનો ત્યાગી. | ડા૦ લી ...... | ૨૪ મી નવેમ્બર, ૧૮૭૭. | સાજો થયો .. | સખત દાખલો. |
| ૧૦ | ૫૯૯ | ૭ મી ફેબ્રુઅરી, ૧૮૭૮ ... | આર. એ. | ૧૯ | મ. | મજૂર........ | ૧ વરસનો ત્યાગી. | ડા૦ એડમન્ડસ | ૧૯ મી માર્ચ. ૧૮૭૮. | ,, | સસની વરાધ જોડાયલો. |
| ૧૧ | ૬૧૮ | ૯ મી ઑગસ્ટ, ૧૮૭૮ ... | ઈ. તા. | ૧૨ | મ. | મજૂરનો છોકરો | પીતાણે .. . | ડા૦ લી ...... | ૨૯ મી સપ્ટેમ્બર ...... | ,, | અતિ મુડદાલ. એક દિવસમા ૧૭-૧૮ ઝાડા, સાથે લોહી પડતું. તાવ વધુમાં વધુ ૧૦૪°.૨. ઠીક સાજો થયો. |
| ૧૨ | ૮૮૮ | ૧૯ મી જુલાઇ, ૧૮૮૦...... | જે પી. | ૧૮ | ઓ. | ચાકર ........ | ,, | ડા૦ એડમન્ડસ | ૨૩ ઑગસ્ટ, ૧૮૮૦ ... | સાજી થઇ. | |
| ૧૩ | ૮૯૨ | ૨ જી ઑગસ્ટ, ૧૮૮૦ ... | ઇ. એમ. | ૩૩ | ઓ. | કામ નહીં ...... | ,, | ,, | ૨૮ ઑગસ્ટ. ૧૮૮૦ ... | ,, | સસની વરાધ ભેગો |
| ૧૪ | ૧૦૭૩ | ૨ જી ઑગસ્ટ, ૧૮૮૧ ... | એમ. ડી. | ૨૦ | ઓ. | ઘરધણીઆણી... | ,, | ડા૦ લી | ૭ મી સપ્ટેમ્બર, ૧૮૮૧. | ,, | |
| ૧૫ | ૧૦૯૭ | ૧૯ મી ઑગસ્ટ, ૧૮૮૧ ... | જે. પી. | ૧૮ | મ. | મજૂર ....... | ,, | ,, | ૧૭ મી ડિસેમ્બર, ૧૮૮૧. | સાજો થયો ... | ઘણો સખત દાખલો. જીવવાની આશા નહી. |
| ૧૬ | ૧૧૩૮ | ૨૬ મી સપ્ટેમ્બર, ૧૮૮૧... | ડબ્લ્યુ. ટી. | ૩૦ | મ. | સલાટ ......... | ,, | ,, | ૨૦ મી અક્ટોબર, ૧૮૮૧. | મરણ પામ્યો | સસણી અને ડીફ્ટેરયા ભેલો. |
| ૧૭ | ૧૧૩૯ | ૨૭ મી સપ્ટેમ્બર, ૧૮૮૧... | ડબ્લ્યુ. એન. | ૩૦ | મ. | બાંધકામકરનાર. | ,, | ,, | ૧૬ મી નવેમ્બર. ૧૮૮૧. | સાજો થયો. | |
| ૧૮ | ૧૧૭૨ | ૭ મી નવેમ્બર સન ૧૮૮૧ | ઇ. બી. | ૧૦ | મ. | કડીયાનો છોકરો | ત્રણ વરસનો ત્યાગી. | ડા૦ એડમન્ડસ | ૨૫ મી ડિસેમ્બર, ૧૮૮૧. | ,, | |

| નંબર | દરદી બુકમાં નંબર | દાખલ થવાની તારીખ. | નામના હરફ. | ઉમર. | જાતિ. | ધંધો. | દારૂ પીનાર કે નહીં. | માવજત કરનાર ડાક્ટર. | ઑસ્પીટલ છોડવાની તારીખ. | પરિણામ | ટીકા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯ | ૧૨૦૬ | ૧૪ મી ડિસેમ્બર ૧૮૮૧ ... | ડબ્લ્યુ. જે. | ૧૦ | મ. | ફ્રેન્ચ પાલીસ કરનારનો છોકરો. | જન્મથી ત્યાગી. | ડા૦ લી ...... | ૨૨ મી જાન્યુઆરી ૧૮૮૨. | ,, | |
| ૨૦ | ૧૨૬૩ | ૧૧ મી ફેબ્રુઆરી ૧૮૮૨ ... | જે. પી. | ૧૫ | મ. | ખીલા આટનાર ... | પીનાર ......... | ડા૦ એડમન્ડસ | ૨૦ મી માર્ચ ૧૮૮૨. | ,, | મધ્યમ સખતીનો દાખલો. |
| ૨૧ | ૧૪૭૩ | ૨૧ સપ્ટેમ્બર ૧૮૮૨ ...... | ઈ. સી. | ૪૦ | ઓ. | ઘરપર્ચઆથી ... | નહી પીનારી ... | ડા૦ લી .. | ૨૨ મી ડિસેમ્બર ૧૮૮૨. | ,, | |
| ૨૨ | ૧૫૦૭ | ૧૬ મી અક્ટોબર ૧૮૮૨... | ડી. એચ. | ૨૨ | મ. | સુતાર ............ | પીનાર ......... | ,, | ૨૩ મી નવેમ્બર ૧૮૮૨. | ,, | સાધારણ દાખલો, આંતરડામાંથી સહેજ લોહી પડતું. |
| ૨૩ | ૧૫૫૫ | ૨૩ અક્ટોબર ૧૮૮૨ ...... | જી. ન. | ૧૯ | મ. | ખલાસી ......... | ૬ મહીના દારૂથી પરહેજ. | ,, | ૧ લી નવેમ્બર ૧૮૮૨ | મરણ પામ્યો. | જેઉ ફેફસાની સસની. મૂત્રપિંડ મોટા. થોડુંકપર ભીસરમાં મારો પડેલો. ત્યાં ઘણી સખતી ભોગવેલી. મુઆપછી ચીરી જોયલો. |
| ૨૪ | ૧૫૬૪ | ૩ જી નવેમ્બર ૧૮૮૨ ... | ઈ. આર. | ૩૦ | મ. | મજૂર ........... | પીનાર ...... | ,, | ૨૭ મી નવેમ્બર ૧૮૮૨. | સાજો થયો. | |
| ૨૫ | ૧૫૮૦ | ૧૬ મી નવેમ્બર ૧૮૮૨ ... | જે. સી. | ૩૩ | મ. | વખારીઓ......... | ,, | ,, | ૭ મી ડિસેમ્બર ૧૮૮૨. | ,, | નરમ દાખલો. |
| ૨૬ | ૧૫૮૪ | ૧૮ મી નવેમ્બર ૧૮૮૨ ... | એફ. એચ. | ૧૫ | ઓ. | દાસી ............ | નહી પીનારી ... | ,, | ૮ મી જાન્યુઆરી ૧૮૮૩. | ,, | |
| ૨૭ | ૧૬૦૨ | ૪ થી ડિસેમ્બર ૧૮૮૨ ... | હ એ. | ૨૫ | ઓ. | ઘરપર્ચઆથી ... | પીનારી........ | ડા૦ એડમન્ડસ. | ૧૭ મી જાન્યુઆરી ૧૮૮૩. | ,, | |
| ૨૮ | ૧૬૩૬ | ૧૩ મી જૂન ૧૮૮૩ ...... | ઓ. પી | ૧૫ | ઓ. | કારખાનામાં મજૂરી કરતી. | જનમથી નહીં પીધેલો. | ડા૦ લી. | ૧૩ મી જૂન ૧૮૮૩ ... | ,, | અતિ બકબકારો અને ૧૫ મી જાન્યુઆરીની રાતના આકડી (કનવલસીવ ફિત) જોરમાં ચાલી. |
| ૨૯ | ૧૭૫૩ | ૧૪ મી એપ્રિલ ૧૮૮૩...... | ડબ્લ્યુ. ઓ. | ૨૫ | મ. | યાત્રિક ધંધો ...... | નહી પીનારો ... | ,, | ૩ જી જૂન ૧૮૮૩ ... | ,, | બેહૂ બાજૂથી સસની. અતિ લવલવારો સખત બિમારી. ઠીક સાજો થયો. |
| ૩૦ | ૧૮૯૯ | ૪ થી ઑગસ્ટ ૧૮૮૩ ... | એ. મ. | ૨૩ | ઓ. | દાસી ............ | પીનાર ...... | ,, | ૨૨ મી નવેમ્બર ૧૮૮૩ .. | ,, | સખત માંદગી ખાઈથી ભરેલો. તાવ છેક ચઢતી ૧૦૫°.૨. મોડેથી, પણ તદન સાજો થયો. |
| ૩૧ | ૧૯૨૪ | ૨૧ મી ઑગસ્ટ ૧૮૮૩ ... | એચ. કે. | ૨૨ | ઓ. | ,, | ,, | ,, | ૪ થી સપ્ટેમ્બર ૧૮૮૩. | મરણ પામી. | ગર્ભપિંડમાં પાર્થાનીકોથલી. ઝાડામાં અત્યંત લોહી. |
| ૩૨ | ૧૯૨૫ | ૨૨ મી ઑગસ્ટ ૧૮૮૩ ... | એલ. એ. | ૧૭ | ઓ. | ,, | ,, | ,, | ૨૦ મી અક્ટોબર ૧૮૮૩. | સાજી થઈ ... | સાધારણ દાખલો છેક ચઢતી તાવ ૧૦૫°.૨. |
| ૩૩ | ૨૦૧૯ | ૨૨ મી ઑગસ્ટ ૧૮૮૩ ... | ટી. એ. | ૨૧ | મ. | દૂધવાળો ......... | દારૂ પીનાર ... | ડા૦ લી. | ૨૯ મી અક્ટોબર ૧૮૮૩. | સાજો થયો ... | ઘણો સખત દાખલો, બેહૂ બાજૂની સસણી ભેગો છેક ચઢતી તાવ ૧૦૫°.૨. ઝાડામાં લોહી. જોરનો લવારો. |
| ૩૪ | ૧૯૩૨ | ૩૦ મી ઑગસ્ટ ૧૮૮૩ ... | એચ. | ૨૩ | મ. | મહેતો ........... | જન્મથી નિષેધ પાલનાર. | ,, | ૧૦ મી અક્ટોબર ૧૮૮૩. | ,, | સાધારણ દાખલો: વધુમાં વધુ ઉષ્ણતા ૧૦૪.°૪. |
| ૩૫ | ૧૯૩૩ | ૧ લી સપ્ટેમ્બર ૧૮૮૩ ... | ઓ. | ૯ | મ. | ગાડાંવાળાનો છોકરો. | પીનારો........ | ડા૦ એડમન્ડસ. | ૨૧ મી અક્ટોબર ૧૮૮૩. | ,, | સાધારણ દાખલો: વધુમાં વધુ ઉષ્ણતા ૧૦૫°. |
| ૩૬ | ૧૯૩૪ | ૨૮ મી ઑગસ્ટ ૧૮૮૩ ... | એસ. સી. | ૧૦ | મ. | ,, | જન્મથી ત્યાગી. | ડા૦ લી ... .. | ૨૧ મી અક્ટોબર ૧૮૮૩. | ,, | સખત દાખલો. જમણા ફેફસાની સસણી. વધુમાં વધુ તાવ ૧૦૬°. જોરનો લવારો. |
| ૩૭ | ૧૯૩૭ | ૨૪ મી ઑગસ્ટ ૧૮૩ ... | આર. ડબ્લ્યુ. | ૧૫ | ઓ. | દાસી ........... | ત્યાગી ...... | ડા૦ એડમન્ડસ. | ૩ જી અક્ટોબર, ૧૮૮૩. | સાજી થઈ ... | સાધારણ દાખલો: વધુમાં વધુ તાવ ૧૦૪°.૮. |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૮ | ૧૯૩૮ | ૨૫ મી ઑગસ્ટ ૧૮૮૩ ... | બી. જી. | ૧૮ | ઓ. | શિક્ષક.......... | ,, | ,, | ,, | ,, | વધુમાં વધુ તાવ ૧૦૪°.૪. દહાડામાં ૧૧ ઝાડા. |
| ૩૯ | ૧૯૩૯ | ૨ જી સપ્ટેમ્બર ૧૮૮૩... | બી. ડી. | ૨૦ | ,, | કપડાંવાળી ........ | ,, | ડાૅ લી. | ૨૭ અક્ટોબર ... | ,, | સૌથી વધારે તાવ ૧૦૫°. |
| ૪૦ | ૧૯૫૨ | ૮ મી સપ્ટેમ્બર ૧૮૮૩ .. | એલ. ટી. | ૧૪ | ,, | મજૂરની છોકરી... | પીનારી ...... | ,, | ૧૪ મી નવેમ્બર ૧૮૮૩ .. | ,, | સૌથી વધારે તાવ ૧૦૫.° |
| ૪૧ | ૧૯૫૪ | ૧૨ મી સપ્ટેમ્બર ૧૮૮૩ .. | સી. વી. | ૩૨ | મ. | રંગારો. ......... | પીનારો. | ,, | ૧ લી નવેમ્બર ૧૮૮૩. | ,, | બીજીવાર તાવ આવેલો. મડદાની હાલતમાં દાખલ કરેલો. સૌથી વધુ તાવ ૧૦૩°. ૩. વારંવાર ઝાડો. |
| ૪૨ | ૧૯૬૦ | ૧૯ મી સપ્ટેમ્બર ૧૮૮૩.. | કે. | ૩૫ | ઓ. | ઘરપર્યાઆથી ... | ,, | ,, | ૧૦ અક્ટોબર, ૧૮૮૩... | મરણ પામી | અસલથી પીનાર. કાળજું ટીઠવાયલું તેથી મોત થયું, તાવ સાજી થવા આવ્યા પછી. તાવ પાછો આવેલો; મરણ તોલ દાખલ કીધેલો. |
| ૪૩ | ૨૦૦૫ | ૨૨ મી અક્ટોબર ૧૮૮૩ ... | ઇં. પી. | ૩૪ | મ. | કસ્ટમ હાઉસનો ઑફીસર. | ,, | ,, | ૧૯ નવેમ્બર, ...... | સાજો થયો ... | ખહિના ચિન્હો ખુલ્લા તોપણ અચ્છી રીતે સાજો થયો. |
| ૪૪ | ૨૦૧૪ | ૨૭ મી અક્ટોબર ૧૮૮૩ ... | એ. એફ. | ૧૦ | ઓ. | આગગાડીની ટીકીટ લેનારની છોકરી. | ,, | ,, | ૭ મી નવેમ્બર, ૧૮૮૩... | સાજી થઇ. | નરમ દાખલો. |
| ૪૫ | ૨૦૧૮ | ૨૯ મી અક્ટોબર ૧૮૮૩ ... | જે. એફ. | ૨૦ | મ. | મજૂર ....... .... | ,, | ડાૅ એડમન્ડસ. | ૮ મી નવેમ્બર, ૧૮૮૩. | મરી ગયો. | જોખમ હાલતમાં દાખલ કીધો. ઝાડામાં અત્યંત લોહી. બેવડી સસણી. સૌથી વધુ તાવ ૧૦૫. ૨. (મુડદાની તપાસ કીધી). |
| ૪૬ | ૨૦૩૬ | ૬ ઠી નવેમ્બર ૧૮૮૩ ... | એન. એ. | ૨૪ | ઓ. | દારૂ વેચનારી ...... | ,, | ડાૅ લી. | ૨૧ મી ડિસેમ્બર. ૧૮૮૩. | સાજી થઇ ... | ખહીવાળી. પુષ્કળ પરવાળોનલગમ એક અધવાડીયુ પડયો. |
| ૪૭ | ૨૦૩૮ | ૭ મી નવેમ્બર ૧૮૮૩ ... | એ. એચ. | ૨૨ | ઓ. | ઘસી .......... | ,, | ,, | ૫ મી જાન્યૂઆરી ૧૮૮૪. | ,, | સખત ખાની. વધુ તાવ ૧૦૪.°૩. અચ્છી રીતે સાજી થઇ. |
| ૪૮ | ૨૦૫૧ | ૧૨ મી નવેમ્બર ૧૮૮૩ ... | સી. બી. | ૩૫ | ઓ. | ઘરપર્યાઆની ..... | ,, | ,, | ૨૩ મી ડિસેમ્બર. ૧૮૮૩. | ,, | ખહી બને ફેફસામાં વધુ તાવ ૧૦૩.°૪. મોટા ઝાડા. |
| ૪૯ | ૨૦૭૪ | ૧ લી ડિસેમ્બર ૧૮૮૩ ... | એ. એસ. | ૧૧ | ઓ. | નાળબંધની છોકરી .. | ત્યાગી ........ | ,, | ૨૦ મી જાન્યૂઆરી. ૧૮૮૪. | ,, | વધુતાવ ૧૦૫°.૨. નાડિ ૧૨૪. દિવસના ૧૨ ઝાડા. |
| ૫૦ | ૨૦૮૮ | ૩ જી ડિસેમ્બર ૧૮૮૩ ... | ડબ્લ્યુ. એમ. | ૬ | મ. | ગાડાવાળાનો છોકરો. | પીનારો. | ,, | ૨૩ મી ડિસેમ્બર. ૧૮૮૩. | સાજો થયો. | નરમ દાખલો. |
| ૫૧ | ૨૦૯૪ | ૮ મી ડિસેમ્બર ૧૮૮૩ ... | એફ. સી. | ૨૪ | ઓ. | ભૂંદવાળી ........ | ,, | ડા. એડમન્ડસ. | ૧૫ મી ડિસેમ્બર, ૧૮૮૩ | મરણ થયું ... | દાખલ કીધી ત્યારે તાવ ૧૦૫.° નાડી ૧૨૦. જેહુ બાજૂની સસણી. એક અઠવાડિયાં આગળ અધૂરે જન્યું. મરતી વખતે તાવ ૧૦૭.° ઘરથી-બ્હાર લાવવી નજોઇતી. ૧૪ દિવસ આગળથી માંદી. મુડદાપર તપાસ કીધી. |
| ૫૨ | ૨૧૯૬ | ૮ મી ફેબ્રુઆરી ૧૮૮૪ ... | ડબ્લ્યુ. એમ. | ૨૩ | મ. | મજૂર ........... | ,, | ડાૅ લી ...... | ૧૩ મી એપ્રિલ, ૧૮૮૪. | સાજોથયો ... | સખત તાવની નિશાની સાથ ૧૬ દિવસ પછે દાખલ કીધો. તાવ ૧૦૪°.૮. નાડી ૧૪૦. શ્વાસ ૪૦. બેવડિ સસણી થઇ. ઘણી ખરાબ હાલતમા અને લવારો હતો. ઠીક રીતે સાજો થયો. |
| ૫૩ | ૨૨૦૪ | ૨૭ મી ફેબ્રુઆરી ૧૮૮૪ ... | એ. બી. | ૧૨ | ઓ | દુકાનવાળાની છોકરી. | ,, | ડાૅ એડમન્ડસ | ૯ મી એપ્રિલ ૧૮૮૪. | સાજીથઇ ... | સાધારણ દાખલો. વધુ તાવ ૧૦૩.° ૮. નાડિ ૧૦૩. જલદી સાજી થઇ. |

# ભાગ ચોથો.

## પ્રકરણ ૧.

### દારૂથી પરહેજ રહેનારાઓને થતા ફાયદા.

દારૂ પીનારને થતી હાનિ અને દારૂના મોજ યોગ ઉપયોગથી થતા અપકાર જાણવા જેટલું આવશ્યક છે, તેટલુંજ અને કદાચ તેથી પણ અધિક દારૂનો ત્યાગ કરનારને કેટલો ગુણ થાયછે કિંવા કેટલી નુકસાની થતી અટકેછે, તે જાણવું પણ અવશ્ય છે.

જે શખ્સો દારૂથી પરહેજ રહેછે તેઓ સુખી અને આરોગ્ય જણાયલા છે. દારૂની માઠી અસરોથી પેદા થતી બુરી હાજતો શું છે અને કેવી છે તેની તેમને કંઈ પણ ખબર રહેતી નથી. તેઓ મજબૂત ભેજાંના, સ્થિર હૃદયના, અને કામકાજમાં દૃઢ રહેનારા હોયછે. તેઓને નિયમિતરીતે વેળેવેળ ક્ષુધા લાગેછે, તેમની જીભ સાફ રહેછે, તેમના હૃદયના ધબકા, એટલે નાડી સમાંતર કુદરતીવેગમાં ઘણે દરજ્જે ચાલેછે. તેઓ અધિક મહેનત કરવા શક્તિ ધરાવેછે, કારણ તેમના સ્નાયુ કઠણ અને મજબૂત રહેછે, જેથી પોતાનું કાર્મ મળસકામાં ઉઠી સહાંજ સૂધી અતિ સુગમતાથી આટોપી નાખેછે, અને તેઓ પોતાના રોજના ખોરાકમાંથી મળતી પુષ્ટિસિવાય બીજાં કશાંથી પુષ્ટિ લાવવાની જરૂર જોતા નથી. કોઈ વસ્તુથી દેહમાં હુંફ લાવીને તુરત પાછું ઠંડું અને નિર્બળ અંગ કરી નાખવું—એ દારૂથી પરહેજ રહેનાર માણસ એક ઘેલાપણું સમજેછે. એવા પુરૂષની મનશક્તિ કોઈ પણ પદાર્થની સાહ્ય વગર નિત્ય શાંત અને સૂક્ષ્મ રહેછે, તથા તે કોઈ પણ પ્રકારના અનર્થ ગુસ્સા કે મિજાજથી મુક્ત રહેછે. વળી દારૂ પીનારાઓ જે લહેર અને આનંદભેર પોતાનો કાળ ગમન કરેછે એમ સમજેછે, તે ખોટી લહેર અને આનંદની કસી પણ દરકાર વગર મદ્યપાન ત્યાગી પોતાના દહાડા સત્ય ખુશાલીમાં ગુજારેછે. દારૂથી પરહેજ રહેનાર, દારૂ પીનાર કરતાં એટલી શ્રેષ્ઠ તંદુરસ્તી ભોગવેછે કે કોઈપણ વખતે, કોઈપણ ઉમ્મરે, યા કોઈપણ ઋતુમાં તેમણે આરોગ્યતા વિષે ફરિયાદ કરવાની ગરજ પડતી નથી. અતિ ઘણી ઠંડી કે અતિઘણી ગરમી, તેઓ સહેલથી સહન કરેછે, તથા ઝેરી હવાથી ઉપજતાં દરદો મદ્યપાન ત્યાગી ઉપર જલદી ગલબો કરતાં નથી. એવા માણસના સંબંધમાં જો કોઈ પ્રકારે શરીરને અકસ્માત ઈજા થાયછે કે કોઈ દુષ્ટ દરદ લાગુ પડેછે તો તેમને દવાની અસર જલદી થઈ સાજા થવાને તેઓ વિશેષ યોગ્ય રહેછે. તેઓ ઘણી સહેલાઈથી નિરાંતે ઉંઘી જાયછે અને ચાહેછે ત્યારે તેટલીજ સહેલાઈથી ઉજાગરો કરી શકેછે. તેઓમાં વૃદ્ધાવસ્થા અકાલ દેખાવ કરતી નથી, તથા બુઢાપણામાં જે દુઃખો અને બેચહેનીઓથી બીજાઓ પિડીત છે, તેની અસર તેમને કદાચજ પહોંચેછે.

દારૂથી પરહેજ રહેનારાઓને આપણે સ્વતંત્રતા ભોગવનારા કહી શકીશું. કારણ કે દારૂનો લોભ અને લાલચ એટલાં સબળ છે કે તેનું પાન કરનાર વારંવાર દારૂના ગુલામ થઈ પડેછે. જેમ ભિન્નભિન્ન વર્ણના લોક અનેક વ્યસનોમાં ફસેલા હોયછે, અને જુદાં જુદાં માણસોને ગાંજો, ભાંગ, તપકીર, તમાકુ, અફીણ વગરે દુષ્ટ વ્યસનો પ્રત્યેકને કર્યાવિના ચાલતું નથી, તેમ દારૂના ભોગીઓથી દારૂની સોડવિના રહેવાતું નથી. ઉપલા પ્રકારના માણસોમાંનો કોઈ એક વ્યસન છોડેછે તો બીજું વ્યસન પકડવાની લાલચ તેને થયા વગર રહેતી નથી; પણ દારૂનું વ્યસન એક પ્રકારે ઉપલાં વ્યસનોથી સારૂ એમ ગણાય કે તેને છોડનાર ચાહે તો બીજાં વ્યસનને પકડે નહી. વળી નીતિ કે વિવેક અને અનીતિ કે અવિવેક બે માંહે અંતર સમજવામાં દારૂ પીનાર તથા તેથી પરહેજ રહેનારમાં ઘણો તફાવત રહેછે. પરહેજ રહેનાર પોતાનાં શાંત મનની ગતિમાં નીતિ અને અનીતિ શું છે, તે સમજી શકેછે; પણ દારૂ પીનાર ધણી પોતાના ઉશ્કેરાયલાં, ગુંચવાયલાં, અને બેભાન મગજની સ્થિતિમાં, તે અંતર જોઈ શકતો નથી. એક અંગસ્વભાવના કેટલાક માણસ આપણે ભેગા કરીએ, જેમાં થોડા દારૂનો ઉપયોગ કરનારા હોય અને થોડા તેથી પરહેજ રહેનારા હોય, તો આપણે જોઇએ છીએ કે દારૂ પીનારાજ કોઇપણ જાતનાં અપરાધમાં ફસી પડેછે, અને પરહેજ રહેનારા ઘણું કરી કાંઇએ ગુનાહમાં સપડાતા નથી. એક રીતે જોતાં દારૂ એવો ભૂરો ભોમિયો છે કે તે તેના શોકીનને પાંખડી પકડી ગુનાહોના મથકમાં ખેંચી જાયછે. આપણે ઘડીઘડી વળી જોઇએ છીએ અને ખબરપત્રોમાં વારેવાર વાંચિએ છીએ, કે જેઓ નીતિનો ભંગ કરેછે, તથાપિ કૃપણ અપરાધોમાં ફસેછે, તેઓના મોટા ભાગે દારૂની અસરમાં ભૂરાં કે નિરલાજરાં કર્મો કરેલાં હોયછે; કદિ કદિ આબરૂવાળા, મોતબર, ભણેલા પુરૂષો અણઘટતાં કર્મો કરતાં પકડાઈ આવેછે, અને છાકટપણામાં કરેલાં કનિષ્ટ કર્મોમાટે માફી માંગવાની નામોશિમાં આવવું પડેછે, ત્યારે તેમને પોતાનો બચાવ કરતાં કબૂલ કરવાની ફરજ પડેછે કે જો દારૂની અસરમાં તેઓ ન હતે, તો તેઓ તે દુરાચાર કદિ કરત નહિ. આ સઘળાં ઉપરથી સમજાયછે કે દારૂ એવો પદાર્થ છે કે આબરૂવાળા કે મોભાવાળા કે વિદ્વાનને પણ બીજાઓની નજરમાં હલકા પાડી નાખેછે, એટલુંજ નહીં, પણ તેની શરમ એક વખત છંદાવાથી તે બીજીવાર તેની ફાંસમાં ફસવાને યોગ્ય રહેછે.

ત્યારે જેઓ દારૂને પોતાનો મોજનો સાથી કરી બેઠાછે તેઓએ જાણવું જોઇએ કે તેમની નીતિ, તેમની આબરૂ, તેમની તંદુરસ્તી, અને તેમની જીંદગી એ સઘળાં તેઓએ જોખમમાં નાંખ્યાંછે. એક ભારે અગત્યનો લાભ દારૂ નહિ પીનારને થાયછે તે પૈસાનું સુખ છે. ટુકી પેદાશનો પુરૂષ પોતાની આવકનો નજદીક પાંચમો કે છઠો ભાગ દારૂથી પરહેજ રહેવામાં બચાવી શકેછે, કે જે બચેલા પૈસાનો બીજો કેટલોક સારો ઉપયોગ થઈ શકેછે. મોટા શાહેરોના ગરીબ રહેવાસીઓ પોતાની કમાઇનો સરાસરી ચોથો કે પાંચમો ભાગ દારૂ પાછળ રોજ ગુમાવીને પોતાનાં અંગમનને નુકસાન કરે અને તેના બાયડી છોકરાં નવસ્ત્ર રખડે તથા ભૂખે મરે, તે કરતાં તે પૈસો સારી હવાવાલી જગ્યાઓમાં રહેવામાં, સ્વચ્છ લુગડાંથી શરીર ઢાંકવામાં અને સારા પૌષ્ટિક ખોરાકથી રક્ષણ કરવામાં રોકે તો તેમને ખરેજ ઘણો અવર્ણનીય લાભ

થાય. દારૂ માટે ખરચવામાં આવતા પૈસાનો બચાવ સુખી જીંદગીનાં સાધન મેળવવા, બચ્ચાંને કેળવણી આપવા, અને ઘડપણની લાકડી થવા અતિ ઉપયોગનો થઈ પડેછે. દારૂ પીનાર પોતે તથા પોતાની બાયડી કે બચ્ચાં ભૂખે મરતાં હોય, તોપણ તે પોતાની જુજ કમાઇના પૈસા ખોરાક પાછળ નહીં પણ દારૂ પાછળ ખરચેછે, એ પીનારને ખરોજ શાપ છે.

---

# પ્રકરણ ૨.

## દારૂમાં પૌષ્ટિ છે એ વિચારનું ખંડણઃ—ખોરાક એટલે શું?

દારૂને ઘણા લોક ખોરાક સમજેછે માટે આ વાતમાં કેટલી સત્યતા રહેલીછે તે જોઇએ. કોઇપિણ જાતના પીવાના પદાર્થમાં દારૂ શરીરનાં પોષણ અર્થે ઉપયોગી વસ્તુ છે, એમ માત્ર સાધારણ અનુભવના આધારે કહેવામાં આવેછે, પણ એ અને બીજી ઘણી વાતોમાં જેમ કોઈ આગળી બિનાને તેની પાછળના કાર્યનું કારણ અડાવી દેવામાં આવેછે અને બારીક અવલોકન વગરની સાધારણ અજમાયશથી કંઈ ખરી વાત જણાતી નથી;તેમ દારૂ વિષેના અનુભવ માટે પણ સમજવું. મેસેચ્યુસેટ્સની ધારા બાંધનારી સભામાં થોડા વખત ઉપર દારૂ શરીરને પુષ્ટિ આપવામાં એક ઉપયોગી વસ્તુ છે એવી તકરાર કરવામાં આવી હતી તે એમજ એક તબઈ દાખલા ઉપરથી હતી. કારણ પુરાવામાં એક પ્રખ્યાત સભાસદે, કારનેરો નામના પુરૂષનો અજાયબ જેવો દાખલો આપ્યો હતો કે તેણે ૫૮ વર્ષ સુધી દરરોજ બાર ઔંસ (છ શેર) નક્કર ખોરાક અને ચૌદ આંઉસ નરમ ખાસિયતનો વાઇન લીધો હતો અને પ્રોફેસર લ્યુઈસનું મત જણાવ્યું કે આવા દાખલા છતાં અકલમંદ માણસો દારૂ પુષ્ટિકારક નથી, એમ જે શક લઈ જાય તે ખરે એક અજબ જેવી વાત છે. પણ કારનેરો પોતાના પીવામાં જે નરમ ખાસિયતનો દારૂ લેતો હતો, તેમાં તો સહેજ આલ્કોહૉલ સિવાય બીજો ઉંચો સુવાસીક કસવાળો ભાગ હતો. નરમ ખાસિયતના વાઇનમાં જે જુજ આલ્કોહૉલ રહેલોછે, તે માટે તેમને બીજા દારૂ માફક સઘળી ખરાબીઓનું કારણ ન ગણાય. જુજ આલ્કોહૉલ નરમ ખાશિયતના વાઇનમાં આવેછે તેની તરફેણમાં આપણે એટલુંજ કહી શકીએ કે જો થોડો થોડો આલ્કોહૉલ રોજ લેવામાં આવે તો તે હોજરીને બીજા ઝેરી પદાર્થો જેવાકે ભાંગ, અફીણ, તમાકુ, અને સોમલ વઠીક લેવાની જેમ દેખાઇતી વગર નુકસાને સહેવવાની આદત પડેછે તેમ થાયછે. આવી ઝેરી વસ્તુ લેવા છતાં ખોરાક હજમ થવામાં લાંબો વખત કશી દેખીતી અડચણ પડતી નથી અને જે આવી ઝેરી પદાર્થ ખાધામાં લેછે તે કદાચ ઉપર જણાવેલા કારનેરો જેટલી લાંબી જીંદગી કાહડેછે પણ તેથી શું એમ શાબિત થાયછે કે અફીણ અને સોમલ પુષ્ટિકારક પદાર્થ છે? જ્યારે અફીણ, તમાકુ અને સોમળ પુષ્ટિકારક પદાર્થ ગણાતા નથી, ત્યારે આલ્કોહૉલ ઉપલા કારનેરોનો સંબંધમાં પુષ્ટિકારક, શું કરવા ગણવો જોઈએ? ખાના સાથ જેઓ રોજ દારૂ લેછે, તેમને ખાનામાંથી જે પુષ્ટિ મળેછે, તે પુષ્ટિ તેમને ભાસેછે કે દારૂ આપેછે, પણ તે મોટી ભૂલ છે. કુદરત સાફ જાહેર કરેછે કે દારૂ ખોરાકની

જણસ નથી. માણસ માટે નક્કર ખોરાકની વસ્તુઓ તરીકે જાનવરોનું માંસ તથા વનસ્પતિ વસ્તુઓ સરજેલાંછે,'તથા પીવા માટે પાણી અને જાનવરોનું દૂધ બક્ષેલુંછે. જો કુદરતી પદાર્થોમાંજ ખોરાક તરીકે આલ્કોહૉલ નખાયલો હોત, તો તેની પેદાસ કુદરતમાંજ આપણે મળી આવત પણ તેવું કાંઈ નથી. માણસે દારૂની ટેવ એટલી વધારી મૂકીછે કે તે કુદરતી અવશ્યક હોય એમ લાગેછે, અને તેવા વિચારથી તેને ખોરાકની વસ્તુ તરીકે ગણેછે. જે વસ્તુઓ આપણે પૌષ્ટિક ખોરાક યોગે લઈએ છીએ તેમાં કાર્બન, હૈડ્રોજન, અને બંનેથી વિષેશ નૈટ્રોજન આવેછે અને નૈટ્રોજનના વધતા પ્રમાણમાંજ તે અધિક પુષ્ટિકારક છે; પણ આલ્કોહૉલમાં નૈટ્રોજનનો અંશ મુદ્દલ નથી, ત્યારે આપણે વિચાર કરવો જોઈએ કે આલ્કોહૉલ શી રીતે બદનને પુષ્ટિ આપી શકે? આલ્કોહૉલમાં કાર્બન, હૈડ્રોજન અને ઑક્સિજનનાં મૂળતત્વો સમાયલાં છે, જે સ્ટાર્ચ એલ, અથવા કાંજી અને ખાંડવાળી ચીજો, જેઓ મુખ્યકરીને નૈટ્રોજનરહિત, કાર્બન, હૈડ્રોજન અને ઑક્સિજનની બનેલીછે, તેમની માફક સહેજસાજ શરીરની ચરબી વધારેછે.

લીબિગ જે બિયરનો દુશમન નથી કહેવાતો, તે જણાવેછે કે ગણિતશાસ્ત્ર જેવી ચોકસ ગણત્રિથી આપણે શાબિત કરી શકીએ છીએ કે છરીની અણી ઉપર રહી શકે એટલો અનાજનો કણ પણ નવ શેર (૧૮ પાઈન્ટ) ચોખ્ખા બિયરના કરતાં વધારે પુષ્ટિકારક છે, અને જે માણસ એટલો જથો બિયર દરરોજ ખપાવાને શક્તિવાન હોયછે તે માણસ પાંચ રતલ આટાના પાંઉમાં અથવા ત્રણ રતલ માંસમાંથી એક વખતમાં જેટલું પૌષ્ટિક સત્વ મેળવે તેટલું રોજના ૯ શેર બિયરમાંથી એક વર્ષે ભાગ્યે મેળવી શકેછે! એજ ગણત્રી વાઈન માટે પણ છે.

ખોરાક બીજે કુદરતનો એવો નિયમ છે કે એક જાતનો ખોરાક ચોક્સ હદ્દેર લીધા પછે માણસ ધરાઈ જઈ બીજી જાતના ખોરાક માટે તેને વાસના થાયછે, જેથીકરી તે જુદી જુદી જાતનો ખોરાક ખાઈ પોતાની તંદુરસ્તી જાળવી ને વધારી શકેછે. હવે કુદરતે જો દારૂ પણ એક જાતના ખોરાક તરીકે નિર્માણ કર્યો હોત, તો તેના સંબંધમાં માણસ બીજા ખોરાક માફક વરતતે, પણ તેમ નથી. માણસ એક વાર દારૂ પીએછે, તો તેનો સ્વાદ તેનાં મોઢાંમાં અને તેનું સ્મરણ તેનાં મગજના તંતુઓ ઉપર એવાં ચોંટેછે કે તે ઘડી ઘડી લેવા ટાંપેછે અને જેમ વધારે પીએછે તેમ વધારે તે માટે તલપેછે. કુદરતે માણસ માટે જેટલા પ્રકારનો ખોરાક પુષ્ટિસાર્થક નિર્માણ કર્યો તેમાં કોઈ એવો નથી કે જેથી ખાનાર ધરાય નહી, અથવા જે ખાવાને માટે તેને ઘડી ઘડી દારૂ માફક યાદ આવી તલપ થાય, અથવા તે જાતનો ખોરાક ન ખાય તો તેનાંથી આરોગ્ય રહેવાય નહી એવી તેને ધાસ્તી લાગે. દૂધનું પુષ્ટિકારક પાન માણસ જન્મથીજ પીતું આવેછે, તેના વિષે કોઈ એવું નહિ કહી શકશે કે તેનો સ્વાદ મોમાં એટલો ઠસી ગયો કે નીકળેજ નહીં, કે તેની એટલી તૃષ્ણા થાયછે કે જો ન પીવાય તો તેથી કાંઈ દર્દ થવાનું ભય લાગેછે; અથવા તેનું વાસણ નજદીક મુકયું હોય તો તે દારૂની પેઠે બેમાલૂમ પીવાયાંજ કરશે. જ્યારે સઘળા પ્રકારના ખોરાકોથી ઉલટી નિશાણીઓ દારૂ બતાવે, ત્યારે કુદરતે તેને ખોરાક તરીકે નિર્મ્યો નથી, એમ વિચારવું દરેક માણસને માટે વાજબી છે. જે ખોરાક આપણે ખાઈએ છીએ

તેમાંથી પૌષ્ટિક સત્વ રાખી બીજો નકામો ભાગ મળમૂત્ર માર્ગે બહાર કાઢી નાખવામાં આવેછે, અને આલ્કોહૉલ તો સઘળોજ દમ, પરસેવ અને પિસાબવાટે જેવોને તેવોજ બહાર પડેછે; એ ઉપરથી જણાયછે કે કુદરત દારૂને ધિક્કારેછે, અને તેને કોઈ પણ રીતે શરીરમાંથી બહાર કાઢી મૂકવાની કોશેશ કરેછે. જે ચીજ ખોરાક નહીં પણ દવા છે, તેની ખોરાકમાં ગણના કરાય અને તેવી રીતે વાપરવામાં આવે, એજ મૂળ પાયાની આફતકારક ભૂલ છે. બરોબર રીતે ખોરાક તો તેજ કહેવાય, કે જે આપણી હોજરીમાં જાય અને ત્યાંથી ફરતાં લોહીમાં દાખલ થઈ આપણાં શરીરનું પોષણ કરે તથા તેની ગરમી જાળવે. આપણા ખોરાકને હોજરીનો કુદરતી પાચનરસ, અને બીજા થુંક, પિત્ત વિગરે પાચનમાં મદદ કરનારા રસો મળી એક રસ બનાવેછે, તથા જે કાંઈ પ્રવાહિ પીવામાં આવેછે તેની સાથ મળી પ્રવાહિ રૂપ થઈ શોષણ થાયછે, અને પછે લોહીમાં જાયછે. ત્યારે હવે કહો કે આલ્કોહૉલને આપણે વાજબીપણે ખોરાક કહી શકીએ કે પાચનરસ જેવો ખોરાકને એક રસ કરનારો પ્રવાહિ કહીએ? ખરેખર એમાંનો તે એક પણ છે, એમ કદિ પણ કહી શકાશે નહીં. આલ્કોહૉલ પોતે ખોરાક નથી તે આપણે સિદ્ધ કર્યું; તેમ આલ્કોહૉલ પાચનરસને તેના કામમાં મદદ પણ કરતો નથી. ડૉક્ટર ટૉમસન કહેછે કે આલ્કોહૉલને જ્યારે પાચનરસમાં નાંખવામાં આવેછે, ત્યારે તે સફેત થર પેદા કરેછે, તેથી પાચનરસની ખાસિયત બગડેછે, અને તે માંસ, વનસ્પતિ કે કોઈપણ જાતનો ખોરાક જેરવવાને અશક્ત બનેછે. તૉડ અને બોમેન કહેછે કે આલ્કોહૉલવાળા દારૂઓ પાચનરસના પેપસીન નામનાં કસને સંગિન (સૉલીડ) કરેછે અને તેથી તેનું કામ અટકાવેછે તથા પાચન કમતી કરેછે. જો વાઇન અને સ્પિરિટ હોજરીમાં જતાં વાર ત્વરિત લોહીમાં ચૂસાઈ આગળ પસાર થઈ ન જતાં હોત, તો તેઓ ત્યાં થોડો વાર રહેવાથી ખોરાકને જેરવવામાં તદનજ અટકાવ કરત, કેમકે, જેવો પાચનરસ થવા માંડત, તેવો તેની પેપસીન બાઝી (કોઍ-ગ્યુલેત) જઈ ઠરી જતે." વળી ડાકટર બૅરોમ કહેછે કે સ્પિરિટ પાચનરસનું વહેવું અટકાવેછે એતો સારી રીતે જાણીતું છે. મજૂરિયાત લોકમાં એવા દાખલા બન્યાછે કે તેઓ લાગટ ૪૮ કલાક સુધી સજ્જડ ઠાંસ્યા કીધા પછે મરણ પામ્યાછે. ઇંગ્લંડમાં થોડાં વર્ષ પૂર્વે એવા બે જેઓએ ખોરાક ખાઈ તે પચે તે પહેલાં દારૂ પીવા માંડી મૂઆ તેમનાં મુડદાં ચીરવામાં આવ્યાં હતાં, ત્યારે જેમ સાપ આપણે દારૂમાં જેવોને તેવો રાખી મૂકીએ છીએ તેમ દારૂના યોગથી ખોરાક તેમની હોજરીમાં રહ્યો હતો. ઓસડો તૈયાર કરવાની જગામાં આલ્કોહૉલ એક પીગળાવનાર તરીકે ઘણો કીમતી પદાર્થ છે, અને એનાથી ઘણાં સરસ ટિંકચરો બનેછે, પણ જીવતાં માણસની હોજરી તે કાંઈ ઔષધી તૈયાર કરવાની દુકાન નથી. અહિં આલ્કોહૉલ હોજરી માંહેના પદાર્થોને નરમ કરવા અને પીગળાવવા બદલ ઘટ અને કઠણ કરવા યોગ્ય છે."

ડાકટર લૉડર બ્રનતન લખેછે કે "તેના એક દારૂજન્યભ્રમવાળા બિમારે સઘળો ખોરાક જરયા વગરનો ઓકી કાઢેલો તેણે જે જોયો તે બિમારે ચાર દિવસ આગળથી ખાધેલો જણાયો હતો." ન્યુયૉર્કના પ્રોફેસર યોમન જણાવેછે કે "આલ્કો-હૉલ પાચનરસનાં પેપસીન સત્વનું નાશ કરેછે, તથા આલ્કોહૉલનો ઉપયોગ હોજરીને લગતાં ભયંકર દરદો ઉત્પન્ન કરેછે અને શરીરરચનાની ઘણી દુષ્ટ અવ્યવસ્થા આણે-

છે, તે શારીરશાસ્ત્રિઓના અવલોકનથી શાબિત થાયછે." ડાકતર કારપેન્ટર કહેછે કે "પ્રાણીનાં શરીર માંહેલાં પાણીના મોટા ભાગને લીધે તેનાં સઘળાં જીવાધાર કાર્યો ચાલેછે. હોજરીમાં જે તરેહવાર ખોરાકની ચીજો લેવામાં આવેછે તેને પાણી સિવાય બીજો કોઈ સરસ પીગળાવનાર નથી. પાણી તેમને ત્યાંજ પીગળાવેછે, પછી લોહીમાં અને શરીરના સઘળા ભાગો અથવા દ્રવ્યાંશમાં પૂગાડેછે અને જ્યારે તેઓનું કામ ખલાસ થઈ નિરૂપયોગી બનેછે, ત્યારે પાછા શરીરની બહાર કહાડવામાં પણ પાણીજ કામ લાગેછે. એ વિષે રોજ પરસેવ, મૂત્ર અને દમમાં બહાર નીકળતી વરાળ એ કાર્યો આપણી ખાત્રી કરેછે. ત્યારે ખુલ્લું દેખીતું છે કે પાણીમાં આપણા શરીરને નિરૂપયોગી પદાર્થોના નાશકારક અસરથી તંદુરસ્ત રાખવાની અમૂલ્ય શક્તિ છે. કાંઈ પણ શંકાવગર પક્કી ખાત્રીથી આમ કહી શકાશે કે શરીરમાં પાણીથી* જે કામ સરેછે તેમાંનું એક પણ દારૂથી થતું નથી; પણ તેથી ઉલટું પાણી જે ફાયદો કરેછે તેને દારૂ સામો રોકેછે." જો બે ભૂખે મરી જતાં માણસમાંનો એક ચોખ્ખું પાણી ને બીજો આલ્કોહૉલ પાણી ભેલ કરીને પીએ, તો ફક્ત પાણી પીનાર વધારે લાંબો વાર જીવી શકશે. આ વાતની શાબિતીમાં તબીબોએ માણસ વતરોગે બીજાં પ્રાણી ઉપર અખતરા અજમાવ્યા છે, અને ઘણી વખતે અકસ્માતથી માણસ ઉપર પણ અખતરા થયલા છે.

ત્યારે હવે આલ્કોહૉલ વિષે આપણે ચાર વાત નક્કી જાણવી જોઈએ છેઃ—૧, તે ખોરાકવાળી વસ્તુઓને પીગળાવનારો નથી; ૨, તે ખોરાક નથી, કેમકે શરીરનાં ખપી ગયલાં તત્વોની પૂરણી કે પોષણ તે જરા પણ કરતો નથી; ૩, તે ખોરાક યોગ્ય કાંઈપણ રસાયનબંધન ધરાવતો નથી; અને ૪, તે કાંઈપણ ફેરફાર થયાવિના લોહીમાં દાખલ થાયછે અને ત્યાં સુધી શરીરનો કચરો ફેંકનારા અવયવોથી બહાર કહાડી નાંખવામાં આવે તેટલો વખત તેમાં ફરી અપકાર કરેછે.

# પ્રકરણ ૩.

## દારૂ એક ઝેર.

દારૂની અસરોની વિગતવાર તપાસ કરતાં આપણે જોયું કે દારૂ આપણને પુષ્ટિ નથી આપતો, ખોરાકનું પૃથક્કરણ કે તેને હજમ નથી કરતો, આપણને ગરમ નથી કરતો અને જોર નથી આપતો; ત્યારે તે શું કરેછે અને તેની અસરો ઉપરથી આપણે આખર સાર શું કહાડીએ,—એને કયા પદાર્થોના વર્ગમાં મૂકીએ, અને એનો ઉપયોગ કેમ કરી શકીએ?—એ સવાલોનો આપણે વિચાર કરીએ.

ચોખો આલ્કોહૉલ જોકે પુષ્ટિકારક ચીજોમાંથી બનેલોછે; તોપણ તે ઝેર છે,—કેવળ ઝેરજ છે; અને તે જીવનના પ્રત્યેક રૂપ (પ્રાણી કે વનસ્પતિ) નો એક ઘાતકી અને કટ્ટો દુશમન છે. જે વસ્તુ પેટમાં જઈ શરીરને જોખમમાં નાખેછે તે એક જાતના ઝેર

* જેઓ પાણીને નજીવું, નજીવું, અને નિસ્સત્વ જેવું ધારતા હોય તેઓ જો ડાકટર ગીએમસનની 'હૅન્ડબુક ઑફ ટીરાપ્યુટિક્સ' (૧૮૮૩) માં ડાકટર બ્લૉને પાણી ઉપર છપાયલાં ૮ પેજ, જેમાં ટાઇપમાં ૨૮ પાના ભરીને પાણી વિષે લખનારાઓની ફક્ત ટીપ આપેછે, તે જોશે, તો માલમ પડશે કે પાણી ઉપર વૈદક લખાણ કેટલું વિસ્તીર્ણ છે.

બરોબર જાણવી. કેટલાંએક ઝેરો શરીર ઉપર તેના સ્પર્શથીજ તરેહવાર અસર કરેછે. જેમકે કોઈપણ પૉટશ, ઍસિડ, અને બીજા કૉસ્ટિક પદાર્થો શરીરના કોઈપણ ભાગને લાગેછે તો તેનો નાશ કરેછે; અને બીજાં જેવાંકે આલ્કોહૉલ અને ઍમોન્યા લાગવાથી ઝાલ ઉઠાડેછે અને સૂઝ આણેછે; વળી પ્રુસીક ઍસિડ ઍકોનાઈત જેવા તંતુઓને મંદ કરી નાખેછે.

આવા પદાર્થો શરીરમાં દાખલ થવાપછે તેની અસરો પણ વિચિત્ર હોયછે. ઝેરો ન્યૂનાધિકપણે જલદી લોહીમાં ચૂસાઈ (સોશાઈ) આખાં અંગમાં ફરી વળેછે, તેમાં ચોકસ ઝેરો ચોકસ ભાગો પસંદ કરી તેના ઉપર મુખ્ય અને પહેલી અસર ચાલું કરેછે. જેમકે તમાકુ અને દીજિટૅલીસ મુખ્ય હૃદય ઉપર અસર કરેછે; સોમલ મુખ્યત્વે હોજરી અને આંતરડાંના શ્લેષ્મપડ ઉપર કે બીજે જ્યાં શ્લેષ્મપડ હોય ત્યાં કરેછે; કેનેઠેરીદીસ મૂત્રપિંડ ઉપર, આયોડાઈન શરીરમાં ગાંઠો હોયછે તે ઉપર, સ્ત્રીકનિયા કરોડરજ્જુ ઉપર, અને આલ્કોહૉલ, અફીણ તથા બીજી કેફી વસ્તુઓ મુખ્ય ભેજાંઉપર અસર કરેછે. કેટલાંક ઝેર એકદમ તુરત જીવ લેછે. અને બીજાં કોઈ રોગ પેદા કરી મોડેથી મોત આણેછે. અને વળી કેટલાંક જેમ જેમ આપણે લેતા જઈએ તેમ તેના દરેક માત્રા દીઠ અસર જણાવતાં રહેછે. બીજાં વારેવાર કે ચાલુ લેવાથી તેમનાં ખાસ પરિણામો ઉપજાવેછે, કેટલાંક ચાલુ પરિણામો નિપજાવેછે. બીજાં જેવાંકે તાવની ઝેરી હવા (મૅલેરિયા) તાવના દિવસો ઉપર શરીરમાં સઘળો વખત હોવા છતાં જાણે તાવ હોયજ નહી તેવી રીતનો થોડો વખત દેખાવ કરેછે. હવે આપણે તપાશીએ કે આલ્કોહૉલ શું છે? અને તેને સ્વચ્છ કે પાણીના ભેગવાળો ક્યાં મૂકી શકાય? ઝેરના વર્ગમાં, દવાના વર્ગમાં, ખોરાકના કે વૈભવની ચીજના વર્ગમાં? કેટલાકો એને ખોરાક કહેછે અને તેમ સમજી તેને કોઈપણ રૂપે રોજ વાપરેછે. કેટલાકો તેને મોજની ચીજ સમજેછે અને તેથી તેઓ કોઈ કોઈ વારજ પીએછે. થોડાક દવા જેવો ગણેછે અને તેથી દવા માપક ગુણ થવા રોજ થોડાથોડા પીએછે. પણ દુનિયામાં તેને ઝેર તરીકે ગણવાનું થોડા; ઘણાજ થોડાને કદિ સ્વપ્નુ પણ આવતું હશે. હવે એ બધામાંથી સાચું શું? તે આપણે જોઈએ. જે અવશ્ય ઝેર હોય, તેને દરરોજ અને છૂટથી માણસ ખોરાક તરીકે વાપરે એમ બની શકે? જો રાંધતાં ત્રાંબાંના વાસણનો કાટ રસોઈમાં ઉતર્યો હોય, જો ચાહ કે કાફીનું પાણી નળ અથવા ટાંકીમાંથી લેતાં તેમાં સીસાંનો કાંઈ ભાગ ભળ્યો હોય, મોહડું ગળ્યું કરવાની મીઠાઈમાં અને તેને રંગ આપવાની ચીજોમાં કોઈ ઝેરી વસ્તુ આવી હોય ને તેની અસર જણાય, તો દરેકની તપાસ કરી દૂર કરવાના ઉપાય લેવામાં આવેછે. ત્યારે શું મનુષ્ય પોતાના ખોરાક સાથે ત્રાંબાનો કાટ (જંગાલ) અને સીસાંના ઝેર જેવો દારૂ તે પીએ ને તેની માઠી અસરોની કાંઈ દરકાર ન રાખતા તેને દૂર કરવાના ઉપાય ન લે એ સંભવિત છે? હા, હાલનો મહિમા જોતાં તો તેવુંજ છે. દારૂ ઝેર છે અને તેની માઠી અસરોનું આગળ કરેલું વર્ણન વાંચનારની ખાત્રિ કરવાને પૂરતું છે, તોએ તે એટલું સાધારણ વપરાસનું ઝેર છે કે તેના ભયની લાગણી લોકમાં શૂન્ય થઈ ગઈછે. ડાકટર જેમ્સ રસલ જણાવેછે કે "આલ્કોહૉલ ઝેર છે. તેમ નિશ્ચય કરવાને રસાયનશાસ્ત્ર અને ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્ર (કૅમીસ્ત્રી ઍન્ડ ફીઝીયૉલૉજી) દારૂ માટે યોગ્ય આધાર છે. ઘણા વાચનારાઓ

ગમે તેવો આ નિશ્ચિત મતનો ધિક્કાર કરે, તેને ગમે તેવું ઝનુન કે મુરખાઈ ગણે, તોપણ તબીબો એ બાબદમાં વધારે સમજેછે". આ ઇકરારના સત્તાધાર ટેકામાં ડાકટર ક્રીસ્ટિસન જે ફરતાં ઝેરો અને દવાના પદાર્થોની બાબદ વિષે મોટા હકેમ આપણે જાણતા નથી તેના બોલો ટાંકશું. આ વિખ્યાતી પામેલો ડાકટર કહેછે કે ભેજાં ઉપર આલ્કોહૉલની શાન્તિજનક અસર તેના જોરાવર કેફી ઝેરને લીધે હોયછે. તેની એવી અસર જો એક મોટા પ્રમાણ (દોઝ) માં પીવાથી આણી હોય, તો તેનો કોઈ પણ ઉતાર (ઍન્ટીડોટ) જણાયલો નથી. માત્ર અસરકારક ઉપાય તરીકે તુરત એ ઝેર (આલ્કોહૉલ) ઓકાવી હોજરીમાંથી બહાર કહાડવું અને અંગને બહારથી ઉત્તેજીત રાખવું. તદન સ્વચ્છ આલ્કોહૉલ જો કદિ પણ પીવાય, તો ઘણોજ ક્વચિત પીવામાં આવેછે. હોજરીમાં સહી શકાય માટે પાણીનો ભેળ કરવોજ પડેછે. જલદમાં જલદ બ્રાન્ડી, વ્હિસ્કી અથવા બીજા સ્પિરિટો પોતામાં પાણીનો મોટો ભાગ સમાવેછે. જોકે આવી રીતે નરમ કરેલો હોયછે, તોપણ મધ્યમ અવસ્થાના માણસનું મોટા જથાથી, અથવા બાળકનું થોડાજ જથાથી જલદી મોત આણી શકેછે. ઘણુંકરીને તુરતજ હોજરીની રગોમાં તે ચુસાઈ જાયછે અને લોહીસાથ મળી શરીરમાં સઘળા ભાગોમાં ફરી વળેછે અને ચોકસ ભાગ જેવાકે ભેજાંવાળું મજ્જાતંતુસ્થળ તેપર ખાસ અસર કરેછે, તેમનાં કાર્ય બંધ પાડેછે, અને દમ તથા હૃદયનું ધપકવું અટકાવી જીંદગી ખતમ કરેછે. એક માણસ એકી ટગરે એક ક્વાર્ટ એટલે બે પાઇંત જેટલો બ્રાન્ડી પી જાય, તો તે જમીનપર પડી ત્યાંજ પ્રાણ છોડેછે. એ પરિણામ મજ્જાતંતુસ્થળપર આલ્કોહૉલથી જે સખત ધબકો (શૉક) લાગેછે તેને લીધે નિપજેછે. • આલ્કોહૉલના મોટા પ્રમાણથી મજ્જાતંતુસ્થળપર જે ધબકો (શૉક) લાગેછે, તે માથાંમાં સખત ફટકો લાગ્યો હોય અથવા પેટમાં જોરથી લાત વાગી હોય તેની અસર જેવો હોયછે. આપણે આગળ જણાવ્યું છે, તેમ શરીરની અંદરના બીજા ભાગો કરતાં મજ્જાતંતુસ્થળપર આલ્કોહૉલ સહુથી પહેલી અને વિશેષ અસર કરેછે. આલ્કોહૉલ કેટલી ઝડપથી ભેજાંમાં દોડી અસર કરેછે તેનો ખ્યાલ ડાકટર પરસીના કરેલા પ્રયોગ ઉપરથી આવી શકેછે. તેણે જે કુતરાની હોજરીમાં આસરે અઢી આઉંસ આલ્કોહૉલ પીચકારીથી દાખલ કીધો, તે પ્રાણીએ તત્કાળ પ્રાણ મુકયો. જેમ માથા ઉપર સોટાનો સખત ફટકો પડવાથી ભેજાંમાં તેની અસર પુગી માણસ જમીનદોસ્ત થાય, તેમ અહિ ભેજાં ઉપર આલ્કોહૉલની અસરના ફટકાથી કુતરે દેહ છોડી. આ રીતનું મોત આલ્કોહૉલના ઝેરના એકજ જબરદાસ્ત પાનથી લાગતા ધબકા (શૉક) નું પરિણામ છે.

હવે, કોઈ માણસ ઉપર પ્રમાણે એકદમ મોટા જથામાં આલ્કોહૉલ લઈ તુરત પોતાની જીંદગીનો છેડો ન લાવે, પણ તે આસતે આસતે પીતોજઈ દારૂની બાટલી ખાલી કરે તો સક્તા અથવા રક્તબંધણી (ઍપોપ્લેક્સિ) એટલે માંથે લોહી ચઢી જવાથી માણસની જેવી સ્થિતિ થાયછે, તેના જેવી તેની હાલત થાયછે. એ હાલતમાં તેનો ચેહરો લાલચોળ બનેછે, નાડી મુશ્કેલીથી ચાલેછે, શ્વાસ અવાજ કરેછે, અને તે બેભાન પડી રહેછે. એમ થવાનું કારણ શું ? આલ્કોહૉલ આગળની માફક મજ્જાતંતુસ્થળમાં પોહોંચેછે, અને તેમનાં સર્વે કાર્યો લગભગ તદન બંધ પાડેછે તેથી હૃદય અને ફેફસાંનું કાર્ય છેક અપૂર્ણ રીતે ચાલેછે. લોહી જોઈએ તેટલાં ઑક્સિ-

જનનું પ્રમાણ ગ્રહણ કરવામાં નિષ્ફળ થાયછે, અને ગળામાં ફાંસો ઘાલ્યો હોય અને હવા દમમાં જતી ન હોય અથવા ભેજાંમાં નસ ફાટવાથી લોહીનો ગઠ્ઠો બંધાય તેના દબાણની અસરથી શ્વાસોચ્છ્વાસનું કાર્ય અટકતું જઈ માણસ જેમ ગુંગળાયછે તેમ તેને થાયછે. શ્વાસ ધીમો પડતો જાયછે, હૃદય વધારે ને વધારે ધીમેથી ધડકેછે, અંગ ઠંડું પડતું જાયછે, અને લાંબો વખત ન જાય એટલામાં મોત સઘળું શાંત કરી મેલેછે. એક ગૃહસ્થ બહાર ખાનું ખાવા ગયો અને ત્યાં ઘણા ગ્લાસ દારૂ પી ઘેર આવીને સૂઈ ગયો. સહવારમાં તેને જુએછે તો તે બેશુદ્ધ માલમ પડ્યો. ડાકટર ઉતાવળે આવ્યો અને તુરત પેલાં ઝેરના ચિન્હો પારખ્યા, અને તે પ્રમાણે તેની માવજત કરી તેથી સેહેજ હાલત બદલાઈ પણ પાછી નિષ્ફળ ગઈ અને થોડા કલાકમાં તેણે દેહ છોડી. તેનાં મોતનું કાંઈ બીજું કારણ રખે હોય તેની ખાત્રી કરવા તેનું શરીર ચીરીને તપાસી જોયું, પણ તેના શરીરની અંદરના અવયવોમાં કોઈ પ્રકારનું દરદ જોવામાં ન આવ્યું. વખતે મોરફિયા (અફીણનું સત્વ) લીધું હોય એવા શક ઉપરથી તેની હોજરી એક હોશિયાર રસાયનીને સ્વાધીન કરવામાં આવી, પણ તે કાંઇએ માલમ પડ્યું નહી. માત્ર આલ્કોહૉલ એકલો મળી આવ્યો. પહેલા દાખલામાં દારૂની અસરમાં ધબકા (શૉક)થી મોત નિપજ્યું અને બીજામાં બેભાન અવસ્થા થઇને નિપજ્યું. આ બેહુ રીતથી નીપજતાં મોતના દાખલા કોઈ પણ રીતે અસાધારણ નથી. ડાકટર એ. કારપેનટર કહેછે કે અરધી પાઇન્ટ જીન પીવાથી એક માણસનું મોત નિપજ્યું છે. ઝેરવિદ્યાને લગતાં ગ્રંથોમાં એવા ઘણા દાખલા આપવામાં આવ્યા છે કે જેમાં દારૂને લીધે બેથી છ કલાકમાં જીવ ગયો છે અને કોઇક દાખલાઓમાં તો તેજ પળે એમ બન્યું છે.

દારૂની ઝેરી અસરથી થતી એક ત્રીજી સ્થિતિ છે, જેના ઉપલાં કરતાં અધિક સંખ્યામાં દરદીઓ મળેછે. એ વર્ગમાં છાકટો ઉપલા બે વર્ગ કરતાં દારૂ થોડી ઝડપમાં અને સહેજ કમી લેછે. તેઓમાં તબઈ ઉંઘથી વધારે ધાસ્તીભરેલી અને વિશેષ ભારે બેભાન ઉંઘ રહેછે, અને તે આસ્તે આસ્તે શુદ્ધિમાં આવવાનાં ચિન્હો દેખાડેછે. તે દારૂ પી મરતતોલ પડેલો હોયછે; અને જોકે તે મરતો નથી, તોપણ મોતના તેને સઘળાં સંસ્કાર થયલાં હોયછે. ઉપલી બે પ્રતમાં થતી અસરની પેઠે ગુંગળાવાની નિશાણીઓ શરૂ થઈ આમાં ચાલુ રહેછે. પણ સારાં ભાગ્યે ઝેરી અસર સારી વળણ પકડેછે અને ઓકવાથી કે શરીરનો કચરો દૂર કાઢનારા અંતરાવયવોથી દારૂનું ઝેર વધતી ઓછી ઝડપથી બહાર પડી ભેજું ખુલ્લું થતું જાયછે; પીનાર જીવવાને અવશ્યની હાલતમાં પાછો આવતો જાયછે, અને ધીમે ધીમે તે પોતાની આગળી સ્થિતિમાં આવેછે. જો તે મરી જાયછે તો તેને, તેમજ ઉપલી બે હાલતના ભોગોને ચીરી જોતાં, આલ્કોહૉલ જેવોને તેવોજ માત્ર લોહીના જથામાં નહિ; પણ ખાસકરીને ભેજાંનાં દળમાંથી મળી આવેછે. એ દરદીઓને કાંઇજ નહી પણ માત્ર ઝેર ચઢી જાયછે અને તે શાથી ? આલ્કોહૉલથી. આ ખુલ્લે ખુલ્લા ઝેર ચઢવાના દાખલા છે. ઝેર ચઢવું સાંભળીને લોકને ભય ઉપજેછે; તોપણ કોઇને પૂછવામાં આવે કે શું આવા દાખલાઓમાં ઝેર ચઢ્યું હતું? તો કેહેશે, નહીં, નહીં, ફકત છાકટ બન્યો હતો. પણ વાસ્તવિક વિચાર કરો તો બન્ને એકજ છે. જો સીસું પેટમાં થોડું

થોડું જવાથી છેલ્લે લકવો થાયછે, અને સોમલ શ્લેષ્મપડો ઉપર ભયંકર પરિણામ ઉપજાવેછે, ત્યારે જો આલ્કોહૉલ થોડાંથોડાં પ્રમાણમાં વાપરવાથી આગળ જણાવી ગયાછીએ તેવાં શરીરમાં વિચિત્ર દરદો પેદા કરેછે, તો સોમલ અને સીસાંની પેઠે તેને પણ ઝેર કાં ન કહેવું? જૂદા જૂદા ડાકટરોએ પોતાનાં ઓષધી વર્ણનનાં પુસ્તકોમાં આલ્કોહૉલ વિષે અભિપ્રાય આપતાં તેને ઝેરજ ઠરાવ્યું છે. ડાકડર સી. બી. લી કહેછે:— (તબીબ) ગ્રંથકારોએ આલ્કોહૉલને સહુથી જોરાવર અને મોત નિપજાવે એવાં કેફ લાવનારાં ઝેરોમાંનું એક ગણેલુંછે. સર એસ્લી કુપર કહેછે કે "હું મારા ઘરમાં કદિ જલદ સ્પિરિટો રહેવા દેતો નથી, કારણ કે તેમને ઘરમાં રાખવા અને હરડતી બલાને ઘરમાં રાખવી એ બરાબર સમજુંછું. દારૂ પીધાથી ઉપજતાં કલેજાનાં દરદો, જલંદરો, અને ભેજાંના દરદો વિગેરે જે મેં જોયાંછે તેજ જો ગરીબ બિચારા લોકની નજરે પડે, તો તેમની ખાત્રી થાય કે સ્પિરિટ અને ઝેર એ એકજ અર્થના શબ્દો છે." ડાકટર ગૉર્ડન કહેછે કે "જલદ સ્પિરિટના કરતાં વધારે નાશકારક ઝેર શોધી કાઢવું મુસ્કેલ થઈ પડશે." ડાકટર રોઅન કહેછે કે જલદ સ્પિરિટો તંદુરસ્તીને ઘણાજ નુકસાનકારક છે, તેથી તેઓ ઝેર ગણાય. ડબ્લ્યુ હારલી, એમ. ડી. ડબલીન ખાતેની તુરંગોનો ડાકટર, કહેછે કે "જે ઝેરનો વપરાસ જરાક જેટલો પણ કરવાથી ભારે જોખમમાં આવી પડવાનો સંભવ રહેછે તેથી તદન દૂર રહેવાની ભલામણ કરવાને હું જરા પણ આચકો ખાતો નથી. ઝેરોને લગતી વિદ્યા (ટૉક્સિકૉલૉજી) ઉપર લખનારાઓ જલદ સ્પિરિટોને ઝેરી પદાર્થોનાં વર્ગમાંજ મૂકેછે. ડાકટર ટેલર, વૈદ્યકશાસ્ત્રમાં વર્ણવવામાં આવેલાં ઝેરોને લગતા કાયદાના પુસ્તકમાં જણાવેછે કે એક સાત વરસનો છોકરો બે વાઈન ગ્લાસ બ્રાન્ડી પીવાથી મરી ગયો હતો. ઝેરોને લગતા કાયદાની ચોપડીમાં ડાકટર તાઈડી જણાવેછે કે "આલ્કોહૉલની વરાળ દમમાં લીધી હોય, કે આલ્કોહૉલ પીધો હોય, અથવા ચામડી હેઠળ કે છાટીની પોળાણમાં બારીક પીચકારીથી દાખલ કીધો હોય, તો સર્વ રીતે એક ખરાં ઝેરની અસર કરેછે." પ્રોફેસર પરેરા ઔષધીસંબંધી વિદ્યાના પુસ્તકમાં કહેછે કે "આલ્કોહૉલ અથવા સ્પિરિટ ઑફ વાઈનનો શરીરના કોઈ ભાગને સ્પર્શ થવાથી સખત સોહાલ ઉઠેછે અને બાળી નાખનારા ઝેરની પેઠે અસર કરેછે. અંગના કોઈ પણ ભાગને એ લગાડવાથી તે ચીમળાયછે અને જડ થાયછે તથા દરદ, બળતરા, રતાસ અને બીજા વરમનાં ચિન્હો માલમ પડેછે." ડાકટર જૉનસન કહેછે કે "જલદ સ્પિરિટની અસર પહેલાં ઉસ્કેરનારી અને પછે કુદરતી પ્રમાણ કરતાં વધારે સુસ્ત કરનારી છે. આ બેહૂ અસરો ઝેરી છે. બેહૂ અસરો જો વિશેષ થાય તો જીવનો નાશ કરેછે. પણ બેહૂ જો વધારે ન થાય, તો જીવ લેતી નથી. એટલામાટે પ્રુસીક ઍસિડ અને જલદ દારૂઓ બેહૂ સરખાં ઝેર છે. કારણ બેહૂ જ્યાં સૂધી જોઈતા જથામાં નહી લેવામાં આવે ત્યાં સૂધી જીવ લેતાં નથી. તેથી શું પ્રુસીક ઍસિડ ખૂશીથી તેના ખૂશબોવાળા સ્વાદ અર્થે લેશો ને મનને દિલાસો આપશો કે જીવ લે એટલી બધી નથી પીધી"? ડાકટર ચૅદવીક કહેછે કે "જ્યારે ચોખો, અથવા લગભગ ચોખો, આલ્કોહૉલ પૂરતા જથામાં લેવામાં આવેછે, ત્યારે તે ઝેરની માફક અસર કરેછે અને થોડી મિનિટમાં મોત આણી શકેછે, પણ જો થોડો સરસો સહેજ વખત ચાલુ લીધો હોય, તો તે જીંદગીના આવરદા ટૂકા કરેછે

અને ઘણાં દરદો પેદા કરેછે, જેથી મોત ઉપજેછે." દારૂ નામના ઝેરી પ્રવાહિના ચાલુ ઉપયોગથી જીંદગી ટૂકી થાયછે. તેવિષે દબ્લિનનો પ્રસિદ્ધ અને મોટો સરકારી ઓધો ધરાવનાર ડાકટર શેઅન જણાવેછે. કે ૨૦) વરસની લાંબી અજમાયશથી મારી ખાત્રી થઈછે કે જો દશ જૂવાન માણસો પોતાની ઉમ્મરનાં ૨૧) મા વરસથી સ્પિરિટનું એક કે બે ગ્લાસ, અથવા વાઈનની એક પૈંત જેટલો સાધારણ રીતે મધ્યમ ગણાતો દારૂ રોજ પીએ. તો તે દશ માંહેલા આઠ જણાઓમાંના દરેકની જીંદગીમાંથી ૧૨) થી ૧૫) વર્ષો કમતી થયાવિના રહે નહી. એજ ડાકટર વળી કહેછે કે એક ઉમ્મરે પુગેલો ગૃહસ્થ એક વખત ગુમાન રાખી બોલતો હતો કે હું રોજ બે, ત્રણ કે કોઈવાર ચાર બાટલી વાઈન ૫૦) વર્ષ સુધી પીતો આવ્યો છું તેમ છતાં હું હમેશાના જેવોજ તંદુરસ્ત છું. જે ઉપરથી તેની પાસે ઉભેલા એક ગૃહસ્થે સવાલ કર્યો કે, ત્યારે તમારા દિલોજાન દોસ્તો કયાં છે? તુરત તેણે જવાબ વાળ્યો કે આહા! એ તો જુદીજ વાત છે. પણ જો ખરૂં કહું તો મેં તેમની ત્રણ આખી પેઢીઓને દાટી છે. ડાકટર હેફલંડ લાંબી જીંદગીની બાબદ ઉપર લખતાં જણાવેછે કે "જો માણસની સાધારણ ઉમ્મર ૭૦) વરસની ગણીએ અને દરેક મિનિટના તેની નાડિના ૬૦) ધપકારા ગણીએ, તો તેની આખી જીંદગીમાં, ૨૨૦૭૫૨૦૦૦૦ ધપકારા થાય: પણ જો દારૂ પીવાની ટેવ હોય, તો તેથી તેનું લોહી જોરમાં ફરે એટલે નાડી એક મિનિટમાં ૭૫) ધપકારા કરે તો ઉપલા ૭૦) વરસમાં થતા ધપકારા ૫૫) વરશમાં પુરા થઈ જાય; એ રીતે ત્યારે તેની જીંદગી ૧૫) વરસ ઓછી થઈ જાયછે."

હવે જે ચીજ પ્રાણીના આવરદા ટૂકા કરે તે ઝેરી પદાર્થ ગણાય કે નહી? જે પદાર્થ તંદુરસ્તીનું રક્ષણ કરવાને બદલે દર્દ ઉત્પન્ન કરવાનું તેજસ્વી અને જોરાવર સાધન છે, જે શ્વાસોચ્છ્વાસને, લોહીના ફરવાને અને તેમાં જે કુદરતી ફેરફાર થાયછે તેને નુકસાન કરતા થઈ પડેછે, જે પાચનશક્તિનો એક બળવંત શત્રુ છે, જે વળી યુરિયા અને કાર્બોનિક એસીડ ગેસ નામના પ્રાણઘાતક ઝેરોને શરીરમાંથી નિકળી જતાં અટકાવેછે, જે પોષણ અને પુનરૂત્પત્તિના કાર્યોને હરકત કરેછે, જે કાળજાં તેમજ બીજાં અંતરાવયવોમાં દરદ પેદા કરેછે, જે ભેજાં સાથે એક જબરૂં આકર્ષણ રાખે- છે, તે આલ્કોહોલ આ સઘળી તેની અસરોથી જો એમ શાબિત ન થાય કે ઝેરી વસ્તુ છે, તો બીજી કઈ રીતે તે શાબિત કરી શકાય? લોહીમાં દાખલ થવા પછે, આલ્કોહૉલની વિષમય અસરનો પહેલોજ હૂમલો સમજ, વિચાર અને અક્કલનો જોખમ ધરાવનાર મજ્જાતંતુ જેવા સાંચાનાં મુખ્ય મોટાં સ્થળ ભેજાં ઉપર છે, અને આ રચના જે પ્રાણીના પવિત્ર કામોને અર્થે નિર્માણ જૂદું હથીઆર છે તેમાં મુખ્ય ઘાડ પાડેછે. જો આલ્કોહૉલનો હૂમલો કોઈ શરીરના હલકા અવયવ કે અકસામ ઉપર થતો હતે, તો આપણો સવાલ બદલાતે, પણ આલ્કોહૉલ ખાસકરીને અને બધી તેની ગતિ ને નેમમાં ભેજાંના જ્ઞાનેંદ્રિય બોખરાને ઝેરી કરેછે. આલ્કોહૉલ, ભેજાંના જે ભેદભરેલા ભાગનું સ્થિર અને શાંત કાર્ય માણસને તેનાં કુટુંબ, મંડળી, અને ઓદા સાથના સાચા જવાબદાર સગપણમાં રાખેછે, તેનેજ પકડેછે, અને આજ ભયંકર હાનિ સરકાર અને મંડળી માટે દારૂના સવાલ વિષે સર્વોપરી હિતનો સંબંધ આપેછે.

લોક આ વાતોથી તદન અજાણ્યા છે. અને તેટલામાટે તેઓ તેનાથી બેપરવા અને બેદરકાર રહેછે. અને જ્યાં સૂધી તેઓ આ વાતોથી વાકેફ થાય નહિ, ત્યાં સૂધી તેઓ બેદરકારજ રહેશે એમાં નવાઈ નથી.

આપણે બધા જાણીએ છીએ કે અધિકતા ઘણી નુકસાનકારક છે, આપણે એમ પણ જાણીએ છીએ કે દારૂ ભેળસેળવાળો હોયછે, તોપણ શું ચોખ્ખો વાઈન, સારો બિયર કે સાચો ઓલ્ડ બ્રુરબો થોડા વજનમાં લેવું ન જોઈએ ? શું આ નામો માત્રની ચીજ અતિ હાનિકારક છે? હા. આ ચીજો નાશકારક છે, એવું શાબિત લોકના મનમાં ઉતરે એમ આપણે ઇચ્છીએ છીયે. અતિશય દારૂ પીધાથી પેદા થતી દુષ્ટતા એટલી દહેશતભરેલી છે કે ગમે એટલો થોડા આલ્કોહૉલવાળો દારૂ જાતેજ એક સ્વાદિષ્ટ ઝેર છે, જેની અસર દુષ્ટ છે અને તેનાથી નિત્ય દૂર રહેવું ઘટારત છે. આ પીછાણવું તેજ જીવને મોટો કરાર આપનારી શુભ ખબર છે. આપણા ઇંગ્રેજી કવિઓની દશાનું ચિત્ર હજી આપણા મગજમાં તાજું છે. તે જેવા મજબૂત ભેજાં રાખનારાઓનું સત્યાનાશ તે થોડી પાયામાળી છે? વળી જર્મન મહા કવિ ગટેને ઘરમાં પંદર વર્ષ સૂધી છાકટી ધણીઆણી સાચવવી એ નાની જેવી વેદના નહી હતી તથાપિ માતાના પ્રતાપથી પોતાના છોકરાને પીઠાંમાંથી છાકટ થયલો લાવેલો અને શૅમ્પેનનો અકાળ ભોગ થઈ તેની કફનમાં વીટેલો જોવાનું એ કાંઈ મોજ નહીં હતી. દારૂ જેવા લલચાવનારા દૈત્યને તેના તાદૃષ્ટ આકારમાં જોવો મોટો લાભ છે,ત્યારે તે સ્પષ્ટ શત્રુ માલમ થાયછે અને તે શત્રુજ છે એવી ખાત્રી કરવામાં મોટો ફાયદો હાંસલ થાયછે.

---

## પ્રકરણ ૪.

## દારૂ જીંદગી ટૂકી કરેછે.

મધ્યમપણે દારૂનો વપરાસ જીંદગી ટૂકી કરનાર છે કે લંબાવનાર છે એ વિષય ઉપર હવે આપણે બોલીએ. માણસને કેટલાં વર્ષની જીંદગી સાથ નિર્માણ કર્યુંછે તે જાણી શકાતું નથી અને તેની એક હદ મુકરર થઈ શકતી નથી; કેમકે સુધારાના વધારા સાથ હાનિકારક રસમો સોબત રાખતી જાયછે. ડાકટર જૉન રીચર્ડ ફૅર ૧૮૩૪ માં પાર્લામેન્ટરી કમિટિ આગળ જુબાની આપતાં જાહેર કરેછે કે માણસની જીંદગી ૧૨૦ વર્ષની છે. પીટ અને ફૉક્સના દાખલા આપી તેમનાં મરણનું કારણ આલ્કોહૉલનો ઉપયોગ જણાવેછે કે જેથી તેઓ અતિ થાકી ચૂકેલી શક્તિઓને પાછી આણવાનો ઉપચાર કરતા હતા.

ફ્રાન્સની કૉલેજેના પ્રોફેસર પી૦ ફલોરેન્સે માણસનાં જીવન ઉપર લખેલા નિબંધમાં (પૅરીસ ૧૮૫૪) જીંદગીના ૧૦૦ વર્ષ સ્વાભાવિક ગણ્યાછે. તે કહેછે કે "થોડાજ આ ઉમરે પુગેછે પણ તે ઉમરે પુગવા કેટલા કોશીશ કરેછે? આપણી જીંદગીની હાલની રૂઢી જોતાં માણસ તેના જુસ્સા અને અવયવો થાકી જઈ ઘસાઇને મરતો નથી પણ પંડે પોતાને મારી નાખેછે. જીંદગી લંબાવવી એટલે જ્યાં સૂધી બાંધો ટકી શકે ત્યાં સૂધી તેને ટકાવવા માટે એક અવશ્ય રીત છે, તે એ કે શાંત રહીને નિરાત્યાગ રહેવું."

હાલમાં પણ સો વર્ષ ઉપરની જીંદગી કાઢવાના,દાખલા વિષે આપણે વખતે વખત વાંચીએ છીએ. જીંદગીની દોરી ટૂંકી કરવામાં આલ્કોહૉલની અસર ઘણી છે, પણ માણસને હરકશાંની આદત પડેછે, તો તેના સંબંધમાં કુદરતના નિયમથી કાંઇક ફેર પડી શકેછે. માણસ પોતાની આસપાસની ફેરવાતી સ્થિતિ પ્રમાણે આદત પાડ-વાની અને ઘણીજ પ્રતિકૂલ હાલતમાં જીંદગી ટકાવી રાખવાની સબળ શક્તિ ધરાવેછે. એકદમ માણસને મારી નાખવું મુશકેલ છે. મોત થતાં પહેલાં શક્તિ કમી પડવાના ક્રમ છે. અને જીવનનાં ઉતરતાંમાં ઉતરતાં પગથિયાં પર પણ માણસ હૈયાત રહી શકેછે. મોટા શેહરોનાં સૌથી હલકા ભાગોમાં, જીવન ઘણીજ બૂરી હાલત વચ્ચે ઘસડાયું જાયછે. અહિ દુરબળ અને ભ્રષ્ટ પ્રકૃતિની દેહ ઉપર અપૂર્ણ ખોરાક, બિગડેલી હવા, ઓછામાં ઓછું સુખ અને રોજનું વહીતરૂં — એ બધાના નિરંતર ચાલતાં ચક્રના ઢગલા ચઢેછે. ઘણાઓ તેના ભોગ થાયછે, પણ જે જીવતાં રહેછે તેમને હેવા થઈ રહેછે અને તે તેનાં જેવાં બીજાં પેદા કરવાને જીવેછે. અફીણ ખાનારો પોતાની જીંદગીના ગુજારામાં અફીણ ખાવાને એટલું કૌવત મેળવેછે કે તે હમેશાં વધારેને વધારે વજનમાં તેની મોજ ભોગવી શકેછે, તોપણ તેનો બદલો તે પોતાની કુચાલને લીધે ભેગાં થયલાં દુઃખ-વડે આપેછે. પાણીથી ભરેલાં કાચના વાસણમાં કેદ રહેલી સોનેરી માછલી તેમાં લાંબો વખત જીવેછે; પણ જો દરિયાના પાણીમાં વસ્તી માછલી લાવી તેને એકદમ એવા વાસ-ણમાં મૂકી હોયતો મરણ પામશે. એજ રીતે નાચના બંધ ઓરડાની હવા સૌથી છેલ્લા આવનાર પરોણાથી કદાચજ સહન થઈ શકશે. આલ્કોહૉલને મધ્યમપણે સહેવવાની ટેવ એમજ પડેછે. દેહ ઉતરતી પંક્તિમાં જવા તાબે થાયછે. અને ગમે એટલી તૂટી તંદુરસ્તી રહે તેપર નીરાંત રહેછે. જીવનના મુખ્ય કાર્યો ચલાવવાની શક્તિ હજી ટકી રહ્યાથી નિશા ચાલું છતાં પણ ટકવા સારૂ પોતાથી બનતું કરેછે. આ હાલતનાં ફલ પણ તેવાંજ રહેછે.

છાકટોની સંખ્યાનો સવાલ અને દિવાનાઓની વાત એક બાજૂ મૂકતાં મધ્યમ પીનારાઓની જીંદગી કેટલી ઓછી થાયછે અને તેનું જીવન કેવું નબળું છે તે દેખા-ડવું સહેલ છે. દરેક માણસ પ્રાણશક્તિ બંધાયા સાથ જીંદગીની શરૂઆત કરેછે, જે તે તંદુરસ્તીના કાનુન પાળવાથી જાળવી રાખી શકેછે અથવા તેને ઘણી સહેલાઇથી ખોઈ દેછે. આલ્કોહૉલની ઝેરી અને મંદ કરનારી અસર સામે ટકી રહેવાની ટેવ, શરૂમાં આપેલી જીવનની થાપણમાંથી ઉપાડ કરચા કરવાની શક્તિ સંપાદન કરવામાં સમાયલી છે. જે થાપણ સાથ જીંદગી શરૂ કીધી તેમાંથી ઉપાડવાને જે શીખ્યા નથી તેઓમાં એક દિવસના ખપ માટે જેટલી 'શરીરશક્તિ' સાધારણ રીતે જોઈએ તે આલ્કોહૉલથી એકાએક ક્ષિણ થાયછે; એને ન્યૂનાધિક નિશો ચઢેછે. પણ આ જે કાંઈ કાઢી લેવામાં આવેછે તે પાછું તેમાં મૂકી શકાતું નથી; તે થાપણ હમેશ સ્વધી કમી થઈ રહેછે પછી જીંદગીમાં આવી પડતા અગત્યના બનાવો, કે દુઃખ સંતા-પના મામલાથી જલદી ઘસાઈ જાયછે, અને આખી જીંદગી સ્વધી લીધેલા આલ્કો-હૉલના દરેક આંઉસથી હૈયાતીની દોરી થોડી થોડી કરીને ટૂંકી થતી જાયછે.

નિશાવાળા દારૂ મધ્યમ પણે પીવા કે નહિ, એ સવાલ ઉપર ઇંગ્લંડમાં વિદ્યા-શાસ્ત્રને આધારે જે મોટી શોધો ચાલેછે, તેમાં દારૂથી સાધારણ પ્રકૃતિના

માણસોમાં ખરેખરી કેટલી ખુવારી થાયછે તેના ખુલ્લા અને ભરોસેદાર સિદ્ધાંત બહાર પડ્યાંછે. આલ્કોહૉલવાળા દારૂ પીધાથી જીંદગી ટૂકી થાયછે અને આલ્કોહૉલ માણસના શરીર સાથે વેર ધરાવેછે, એ કદિ પણ રદ કરી ન શકાય એવી દલીલો તથા આંકડાઓની હિસાબી ગણત્રીઓથી શાબિત કરવામાં આવ્યુંછે. ૧૮૪૨ માં લંડનમાં 'ધી તેમ્પરન્સ ઍન્ડ જનરલ મ્યુચુઅલ પ્રૉવીડન્ત ઇન્સ્ટીટ્યૂશન' નામની જીંદગીની વિમા કમ્પનીને તેના પહેલા સરનશીન મી૦ આર. પારનરે દારૂથી અલગ રહેવાથી જીંદગી લાંબી થાયછે એવી તેની ખાતરી થવાથી ઉભી કરી હતી. તે હેતુ પ્રમાણે તે વર્ષથી સને ૧૮૫૦ સુધી આલ્કોહૉલવાળા સઘળા દારૂના ત્યાગીઓનોજ વિમો કબુલ કરવામાં આવતો હતો; પણ ૧૮૫૦ માં તે આફીસ તરફથી દારૂ પીનારાઓનો પણ વિમો કબૂલ રાખવાનો ઠરાવ કર્યો ખરો; પણ તેમાં છાકટોને દાખલ કર્યા નથી; તથાપિ બંને વર્ગો પાસેથી ચોકસ મુદતે લેવાની રકમ (પ્રિમિયમ) એકજ રાખી, તોપણ બંનેના હિસાબ જૂદા જૂદા રાખ્યા. આ ખાતાં તરફથી નજદીક ૧૦૦૦૦૦ માણસોનો વિમો ઉતારવામાં આવ્યોછે, અને તેની મુદલ પુંજી આસરે ૩,૦૦,૦૦,૦૦૦ રૂપિયાની છે કે જે ઉપરથી સરખામણી કરવાનો આપણે પાકો આધાર મળેછે. આ ગણત્રિમાં બંને વર્ગમાંનાં સમાન વયના માણસોના જીવવાની મુદતની આશા એક સરખી જોઇએ, તે છતાં સોલ વર્ષ સુધીના આંકડાઓ ઉપરથી ખુલ્લું અને ચોકસ માલમ પડેછે કે દારૂથી અલગ રહેનારા શખ્સોની ધાસ્યા કરતાં ઘણી લાંબી જીંદગી અને મધ્યમસર પીનારાઓની ટૂકી થયલી હતી.

નીચે ઉતારેલા હિસાબો ઉપરથી સર્વને ચોંકવાની બાત સિદ્ધ થાયછે કે દારૂથી તદન અલગ રહેનારાઓમાં જીંદગીના વિમા માટે ઠરાવેલી ગણત્રિના પ્રમાણમાં જે સો માણસો મરી જવાં જોઇએ તે માંહેથી ઓછામાં ઓછા ત્રીસ હજી જીવેછે અને મરવાની કાંઈ પણ નિશાણી બતાવતા નથી. પણ મધ્યમ સર પીનારઓમાંથી એજ ગણત્રિથી માત્ર એક શખશ વધુ જીવી શક્યો હતો.

એક બીજી વાત જણાઈછે કે મધ્યમસર પીનારાઓની વિધવા અને બીજા વારસો તરફથી સોળ વર્ષમાં ૮૩૩,૭૯૨ પૌંડનાંદાવા થવા જોઇતા હતા, તે બદલે તેઓએ ખરેખર ૮૬૯૦૫૮ પૌંડના એટલે કે કંપનીએ તેમને આપવા હિસાબની રૂએ કાઢી મૂકેલાં નાણાં કરતાં ૩૫૨૬૬ પૌંડ વધારેના દાવા કર્યા હતા. બીજા હાથ ઉપર દારૂથી તદન અલગ રહેનારાઓમાંથી જેમ હિશાબ પ્રમાણે મરવા જોઇએ તેમ તેટલાજ મરતે, તો તેઓનાં જીવતાં સગાં વહાલાં અને વારસો તરફથી ૪૮૧,૦૦૦ નો દાવો થતે, જે બદલ ખરેખર થયલો દાવો ૩૨૧૮૪૦ પૌંડનો થયો, જેથી કમ્પનીના હાથમાં ૧૫૯૧૬૦ પૌંડ જેટલી મોટી રકમ વ્યાજ આપવા માટે ફાલતુ રહી. એટલે દારૂથી તદન અલગ રહેનારાઓ તરફથી થયલા દાવા તેમને માટે ધારી રાખેલા દાવા કરતાં સેંકડે ૨૫ા જેટલા ઓછા થયા અને મધ્યમસર પીનારાઓના ભાગમાં તો એક ટકામાંથી ¾ જેટલોજ ઓછો હતો. એટલે ઉપર જણાવી ગયા તેમ તદન અલગ રહેનારાઓ કરતાં દારૂ મધ્યમસર વાપરનારાઓ સેંકડે ૨૮ ઘણા વધારે મરેછે તથા પ્રાપ્તિના સંબંધમાં દારૂથી તદન અલગ રહેનારાઓને દારૂ ઉપયોગ કરનારા કરતાં દર પાંચ વર્ષે ૧૫ થી ૫૨ ટકા સુધી વધારે બક્ષિસ (બોનસ) મળેછે.

## આ ખાતાનો વહિવટ કરનાર નીચલો કોઠો રજુ કરેછે.

| | દારૂથી તદન અલગ રહેનારાઓનો ભાગ. | | | મધ્યમ સર પીનારાઓનો ભાગ. | | | |
|---|---|---|---|---|---|---|---|
| વર્ષ. | થવાજોઇતાં મરણ. | ખરેખર થયલાં મરણ. | સેંકડે થયલાં મરણ. | થવાજોઇતાં મરણ. | ખરેખર થયલાં મરણ. | સેંકડે થયલાં મરણ. | મધ્યમ પીનારામાં કેટલાં વધારે મોત. |
| ૧૮૬૬-૭૦ | ૫૪૯ | ૪૧૧ | ·૭૪ | ૧૦૦૮ | ૯૪૪ | ·૯૪ | ·૨૦ |
| ૧૮૭૧ | ૧૨૭ | ૭૨ | ·૫૭ | ૨૩૪ | ૨૧૭ | ·૯૩ | ·૩૬ |
| ૧૮૭૨ | ૧૩૭ | ૯૦ | ·૬૬ | ૨૪૪ | ૨૮૨ | ૧·૧૬ | ·૫૦ |
| ૧૮૭૩ | ૧૪૪ | ૧૧૮ | ·૮૨ | ૨૫૩ | ૨૪૬ | ·૯૭ | ·૧૫ |
| ૧૮૭૪ | ૧૫૩ | ૧૧૦ | ·૭૨ | ૨૬૩ | ૨૮૮ | ૧·૧૦ | ·૩૮ |
| ૧૮૭૫ | ૧૬૨ | ૧૨૧ | ·૭૫ | ૨૭૩ | ૨૯૭ | ૧·૦૯ | ·૩૪ |
| ૧૮૭૬ | ૧૬૮ | ૧૦૨ | ·૬૦ | ૨૭૯ | ૨૫૩ | ·૯૦ | ·૩૦ |
| ૧૮૭૭ | ૧૭૯ | ૧૩૩ | ·૭૩ | ૨૯૧ | ૨૮૦ | ·૯૬ | ·૨૩ |
| ૧૮૭૮ | ૧૮૭ | ૧૧૭ | ·૬૩ | ૨૯૯ | ૩૧૭ | ૧·૦૬ | ·૪૩ |
| ૧૮૭૯ | ૧૯૬ | ૧૬૪ | ·૮૪ | ૩૦૫ | ૩૨૬ | ૧·૦૭ | ·૨૩ |
| ૧૮૮૦ | ૨૦૩ | ૧૩૬ | ·૬૭ | ૩૧૨ | ૩૦૪ | ·૯૮ | ·૩૧ |
| ૧૮૮૧ | ૨૧૩ | ૧૩૧ | ·૬૧ | ૩૨૦ | ૨૯૦ | ·૯૦ | ·૨૯ |
| જુમલે. ૧૮૬૬-૮૧ | ૨,૪૧૮ | ૧,૭૦૪ | ·૭૦ | ૪,૦૪૪ | ૪,૦૪૪ | ·૯૯ | ·૨૯ |

ઉપલો કોઠો દારૂથી તદન અલગ રહેવાના નિયમની સત્યતા શાબિત કરેછે અને તે સામે એક પણ શબ્દ આચરી કોઇથી વાંધો લેવાઇ શકાશે નહી.

## મદ્યપાનથી મોત.

| | સંખ્યા. | વસ્તીના દર હજાર મોતમાં. |
|---|---|---|
| ઇંગ્લંડ | ૧,૦૮૨ | ૨·૦૪ |
| સ્કોટલંડ | ૨૩૦ | ૩·૨૯ |
| આયરલંડ | ૨૮૦ | ૨·૭૮ |
| યુનાઇટડ કિંગડમ | ૧,૫૯૨ | ૨·૨૭ |
| ફ્રાન્સ | ૮૭૨ | ૧·૦૫ |
| બેલજિયમ | ૪૫૬ | ૩·૮૩ |
| સ્વીડન | ૫૦૨ | ૬·૨૫ |
| નૉરવે | ૭૨ | ૨·૩૬ |
| સ્વિટ્ઝરલંડ | ૨૪૪ | ૩·૮૧ |
| ઇટલી | ૭૦૯ | ૦·૮૫ |
| ન્યૂયૉર્ક | ૩૨૪ | ૧૨·૦૮ |
| એકંદર | ૪,૭૭૧ | ૧·૮૧ |

## અતિમદ્યપાનથી યુનાઇટેડ કિંગડમમાં ૧૮૮૧ માં.

| | | | |
|---|---|---|---|
| મરણ | ૧,૫૯૨ | દરદી | ૮૪,૦૦૦ |
| દિવાના | ૩,૩૫૦ | રોજગાર અટકવાથી ખોટ— | ૭,૪૦૦૦૦૦ પોંડ. |
| ગુનાહ | ૬,૧૪૦ | વધારે કર (એક્સ્ટ્રા ટેક્સિઝ) | ૧,૭૦૦૦૦૦ ,, |

## દારૂથી મોત આણવા કેટલાં વરસ લાગેછે.*

| વર્ગ | વરસ. | દારૂનો વર્ગ | વરસ. |
|---|---|---|---|
| ઓરતને | ૧૪ | બિયરથી | ૨૨ |
| ભાયડાને | ૧૫ | સ્પિરિટથી | ૧૭ |
| મજુરિયાત વર્ગને | ૧૮ | પરચુરણ વર્ગમાંથી | ૧૬ |

આ દેખાડેછે કે મજુરિયાત વર્ગ સૌથી વધારે વખત દારૂની અસર ખમી શકેછે અને બિયર મદ્યપાનોમાં સૌથી ઓછો પ્રાણઘાતક છે.

* છેલા ત્રણ કોઠા મૂલહાલના બધી જાતની ગણત્રીઓ આપનારા કોષમાંથી લીધા છે.

બીજાં ઝેરોથી કે કોઈ પણ રીતે જીવનો નાશ અથવા આપઘાત કરવામાં આવેછે અને દારૂના ઝેરથી જીવની હાનિ થાયછે, તે બેમાં આ ભેદ રહેલો છે. આપઘાત કરનાર જાણીબૂઝીને કૃપણ મતલબ તુરત પૂરી પાડેછે, અને બીજામાં જોકે જીવ આપવાની મતલબ નહિ, તોપણ પરિણામે તેમ થાયછે. પહેલું પરિણામ નિઃશંક આગળથી નક્કી ઠરાવ કરીને મરજી માફક ઉપજેછે. બીજામાં માણસની મરજી ઉપરાંત માનસિક અશક્તિને લીધે એવું પરિણામ નિપજેછે. ત્યારે બેમાં ફરક માત્ર એટલોજ કે એક જાણી જોઇને ગુનાહ ખુલી રીતે કરવામાં અને બીજો દારૂની મોજ અને લાલચને લીધે પોતાની તંદુરસ્તી બગાડવાના ગુનાહમાં—ફસવા જેટલો છે. તંદુરસ્તીની સંભાળ લેવી તે સર્વે નીતિમાન કાર્યોનો પાયો છે, કારણ તેની ઉપર આપણી સઘળી ઇચ્છાશક્તિના (મરજીના) સારાં નરસાં કાર્યો આધાર રાખેછે. તંબુરાનો એકપણ તાર જરાએ ઢીલો થાય કે તેના સરોદની સઘળી ખૂબીભરેલી અસર ખરાબ થાયછે, તેમ શરીરરૂપી યંત્રના કોઈ પણ ભાગને ધક્કો પોહોંચવાથી માણસની જીંદગીની ઉત્તમ નેમ પાર પડતી નથી. છાકટપણું ઘણુંખરૂં આપઘાત સમાન છે. તે ધીમેધીમે જીંદગી ટૂંકી કરવાનો ચોકસ ઉપાય છે. ખુદ આપઘાતથી તુરત અને એકાએક જીંદગીનો છેડો આવેછે. છાકટપણું રફતે રફતે અંત આણેછે. બેહુમાં નાશ ચોકસ છે, અને ગુનાહના પ્રમાણમાં કાંઈ મોટો ફરક નથી. તહરેવાર કારણોને માટે દારૂ પી તેની અસરમાં માણસ પોતાના અમૂલ્ય જીવનો નાશ કરેછે. કાંતો તે આપઘાત કરીને અથવા તો કોઇનાં ખૂનનો અપરાધી થઇને શેવટે જીંદગી ઉપરથી હાથ ઉઠાવેછે. સાજો માણસ મનની કોઈ પ્રકારની થોડા વખતની બૂરી ઉસ્કેરણીને લીધે આપઘાત કરી દેછે અને છાકટ માણસ દારૂ પી તેની અસરથી મગજની બૂરી અવસ્થા પેદા કરેછે એ પણ હીચકારૂ કર્મ કરેછે. પ્રીતિભંગ, ભારે કરજ, અથવા નિરાસીમાં છાકટ થવાથી માણસ પોતાની વિચારશક્તિ તથા વિવેકબુદ્ધિ ખોણી દઈ આપઘાત કરવા ઉસ્કેરાયછે, અથવા તો છાકટપણામાં મશગુલ રેહેવાથી આણેલી દરિદ્રતા, વિપત્તિ અને કોઈ પ્રકારની તીવ્ર વેદનાથી છૂટો થવા પોતાનો જાન કબજ કરેછે. ડાકટર બ્રાઉન જણાવેછે કે એબરડીનખાતે દશ વરસમાં જે ૩૮ આપઘાત થયા હતા તેના મૂળ કારણમાં દીવાનાપણું, મોહબતમાં નિષ્ફળતા, અને ઘરસંસારી કજીયા હતા. પણ એ ૩૮ માંના ૨૦ આસામીઓએ દારૂથી છાકટા બની તેની અસરમાં એ કર્મ કર્યું હતું. અને બીજા ૧૭ જણાઓ તો બાથુના દારૂ ઠાંસનારાજ હતા. સ્ટૉકહોમની ઈસ્પિટાલો માહેની એક મુખ્ય ઈસ્પિટાલમાં દાખલ કરેલા નવ આપઘાતના કેસોમાં ડાકટર કાલેન જણાવેછે કે તેમાંના સાત જણાઓએ છાકટપણાંની અસરના દિવાના જુસ્સામાં એમ કર્યું હતું. બર્લિનનો પ્રસિદ્ધ વિદ્વાન ડાકટર જે. એલ. કૅસ્પર છાકટપણું અને આપઘાત વચ્ચે સંબંધ છે એવી શાહદત આપેછે, અને કહેછે કે સન ૧૮૧૨ થી ૧૮૨૧ સુધીમાં પોલીસની જાણમાં આવેલા જે આપઘાત થયાછે તેમાંનો ચોથો ભાગ છાકટપણાંને લીધે હતો.

જ્યારે કોઈ પોતાના સહુથી ચઢતાં માનવી દેહનો વિચાર બાજૂએ મૂકી તેની સામે દારૂ પીતાં આત્મહત્યા કરવાને હાથ ઉંચો કરે અને જ્યારે તે પોતાની અક્કલ અને ડહાપણનો નાશ કરે, ત્યારે તેણે અને બીજા બધાઓએ તે કેવડો મોટો અપરાધ કરવા તૈયાર થયોછે તેની ઘણી ગંભીર અને ચોકાવનારી સાવધગિરી રાખવી જોઈએ

છે. તેનાં બહારના ભયંકર દેખાવ ઉપરથી તેના શરીરની અંદરના ભાગોમાં કેવા ભયંકર અપકાર થતા હશે, તેનો તેમણે વિચાર કરવો જોઈએછે. દારૂબાજનો ચેહરો, આકૃતિ, અને આખાં શરીર ઉપર કુદરત તરફથી જે દુઃખ અને પશ્ચાત્તાપની છાપ પડેલી જોવામાં આવેછે, તે ઉપરથી માણસ જે પરમેશ્વરનું બુદ્ધિવાન પૂતલું, તે અક્કલ તજી એક ભયાનક હેવાન બનેછે તે સાફ માલમ પડી આવેછે.

દારૂ પીનાર પોતાનાંજ જાનને નુકસાન કરીને રેહેતો નથી, પણ જે જોખમભરેલાં કામો તેને સોંપવામાં આવેછે, તેમાં દારૂની અસરથી કોઈ વેળા ગફલત કરી હજારો માણસનાં કીમતી જાનની ખુવારી કરેછે, અને તે આપણે એનજીન ડ્રાઈવરો, સીગનલ આપનારા, અને બીજા એવાંજ જોખમનાં કામો કરનારાઓની છાકટપણાંમાં થતી ભૂલમાં જોઈએ છીએ. છાકટપણાં વિષેના પાર્લામેન્ટનાં રિપોર્ટમાં કૅપટન ઈ. પી. બ્રેન્ટન કહેછે કે "દરિયામાં વહાણો ઉપરની લગભગ દરેક કજા મેં છાકટપણાંને લીધે બનેલી જોઇછે. સંખ્યાબંધ બોટોનું અવાર નવાર ઉંધું વળવું. અને તેથી જીવનો નાશ થવો તથા ખલાસીઓનું ડોલ કે સઢઉપરથી તુટી પડવું ઘણુંકરીને છાકટપણાંને લીધે થાયછે. હું જલદ દારૂને બંદુકના દારૂ કરતાં વધારે ધાસ્તીભરેલો ગણુંછું". છાકટપણાંને લીધે કરેલી ગફલતથી કેટલીએક આગબોટો, ખલાસીઓ તથા ઉતારૂઓ સહિત દરિયામાં ડુબી ગયલીછે. સેંટ જ્યોર્જ નામની એક આગબોટ તેમાંનાં ૫૫૦ માણસ સાથ ડુબી ગઈ હતી; કેંટ અને ઇસ્ટઈન્ડિયામેન તેમાંના ઉતારૂ તથા ખલાસી સહિત ડુબી ગઈ હતી; એલેક્ષ ૩૫૦ માણસ સાથ ડુબી હતી, તે સઘળાનું કારણ દારૂ પીવાથી ઉપજેલી ગફલતી હતી.

બીજાનો જાન લેવા માટે પોતાનો ફરજીયાત જીવ છોડતી પળે દારૂની અસર વિષે જે વચનો ખૂનીને મોઢે નિકળેછે તેના અહિ બે દાખલા આપ્યાછે. ન્યૂયૉર્ક સ્ટેટ્સના નોરવીચ શેહેરમાં સને ૧૮૩૩ના એપ્રિલ મહિનાની તા. ૧૯ મીએ જ્યોર્જ દેનીસ નામના શખશને, દારૂની જોમમાં ખૂન કરવા માટે, ફાંસી દેવામાં આવ્યો. તેણે ફાંસીએ લટકાવવાના તખ્તા ઉપરથી, જોવા આવેલી લોકની ઠઠને દારૂથી થતાં માઠા પરિણામો વિષે નીચલા બોલો વડે સાહુચેત કર્યાં.

"જો મેં જલદ દારૂ વગર અંકુશે, જે છૂટથી પીધો તેમ ન પીધો હોત, તો આ પ્રાણઘાતક ફાંસીનાં લાકડાં ઉપર ચહડવાનો દહાડો કદિ આવત નહી; તેમ આ જીવઘાતક ફાંસીની દોરી મારી જીંદગીનો છેડો લાવત નહીં. જે અભાગ્યો શખસ તમારી સન્મુખ ઉભો છે તેની સઘળી કમબખ્તીનું કારણ દારૂ સિવાય બીજું કશું નથી. આજ કેટલાં વર્ષ થયાં હું દારૂ વધારે ને વધારે પીતો આવ્યોછું, અને વારંવાર મને ક્હેવામાં આવતું કે જો હું દારૂ પીવાની ટેવ છોડીશ નહીં તો મારી પાયમાલી થશે, પણ સઘળી સારી સલાહ ને શીખામણ સામે કાન આડે મેં હાથ ધર્યા. પણ હવે મારા દુઃખી અનુભવ ઉપરથી મને માલૂમ પડ્યુંછે કે જેઓ મારૂં હિત હૈડે ધરી મને શીખામણ દેતા તથા દારૂથી મારી પાયમાલી આવશે, એવો બળાપો કરતા તેમની સર્વે વાત બેશક ખરી પડીછે. આનો અસરકારક દાખલો તમારી આગળ આજે રજુ થયોછે. આ જગ્યાએ તમારે જોવાનું છેકે એક તમારા મનુષ્ય ભાઇબંધે બેહદ દારૂ પીને પોતાને માથે કેવી આફત ખેંચી લીધીછે. હું આશા રાખુંછું કે આ ત્રાશ-

દાયક દેખાવ જે લોક જોયછે તેથી તેઓ એક દીર્ઘ અને હમેશ સુધીની ચેતવણી લેશે, ને જે આડે રસ્તે હું ગયો છું તે રસ્તો કોઈ ધરશે નહી. જેઓ વધારે દારૂ પીએછે તેઓને મારી ચેતવણી વધારે અગત્યની છે. કદાચ કેટલાક એમ કહેવા નીકળશે કે જલદ દારૂ પીધાથી બધાને ફાંસીએ ચઢવું પડતું નથી. કદાચ તેમ નથી થતું; તો પણ દારૂથી જો તમે એક ખાડામાંથી બચ્યા તો બીજામાં પડ્યા વગર રેહેવાના નથી. આજ મહિનામાં બે વરસની વાત ઉપર દારૂનો નિષેધ પાળવાના પત્રકમાં મેં મારૂં નામ નોધાવ્યું હતું, પણ ત્રણચાર અઠવાડિયામાં મેં નામ કહડાવી નાખ્યું ને તેજ વખતથી મેં દારૂની ટેવથી સુધરવાની સારી તક હાથથી ખોઈ. જો મેં મારૂં નામ કહાડી નહી નંખાવ્યું હોત ને તેની લખાવટ મુજબ ચાલ્યો હોત, તો કદિ કદિ પણ આ ફાંસીના તખતા ઉપર ચહડત નહિ. તમારામાંના એક ભાઈબંધને આ રીતે મોટામાં મોટી શીક્ષા ખમવાનો ઠરાવ થઈ ચૂકયોછે તેનું મૂળ તમે પાછળ શોધતાં જશો, તો માલમ પડશે કે પેલું પ્રાણઘાતક ઝેર જે જલદ દારૂને નામે ઓળખાયછે, તે સિવાય બીજું કશું નથી."

થોડા વખત ઉપર એલીઝાબેથ બેનબ્રિડજનું ખૂન કરવાને માટે જ્યોર્જ કાન્ટને 'બેરી સેન્ટ એડમન્સ' આગળ ફાંસી દેવામાં આવ્યો હતો તેણે પોતે ફાંસીની શિક્ષા થવા પહેલાં થોડા દિવસ આગમજ કહ્યું હતું કે "હું કેવી મોટી લાલચમાં ફસી પડયોછું તે તમે જાણતા નથી. હું શું કામ કરતો હતો તેનું મને કશું ભાન ન હતું. હું તદન કોઈ આડેજ રસ્તે નિકળી ગયો હઉ, એવું મને લાગતું હતું. હું બિયર દમબાંધી લેતો હતો. ખરેખર કહું તો બિયર સિવાય બીજું કશુંએ જાણતો નહી હતો, અને આવી હાલતમાં હોવાથી હમેશ એટલો ઉશ્કેરાઈ રહેતો કે હું શું કરતો તે હું પોતે જાણતો નહી હતો. આવી રીતે જો મેં છાકટ જીંદગી ગુજારી નહી હોત, તો તે સ્ત્રી એક બચ્ચાં માફક મને ચાહાતે. આ પછી તેણે પોતાના ભાઈને કહ્યું કે મારા દુર્દૈવથી તમે ચેતવણી લેજો ને બીજાઓને પણ ચેતવજો કે એક પાપી જીંદગીનું છાકટપણું સર્વેથી પેહેલું પગથીઉં છે, ને તેથીજ મારી પાયમાલી થઈછે. જો મેં દારૂ પીવામાં લીધો ન હોત, તો આવું માઠું પરિણામ કદિ બનત નહી."

---

# પ્રકરણ ૫.

## દારૂ તે દ્રવ્યને ખાનારો દૈત્ય.

આપણે દારૂ પાછળ કેટલો પૈસો ગુમાવીએ છીએ તેનો કંઈક ખ્યાલ આણવા નીચલી હકીકત રજુ કરૂંછું. જ્યારે દારૂના વેપારથી કરોડો રૂપિયાની ઉઠલપાઠલ ચાલેછે ત્યારે તે વેપાર દેશ પ્રજાને કયા પ્રકારે ગુણકારો હશે એ સવાલનો ઉત્તર જાણવા તે પાછળ થતા ખરચની તપાસ કરવી જરૂર છે. જેઓએ આ વિષયપર ખોળ કરીછે તેમનો અભિપ્રાય એવો છે કે દારૂ પાછળ લાગતો ખરચ, તેમાંથી થતી દુષ્ટતા જેવીકે દરિદ્રતા, ગુનાહ, દરદ, અકસ્માત બનાવો મજૂરીનું નખોડ ઇ૦ પાછળ લાગતા ખરચ જેટલો લગભગ બરોબર છે; દાખલા તરીકે ફકત ગ્રેટબ્રિટનમાં દારૂ પાછળ કેટલો ખરચ થાયછે તે જાણવાથી કાંઇ અટકળ બાંધી શકાયછે.

નીચલો કોઠો મી૰ વિલિયમ હોઇલે મી૰ ગ્લેડસ્ટન ઉપર લખેલા પત્ર સાથે મોકલ્યો હતો અને તે ઉપરથી દારૂ પાછળ લગતા ખરચનો તથા તેનાં ફળનો કાંઇક ખ્યાલ આવશે.

| વરસ | દારૂ પાછળ ખરચેલા પૈસા. | ધાકટપણાંના દાખલા. | ગુન્હા માટે સજા કરેલાની એકંદર સંખ્યા. | દિવાનાની સંખ્યા. | લાચારોની એકંદર સંખ્યા. | લાચારોના સુખ માટે આપેલી રકમ. |
|---|---|---|---|---|---|---|
| ૧૮૬૦ …… | પૈ. ૮૪,૨૨૨,૧૭૨ | ૮૮,૩૬૧ | ૨૫૫,૮૦૩ | ૩૮,૦૫૮ | ૮૫૧,૦૨૦ | ૫,૪૫૪,૯૬૪ |
| ૧૮૬૧ …… | ૯૪,૯૬૨,૧૦૭ | ૮૩,૧૯૬ | ૨૬૩,૫૧૦ | ૩૯,૬૪૭ | ૮૯૦,૪૨૩ | ૫,૭૭૪,૯૪૩ |
| ૧૮૬૨ …… | ૮૮,૮૬૭,૫૬૩ | ૯૪,૯૦૮ | ૨૭૨,૯૬૯ | ૪૧,૧૨૯ | ૯૪૬,૧૬૬ | ૬,૦૭૭,૯૨૨ |
| ૧૮૬૩ …… | ૯૨,૦૮૮,૧૮૫ | ૯૪,૭૪૫ | ૨૮૩,૬૪૧ | ૪૩,૧૧૮ | ૧,૧૪૨,૬૨૪ | ૬,૫૨૭,૭૩૬ |
| ૧૮૬૪ …… | ૧૦૩,૭૨૦,૦૧૨ | ૧૦૦,૦૬૭ | ૩૦૦,૭૩૧ | ૪૪,૭૯૫ | ૧,૦૦૯,૨૮૯ | ૬,૪૨૩,૩૮૧ |
| ૧૮૬૫ …… | ૧૦૬,૪૩૯,૫૬૧ | ૧૦૫,૩૧૦ | ૩૧૨,૮૮૨ | ૪૫,૯૫૦ | ૯૭૧,૪૩૩ | ૬,૨૬૪,૯૬૬ |
| ૧૮૬૬ …… | ૧૧૩,૯૨૫,૪૫૮ | ૧૦૪,૩૬૫ | ૩૩૯,૦૯૧ | ૪૭,૬૪૮ | ૯૨૦,૩૪૪ | ૬,૪૩૯,૫૧૭ |
| ૧૮૬૭ …… | ૧૧૦,૧૨૨,૨૬૬ | ૧૦૦,૩૫૭ | ૩૩૫,૩૫૯ | ૪૯,૦૮૬ | ૯૫૮,૮૨૪ | ૬,૯૩૯,૮૪૦ |
| ૧૮૬૮ …… | ૧૧૩,૪૬૪,૮૭૪ | ૧૧૧,૪૬૫ | ૩૪૭,૪૫૮ | ૫૧,૭૦૦ | ૧,૦૩૪,૮૨૩ | ૭,૪૯૮,૦૫૯ |
| ૧૮૬૯ …… | ૧૧૨,૮૮૫,૬૦૩ | ૧૨૨,૩૧૦ | ૩૭૨,૭૦૭ | ૫૩,૧૭૭ | ૧,૦૩૯,૫૪૯ | ૭,૬૭૩,૧૦૦ |
| ૧૮૭૦ …… | ૧૧૮,૮૩૬,૨૮૪ | ૧૩૧,૮૭૦ | ૩૮૯,૭૧૨ | ૫૪,૭૧૩ | ૧,૦૭૯,૩૯૧ | ૭,૬૪૪,૩૦૭ |
| ૧૮૭૧ …… | ૧૨૫,૫૮૬,૯૦૨ | ૧૪૨,૩૪૩ | ૪૦૭,૮૫૯ | ૫૬,૭૫૫ | ૧,૦૮૧,૯૨૬ | ૭,૮૮૬,૭૨૪ |
| ૧૮૭૨ …… | ૧૩૧,૬૦૧,૪૯૦ | ૧૫૧,૦૩૪ | ૪૨૩,૫૮૧ | ૫૮,૬૪૦ | ૯૭૭,૬૬૪ | ૮,૦૦૭,૪૦૩ |
| ૧૮૭૩ …… | ૧૪૦,૦૧૪,૭૧૨ | ૧૮૨,૯૪૧ | ૪૫૬,૭૦૫ | ૬૦,૨૯૬ | ૮૮૭,૩૪૫ | ૭,૬૯૨,૧૬૯ |
| ૧૮૭૪ …… | ૧૪૧,૩૪૨,૯૯૭ | ૧૮૫,૭૩૦ | ૪૮૬,૭૮૬ | ૬૨,૦૨૭ | ૮૨૯,૨૮૧ | ૭,૬૬૪,૯૫૭ |
| ૧૮૭૫ …… | ૧૪૨,૮૭૬,૬૬૯ | ૨૦૩,૯૮૯ | ૫૧૨,૪૨૫ | ૬૩,૭૯૩ | ૮૧૫,૫૮૭ | ૭,૪૮૮,૪૮૧ |
| ૧૮૭૬ …… | ૧૪૭,૨૮૮,૭૫૯ | ૨૦૫,૫૬૭ | ૫૨૬,૯૧૫ | ૬૪,૯૧૬ | ૭૪૯,૫૯૩ | ૭,૩૩૫,૮૫૮ |
| ૧૮૭૭ …… | ૧૪૨,૭૦૭,૨૩૧ | ૨૦૦,૧૮૪ | ૫૧૯,૮૩૯ | ૬૬,૬૩૬ | ૭૨૮,૩૫૦ | ૭,૪૦૦,૦૩૪ |
| ૧૮૭૮ …… | ૧૪૨,૧૮૮,૯૦૦ | ૧૯૪,૫૪૯ | ૫૩૮,૨૩૨ | ૬૮,૫૩૮ | ૭૪૨,૭૦૩ | ૭,૬૮૮,૬૫૦ |
| ૧૮૭૯ …… | ૧૨૮,૧૪૩,૮૬૪ | ૧૭૮,૪૨૯ | ૫૦૬,૨૮૧ | ૬૯,૮૮૫ | ૮૦૦,૪૨૬ | ૭,૮૨૯,૮૧૯ |
| ૧૮૮૦ …… | ૧૨૨,૨૭૯,૨૭૫ | ૧૭૨,૮૫૯ | ………… | ૭૧,૧૯૧ | ૮૩૭,૯૪૦ | ૮,૭૧૫,૭૧૦ |
| ૧૮૮૧ …… | ૧૨૭,૦૭૪ ૪૬૦ | ……… | ………… | ……… | ૮૦૩,૧૨૬ | ………… |
| ૧૮૮૨ …… | ૧૨૬,૨૫૧,૩૫૯ | ……… | ………… | ……… | ………… | ………… |

ઉપર જણાવેલી એવડી મોટી રકમ ખરચી બદલામાં પ્રજા શો લાભ હાંસિલ કરેછે એમ કોઈ પણ સવાલ કરશે? જો કાંઈ ફાયદો કે ગુણમાં બદલો મળવા થકી રૈયતના પૈસા આવડા મોટા ખરચમાં ઘસડાતા હોત, તો તેસારૂ કાંઈ પણ અક્કલવાળી વાત ગણાય, પણ ખરેખર તો દેશોની મોટી રાક્ષસી રકમો ગુન્હા, દરિદ્રતા, ભિખારીપણું, દુબળતા, દરદ, નાશ અને મોત એ ખરીદવામાં રોકાયછે તે કેવડી મોટી મૂરખાઈ? જોકે આ વાતો આંકડાઓથી સાબિત કરી શકાયછે તોપણ જે સઘળી હાનિ દારૂથી થાયછે તેનો મોટો ભાગ તો કદિ અજવાળું જોતોજ નથી અને ઘણી અધિક પ્રમાણમાં થતી જાણીતી નુકસાનીની નોંધ થાયછે તેપણ કદિ લોકની જાણમાં આવતી નથી.

યુનાઇટેડ કિંગડમમાં મનુષ્યને ઘરઉપયોગી વસ્તુઓ પાછળ એક વર્ષમાં લાગેલા ખર્ચની દારૂ પાછળ લાગતા પૈસા સાથ સરખામણી હેઠલા કોઠાથી જણાશે.

| | | | |
|---|---|---|---|
| રોટી …………………………… | પૌંડ ૭૦,૦૦૦૦૦૦ | ખેતી માટે લાગેલું ભાડું ……….. | પૌંડ ૬૦,૦૦૦૦૦૦ |
| માખણ અને પનીર ………………… | ૩૫,૦૦૦૦૦૦ | ઘરો માટે આપેલા ભાડાં……………… | ૭૦,૦૦૦૦૦૦ |
| દૂધ ……………………………… | ૩૦,૦૦૦૦૦૦ | ઉનની વસ્તુઓ …………………… | ૪૬,૦૦૦૦૦૦ |
| ખાંડ……………………………… | ૨૫,૦૦૦૦૦૦ | સુતરાઉ ચીજો ……………………… | ૧૪,૦૦૦૦૦૦ |
| ચા, કાફી અને કોકો ………………… | ૨૦,૦૦૦૦૦૦ | સનની ચીજો………………………… | ૬,૦૦૦૦૦૦ |

૧૮૮૦ ના સાલમાં પૂરાં થતાં દશ વર્ષનો ફકત દારૂ પાછળ થયલો સરાસરી વારસિક ખરચ ૧૩૬૦૦૦૦૦૦ પૌંડ હતો.

મુખ્ય મજૂરિયાત વર્ગનો પૈસો આ રીતિ ગમાવાયછે. ફકત પૈસાનીજ ખૂવારી

દારૂ માટે થાયછે એમ નથી પણ અનાજ અને બીજી પેદાશ જેનો દારૂ બનાવવામાં નાશ થાયછે તે નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| **માલ્ટ** દારૂ બનાવવા વાપરેલો } ......... | | બુશેલ |
| **ખાંડ** ,, ,, ,, } | | ૫૩,૬૫૬,૦૦૦ |
| **અનાજ** ૨૮૭૧૩, ૯૯૭ ગૅલન બ્રિટિશ સ્પિરિટ બનાવવામાં; ૧૯ ગૅલન બનાવવા ......... ફિજે બુશલના હિશાબે | | ૧૨,૦૯૭,૫૨૮ |
| **બીજી પેદાશ** (૮૨,૩૫,૭૬૮ ગૅલન પરદેશના સ્પિરિટ બનાવવા માટે) | | ૩,૪૬૭,૬૮૦ |
| **જમીન** (હૉપ્સ ઉગાડવા વાપરેલી ૬૮૦૧૬ એકર જેનાં એક એક એકરમાંથી ૩૦ બુશલ અનાજ મળે.) | | ૨,૦૪૦,૪૮૦ |
| **પેદાશનો નાશ** (૧૪,૩૮૨,૯૮૩ ગૅલન વાઈન બનાવવામાં) | | ૩,૦૨૮,૦૦૦ |
| **પેદાશનો નાશ** (બ્રિટિશ વાઇન, સાઇડર ૪૦ બનાવવામાં) | | ૧,૭૫૦,૦૦૦ |
| | | ૭૬,૦૩૨,૬૮૮ |

આટલો મોટો અનાજનો જથ્થો એક દરિયામાં હોમાવી દેવામાં આવે એ વિચાર આફત જેવો લાગેછે પણ જો ખોરાકના આવડા મોટા જથાનો આવી રીતે માત્ર નાશ થઇને રહે તો મોટી ઇશ્વરી કૃપા થયલી સમજવી કારણ કે તેથી ખોરાકીનો નાશ થયો એટલીજ ખરાબી કહેવાય પણ જ્યારે તેટલાજ અનાજનો નાશ થઈ દારૂ બનેછે તેતો વળી સાથે લોકનું પણ સત્યાનાશ કાઢી નાખેછે.

---

# પ્રકરણ ૬.

## છાકટપણું શું:—તેનાં કારણ.

બીજાં ઘણાંક કારણોસાથ માણસનાં મરણનું એક અતિ મોટું કારણ દારૂ છે. જો આપણે પૂછવા નીકળીએ કે ફક્ત દારૂથીજ મરણ પામેલા માણસોના દાખલા કોને કોને ખબર છે તો આપણે માલૂમ પડશે કે તેવો એક પણ દાખલો ઘણુંકરી દરેક પુરૂષની જાણમાં હશેજ. આ ઉપરથી સવાલ ઉઠેછે કે પૃથ્વીની સપાટીઉપરની અપ્પૂટ વસતીના મોટા ભાગને એમ એક એક દાખલાની પણ ખબર હોય, તો દારૂથી મરણ* પામેલાની સંખ્યા કેટલી મોટી હોવી જોઇએ? ખચિત અગણિત. એ ઉપરથી વિચારવું સહેલ છે કે મોત જે જુદા જુદા આકારમાં માણસનો અમૂલ્ય જીવ લેછે તેમાંનો એક દારૂ છે. દારૂથી જે પાયમાલી થાયછે તેનો નીચલા એકજ દેશના દાખલા ઉપરથી દુનિયામાં આ ખુરામતીયો દૈત્ય કેવડો ધાન વાળેછે, તે કોઇની પણ ખાત્રી કરવા માટે પૂરતો થશે. અમેરિકાના યુનાઇટેડસ્ટેટસમાં ૧૮૬૬થી ૧૮૭૭ સુધીની સરકારથી લીધેલી ગણના ઉપરથી એવું માલમ પડેછે કે ત્યાંના લોકે દારૂ

---

* દારૂથી અનેક દરદો થઇ મોટી સંખ્યામાં લોક મરેછે તેના દાખલા ન ગણતા મુંબઇ શહેરમાં માત્ર દારૂની જોમમાં તુરત મરી ગયલાંની સંખ્યા આપણા કોરોનર ડા. બ્લેનીના જણાવ્યા મુજબ ૧૮૮૨ મા ૯, ૧૮૮૩ મા ૧૨, ૧૮૮૪ મા ૧૧, ૧૮૮૫ માં ૧૩ અને ૧૮૮૬ માં ૧૨ એટલી છે.

પછવાડે ૬૦,૦૦,૦૦,૦૦૦ ડાલરનો ખરચ કર્યો હતો. ૩,૦૦,૦૦૦ માણસોનું દારૂએ મોત ઉપજાવ્યું હતું. ૧,૦૦,૦૦૦ બચ્ચાંઓને નાવારેસ થવાથી નિરાશ્રિતને આશરો આપવાના મથકમાં મોકલી દેવામાં આવ્યાં હતાં. ૧,૫૦,૦૦૦ માણસોને કેદખાને†તેમજ મજૂરી કરાવાના ઘરમાં નાખ્યાં હતાં. ૧૦૦૦ માણસો દારૂની અસરથી દિવાના બન્યા હતા. ૨૦૦૦ માણસોએ દારૂથી ખુવાર થઇને આપઘાત કર્યો હતો. દારૂની દુષ્ટ અસરથી લોકે આગ તેમજ લુટફાટથી ૧,૦૦,૦૦,૦૦૦ ડાલરની કિમ્મતની મીલકતનો નાશ કર્યો હતો. ૨૦૦૦૦ બાયડીઓને પતિ વગરની કરી રંડાપો આપ્યો હતો, અને ૧૦,૦૦,૦૦૦ બચ્ચાંઓને માબાપવિનાના બનાવી મૂક્યાં હતાં. આટલી અતર્ક્ય દુષ્ટતા છતાં તથા દરેક પ્રજાના મોટમોટા વિદ્વાનો અને પંડિતો પ્રાચિન કાળથી તેની વિરૂદ્ધ બોલતા આવ્યાછે તે છતાં હજી તે હયાત કેમ રહ્યોછે ? તે નક્કી કરવા દારૂની લખ, વ્યસન કે તૃષ્ણા, શું કારણોથી ઉત્પન્ન થાયછે, તે વિષય ઉપર લક્ષ રોકીએ. કોઇક થોડો દારૂ નિત્ય પીએછે અને કોઇક હંમેશા ઘણો પીએછે. પાછલી સ્થિતિ પહેલામાંથી જન્મેછે, અને પહેલી સ્થિતિ પાછલીનો અંશ છે. થોડો કે ઘણો દારૂ ઢાંસવાનો લખ શરીરમાં અનેક પ્રકારના કારણોથી ઉછળેછે, અને જેમ આ લખ વૃદ્ધિ પામી અતિમદ્યપાન (ઇનએબ્રાયટી) ની દશામાં આવેછે, તેજ પ્રમાણમાં પીનારનું પોતાની તૃષ્ણા અટકાવવાનું સઘળું સામર્થ્ય જતું રહેછે. રોજ થોડો દારૂ પીએછે તેઓનો મોટો ભાગ ફક્ત દારૂની વાસના તૃપ્ત કરી તેની મોજ માટે પીએછે, અને જ્યારે આ મોજ શરીરમાં થોડું કે ઘણું નુકસાન કરેછે તે જાણવા છતાં પીવાયછે, ત્યારે તે બૂરાઈ ગણાયછે, પણ એજ બૂરાઇમાંથી જ્યારે અતિમદ્યપાનની સ્થિતિ આવેછે ત્યારે તે સ્થિતિની દરદના વર્ગમાં ગણના કરાયછે; કારણ, જોકે અતિમદ્યપાન પોતાનીજ મોજ કે બૂરા આચારનું ફળ છે, તોપણ આ હદ જેટલી છાકટ સ્થિતિ તે એક દરદ છે. જે કારણોથી અતિમદ્યપાનનું દરદ આવેછે તેજ કારણો ઓછી કે વત્તી દારૂની વાસનાને લાગુ પડેછે, માટે અતિમદ્યપાનના કારણો તે દારૂ પીવાની સઘળી હદના પણ કારણ ગણવા.

**અતિમદ્યપાન** (ઇનએબ્રાયતી) મન અને મજ્જાતંતુસ્થળની એક **દરદી સ્થિતિ** છે, જેની મૂળ ખાસિયત એવી છે કે છાકટ કરનારા દારૂઓ અથવા બીજી કેફી વસ્તુઓ, જેથી ગમે એવી ખરાબી છતાં આરામ જેવું લાગેછે, અને જેનો છંદ અટકાવી ન શકાય એવી તૃષ્ણા થાયછે. હવે આ પીડાકારક અને મનને વશ કરનાર દરદ જૂદાં જૂદાં કારણોથી ઉછળેછે.

**૧. ઓધે ઉતરેલી વળણ અથવા પેઢી ઉતાર પ્રકૃતિઃ**—એ પ્રથમ કારણ છે. જેમને પેઢી ઉતાર દારૂની લખ હોયછે, તેમને આ કાટીલ પ્રવાહિનો એક ગોટ પીતાંજ અમર્યાદપણે દારૂ પીવાની વળણ ઉશ્કેરાય છે, અથવા તો ભેળું તેમજ બીજા મજ્જાતંતુસ્થળોની કાંઈ ઓધે ઉતરેલી બીજી ખોડથી પણ હદથી અધિક પીવાની તૃષ્ણા શરૂ થાયછે. ઘણાક અજમાયશવાળા વિદ્યાવેત્તાઓ દારૂચળના દિવાનાપણાં (ડીપસોમેનયા) નાં ઘણા દાખલાઓનું કારણ પેઢી ઉતાર પ્રકૃતિ જણાવેછે. દરદો ઓધે

---

† મુંબઇમાં ગુનાહની હાલત દેખાડનારા વારસિક હેવાલમા છાકટ થઇ ધાંધલ કરવા માટે મેજીસ્ટ્રેટ આગળ ઉભા કરેલાની સંખ્યા ૧૮૮૩ માં ૭૧૧૪, ૧૮૮૪ માં ૫૮૫૩ અને ૧૮૮૫ મા ૬૬૪૮ હતી.

ઉતરેછે, એ વાતના કુદરતી કાયદા વિષે કંઈ પણ સંદેહ રહ્યો નથી. સામાન્ય પ્રકારના ઘેલાપણાંમાં પેઢી ઉતાર વિકૃતિપ્રવેશયોગ્યતા (હિરેદીતરી પ્રીદીસ્પોઝીશન) ની નિશ્ચિત વળણ જોતાં, વળી માતપિતામાં પોષક ધર્મોની અપૂર્ણ અથવા બિગડેલી હાલતો, જેવી-કે ક્ષય, પાંડુ, નજળો, અને એવાં બીજાં ઓછાં કે વધતાં જોખમભરેલાં ઘણાક દરદો છે (કે જેમનું મૂળ ખુલ્લી રીતે ઓધે ઉતરેલી પ્રકૃતિ છે,) તે બચ્ચામાં આવી પ્રગટ થવાને પાત્ર હોયછે તે સિદ્ધાંત જોતાં, છાકટોના બચ્ચામાં અપરિમિત દારૂ પીવાની ટેવ અને ઘેલાપણું, કે બીજાં દરદને યોગ્ય થવાના સંભવની, આપણે ખચીત આશા રાખવી જોઈએ. ખુલ્લી રીતે પરખાઈ આવે એવાં પેઢી ઉતાર દરદો જેવાંકિ આલ્કો-હૉલથી નિપજેલો નજલો, સંધિવા, ફેંફરૂ વિગરે દરદો માબાપનું અતિમદ્યપાન દરદ ઓધે ઉતરી સહેજ દારૂથી ઉભળી આવેલાં જણાયલાં છે. અને જો કદાપી તેવી સ્થિતિ બચ્ચામાં ન જણાય, તોપણ ઘણી વખતે તેઓ ઠીગણાં અથવા તો બીજી કાંઈ ખોડવાળાં થાયછે. આવાં બચ્ચાંની મજ્જાતંતુરચના ઉપર નજીવા કારણોથી પણ ઘણી ભારે અસર થાયછે, તેમનું ચિત્ત ઠેકાણે રહેતું નથી, અને તેમના ઇચ્છાશ-ક્તિ કમી રહેછે. આવાં તન અને મનનાં નબળી પ્રકૃતિવાળાં બચ્ચાંને બાળપણમાં ઉ-ભરાતાં દરદોનો અકાળ ભોગ થવાનો, અથવા તરૂણાવસ્થામાં સખત બિમારીમાંથી સાજા થતી વેળા ખોએલું કૌવત પાછું મેળવવા કુદરતે માણસમાં જે શક્તિ સંઘરી રાખીછે, તે ન રહેવાથી, મોતના ભોગ થવાનો સંભવ છે. આવી ઓધે ઉતરતી પ્રકૃતિનું મોટું કારણ છાકટ બાપ અથવા મા હોયછે. કેટલાએક દાખલાઓમાં મા અને બાપ બેહૂ છાકટ હોયછે, પણ ઘણી વેળા તો છાકટ બાપ કારણ થઈ પડેછે તોપણ આ દલગીરીભરેલું છે કે હમણાં હમણાં ઓધે ઉતરતાં છાકટપણાંના ઘણા દાખલા-ઓનું કારણ છાકટી મા હોયછે.

જો માબાપમાં ઘેલાપણું હોય, તો તેથી પણ દારૂ પીવાની લખ ઓધે ઉતરેછે. દારૂના એકર્જ ગોટથી ઉભરી આવે એવી છાકટપણાંની લખ ઓધે ઉતરેછે, એટ-લુંજ નહિ, પણ છાકટપણાંથી ઉપજતાં દરદો તથા તેમની અસ્વાભાવિક પ્રકૃતિ પણ બચ્ચામાં ઉતરેછે.

દારૂનો ચાલુ વપરાસ ઘેલાપણાંનાં અનેક સ્વતંત્ર કારણોમાંનું એક સબળ કારણ છે, તેમજ ઘેલાપણાંનાં બીજાં કારણોને તે સાહ્ય પણ થાયછે એવું આપણે આગળ શાબિત કર્યુંછે, માટે એ બાબતના પુરાવામાં અધિક દાખલા દલીલોની જરૂર નથી. ડંફ્રીઝનાં ક્રીસ્તન દિવાનાશાળામાં રેહેનારો ડાક્ટર ડબ્લ્યુ. એ. એફ. બ્રાઉન નીચે પ્રમાણે હકીકત આપેછે. "દારૂડીઆઓ માત્ર પોતાનીજ મજ્જાતંતુરચના (નર્વસ સિસ્ટમ) ને નુકસાન કરેછે, અથવા નબળી કરેછે, એટલુંજ નહિ, પણ પોતાની સંતતી (ફૅમીલી) ને માનસિક રોગોનો વારસો આપેછે. તેની છોડીઓ ભીરૂ (નર્વસ) અને હીસ્ટિરીયાવાળી હોયછે. તેના છોકરાઓ નબળા, જીદી, વિલક્ષણ (ઍકસૅ-ન્ટ્રિક) અને કોઈ અણદીઠ સંકટની ઉસ્કેરણીથી અથવા રોજની ફરજ અદા કરવાનાં દબાણથી ઘેલાપણાંમાં ડુબેછે." આ વિષે માસાચ્યુસેટ્સમાં ડાક્ટર હાઉના કરેલા રી-પોર્ટમાંથી અસરકારક હકીકત મળી આવેછે. ૩૦૦ મૂઢ બચ્ચાંના માબાપો હોશિયાર ને સમજવાળાં હતાં, પણ તેમાંનાં ૧૪૫ ના એટલે નજદીક અડધો અડધ બચ્ચાંના

માબાપો હમેશાં છાકટ રહેતા એવી નોંધ કરવામાં આવીછે. એવું સિદ્ધ થયુંછે કે એવાં માબાપોથી તેમના બચ્ચાંને નબળો અને ઢીલો બાંધો પ્રાપ્ત થાયછે, તેથી તેઓ શારીરિક અને માનસિક ઉત્સાહમાં અપૂર્ણ રહેછે, અને આ ખાસ પ્રકૃતિને લીધે આલ્કોહૉલવાળી વસ્તુઓની તેઓમાં ભારે તલપ રહેછે. એવાં ઘણાં છોકરાં નબળાં હોયછે અને જીંદગી અનિયમિતરીતે પસાર કરેછે. તેઓમાં ઉત્સાહ કમી હોવાથી કંઇપણ ઉત્તેજક વસ્તુની તેમને ગરજ જણાયછે. જો તેઓ પોતાના બાપ-દાદાને એવારે ઉતરેછે કે જેમ કરવાને દારૂથી પરહેજગાર બાપના છોકરાં કરતાં તેમને વધારે લાલચ હોયછે અને તેને દૂર કરવાની તાકાદ કમી હોયછે, તો તેમની પેઢી ઉતાર આવેલી નબળાઇમાં ઉમેરો કરેછે, અને તેઓના શરીરમાં મૂઢપણાંની વળણ વધેછે, અને તે પોતા પાછળ બચ્ચાંને માટે મૂકી જાયછે. ગર્ભાધાન કાળે જો માતપિતા બેઉ અથવા બેમાંના એકે દારૂ પીધો હોય, તો તેથી ઉપજેલી સંતતિમાં પણ મૂઢપણું આવેછે. ગૅલીઅસ એવું કહેછે કે એક છાકટ માણસના બચ્ચાનું ભેજું કદિ સારૂ હોઈ શકેજ નહી. ડાકટર કવેનની મેડીકલ દીક્ષનરીમાં ડાકટર કરનો આલ્કોહૉલીઝમ વિષેના લખાણમાં કહેછે કે "ચાલુ દારૂ પીવાની ટેવ ઘણા દાખલા-ઓમાં બેશક ઓધે ઉતરેલી હોયછે; નહી કે તેના વડવાઓ ખામખા છાકટ હોવા જોઇએ પણ તે કુટુંબ દોરાઈ ગયલી પ્રકૃતિનું હોયછે અને જે કેફી કસર (નારકોતીક તેન્ત) કુટુંબનાં કેટલાક જણોમાં હીસ્તિરીઆ, ફેફરૂ અને ઘેલાપણાંનાં મરજોના રૂપમાં દેખાયછે, તે બીજાઓમાં દારૂની અત્યંત લખના રૂપમાં જાહેર થાયછે. પેઢી ઉતાર છાકટપણાં વિષે ડાકટર દાર્વિન જણાવેછે કે " ઉભાણવાળા અથવા જલદ દારૂઓ પીવાથી જે જે વ્યાધિ ઉત્પન્ન થાયછે તે સઘળી પીનારાની ત્રીજી પેઢી સુધી ઓધે ઉતરતી જાયછે, અને તેના પુત્રપૌત્રાદિક પણ જો તેની પેઠેજ દારૂના વ્યસનમાં પડયા હોય તો ચોથી પેઢીએ તેમના આખા કુટુંબનો સમૂળ નાશ થાયછે." ડાકટર બર્દ ઓધે ઉતરતાં છાકટપણાં વિષે નીચલું ભયંકર ચિત્ર આપેછે: "મારી જાણમાંનો એક પુરૂષ એ. ડી. ઘણી સખત મહેનત કરનારો અને જલદ દારૂ પીનારો હતો. તે તેના મંડળમાં એક હસમખુ રમકડું હતો, પરણ્યા પછે તેણે આગળ કરતાં અધિક દારૂ પીવા માંડયો, જેમ કરતાં તે તદન બુબખ બન્યો; અને લકવા તથા ગુરદાના મરજથી હેરાન થતાં આખરે મરી ગયો, ત્યાં સુધી પોતાની છાકટપણાંની ટેવ તેણે ચાલુ રાખી. આ માણસ પોતાની પાછળ છ છોકરાં મૂકી ગયો તેમાં ત્રણ છોકરા હતા અને ત્રણ છોકરી હતી. તેપણ સઘળાં છાકટાં નીવડયાં. પણ વડો છોકરો બીજા-ઓથી કમતી પીનાર હતો. બીજો છોકરો એડીનબરોમાં ધારાનો અભ્યાસ કરતો તે સર્વે પ્રકારનાં કુછંદમાં પડયો, અને થોડાં વર્ષો સુધી પોતાના દોસ્ત અને સગાંવાહલાં-ઓને પોતાની દરિદ્રતા અને દુરાચારથી તોબાહ પોકરાવી અમેરિકા ગયો, અને ત્યાં ન્યુર્યોકની એક ઑસ્પિટલમાં દેહ છોડી. ત્રીજા છોકરાને ધર્મસંબંધી તરબિયત આપવામાં આવી હતી. તે વાકચાતુર્ય અને નીતિબોધમાં ઘણો સારો નીવડશે એવા ચિન્હ જણાયાં, પણ જ્યારે તે બદફેળીમાં પડયો અને તેની પદ્ધિ જોકે અ-નીતિવાન તૃષ્ણાઓ ઉપર અંકુશ મૂકે તેવી હતી, તોપણ એક વખતે તે ધર્મસંસ્કાર માટે દેવળમાં રાખેલો દારૂ ગટકાવી ગયો, અને ઉપદેશકનાં આસન (પુલપીત) આગળ

છાકટ હાલતમાં ગયો. એવી ચાલને લીધે તેને ધર્મોપદેશકની જગ્યા ઉપરથી કાહાડી મૂક્યો પછી તે છાકટપણાની અને ભીખારી હાલતમાં પડી આખરે એક મજુર તરીકે મરણ પામ્યો. હવે સહુથી વડી છોકરીએ પોતાના ધણીની ગેરહાજરીમાં રમના પીપમાંથી પીવાય તેટલો દારૂ પી લીધો અને તેનો ધણી આવીને જુએછે તો તેથી તે મરણ પામી હતી. બીજી છોકરી પણ આવીજ રીતના છાકટપણાના જોશમાં આવી મરણ પામી. ત્રીજી છોકરી હતી તે જોકે પોતાની બેહનોના જેટલી અથાક પીનારી નહોતી, તોપણ ધણીની ગફલતીનો લાભ લઈ છાકટી બનવા ચૂકતી નહી. અને તેની બે બેહેનોની પેઠેજ તેણીને પણ છોકરાં ન થયાં. વડો છોકરો જે બાપનું વ્યસન અતિ બૂરૂં હતું તે આગળ જન્મ્યો હતો તે બાપની માલમતાનો ધણી થયો, અને એક ચંચળ સ્ત્રી સાથ પરણ્યો. પોતાના ભાઈઓ કરતાં જોકે તે થોડો દારૂ લેતો હતો, તો પણ લોક તેને છાકટ ગણતા હતા. તે અચાનૂચ મરણ પામ્યો, અને બે છોકરા તથા ત્રણ છોકરી પાછળ મુકી ગયો. આ છોકરાઓમાંનો વડો અત્યંત કુછંદમાં ગરક થઈ ટુંકી ઉમ્મરમાં કુંવારો મરણ પામ્યો. નાનો છોકરો પરણ્યા વગરનો જીવવા પામ્યો. વડી છોકરીનો નાજૂક બાંધો હતો અને તે સુવાવડમાં મરી ગઈ. બીજી છોકરી કંઠમાળા (સ્ક્રોફ્યુલા) ના રોગથી હેરાન થઈ, અને સૌથી નાની પરણેલી હતી પણ વાંઝણી નીવડી. આ દાખલા ઉપરથી જોવામાં આવેછે કે આ બીજાં કુટુંબનો વડો પોતાનો બાપ જ્યારે થોડો દારૂ પીતો, ત્યારે જન્મેલો હતો, તે થોડાક છોકરાંનો બાપ થવા પામ્યો પણ તેના કુટુંબનો રેલો વળી થોડાજ વખતમાં નાબૂદ થયો. આ પ્રમાણે આપણે જોઈએ છીએ કે બાપનું પાપ તેનાં છોકરાંને નડેછે, અને વળી તે બીજી ને ત્રીજી પેઢી સુધી પોંહોંચેછે. બીજું ધ્યાનમાં લેવા જોગ એ છે કે કુદરત પણ દારૂનું વ્યસન ફેલાતું અટકાવવા અર્થે મદદ કરવાને છાકટાંઓમાંથી સંતતિ ઉત્પન્ન કરવાની શક્તિ છીનવી લેછે.

જેઓ અતિ ઘણો દારૂ પીએછે, કે જેઓ મધ્યમપણે સ્વાદ લઈ લઈને લખ પૂરી પાડેછે, તેવા ઘણાએક તેમની દુરાચરણની તકરારમાં એવું બહાનું લાવેછે કે આ બદી જે તેઓમાં દાખલ થઈછે તે તેમનામાં બાપદાદેથી ઉતરતી આવીછે, એટલામાટે તેઓ પોતે જવાબદાર નથી, તેમજ તેમનામાં તે બદી દાબવાનો અખ્તિયાર નથી. આવા બહાનાની તરફેણ વાત એટલીજ છે કે બાપદાદાની દારૂ પીવાની બદી તેઓમાં કેટલેક દરજ્જે ઉતરેછે ખરી પણ તે તદન સુધારી શકાય એવી છે. દારૂથી ઓવે ઉતરતી બદીનું બાહાનું કાહાડનારાઓને યુરપ અને અમેરિકાના ખરા સુધરતા લોકનો દાખલો પકડવો જોઈએછે. ત્યાંનાં જૂદા જૂદા ભાગના લોક દારૂની બદી અને તેથી પેદા થતો નુકસાનકારક સજો કેવો બૂરો છે, તે હવે સમજવા લાગ્યાછે. તેઓએ દારૂનિષેધક મંડળીઓ ઠામઠામ ઉભી કરીછે જેમાં જેઓ દારૂથી પરહેજ રહેવા ઇચ્છે તેમને દાખલ કરી પોતાનું બૂરૂં વ્યસન સુધારવાનો લાભ આપેછે. પોતાને હાથે દારૂની ટેવ પાડનારાજ નહી પણ ઓવે ઉતરેલા દારૂના વ્યસનવાળા પણ આવી મંડળીઓનો ફાયદો જોઈ તેમાં દાખલ થવા લાગ્યા અને તેમણે પોતાના હકમાં મોટા ફાયદા જોયાછે. આ ઉપરથી ખુલ્લું દીસેછે કે એક બારગી દારૂ પીવાની બદી ઓવે ઉતરી હોય, તોપણ કોશેસ કરવાથી તે છોડી દઈ શકાયછે.

**૨. મનને કોઈક પ્રકારનો અણુચિત ધક્કો** (શૉક):-અમુક દેહ પ્રકૃતિમાં મનને અણુચિત્ય ઝટકો લાગ્યાથી અતિમદ્યપાનનું મંડાણ થઈ તેમાં જલદીથી વધારો થતો જાયછે. અચાનક ભારે દોલત હાથ લાગવાથી, અથવા પૈસાની એકાએક ખુવારી થવાથી, ધંધા રોજગાર યા સટ્ટામાં ભારે નુકસાન થયાથી, મરણ અથવા કોઈ બીજાં કારણને લીધે કુટુંબની એકાએક થયલી પાયમાળીના સંતાપથી, અને મોહબતમાં નિરાસીનો ગમ લાગવાથી છાકટપણાંની ટેવને ખિલવામાં ઉત્તેજન મળેછે. મનમાં અણુચિત્ય ઝટકો લાગવાથી મગજના કાર્યોમાં એવા પ્રકારના અણદીઠ રોગિષ્ટ ફેરફારો નિપજેછે કે જેથી સહન નહિ થઈ શકે એવાં સંકટને લીધે મંદ થયલાં અથવા ઉશ્કેરાયલાં ભેજાંને આરામ આપવા દારૂ અથવા બીજી કેફી વસ્તુ લેવાની લાલચ થાયછે. ન્યુર્યોકસ્ટેટના છાકટા માટેના આશ્રમશાળામાં ૧૮૮૨ ના વરસમાં ૨૪૪ દરદીઓને દાખલ કરવામાં આવ્યા હતા તેઓમાંના ૮૧ જણે દારૂ પીવાની આદતના કારણો ભારે ગઝબ અને ધંધામાં ખુવારી જણાવ્યાં.

**૩. શક્તિ ઉપરાંત શ્રમઃ**—હદ ઉપરાંત મહેનત કરવાથી ઘણી વેળાએ એવી થાક ચહડેછે તથા હાથ પગ ઢીલા થઈ જાયછે કે થોડો દારૂ પીવાથી સુસ્તી જતી રહી ફરીથી થોડો વખત પોતાના કામ પાછળ લાગવાની એક માણસને ઉલટ આવેછે. થોડો કે ઘણો દારૂ પીનારાઓ દારૂ પીધાથી મહેનત કરતાં થાકતા નથી એવું તેઓ માનેછે, અને તેથી તેઓ દારૂ છોડતાં બીહેછે; તેઓને જરાપણ સુસ્તી લાગતાંજ કામ કરવા આગમજ તેઓ દારૂનો ટેકોરો ચહડાવેછે. જો દારૂ પીધાથીજ કામ કરવાની શક્તિ આવેછે, એવા વિચારથી એકવાર દારૂ પીવા માંડયો, તો હમેશાં કામ કરવા આગમજ દારૂ ઢાંસવાની હાજત લાગેછે, અને તે પેટમાં પડવા વગર કામ કરવાનું સુઝ પડતું નથી. ઘણા કારણોને લીધે બદનને થાક લાગેછે, અને કામકાજ કરવાને તે અશક્ત થઈ પડેછે, તેનો ઉપાય જો દારૂ પીને કરવામાં આવે તો છાકટપણું આવેછે. શક્તિ ઉપરાંત શ્રમથી બદન અશક્ત બનેછે, તેનું કારણ આપણે કહ્યું છે કે બદનને પુષ્ટિ આપવા પૂરતો ખોરાક અને આસાયશ મળતાં નથી, તેમજ શરીર ઉપર સઘળો દિવસ અધિક કામકાજનો બોજો પડવાથી તે નબળું થાયછે. વળી મગજને શ્રમના અધિક બોજાથી થાક લાગે, ત્યારે પણ બદન અશક્ત થયલું માલમ પડેછે, માટે આવાં થાકેલાં મગજ કે તનને પૂરતો ખોરાક અને પૂરતી આસાયશ આપવા બદલ દારૂ પીવામાં આવે તો થાકની વેદનાકારક લાગણી ફક્ત બુઠ્ઠી થાયછે અને હૃદયના ધબકા જોશથી થોડીક પળ ચાલેછે જેથી જોર આવ્યું સમજાયછે. આવા ખોટા ખ્યાલથી બદનની અશક્તિ દૂર કરવામાં દારૂ પીવામાં આવેછે, ત્યારે દારૂની લપ વધતી જાયછે અને છાકટપણું તેની જીંદગીના દહાડા ટૂંકા કરેછે તેનું બિચારા પીનારને કશું ભાન હોતું નથી.

**૪. તંદરૂસ્ત હાલતને ઉત્તેજક કરનારા સાધનોની ખૂટઃ**—હાલના બારીક વખતમાં, જ્યારે કમાવા માટે મન અને તનને ભારે કસવું પડેછે, ત્યારે સંસારસુખ, રમત ગમત, દીલ રીઝવે એવા સાથીઓ અથવા એવાં બીજાં મન તથા તનને આનંદ પમાડનાર સાધનોની ગેરહાજરીને લીધે ઘણી વેળાએ અતિમદ્યપાનની ટેવ બેમાલુમ રીતે લાગુ પડેછે. ઉપલાં જેવાં સાધનોની ખૂટ વેળા દારૂ પીધાથી દિલ બેહેલાયછે, અને મનને અમન મળેછે. દારૂની અસર એટલી મનોહર છે કે તે એકજવાર

આપ્યો, તોય હમેશાં પીવાની તૃષ્ણા પેદા થાયછે. એવી અસર પીનારના મગજ અને મજ્જાતંતુઓ ઉપર ઠસી જવાથી દારૂ છોડવો તેમને બહુ ભારી લાગેછે કેમકે દારૂથી એવી વેળા થતું ખૂરા કેફનું સ્મરણ મગજમાં જેવું તાજું થાયછે તેવાજ તેઓ અધિક દારૂ ઠાંસવા લલચાયછે. દારૂથી લોહી જરા જલદી ફરતું થઈ તેની આનંદી કેફની યાદ મગજમાં ઠસેછે, તેમ તેનો ઝણઝણાટ સ્વાદતંતુ ઉપર મજબૂતીથી ચોંટેછે, જેથી કોઈને દારૂના સ્વાદની લાગણી ઘણી તીણી રહેછે, જે લાગણી યાદ આવતાંજ દારૂનો શોખ તૃપ્ત કરવા તેને તલબ થઈ આવેછે. દારૂગન્ધની એવાજ પ્રકારની અસર થાયછે તેથી દારૂની ગન્ધ આવતાંજ પીનાર પોતાનો શોખ પૂરો પાડવા અધીરો પડેછે. આ કારણને લીધે ઘણા પીઠાંવાળાઓ, રસ્તે ચાલનારાઓનું મન લલચાવવા તેમને દારૂનો સોરમ જાય એવી તરહેવાર યુક્તિઓ કરેછે. આવી રીતે દારૂના સ્વાદ ને સુવાસ વગેરે લાગણીની મગજ અને શરીરના બીજા સઘળા મજ્જાતંતુ ઉપર અસર એવી ચોટી બેસેછે કે તે કાઢી નાખતાં ઘણી મુશ્કેલી પડેછે. દારૂ પીધાથી તે લોહી ભેળો શરીર અવયવનાં પરમાણુ અને વિશેષે મગજનાં પરમાણુમાં ફેલાયછે, ત્યારે તેની ખાસ અસર એમ ચોટેછે કે તે પરમાણુને દારૂ સાથ ભેળાયલાં લોહીનીજ પાછી ગરજ રહે એવી લાગણી થાયછે અને તેથી પીનાર એક ગ્લાસ ઉપરથી બે અને વધારે પીતો જાયછે. એ પ્રમાણે આજ રોજે પીધેલા દારૂની મજ્જાતંતુ ઉપરની લાગણીનું સ્મરણ બીજી વખતે કે બીજા દિવસે પાછું તાજું કરેછે ને તેથી પીનારનું મન લલચાયછે, ત્યારે તે થોભી શકતો નથી. જ્યારે એમ લોહીમાં એક જાતનો ફેરફાર થાયછે, અને તે ફેરફારવાળાં લોહીથી મગજ અને શરીરનાં તત્વોને પુષ્ટિ મેળવવાની આદત પડેછે, ત્યારે પીનારને હમેશ અને વળી વધારેને વધારે દારૂ પીવાની હાજત અને લાલચ થાયછે. આ ઉપરથી સમજ પડશે કે જેઓએ દારૂ મૂકી દેવો હોય તેઓએ થોડો થોડો કરી મૂકી દેવાનો વિચાર રાખવો એ ભૂલભરેલું છે, કારણ થોડો દારૂ પણ મગજ ઉપર થતી જૂની અસરોની યાદ ભૂજાવી દેવા બદલે સજીવન કરવા યોગ્ય છે. આ રીતે દારૂની યાદ આવવાથી કેટલાકો પોતાનું ચોકસ કામ કરવા આગમજ દારૂ પીએછે. ઘણા વક્તાઓ પોતાના ભાષણ કિંવા વાએજ કરવા પહેલાં દારૂ પી પોતામાં હોંશિયારી આવેછે એમ સમજેછે; કારણ મગજમાં દારૂના આધાર ઉપર રહેવાની યાદી ભમ્યા કરી, તે તૃષ્ણા પૂરી પાડવા તેને એટલો લલચાવેછે કે જાણે એક ગ્લાસ ઠોક્યા વગર તેનાથી કામ સારી રીતે કરી શકાશે નહી!

**૫. દુનિયામાં ઘણા વર્ષથી ચાલતો આવેલો રેવાજ:**—લોકની રોજ મધ્યમ દારૂ પીવાની ચાલ છાકટપણું બેમાલૂમ રીતે પેદા કરનારૂં એક સબળ કારણ છે. દારૂ પીવાનો રિવાજ ઘણા પુરાતન કાળનો છે, એ આપણે દારૂની તવારિખ વાંચતાં જાણી લીધુંછે, અને પુરાતન કાળથી તે અત્યાર સુધી તેના સંકટભરેલાં કનિષ્ટ ફળો પણ કેવાં નિપજ્યાંછે તે વિદ્યાબળથી લોક હવે સમજવા લાગ્યાછે, તોય અભણ અને અજ્ઞાન લોકમાં જેમ ધર્મને લગતા, પહેરવેશને લગતા, કે બીજી બાબદો લગતા વહેમ અને રિવાજ પુરાતન કાળથી પ્રસરતા ચાલ્યાછે તેમ દારૂનો ઉપભોગ ચોપાસ પ્રસરતો ગયોછે. જેમ એક ખૂરી રસમ ઘણા લોકમાં પ્રસરેલી હોયછે, તો તેને ખૂરાઈ બદલ ગુણમાં ગણાવા

યોગ્ય લોક તકરાર કરેછે, અને અભણ લોકથી તે રસમને ઉત્તેજન મળતું જાયછે, તેમ દારૂથી થતી ખરાબી વિષે જ્યારે પણ તકરાર ઉઠેછે, ત્યારે ઘણા દારૂના શોકીનો અને છાકટો અક્કલમાં ઉતરે એવી કોઈ તકરાર કરતા નથી, પણ કહેછે કે દુનિયામાં સર્વ પીયેછે તેમ અમે પણ પીયે છીએ, આપણી સંસારી સઘળી ખુશીની વેળાઓમાં કે ગમગીનીની હાલતોમાં મધ્યમપણે દારૂ પીવાની ટેવથી જેટલું છાકટપણું ફેલાયછે એટલું કોઈ પણ બીજાં કારણથી બેમાલુમ પ્રસરતું નહિ હશે. એક ચાલ કહી બતાવા કરતાં કરી દેખાડવી એ વધારે અસરકારક છે. દાખલાની અસર કેટલી થાયછે તે સમજવું કાંઈ મુશ્કેલ નથી; કેમકે લોક મદ્યપાનની તરફમાં કદિ એક વચન પણ ન બોલે તોય હમેશાં તે રીત રોજ જોવામાં આવે તે મુગા મોઢાથી પણ ખાત્રીપૂર્વક અસર કરેછે કે દારૂનો ઉપયોગ કરવો એક યોગ્ય અને સલામતિભરેલી ચાલ છે અને સંખ્યાબંધ લોક આવા રોજના મદ્યપાનની ચાલના દાખલાની નકલ કર્યા જાયછે, ત્યારે તે સારૂં કે નરસું કરેછે તેનો કોઈ એક સવાલ પણ કરતું નથી. દુનિયામાં એક માણસ બીજા માણસના મન ઉપર સીધી કે આડકતરી રીતે કંઇપણ અસર કર્યા વગર રહેતું નથી, અને આપણે એવા ઘણા દાખલા બનતા જોઇએ છીએ.કે જેમાં એક ધણીની ચાલથી બીજાની ચાલમાં ઘણા અગત્યના ફેરફાર થયા હોયછે, જોકે તે નિપજાવવા માટે એક પણ શબ્દ બોલીને કોશેશ કરી હોય એવી પેહેલા ધણીને ખબર નથી તોપણ. આનું કારણ કે ખાલી શબ્દોકરતાં કર્મ અધિક અસર કરેછે, અને તેથી જે ધડો બેસેછે તેની અસર જમીનમાં મજબૂત બી રોપાય એવી થાયછે અને તેના ફળ ધીમે ધીમે પાછળથી દર્શાયછે. દારૂના બાબમાં આમજ બનેછે. જ્યાં સુધી સદ્‌ગુણી અને આબરૂદાર પુરૂષો દાખલો બેસાડે નહીં, ત્યાં સુધી અસંખ્ય લોક મેંઢા પેઠે મદ્યપાન કરનારાનો દાખલો કોઇના કહેવા વગર લેછે, અને તેની જાળનો ફાંસો અજાણમાં પોતાને ગળે બોળવીને ફરેછે, અને જ્યારે તેમની જીંદગી ઉપર ફાંસાની ગુંગલાવતી અસર થવા માંડેછે, ત્યારે તે કહાડવા માંગેછે તો તેમાંથી બોકળું થવું બહુજ બીકટ થાયછે.

જો એક સારા નામવાળા, ઉંચા બોભાવાળા, અને પ્રતિષ્ઠાવાળા પુરૂષને એક કામ હમેશાં અથવા કદિ કદિ કરવાની ટેવ હોય, તો તે કર્મ ગમે એવું દુષ્ટ હોય તોપણ તે શખ્સના નામ, બોભા, તથા આબરૂથી કરીને બીજા લોકની આંખે તે ઉપર આબરૂનોજ છાપ દેખાયછે. જ્યારે એક ટેવને બીજા સુધરેલા દેશોમાં તેમજ આપણાં દેશનાં સુધરેલા લોકમાં માનની નજરથી જોવાય તેને ખરાબ તરીકે કોણ માને? દારૂ પીવાની ટેવ વિષે આમ બોલીએ તો તેમાં અયોગ્ય કાંઈ નથી. એક બચ્ચાંએ દુનિયામાં જન્મ લીધો કે તે જોગનો સમારંભ કરવા સહુથી પહેલાંજ દારૂ પીને આ નવાં અવતરેલાં બચ્ચાંને લાંબી અને સુખી જીંદગી ઇચ્છવાની લોક તજવીજ કરેછે. ધર્મમાં લેતી વખતે, હુન્નરમાં શીખાઉ તરીકે બંધાવાના વેળા, કાંઇપણ ધંધારોજગારનું કામ શરૂ કરતી વખતે, લગન અને મોત, ખાનગી તથા જાહેર ખાનાપીનામાં અને મુલાકાત વખતે, 'કલબો'માં, મેજબાનીમાં, ઇસ્પિતાળો, શાળાઓ, અને ધર્મસ્થળોનો પાયો નાખતી વેળા, ધર્મના કાંઇપણ કામની વખતે, વહાણને દરિયામાં ઉતરવાની કે આગગાડીનો માર્ગ ચાલુ કરવાની ક્રિયા વખતે, બજારમાં સારૂં ઠોકતી વેળા, અથવા તો નવી ચાકરી મળતી વેળા, પારકાં દેશમાં જવા કિનારો છોડતાં, કે ત્યાંથી

પાછું ફરતાં, સઘળા તહેવારના દિવસો ઉપર, ટુંકામાં કહીએ તો આપણી જીંદગીની હિલચાલના દરેક પગલે ઘરમાં કે બહાર, તંદુરસ્તી કે રોગમાં દારૂનો નિશો વીંટળાયલો છે. દલગીરીની વખતે આનંદ ઉપજાવા માટે દારૂ પીવાયછે, ખુશાળીના સમયે પૂરેપૂરી ખુશી આણવા માટે એની અગત વિચારવામાં આવેછે, ગરમી કે ઠંડીની વખતે એ જરૂરનો ધારવામાં આવેછે, જો ગરીબાઈ થઈ ગઈ હોય, તો સંતાપ દૂર કરવા માટે, અને જો મહેનતના ફળમાં પૈસો હાથ લાગી ગયો, તો તેની ફતેહમાં દારૂ પીવાયછે. ખચિત આ સઘળાંનો સાર એજ કે આ મધ્યમસર પીવાની ટેવે સંસાર-મંડળમાં એક એટલો જબરો પગ પેસારો કીધોછે કે તખ્તપર બીરાજતી મહારાણીથી તે હલકામાં હલકો તેની રૈયતનો એક માણસ "તમે શું લેશો?" એ બોલોમાંજ ખરી દોસ્તી અને દિલોજાન આવકારની સૌથી ચઢતી શાબિતી સમાયલી સમજેછે. ઉંચી જાતનો દારૂ ઘરમાં ભરી રાખવામાં મોટી આબરૂ સમજાયછે, અને કાંઈ પણ કેફની નિશાણી દેખાડયા વગર તે પીવામાં સદ્‌ગુણ સમજાયછે. દારૂ પીનારી પ્રજામાં જો કોઈ ઘરમાંથી દારૂ કાઢી નાખેછે, તો તુરત લોક તે સામે આંગળી દેખાડી તેને સારા કહેવાતાં મંડળો (સોસાયતી) માંથી બેરવી નાંખેછે, અને જાણે જાતભાઈ અને બાઈઓની નાજુક લાગણી તેણે દુખાવીછે તેની શિક્ષા ખમવા તેને એકલો પડતો નાખેછે. આ વાત વળી વિલક્ષણ છે કે જેઓ દારૂથી તદન પરહેજ નથી રહેતા પણ શાણપણે અને ડાહાપણથી ઘણો મધ્યમપણે રોજ પીએછે તે લોકની આમ દારૂ પીવાની ચાલના ટેકામાં તકરાર એવી લાવવામાં આવેછે કે એથી કદિ છાકટપણું થતું નથી પણ તેનો અટકાવ થાયછે, અને એ ઉપરથી એવું લોકમાં કહેવાયછે કે દારૂનો નિષેધ કરતાં મિતાહાર એ ચઢિયાતુ પ્રતનો વિવેક છે, અને ખોદાની એ બક્ષેસનો ઉપયોગ કરવો નહિ કે ગેર ઉપયોગ કરવો જોઇએ અને જેને દારૂ ક્યારે છોડી દેવો તે જો માલમ ન હોય, તો તેણે તેનો ઉપયોગ કરવોજ નહિ. પણ મીલાવડામાં અને ખાનાપીનામાં દારૂ વાપરવા અર્થે લોકની આ સઘળી તકરાર છતાં અતિમદ્યપાન હમેશ મધ્યમ પીવાથીજ માત્ર અવતરે-છે, એ બીના તો કોઈ રીતે ખોટી પડી શકતીજ નથી; ખરેખર છાકટપણાની ટેવ ફકત મધ્યમસર પીવાથીજ પડેછે, તેથી જ્યાંસુધી મધ્યમસર દારૂ પીવાનીટેવ ચાલુ છે, ત્યાં સુધી છાકટપણાંનો અટકાવ થઈ શકેજ નહિ, કારણ કે જો આપણે શોધતાં શોધતાં છેક મૂળ કારણ આગળ આવીએ તો આપણે કબૂલ કરવું પડેછે કે મંડળીઓમાં મધ્યમપણે પીવાના રિવાજથીજ આ ઝેરની અસ્વભાવિક તૃષ્ણા જન્મ પામીછે અને તેજ દુનિ-યાનાં સઘળાં છાકટપણાંનું મુખ્ય કારણ છે. જો છાકટપણું આમ જન્મ નથી લેતું તો ક્યાંથી અવતરેછે? તે મધ્યમ પીવાના અસરનું પરિણામ નથી તો બીજું શું છે? મંડળીની સઘળી પંક્તિના વર્ગના લોક વખતે વખત છાકટ થતાજ આવેછે, અને તે આ મધ્યમ પીનારાઓમાંથી મળ્યાંછે, પણ જેઓ પીતાજ નથી તેમાંથી તો કદિ મળ્યા નથી તેનું કારણ શું? દારૂ પીવાની સાધારણ ટેવ સિવાય બીજું કાંઈજ નથી, અને જો એક બંધ પડે તો બીજું બંધ થવુંજ જોઈએ. એક બીજી વાત ઉમેરીને આ તકરારને મજબૂતી આપીએ. આપણાં દેશમાંનું અતિમદ્યપાન કોણથી અટકાવી શકાશે? શું મધ્યમ પીનારાઓથી? ના કદી નહિ. જો એક માણસ દારૂના છંદમાં ફસ્યો હોય તો તેમાંથી તેને છોડવવાને કોણ આગળ અરજ કરવી? એક મધ્યમસર દારૂ પીવાની

ટેવ રાખનાર આગળ? ના નહિ. અને તેનું સુતરૂં કારણ ફકત એટલુંજ છે જે આ બદીના સઘળાં રૂપ ઉપર હૂમલો કરીને જીત મેળવવા માટે જે મજબૂત મન અને નીતિનું બળ જોઈએ તે ફકત થોડો પણ દારૂ પીનારમાં હોતું નથી. તેમ સઘળા મધ્યમસર પીનારા એક દૃઢતાથી છાકટ થવાની ભયથી સલામત રહેશે એવી કોઇને ખાત્રી નથી. છાકટોને બચાવનારી મંડળીઓ મુખ્ય નેમ ઘણુંકરીને છાકટોને બચાવી લેવાની રાખતી નથી; પણ કાયદાસર અને વાજબી ઉપાયોથી જેમને દારૂ પીવાની ટેવ નહોય તેમને દારૂ પીવાની ટેવ પાડતાં અટકાવવાનો હેતુ ધરાવેછે, જેથીકરી આખરે જ્યારે હાલના છાકટો મરી જાય, ત્યારે બાકીના લોક નિરહાર રહે. જો એક ખીલતો જુવાન એક ધર્મના ઉપાધ્યાને, તેનાં માબાપને, તેને ઉપદેશ દેનાર શિક્ષકને, અને મંડળીના સજ્જનોને એક વાઈનના ગ્લાસની વખાણ કરતાં સાંભળે અને પીતાં પણ જુએ, ત્યારે તેપણ તેમ કરે એમાં નવાઈ કાંઈ નથી; અથવા તો કોઈ જુવાન સ્ત્રી કે મરદ તેની દોસ્ત સાહેલીઓને ઘેર મળવા જતાં કબાટમાંથી દારૂનો શિસો કાઢી તેના સામે મેલી ઓહોંસ કરવામાં આવે કે તે ઘણો ફરમાશું અને ઉંચો છે, તો તેઓ દારૂ પીતાં નહિ શિખે તો શું કરે? તેમને સ્વભાવિક રીતે ભય રહેવોજ જોઈએ કે જો પીવા ના પાડીશું, તો કેળવણી વગર ઉધરેલાં કિંવા હલકા વર્ગમાં ગણાઈશું અને સારા મંડળમાં જતાં બાતલ થઈશું. આ પ્રમાણે દરરોજ આપણાં જુવાનિયાંઓને દારૂ પીવા અને પાવાની કોશેશ કરવા શિખાડવામાં આવેછે અને આ જાતની તેઓને મંડળીમાં મળતી કેળવણીથી આ ઝેરી પ્રવાહિ હદ્દથી જીઆદા પીવાની ભારે તલપ પહેલી ઉત્પન્ન થાયછે, જેનો અંત કેવા પ્રકારનો છે તે આપણને રોશન છે. એક લથડયાં અને ઝોકાં ખાઈ ચાલતો છાકટ સારી ગરાકીના પીઠાંમાંથી કેમ બહાર આવેછે તે જુવો. એક વખત તે ચકચકીત આંખોવાળો અને ઘરનો સુખી છોકરો હતો અને તેનો બાપ તેને ખોળાપર કુદાવતી વખતે તેનાપર મોટી મોટી હવેલી બાંધતો હતો અને તેની મા આશા રાખતી હતી કે તેણીના ઘડપણની લાકડી થઈ પડશે. પણ અફસોસ કે તે બધી આશાઓનો ભંગ થઈ તેના બુઢા માબાપની છાતીમાં તે ખુંચેછે અને હવે તે મૃત્યુને પ્રાપ્ત થાયછે. અહિં સવાલ ઉઠેછે કે જે દારૂથી તેનું સત્યનાશ વળ્યું તે પેહેલાં કયાં પીતાં શીખ્યો? શું દારૂના પીઠામાં? શું કલાલખાનામાં કે જ્યાં તે હમણા ઘણો ખરો વખત જોવામાં આવેછે? ના; એ તો તેની પોતાની હેતવંતી માના ગ્લાસથીજ. ખરેખર તેને ઘણી વેળા સમજાવવામાં આવતું કે તેના બાપના ગ્લાસમાંથી છેલ્લો ગોટ તેનો બાપ પાતો ત્યારે તેમાં તે મોટો વાહાલ કરતો અને જ્યારે આ જાલીમ અને આતશી દારૂથી તેના ડોળા બહાર નીકળી ચમકતા, ત્યારે તેને કહેવામાં આવતું કે કાયર નહી થા—મરદાનો થઈ પીજા!! ઘણી શીલસુફી ભરી શિખામણ! જેઓ છાકટ છે તે કોઈ પણ એક છાકટની નકળ કરવાનો વિચાર કે ખુશી રાખતું નથી, પણ આ મધ્યમ પીનારાની નકળ કીધાથીજ હજારો જન આડે રસ્તે જાયછે. પાછળાની નકળ કર્યાથી દારૂનો શોખ વધેછે, પણ પહેલાનો દાખલો માત્ર દીઠામાંજ આવે તો પીનાર તેવી પાયામાળીમાં દુબતો અટકવા ઇચ્છેછે. એક ભયની નિશાણવાળો પ્રકાશ લાગી લોકને તેનાથી દૂર નહાસવા ભડકાવેછે, અને બીજો પોતાની ખોટી રોશનીથી ખીલતા પુરૂષોને પાયમાળીના રસ્તાપર જવા ફુસલાવેછે. કોઇ પણ છોકરો અગર છોકરી એક છાકટ માણસનો દાખલો લેવાને ખુશી ન હશે, પણ

ભલા તોય ભૂલવાયલા, મધ્યમસર પીનારાઓને પગલે ચાલીને તેઓ દારૂ પીવા શિખેછે અને ખરાબ દાખલાના ભોગ થઈ પડેછે. જેઓ એવું અભિમાન રાખેછે કે તેઓ પોતા ઉપરના કાબૂથી અને જાતિ હિમ્મતથી કરીને કોઈને પણ છાકટ થયલા જણાયા નથી, તેઓએ ખાત્રી રાખવી કે તેમના દાખલા સાથે પોતાની હિમ્મત કે શક્તિ કોઈ બીજાને તેઓ આપતા નથી અને તેથી પણ આ બદીથી દૂર રહેવાની ફરજ જરૂર જણાયછે. આપણા દેશમાં હજારો પીઠાં અને કલાલખાનાં ઉઘાડવાના પરવાના આપેછે તે કોને વાસ્તે? છાકટોને માટે? નાકર્દ નહિ. ધારા ઘડનારાઓએ બહુ ડહાપણ વાપરી, અને કાળજી રાખીને દરેક પરવાનામાં દારૂના કોઈપણ વેપારીને તેની દુકાન અથવા ઈમારતમાં જાણી બુજી ખુલ્લી આંખે છાકટપણું ચાલવા દેવા અથવા ઉત્તેજન આપવાની મનાઈ કરતી કલમ ઘડી ખામખા મૂકીછે, તોપણ આ વાત દલગીરી સાથે સઘળા કબૂલ કરેછે કે પીઠાં ઉઘડે નહિ એટલામાંજ આપણા લોક માંહેલો કેટલોક ભાગ ભ્રષ્ટ અને છાકટ થાયછે. ઉપલો કાયદો મંજૂર રહેવાથી તે દારૂ વેચનારાનો બચાવ કરેછે અને તેના ભોગને શિક્ષા કરેછે. આપણે રોજ દારૂમાટે દંડ થયલાના દાખલા સાંભળીએ છીએ પણ જે લોક ઘેમ ચઢાવનારો દારૂ વેચતો આપી મરદો તથા ઓરતોને છાકટ કરેછે તેમને દંડ થતો ક્વચિતજ સાંભળીએ છીએ. આમ છતાં પણ આ પીઠાંઓ ઇજ્જતદાર મધ્યમસર પીનારાઓ માટેજ ખુલ્લાં મુકવાની મકસદ દેખાડેછે. જો એક દારૂ વેચનાર કેટલાક જાણીતા દુરાચરણી પુરૂષોને પોતાનાં ધંધો કરવાના મકાનમાં એકઠાં થવા દે, તો તે મોટા દંડને પાત્ર થાયછે, તેમજ કોઈપણ દારૂ વેચનારને પોતાની ઇજ્જતનો પુરાવો આપ્યા સિવાય અને તે જે મકાનમાં દુકાન કાઢવા માગેછે તે મકાન તે કામને લાયકનું છે, એમ સાબિત કર્યા સિવાય, તે માટેનો પરવાનો મળતો નથી. એ ઉપરથી જો ધારાની મતલબ ધ્યાનમાં લીજીએ તો તેનું અનુમાન એટલુંજ નિવડેછે કે દરેક પીઠું ખામખા આબરૂદાર ને મધ્યમસર પીનારાઓ માટેજ અને દેશમાં મિતપાન (સોબ્રાયટી) વૃદ્ધિ કરવા માટેજ સ્થાપેલું હોયછે. ઉપલા કારણોને લીધે જો આ યોજનાથી કાંઈ પણ મોટા પરિણામ નિવડે, તો તેનો ઠપકો જેના ફાયદા માટે આવી ગોઠવણ કરવામાં આવેછે અને જેઓ તેને આશ્રય આપેછે અને નભાવેછે તેમને શિર છે. ખરેખર જો આપણા દારૂ પીનારાઓ અને મુખ્યકરીને તેઓમાંનો ધર્મચુસ્ત ભાગ આ પરવાના કહાડવાની ગોઠવણને ટેકો નહિ આપે તો તેથીજ તે નાશ પામે, પણ જ્યાં સૂધી વગવાળા લોક પોતાના મોટા દાખલાથી તેને મદદ આપતા રહે, ત્યાં લગી હજારો અવિચારી માણસ તેમને પગલે ચાલી પીઠાંઓની લલચામણી અસરના ભોગ થઈ પડવાના; અને આપણાં 'વર્ક હાઉસો,' આશ્રમો, તુરંગો, અને અપરાધિઓને સુધારવાના મકાનો તેની નાશકારક અને દુષ્ટ અસરની સાક્ષિ આપતાંજ રહેશે. મધ્યમસર પીનારાઓ ઉપર આ ભયભરેલી જોખમદારી મૂકતાં છેક ૧૮૩૯ માં 'વેઝ્લિયન મેગેઝીન' નામનાં ચોપાનિયામાં લખ્યુંછે કે "અમેરિકાના પરોપકારી શખસોનો કોઈ મોટી શોધને માટે ઉપકાર માનવો જોઈએ તો આ છે, કે, મધ્યમસર પીનારાઓથીજ છાકટપણું ઘણું પ્રસરેછે. જોકે છાકટપણું એક એકને ઉડેછે તોપણ જે વંટોળીયામાં લાખો માણસ નાશ પામ્યાછે તેમાંથી તે દૂર રહેવાને ચેતવણી આપેછે પણ જે લોક આ વંટોળીયામાં અણજાણપણે ધસડાતા જાયછે તેઓ ખચિત

મધ્યમ દારૂ પીવાની ટેવ તરફ આંગળી બતાવેછે." મધ્યમ પીનારાઓમાંથી અસંખ્ય અસ્વભાવિક તૃષ્ણાવાળાઓ પેદા થાયછે, તેઓ પોતાની લ્ખને સંતુષ્ટ કરવા સઘળી દુનિયાની રમણીય અને સારી કહેવાતી વાતોથી કમનસીબ રહેછે, તેમના ઘરબાર કંગાલ કરેછે, છોકરાં બચ્ચાં અધર્મી જેવાં ઉધારેછે, તેમના સુખ માટે પરોપકારી આશ્રો જેટલો અપાય તે સઘળાની ધૂલધાણી કરેછે, ધર્મની મશ્કરી અને દેવની પવિત્ર જગામાં મલીનતા દાખલ કરેછે, મનુષ્યના શરીર તેમ આત્મા સુખનો નાશ કરેછે, અને છાકટપણાંનાં પોતાના હાથે ખેંચી લાવેલા બહોલા પ્રસરેલા શાપથી ખુદાને બટ્ટો લગાડેછે. આનો વિચાર કેવો ભયાનક છે તે જોતાં તથા મનુષ્ય પ્રાણીના એક નિર્જીવ શોખને ક્ષણવાર તૃપ્ત કરવાનો ખચિત આ કેવી મોંઘી કીમતમાં બદલો મળેછે તે જોતાં, જેઓ મધ્યમપણે દારૂ પીએછે તેમને સર કેવડી મોટી બદલામી અને જોખમદારી રહેછે તેનો ખ્યાલ આપવાને પૂરતાં છે, અને આવી ખૂરાઇનો ઉપદ્રવ એકદમ અટકાવવાને જેટલો આગ્રહ કરવામાં આવે એટલો થોડો છે.

દારૂથી તદન વેગળા રહેતા ઘણાક જ્યારે દારૂ પીનારાઓની સોબતમાં આવેછે, ત્યારે દારૂ પીવાનું ના પાડવાથી સામા ધણીઓ તેમને દારૂ માટે ઘણી ઓહોંસ કરેછે, અને ઓહોંસ કરતાં ન ફાવે, તો ઠઠા મશ્કરી કરવા માંડેછે અને મેણાં મારેછે. જે સઘળું વેઠવું દારૂથી પરહેજ રહેનારાઓને બહૂ ભારી પડેછે. ખાના પીનાની મિજલશમાં બીજાઓ ઉપરા સાપરી દારૂ પીવા માંડે અને તેઓ ના પાડી એકલા બેસે એ વખતે તેઓનો દેખાવ કઢંગો થઇ પડેછે. આવી વખતે તેમનું મન બીજાઓને રાજી કરવા લલચાયછે અને સોબતથી આસ્તે આસ્તે તેને દારૂની લખ મોંઢે ચઢેછે. આજના કાળમાં બધે બધ મીજલસોમાં ને ખાનાં પીનાં ઉપર દારૂ (ઝેર) ઓહોંસ કરી પાવામાં આવેછે, ત્યાં દારૂથી પરહેજ રહેનારાંઓએ હઠી જવું ન જોઇએ. તેમણે એટલુંજ વિચારવું કે જેઓ દારૂ પીવાની તેમને ઓહોસ કરેછે તેઓજ ભિતરથી દારૂને નહી અડકનારા માટે ઉંચું મત ધરાવેછે. તેમનું ઓહોંસ કરવાનું કારણ એટલું છે કે પોતામાં મન મારવાની શક્તિ ન હોવાથી બીજાઓને પણ પોતાના જેવાજ કમ અક્કલ બનાવી સંતોષ મેળવવો. નીચલા બે જાણીતા દાખલામાં મોટાં ખાનાં ઉપર દારૂ નહી પીનારની વર્તણુક અને તે વિષે થયલી ટીકા બોધકારક છે. ચર્ચ એન્ડ સ્ટેટ ગેઝેટમાં લખેછે કે "એક બ્રિટિશ ઉમરાવને મહારાણી સાથે જમતાં પાદશાહી કુટુંબની એક બાનું તરફથી વાઇન લેવાની માંગણી (ચેલેંજ) કરવામાં આવી. પેલા ઉમરાવે નમ્રતાથી તે શાહાઝાદીનો ઉપકાર માન્યો, પણ પોતે કદિ વાઇન લેતો નથી એમ કહી તેણીની સલામબાજી (કૉમપ્લીમેન્ટ) કબૂલ રાખવા ના પાડી. શાદાઝાદીએ તુરતજ મહારાણી તરફ ફરીને હસ્તા ચહેરાથી કહ્યું કે "મેહરેબાન રાણીજી અહિ લૉર્ડ (—) તમારી મહારાણીની ટેબલ ઉપર વાઇન લેવાને ના પાડેછે!" દારૂથી પરહેજ રહેનાર માટે શું ચૂકરો તે ઘણાજ વિસ્મયતાથી ડોળા તાણીને સર્વે મહારાણી તરફ જોવા લાગ્યાં. મહારાણીએ મંદ હસ્તા મોંથી જવાબ દીધો કે "મારી ટેબલ ઉપર કોઇપણ જાતની જબરી નથી." રેવાલ્યુશનરી લડાઈ પછી એક અમલદારને જનરલ વોશીંગટનને ત્યાં જમવા આમંત્રણ થયું હતું, ત્યાં સભ્ય સ્ત્રી ગૃહસ્થોનો મોટો મિલાવડો જોયો પણ તેનો મોટો ભાગ તેને અજાણ્યો જોઈ પોતે કુદરતી શરમાલ અને નમ્ર સ્વભાવવાળો હોવાથી તે ટેબલના છેડા તરફ

બેઠા અને વાતચિતમાં વધારે ભેળાયો નહિ. ખાનું પુરૂં થવાની જરા આગળ જનરલ વોશીંગટને તેને તેના નામથી બોલાવી પોતાની સાથે વાઇનનું ગ્લાસ પીવાને ફરમાશ કરી. તેણે જવાબ વાળ્યો કે તમે મને માફ કરવાની સભ્યતા રાખશો, કારણ મેં નિર્માણ કર્યું છે કે કદિ વાઇન પીવો નહિ. તુરતજ આ જૂવાન અમલદાર ઉપર સઘળાની આંખો ફરી અને અચરતીનો ગણગણાટ ઓરડામાં ફેલાયો કે એક માણસ એવો પણ અસંસારી અને નીચ થાય કે કદિ વાઇન પીએજ નહિ અને તે આવા મોટા હોંગામમાં અને વળી જ્યારે વોશીંગટને પોતે તેને દરખાસ્ત કરી, ત્યારે પણ પરહેજ રહે ! એ ખરેખર ઘણું ખોટું અને તદન સાંખી ન શકાય એવી ચાલ છે. વોશીંગટન પોતાના પરોણાઓની લાગણી પાઇ ગયો, એટલે તુરત તેમને કહ્યું કે સાહેબો આપણો દોસ્ત સાચો છે. મારા પરોણાઓમાંથી કોઇ પણ તેની ઇચ્છા ઉપરાંત કાંઇ પણ લે એમ હું ચાહતો નથી અને હું ખરેખર એવું નહિ ઇચ્છિતો કે મારી સાથના મંડળીવહેવારમાં તેમનો સ્થાપેલો નિયમ તોડે. આ ભાઇને તેનાં નિખાલસપણામાટે હું માન આપુંછું, અને આવી રીતે પોતાનો રચેલો નિયમ જેથી કદી એને નુકસાન થશે નહી તથા જે ગ્રહણ કરવા માટે એની પાસે બેશક પૂરતાં અને વજનદાર કારણો છે, તેને વળગી રહેવાની દૃઢતા માટે હું એને આબરૂ આપુંછું.

લોક એમ તકરાર કરેછે કે રોજ થોડા સરસો દારૂ પીવો એ એક મોટી ભૂલ છે એમ કબૂલ કરીએ, તોપણ તે દુનિયામાં સર્વ લોકમાં પ્રસરેલી એવી સાધારણ ભૂલ છે, તે સુધારવી મુશ્કેલ છે. આ તકરાર ખોટી છે. દુનિયાના લોકમાં કોઇ બાબદ વિષે જમાના સુધી ચોકસ વિચાર બેસી ગયા હતા, તે આજે નથી. આગળા કાળમાં દુનિયાના દરેક ભાગમાં વર્ષમાં બે વખત ફસ ખોળાવી લોહી કહડાવવાનો ચાલ હતો, અને તે વેળા દરેક માણસ તે વાત ઘણી ખંતિપણાથી પસંદ કરતા અને આજે એવો અવસર આવ્યોછે કે તે લગભગ નાબૂદ થયોછે. કોઇ પણ ડાકટર આજના વખતમાં માણસનું લોહી વર્ષમાં તો શું પણ પચાશ વર્ષમાં પણ એક વખત કહાડતો નથી—જોકે આ જમાનાના નવા ને ખીકટ ઇલિમોથી બિલકુલ અંધારામાં રહી ગયલા અને જૂના કાળના ફાટેલા પૂરજાને વળગી રહેલા હકીમો વિશેષકરીને સોએ પચીશ દરદોમાં અને વૈદ્યો થોડાકમાંજ હજી ફસ ખોળેછે. યૂરપમાં જ્યારે ફસ ખોલવાનો ચાલ હતો ત્યારે જે ડાકટરો એ ચાલની વિરૂદ્ધ હતા તેઓ થોડાક કાળ લોકના કોપના ભોગ થઇ પડયા હતા. તે વેળા એક માણસની ફસ ખોળવા ના પાડવા માટે ડાકટરને અદાલતમાં ઘસડતા, અને આજના વખતમાં એવી રીતે ફસ ખોલનાર ડાકટરને તેની મૂર્ખાઇ વિષે દરદી અદાલતમાં પૂછી શકેછે. દુનિયામાં પ્રસરેલા ખોટા વિચારો અને ઉંધી ચાલો વખત જતે બદલાયછે, માટે દારૂ પીવાનો સાધારણ ચાલ પણ રફતે રફતે જશે એવું આપણે માની શકીએ છીએ. જેમ ફસ ખોળવાનો ચાલ નીકળી જતી વેળા તબીબોએ તે જરૂર વખતેજ ખોળવી એવો વિચાર લોકમાં ફેલાવ્યો તથા લોહી કાઢવાથી નિપજતી ખરાબી વિદ્યાદિક સાધનો વડે સમજાવી ફસ ખોલાવવાનું બંધ કરતા ગયા તેમ દારૂના બાબમાં પણ થવું જોઇએ છે. એ રસ્તો કેટલીક હદ સુધી લેવાતો જણાયછે. રફતે રફતે દારૂ વાપરવાનો ચાલ લોકના હાથમાંથી તદન છીનવી લેઇ ડાકટરોએ પોતાના વિચાર પ્રમાણે જેમ દવા આપેછે તેમ આપતા કરવો જોઇએ.

૬. **ઘણી ખરી જાતની ઈજાઓઃ**—મુખ્યકરીને જ્યારે તે ભેજાંને લગતી હોયછે, ત્યારે અતિમદ્યપાનને ઉશ્કેરનારૂં કારણ માલુમ પડ્યુંછે. ન્યૂયોર્કમાં આવેલાં ફૉર્ટ હૅમીલ્ટનના છાકટાને રાખવા માટેનાં મથક માંહેના અતિમદ્યપાનના ૬૦૦ દાખલાઓના ગણુત્રિ સાથના કીમતી હેવાલમાં ડાકટર લુઇ મેસન જણાવેછે કે તેઓમાંનાં ઓછામાં ઓછાં સેંકડે ૧૬ જણે માથાપર સખ્ત ફટકો પડવાના વખતથી દારૂ વધારે પીવા માંડયો હતો. તે કહેછે કે એક પહરેજગાર ગૃહસ્થ એક દિવસ શિકારે ગયો અને ત્યાં ઘોડા ઉપરથી પડયો, જેથી માંથાંમાં તેને સખત વાગ્યું; તે કેટલોક વખત ખાટલે પડયો અને સારો થયા પછે ત્રણ મહિનામાં પાછો ગયો અને વળી માથા ઉપર પડયો. બીજી વખત પડયા પછે તેને અતિમદ્યપાનનાં જોસ્સાનું દરદ અને ફેફરૂં લાગું થયું. આ નવા દરદનો આવેશ થવા માંડતો, તેવોજ તેના ચહેરામાં ફેરફાર થતો, તે તેની બાયડી જોઈને ચેતતી. પછે તેને દારૂ પીવાની અથોભ લખ થતી અને જે સ્પિરિટ તેને હાથ લાગતો તે પીને બે દિવસ સુધી છાકટ પડી રહેતો. પછી તેને ફેફરાંનો હુમલો થતો અને ત્યાર બાદ તે કેટલાક મહિના સુધી સાજો રહતો; પણ પાછો દારૂની લખનો જોસ્સો થઈને ફેફરૂં થતું. જો તેને પીતાં અટકાવ્યો હોય, તોપણ પાછળથી ફેફરૂં થતું; પણ ત્યારે તે ઘણું જોરમાં નહિ થતું.

૭. **જૂદી જૂદી જાતનાં દરદોથી તેમજ તન અથવા મનની તરેહવાર જાતની અસાધારણ સ્થિતિના** યોગે પણ અતિમદ્યપાનની ટેવ પડેછે. બદહજમીને લીધે નિપજેલાં અતિમદ્યપાનથી કંઈ થોડા જણાનું સત્યાનાશ થયું નથી. મોત નજદીક આવતું હોય એવી ગાલેબ લાગણી, મનમાં ખોટી ધાસ્તી, અને એકાએક મરી જવાની હમેશા બિહક અને એવાં બીજાં આ તહરેવાર રૂપ બદલતી બીમારીનાં કેટલીએક જાતનાં ખાસ ચિન્હોને લીધે બદહજમીના ભોગોનું મન અને તૃષ્ણા દારૂ પાછળ દોડેછે, જેથીકરીને તેટલો વખત તેમનું દુઃખ ઓછું થતું, કે તેમનો ઘેરાએલો જીવ થંડો પડતો તેમને લાગેછે. આપણને ખાનાની વાસના કે પાણીની હાજત લાગેછે તે શરીરમાં જે કાંઈ ખૂટ પડીછે તે પૂરી પાડવા માટે થતી લાગણી છે. એમજ જ્યારે મન પોતામાં કાંઇ ખૂટ લાગેલી સમજેછે, ત્યારે જે કાંઈ ચીજથી તેનાં કામમાં નિર્બળતાની લાગણી દૂર કરે, તે ચીજ પૂરી પાડવાની લાગણી જણાવેછે. શરીરની અંદર ખાનેની ખૂટ દારૂથી પૂરી પાડવાની જે તૃષ્ણા થાયછે તે રફતે રફતે કરતાં એવું મજબૂત ઠર ઘાલેછે કે દર વખત જ્યારે પણ તેવી ગતિ આવે કે તુરત તેની તલપ થાયછે. મન અને તનની હાલતમાં આ રીતે જે બિગાડો થાયછે તે કોઈ પણ રીતે સમરવા બદલ તેમાં ઉમરો થાયછે. અને જે એક વખતની ગરજનો ઉપાય તે રોજની ટેવ થઈ જાયછે. જેથી ઉપજેલી મનની ફેરફાર હાલત પાછી તંદુરસ્ત બનવાને મુશ્કેલ થતી જાયછે, અને તેવી મનની નબળાઈ તેના ઓધવારમાં ઉતરેછે. મનના પોષણની ક્રિયા રોજ પીવાતા દારૂથી એટલી તો ફેરવાય છે કે તેને તેવીજ રીતના બિગડેલી જાતના પોષણની જરૂર લાગેછે, અને તે વગર તેનામાં તેનું ખાસ કામ કરવાની ઉલટ લાગતી નથી, અને તેને દારૂની પહેલી તૃષ્ણા થયા કરેછે. જો પેહેલી મન કે તનની હાલત અથવા લાગણીમાં દારૂને શરણ થવાને બદલે બીજો ઘટતો ઉપાય લેવાય તો તેણે દારૂથી મળતાં દરદી પોષણથી જે દરદી

ફેરફાર થઇ તેનામાં દારૂની તૃષ્ણાનું બી રોપી તેમાં વધારો ફેલાયછે, તે થતું અટકે.

દારૂ પીનારાઓનો વર્ગ એવો વિચિત્ર છે કે તેઓ દારૂ પીયે તોજ તેમને ભૂખ લાગેછે, ને ખાધેલું જરેછે એવું તેઓ ખાત્રીથી માનેછે. તેઓ વારંવાર કહેછે કે પેટમાં તેમને ભાર લાગેછે અને ખાધેલું જરાપણ પચતું નથી, માટે દારૂ મૂકાય નહી; દારૂ વિના ખાનું તેમને વગર સ્વાદનું અને નકામું લાગેછે; તેઓ કહેછે કે ખાના વગર ચાલશે પણ દારૂ વગર નહી ચાલે. તેમનું કહેવું ખોટું નથી, કારણ, તેઓને તેમ લાગેછે, પણ તે સઘળાં દારૂ પીવાનાજ પરિણામ છે. દારૂ પોતેજ પાચનશક્તિને ઘટાડેછે અને તે ઘટવાથી ભૂખ લાગતી નથી એટલે દારૂ વખત જવે અધિકાધિક પીવામાં આવેછે. અને તેથી ઘડીભર પેટમાં ચચડાટ પડેછે, તો પીનાર સમજેછે કે દારૂએ ભૂખનો માર્ગ કીધો. અહિ પણ જ્યાં સુધી લોહીમાં આગળા દારૂની કસર ફરતી હોય ત્યાં સુધી એમ જણાયછે, પણ જો દારૂ છોડનાર ધીરજ રાખી સબૂરી પકડે, તો આવી તેની લાગણી રફતે રફતે જતી રહેછે અને હોજરી પાછી પોતાની અસલી તંદુરસ્ત હાલતપર આવી, કુદરતના નિયમ પ્રમાણે પોતાનું કામ કરેછે.

કેટલાએક દાખલાઓમાં કોઈ કોઈ વખતે ઝેરી તાવ, ડીપથિરીઆ, અને બીજાં દરદો પછીથી ભેજાંનાં કાર્યોની કોઈ છૂપી જાતની અવ્યવસ્થા રહી જાએછે તે વખતથી દરદીને અતિમદ્યપાનની ટેવ પડેછે. કોઈ કોઈ વાર એક દરદીને ઝાલીમ બિમારીની વખતે દારૂ જેવી ઘેન ચઢાવનારી ચીજો આપવાથી તે દરદી (મુખ્યકરીને ઓરત) સારૂં થવા પછે પોતાને છાકટપણામાં ઉપજાવેછે. ઘણા દરદીઓ અગર ડાકટરોની રજાથી અને તેમની દેખરેખ હેઠળ દારૂ લેછે, તોપણ તેઓ આસ્તે આસ્તે હદ બહાર દારૂ પીનાર થાયછે. જોકે બીજાં કોઈ કારણો કરતાં ડાકટરોની સામણે દારૂ દવા તરીકે ફરમાવીને છાકટપણું વધારવાનો હમેશ બધી તરફથી અને મુખ્યકરીને છાકટો જેઓ પોતા ઉપરથી કાઢીને બીજાઓ પર ડપકો નાખવાને તૈયાર હોએછે, તેઓ તરફથી તોહોમત મૂકેછે તે ખોટું છે, તોપણ ઘણી વખતે ડાકટરોએ છૂટા હાથથી અને સાવચેતી વગર દારૂ જેવી ઘેન ચઢાવનારી ચીજો હોંશિઆરી આવવા ફરમાવ્યાથી દરદીને દારૂનો શોખ લાગેછે કે જેથી તેમની નીતિનો નાશ થાએછે એ વાત ના પાડી શકાતી નથી. ભોળી ઉંચા ખવાસની અને દારૂથી તદન પહરેજ રહેતી સ્ત્રીઓને બરચું ધવાડતી વખતે દારૂ પીવા ફરમાવવાની ભૂલ કર્યાથી છાકટપણાંનાં પ્રાણઘાતક સાગરમાં ડુબેલાંના દિલગીરી ભરેલા દાખલા નોંધવામાં આવ્યાછે.

ડાકટર ફૉર્બ્સ વીન્સલો અટકાવી ન શકાય એવાં છાકટપણાં વિષે લખતાં આ સંબંધમાં કહેછે કે "જ્યારે હું એમ કહુંછું કે અસાધ્ય છાકટપણાનાં ખરાબમાં ખરાબ જાતના ઘણાક દલગીરી ઉપજાવતા દાખલાઓ જે મુખ્યકરીને ઉંચે વાર્ગની સ્ત્રીઓમાં જોવામાં આવેછે, તે પૂરતા વિચાર વગર, ભૂલથી, પણ બેશક સારી મતલબથી જીવાધાર શક્તિઓ કમતી કરે અને મનનું મંદપાણું આણે એવી હેરાનગતીથી પીડાતા દરદીઓને તરેહવાર જાતની દારૂ જેવી ઉસકેરનારી ચીજો દવા રૂપે ફરમાવ્યાથી નિપજેછે, ત્યારે હું સારી સલાહ કાજે બોલુંછું".

ડાકટર જૉન ફૅાધરજીલ કહેછે "અમિતાહારને લગતા સુધારાના કામ બજાવવામાં તબીબોની કેટલીક ફરજ છે અને તેમાં તેઓપર કાયિક ને માનસિક સ્થિતિની

જવાબદારી સમાયલી છે. હાલ તો એવો ભો છે કે દર્દીને મટાડવાને અને આવતાં દર્દોને અટકાવા નિશાવાળાં પાન ખરેખરાં ઉપયોગી છે તે કરતાં પણ ડાકટરોની મંજૂરીથી વધારે ઉપયોગી ગણવામાં આવેછે. લોક તરફથી તેમાં મુખ્યકરી સુધારાવાળાઓ અથવા સુધારાવાળા થવાને આતૂર હોય તેવાથી મિતાહાર મંડળીના સભાસદો જેઓ દારૂ પીવા ના પાડેછે તેમના સંકોચ ઉપર થોડાંજ માનની નજરથી જોવામાં આવેછે. તબીબોના અવિચારી આગ્રહથી કરી મિતાહાર મંડળીના માણસોના સારા ઠરાવો ફરેછે, અને તેઓ પછી વાઇન, જવનો દારૂ અથવા જલદ દારૂ પીવા માંડેછે, એમ ઘણી વખત બનેછે. તબીબ સમજાવેછે કે તમારે તો દારૂમાત્ર દવા તરીકે લેવાનો છે અને તેથી તમારી કબૂલાત તૂટતી નથી; કારણ, તમે જાણોછો કે તમને દવા તરીકે લેવાની છૂટ છે. આવા લોક ઘણી વખત એવી હાલતમાં હોયછે કે દારૂથી તદન પરહેજ રહી શકે પણ મધ્યમપણે તો તેઓ લઈ શકવાનાજ નથી. તેમ છતાં દારૂના વખાણ કરવામાં આવેછે, દારૂનિષેધ મંડલીના સુધારકોની ઠેકડી કરેછે અને ઓહોંસ કરી તે દવા માફક પીવાનો હૂકમ કરવામાં આવેછે. આવા દાખલા ઘણા જણાયલા છે." આ સંબંધમાં એક રમુજી વાત અમે 'તેમ્પરન્સ રેકર્ડ' પત્રમાંથી ઉતારીએ છીએ. એક બાઈ જે મરણકાંઠે ખાટલે પડી હતી તેને જોવા સારૂ ડાકટરને બોલાવવામાં આવ્યો. જેવો પેલા ડાકટરને દીઠો કે તે નાર તુરતજ ગુસ્સાથી બોલી કે ડાક્ટર હું તમને જોવાને ઘણી ઇનતેજાર હતી, સબબ કે જ્યાં સુધી હું તમને કહું નહી કે મારાં મોતનું કારણ તમે છો ત્યાં સુધી હું કદિ શાંતીથી મરણ પામત નહી. ડાકટરે પૂછ્યું, એવું કારણ શું છે? મેં તો તમને ઘણે વર્ષે આજેજ દીઠાં. પેલી બાઈએ જવાબ આપ્યો, હા એ વાત ખરી છે; તમે મને છેલ્લી દીઠાને આજ પંદર વર્ષ થયાંછે, અને તે વેળા જે ત્રાસદાયક ઓકારીથી હું હેરાન હતી તેના ઇલાજ તરીકે તમે મને એક મોટો ચમચો ભરી બ્રાન્ડી અડધી પાઇંટ પાણીમાં મેળવવા ફરમાવ્યું હતું ને તેમાંથી વારેવાર ચમચી ચમચી લેવા કહ્યું હતું; તે દિવસથી મને દારૂ લેવાની ટેવ પડી. દિવસે દિવસ મેં વધારે ને વધારે લેવા માંડયો, ને તે વધતાં વધતાં એક આખી બાટલી સુધી આવ્યોછે; જે હાલતમાં તમે મને હાલ જૂઓછો તેનું કારણ તેજ છે.

ઘણા દાખલાઓમાં જ્યારે કોઈ ખાસ દરદ અથવા ઇજા છાકટપણાંનું કારણ ન હોય, ત્યારે કોઈકે હાલતો જેવીકે ખહી, આજાર, ફેફરૂં અને ગાંડા થવાની વળણ એ સંધું અતિમદ્યપાનની ટેવથી શરૂ થઇને ચાલું રહેછે. અબળાનું જાતિપણું પણ એક ઝાલમ કારણ છે. મનના સ્વાભાવિક કાર્યોમાં આકળાપણું એ સ્ત્રીઓમાં છાકટપણું પેદા કરવાનું એક સબળ કારણ છે. માણસનાં ભેજાંમાં કંઇ પણ નબળાઈ હોય અથવાતો તેના નીતિ સંબંધી આચરણમાં કંઈ કાળી ટીલી હોય, તો દારૂ જેવી ચીજો મનની નબળાઈ વધારેછે તથા જેમ તેથી મનની પ્રકૃતિ વધારે ખાંમીભરેલી થતી જાયછે, તેમ તેની એવી કાળી ટીલીઓમાં દારૂ ઉમેરો કરતો જાયછે.

ઘણીક જાતના વહેમ અને દૂરાચારથી દારૂપીનારા પોતાના મનમાં એક ઘણો ભૂલભરેલો ખ્યાલ રાખેછે, કે દારૂની આગળી ટેવ છોડી દેવાથી કોઈ ખીજું ભયંકર દરદ પેદા થશે. ઘેલાપણું, લકવો, ખહી, અને આપઘાત કરવાની વળણ જેવાં દરદો, દારૂ છોડનારને લાગું પડેછે, એમ વિચારવું તદન નાપાયાદાર છે. અજમાયશ ઉપરથી

જણાયું છે કે જે અપરાધીઓને જેલમાં નાંખવામાં આવ્યા હોયછે, તેમનો મોટો ભાગ દારૂની લખમાં ફસેલો હોયછે. જ્યાં સુધી તેઓ જેલમાં રહેછે, ત્યાં સુધી તેમને દારૂ મુદલ આપવામાં આવતો નથી તેના યોગે જેલમાં તેમની તંદુરસ્તીમાં સુધારો થવા માંડેછે, અને છૂટતાં સુધીમાં ઘણી સારી સુખાકારી ભોગવેછે. હવે જો દારૂ બંધ કરવાથી તેમને ઉપર કહેલાં દરદો પેદા થતાં હોત તો સરકાર તેમને બીજા ખોરાક સાથ દારૂ આપવા વિના રહેત નહી. ડાક્ટર મીલનજન કહેછે કે ટીપુ સુલતાને જે ઇંગ્રેજોને બંદીવાન કીધા તેમને જોકે રોટલાના થોડા ટુકડા અને પાણી ઉપરજ રાખ્યા, તોય તેમને આગળ કરતાં સારી તંદુરસ્તી માલમ પડી, અને તેમાંનાં કેટલાકો બંદીખાનામાં લાંબા વખતના કલેજાંના સખત દરદ (લીવર કંપલેન્ત )થી સારા થયા હતા.

**૮. શરાબ અને પ્યારના શોખને ઉત્તેજન આપે એવાં ગીતો દારૂ પીવાની ટેવ અને અતિમદ્યપાનનું ઘેલાપણું** ઉછેરવાની અને વધારવાની ખેરાક વલણ રાખેછે. નિર્દોષ ભાષામાં લખેલી આવી શીખામણ તદન કમકમાટભરેલી છે. એવાં ગીતોનો ખરો સાર એમ નીકળેછે કે તમારી મુસીબતો હિમ્મતથી ખમવા કરતાં, તમારી અક્કલને દારૂથી બુદ્ધિહીન કરો.

ઋતુ અને જાતપણુ દારૂના શોખપર ખેરાક અસર કરેછે. ડાકટર ફૉકનર ઋતુ-વિધિના નિબંધમાં લખેછે કે "જેમ જેમ ભૂમધ્યરેખાથી ઉત્તર ધ્રુવ તરફ જઇએ તેમ તેમ અને જેમ જેમ અક્ષાંશનો અંશ વધતો જાયછે તેમ તેમ આ બદી વધતી જતી માલમ પડેછે. તેમજ જો ભૂમધ્યરેખાથી દક્ષિણ તરફ જઇએ તો આપણને માલમ પડશે કે દક્ષિણમાં જેમ જેમ ગરમી થોડી થતી જાયછે તેમ તેમ છાકટપણું વધતું જાયછે. આ ઘણે દરજ્જે ખરૂં છે, તેમ આ નિશ્ચિત છે કે અંગ્રેજો દક્ષિણોત્તરાયણ સીમામાં જ્યાં જ્યાં ગયાછે, ત્યાં પોતાની સાથે દારૂ પીવાની ટેવ લેતા ગયાછે, જેથી હિંદુસ્તાન, દક્ષિણ અમેરિકા, અને બીજાં ગરમ દેશોમાં અને મુખ્યકરીને અમેરિકાના દક્ષિણ તરફના મુલકોમાં દારૂ ઘણા દરદો અને મરણોનું એક વિસ્તીર્ણ કારણ થયુંછે."

યુરપના સઘળા ભાગો ઉપર દારૂનો વપરાસ મોટા પ્રમાણમાં પ્રસરેલોછે. એશિયા ખંડની ભૂમીના લોકમાં જાપાનીસ, અને હિંદુસ્તાનમાં પારસી અને હલકી વર્ણના હિંદુ સિવાય મોટો ભાગ દારૂનો ઉપયોગ જાણતા નથી. આનું મોટું કારણ બૌધ્ધધર્મની નીતિ અને મહમદી રેવાજના મોટા વિસ્તારને લીધેછે. દુનિયામાં ઘણી હલકી વર્ણોમાં પોષણની રીત કોઈ એવા પ્રકારની છે કે દારૂ તેમને તદનજ માફક આવતો નથી અથવા તો તેના વપરાસથી તેમની સ્વસત્તા તદન જતી રહેછે. ઉત્તર અમેરિકાના ઇન્ડિયન લોકને માટે એવું કહેવાયછે કે દારૂના સહેજ પણ અંશથી તેઓમાં દિવાના જેવો જુસ્સો ઉસ્કેરાયછે જેટલામાટેજ તે સંસ્થાનના સત્તાધારીઓએ ત્યાંના દેશીઓને દારૂ આપવા કે વેચવાની મનાઈ રાખીછે અને તેને માટે ભારે સજા ઠરાવેલીછે. જાપાનનાં ઉત્તર ટાપુમાં વસતા યેઝોના અઇનોસ જાતના લોક દારૂ વાપરવામાં જરાપણ સ્વસત્તા રાખી શકતા નથી અને તેમનું મદિરાજનુન તેઓથી દાબી શકાતું નથી જ્યારે પણ તક મલે ત્યારે મરદ ને ઓરત છેક બેભાન સ્થિતિમાં પડે એટલો પી જાયછે.

---

# પ્રકરણ ૭.

## છાકટપણાંના ઈલાજ.

અતિમદ્યપાનનાં દરદનાં કારણો, અને તેની ખાસિયતની ટુંકી તપાસ લેતી વખતે તેના ઉપાયો વિષે ત્યાંજ થોડું ઘણું કહેવા ઉપરાંત અહિ તેનું વિવરણ કરવું જરૂર લાગેછે. જે કારણોથી છાકટપણું આવેછે તે કારણો ઉપર લક્ષ ધરી તેમને દૂર કરવાથી નવા છાકટો ઉમેરાતા અટકી શકેછે, પણ એક વખત અતિમદ્યપાનના દરદનો પાયો રચાયછે તો તેના ઉપચાર જૂદાજ રહેછે. અતિમદ્યપાનથી નીતિ, સંસાર-મંડળ, રાજ્ય, દ્રવ્ય, અને ધર્મ વિરૂદ્ધ અગણિત ઉપદ્રવ થાયછે તે એક કુદરતી કાયદાનું પરિણામ છે અને તે અટકાવવાને આપણાથી બની શકે તેમ નીતિ અને કાયદાની સહાયતા વડે સઘળા ઉપાયો લઈ રાખવા જોઈએછે. છાકટપણું પાપ છે, બદી છે, ગુનાહ છે કે દરદ છે તે તકરારી સવાલોનું નિર્ણય કરવા વગર આપણે એટલું માનીશું કે તે કદિ કદિ ચાર છે પણ આ ચારેમાં જે કાંઈ હોય તોપણ તેમાં અધિક તો દરદ છેજ. આપણે આગળ કહ્યું તેમ હાલનાં જ્ઞાન પ્રમાણે નિશો લાવતા પ્રવાહિ પાછળ દોડવાની જાથૂ લાગતી તલપ જેને હેરાન કરેછે અથવા તે પાછળ ઘસવાના જોશ ઉપર પીનાર પોતાનો કાબૂ રાખી ન શકે, તે વાજબિપણે દરદી સ્થિતિ ગણાયછે. દારૂના સઘળા પ્રકારના છંદમાં દેહના મજ્જાતંતુઓમાં એવી અસરનું કૃત્ય ચાલેછે કે તે પીનારમાં નિશો ચઢાવતા પદાર્થની વધારેને વધારે વાસના પેદા કરેછે. જેમ એક શરીર દ્રવ્ય અતિ નાજુક હોય તેમ તે દારૂનો ભોગ થવાને ખાસ અને મુખ્યત્વેકરીને યોગ્ય છે, એટલુંજ નહિં, પણ જેમ તે દ્રવ્યનું કાર્ય શ્રેષ્ઠ હોય તેમ તે કાર્ય પણ સત્વર દારૂને શરણ થઈ જાયછે. આ નિયમ પ્રમાણે દારૂ મગજ અને તેનાં એક ચઢતા પ્રકારનું કાર્ય જેને **ઈચ્છાશકિત (વીલપાવર)** કહેછે તેનો નાશ કરેછે. અહિ ઇચ્છા એ બોલનો અર્થ દ્રઢ અને સાવધ માણસની પોતાના વિચાર અથવા કર્મો ઉપરનો કાબૂ સમજવો. આ ઇચ્છાશક્તિ ઉપર થતી દારૂની અસરનું પ્રમાણ પીનારના મનના ગુણ તથા સ્વભાવ, તેની આટેવની હદ અને તે ટેવના સંબંધમાં પડેલી બીજી ટેવો ઉપર, આધાર રાખેછે. કેટલાક દાખલાઓમાં મધ્યમસર કહેવાતા પીનારોમાં પણ ઇચ્છાશકિત પ્રત્યક્ષ તદન નાબૂદ થયલી હોયછે. આવી હાલત જ્યારે કાયમ થયલી હોય, ત્યારે તે મનનો એક રોગ ગણાયછે. બીજાં કારણો કરતાં દારૂના પૂર્વ છંદથી મગજની આવી સ્થિતિ નિશ્ચિત અધિક થાયછે; અને એવે ઉતરી આવેલી કે નાનપણમાં થોડો જેટલો પણ દારૂ પીવાની પડેલી ટેવથી મજ્જાતંતુમાં વિકાર કરી પાછળથી દારૂની ચળ જતી નથી. માણસની ઇચ્છાશક્તિ દારૂથી કેટલી હદ સુધી બદલાયછે તેથી સાવધ કરવા 'ચાર્લ્સ લામ' પોતાની દારૂથી ઘએલી સ્થિતિનું અસરકારક અને સવિસ્તર વર્ણન આપી જણાવેછે કે "જો મારો અવાજ સાંભળી શકાતો હોય તો આ પ્રાણઘાતક રેલમાં જે સઘળાઓએ તણાવવાને પગ મેલ્યોછે તેમને પગલું બોળતાંજ હું ઘોરના શીહાગારમાંથી પણ પૂકારી ચેતાવવા ચાહુંછું, જેમને પોતાનાં પહેલા જામની સોડમમાં જીંદગીની ખીલતી રંગભૂમીઓના જેવી લહેજત, કિંવા

નવા પત્તો મળેલાં બેહસ્તમાં જવા જેટલી ખૂશી થાયછે, તે જુવાનીઆ જો મારી પાયમાળી ઉપર નજર કરે, અને પછી આવાં શૂન્યાકાર ચિત્રનો વિચાર કરે,—કે કોઈ માણસ ટેકરાપરથી ગબડયો જાય, અને તે ખૂલ્લી આંખ્યોથી અને નિષ્ક્રિય ઇચ્છાશક્તિ થકી જોય, છતાં તેનામાં અટકાવવાની શક્તિ નથી, તોય પોતાનો નાશ તે પંડે કરેછે, એમ બધાં ગબડવામાં તેને માલમ થતું રહે, એ ચિત્રઃ—પોતાને લાગે કે સર્વે સદ્‌ગુણ પંડમાંથી ખાલી થઈ રહ્યાંછે, છતાં તેનો આગળો વખત જ્યારે તેનામાં એ દોષ નહોતો તે ભૂલી જઈ શકાતો નથી, એ ચિત્રઃ—પોતાનાં હાથથી આણેલા સ્વનાશનું દયામણું સ્વરૂપ લઈ બધે ફરતા રહેવુંઃ—એ સઘળાં શૂન્યાકાર ચિત્રો, જો તે જુવાનીઆના ખયાલમાં ઉતારી શકાયઃ—જો તે ગઈ રાત્રીનાં મદ્યપાનથી મારી આંખ્યો જ્વરિત થયલી તેની તેજ મૂરખાઈ આજ રાત્રિએ પુનઃ કરવાને પ્રજ્વલિત આતુરતાથી તણાતી જૂવેઃ—અને જો તે આ મારૂં મોતનાં રૂપવાળું ખોલિયું જેમાંથી મુક્ત થવાને હું હરઘડી નબળી અને નબળી થતીજ શોડા નાખતો રહ્યોછું તે ખોલિયું ચાંપી જોયઃ—તો તેપરથી તે પૂરતો સમર્થ થશે કે આ ઝમકતા પ્રવાહિની મોજમાં લીન કરતી લાલચના સઘળા ઉન્માદ છતાં તેને હું ભોંય ઉપર ફેંકી દઉં તથા મારા દાંતએવા સજ્જડ સીકડી મૂકું કે તે નરકી ભેજ માંહે ઓગળવા દેવા પાછા ઉઘડેજ નહી.” તેના ભોગપર દારૂનો ગુલામી જુલમાત કેવો છે તેનો આ નીચલો દાખલો ડાકટર જૉન શો અન આપેછે જે દાખલો ખાસકરીને એક વખત ભ્રષ્ટ થએલી ઇચ્છાશક્તિને દારૂ કેવી રીતે કબજામાં દાબી રાખેછે તે ઘણી સરસરીતે દર્શાવેછે. “એક ઉંચા કુલના, સુધરેલી રીતભાતના અને તેના મોહક ગુણોથી વાજબીપણે લોકપ્રિય થઈ પડેલા ગૃહસ્થને દારૂની લત લાગી. તેના એક પ્યારા મિત્રે તેને લખ્યું કે તમારી આ કમનશીબ ટેવથી તમારૂં કુટુંબ બહુજ દુઃખી થાયછે. તેઓ જુએછે કે તમારા કામધંધાની તમે દરકાર કરતા નથી, તમારો વિવેક ભંગ થયોછે, અને તમારી તંદુરૂસ્તીનો નાશ આવ્યોછે. તેણે જવાબ વાળ્યો કે તમારા ટીકા ખરેખરા છે, પણ દારૂની લાલચ સામે ટકી રહેવાની મારામાં શક્તિ નથી. જો મારા એક હાથ ઉપર બ્રાન્ડીની બાટલી મેલેલી હોય અને બીજા હાથ ઉપર દોજખ મોં વકાસી ઉભું હોય અને જો હું જાણું કે હવે એક વધારે ગલાસ પછી તેમાં હું ખચિત પડીશ, તો તે સંજોગમાં પણ હું દારૂ પીવાનું કદિ અટકાવી શકીશ નહિ. તમે સર્વે મારા ઉપર ઘણા મહેરબાન છો, મારે તમારો આભાર માનવો જોઈએછે પણ મહેરબાની કરી મારી કુચાલ છોડવવાની તસ્દી લેશો નહિ. હવે તે બનવુંજ અશક્ત છે.”

આવી વિપત્તિ, અને કરૂણારસ હાલતના કારણો સામે આપણે ઉત્સુકથી લડાઈ ચાલુ કરવી જોઇએ. ઘેલાં માણસોની સંભાળ લેવા અને બંદી રાખવા જેટલી દારૂના ઉપલા જેવા ભોગોની માવજત કરવાની અને સાજા કરવાના ઉપાયો લેવાની મોટી જરૂર છે. છાકટપણાંને ગમે પાપ, બદી કે ગુનાહ સમજવામાં આવે તો તેની સ્થિતિને એક જાતનાં દરદમાં ગણના કરવામાં કાંઈજ વિપરીત નથી, પણ ફાયદો છે. અતિ-મદ્યપાનની ટેવ ચોકસ વખતની કે હમેશાની ઘણુંકરી ૧૫ થી ૨૫ વર્ષની ઉમ્મરમાં ઉછરેછે એવું માલમ પડ્યુંછે. આવા લોકમાં અતિમદ્યપાન અટકાવવાની કોશેશ કરવાનું મેદાન છે. જુવાનિયાઓને દારૂનો નિષેધ કરવા કેળવવા, અને નિશાવાળી

પ્રવાહિના ખરા ભેદ અને અસર શું છે, તે શીખાડવું જોઇએ. જુવાનિયાંઓમાંથી નીકળતા આ બદીના શિષ્યોને સંગરવા જોઇએ અને પ્રૌઢ પુરૂષોએ તેમની ખૂબ સંભાળ લઇ તેમને આ ભયભરેલા રસ્તામાંથી હાથ પકડી સહીસલામત પસાર કરવા જોઇએ, તથા તેજ વેળા તેમને આલ્કોહૉલનું રસાયન અને શારીરવિદ્યા તેમજ નિદાન-શાસ્ત્રમાં તેની જગો શું છે તે શીખાડવું; જેથી આ બદીનો ઘણો અટકાવ કરી શકાશે. ઓાવે ઉતરેલી પ્રકૃતિ કે બીજી દેહ સંબંધિ વિકૃતિને લીધે નિશો લાવતા આલ્કોહૉલની અસરના ભોગ થવાને યોગ્ય મોટી સંખ્યા રહેછે. જેઓ છાકટપણાંની સાંકળે સીક-ડાઈ બંધાયલા નથી તેમની ફરજ છે કે તેમનાં નબળાં ભાઈબહેનોને સુધારવાની અઘરી પણ દૃઢ કોશેશમાં તેમનાંથી બનતી મદદ કરવાને સઘળા વાજબી ઉપાયો લેવાની હીમાયત કરે, તેમ સરકારની પણ ફરજ છે કે હમેશનાં છાકટોને સુધારવા અને નિરોગી કરવામાટે હાલના કામચલાઉ કાયદાઓને વિદ્યાશાસ્ત્રને અનુસરી સુધારવા. દારૂની મગજ ઉપર કેવી અસર છે તે ધ્યાનમાં રાખતાં એવું ભાસેછે કે જ્યાં સુધી આ ઝેર છૂટથી વેચવાના પરવાના બંધ કરવામાં આવે નહિ અને જ્યાં સુધી આપણા સંસારમંડળીના કે બીજા રેવાજેમાં વપરાતો નિશાવાળો દારૂ બંધ પડે નહિ, ત્યાં સુધી કુદરતના અચલ કાયદાથી દરદી છાકટોની સંખ્યા પણ નિયમિત નીપજતી રહેશે. એટલામાટે આપણી પ્રજાની મદ્યપાનની રીતી, અને કાયદાઓ વડે દારૂથી ઉપજેલા દરદના લાચાર ભોગ સાર્થક કાંઇપણ ઉપાય લેવાની ફરજ છે. આ ફરજ-માંથી મોકળા રહેવામાં પ્રમાણિકપણું નથી. અને તે ફરજ અદા થાય ત્યાં સુધી પ્રજાને શિર શરમભરેલા, અક્ષમ્ય દોષનું દબાણ રહેશે.

અતિમદ્યપાનનાં દરદમાં મરજીશક્તિનાં કાર્યો જતાં રહેછે, નીતિમાન લાગણી બુઠ્ઠી બનેછે, સ્વમાન ને સ્વકાબૂ ખોઈ બેસેછે, જુઠાણું પ્રગટ થાયછે. આવા દરદીનાં જીવનની સઘળી ખાએશ મદ્યપાનથીજ પૂરી પડેછે અને તે અર્થેજ તે સઘળી ચતુરાઈ વાપરેછે. આ ઘેલા જોશને ઘડીભર તૃપ્ત કરવા તેનાં જાવેદાનના કલ્યાણનું સત્યાનાશ વાળવાને પણ તે તૈયાર છે. આવા દરદીને પોતાની આગળી સ્વચ્છ સ્થિતિમાં આવ-વાની પહેલી અને સર્વથી અવશ્ય રીત એ છે કે સઘળા નિશાવાળા પ્રવાહિને સમૂલગા તજવા. દારૂ ચડસનો (દવાનો (ડિપ્સોમેન્યાક) એક ઝેર ચઢવાથી પીડીત છે માટે તે ઝેરી કૃત્ય બંધ કરવા સિવાય બીજો કોઈ રસ્તો નથી. તે કાયા અને મન બેઉનો દરદી છે કે જે દરદી ગતિ, દરદ પેદા કરનારી ચોકસ વસ્તુઓથી સજીવન થાયછે અને ચાલુ રહેછે. આ માટે જે ચીજોએ તેનામાં દરદ ઉભું કીધું તેનો વપરાસ એકદમ બંધ કરવો જરૂર છે. આ કાયદાને, મંડળીમાં દારૂ પીવાની ફરજ, કે કોઈ પણ એવા પ્રકારે અપવાદ પહોંચવો ન જોઈએ.

દારૂની અસર પહેલાંથીજ શરીરનાં મૂળતત્વો (સૅલ્સ) ઉપર છે અને ભેજાં તેમજ બીજા તંતુઓના પરમાણુ ઉપર દારૂની થયલી અસર કોઈ પણ નીતિબોધ કે ધર્મની લાગણીથી અટકતી કે બદલાતી નથી. આ બાબદના અજાણપણાંથીજ ઘણા વિવેકી પીનારા પણ તીરથ વેળા દારૂ ચાખતાં ચાખતાં છાકટપણાંની ખૂરાઈમાં ઘસડાઈ ગયલાંછે. દારૂની ચલ ઘણા વર્ષ સુધી દારૂનો નિષેધ કરવાથી મરણ પામી શકેછે, પણ ઘણાખરા દાખલાઓમાં તો દારૂની ચળવાળી શારીરિકવૃત્તિ ગુપ્ત રહેછે

જેથી જીવે ત્યાં સુધીમાં કોઈ દિવસે પણ દારૂ કોઇએ નબળા આકારમાં પણ મોંઢે લાગેછે ત્યારે ગુપ્ત ચળનો ભૂંસકો ઉઠવાનો ભો રહેછે. આ વાત દવારૂપે દારૂ આપવાને પણ લાગુ પડેછે અને ડાકટરે એટલામાટે દારૂચળના ધણીને દરદના ઉપાય તરીકેપણ જાણીજોઇને દારૂ આપવાજોઇએ નહી.

છાકટોને સુધારવાની કોશેશમાં આ જાણવું જોઇએ કે તેમની શરીર કે મનની આરોગ્યતા કેટલે દરજ્જે કુદરતી ધોરણથી વેગળી ગઇછે કે જે સ્થિતિ તેમને દારૂના છંદમાં ઘસડી ગઈ હોયછે. દારૂનો ઉપયોગ તદન બંધ કરવાથી દારૂચળનું દિવાણા-પણું (દીપ્સોમેન્યા) સારૂં થાયછે પણ તે ઉપરાંત જો તેનાં અંગ કે મગજની અસ્વભા-વિક સ્થિતિની માવજત કરવામાં ન આવે અને જે પ્રકૃતિથી તેને દારૂ પીવાની ઉસ્કે-રણી થયા કીધી તે એમની એમ રહેવા દેવામાં આવે, તો સુધરી ગયલા છાકટનો થોડો વખત નહિ જાય એટલાંમાં તેને આગળી ઢાંસવાની દશામાં પાછો અને હવે આગળ કરતાં અધિક દુષ્ટ હાલતમાં આવી પડવાનો, ઘણોજ સંભવ રહેછે. આમાટે તેની અસલ અસ્વભાવિક દરદી સ્થિતિ જે કાંઈ હોય તે શોધી કહાડી તેનાં ઉપર ચાંપતા ઉપાય ચલાવી તેને આરામ કરવાના સાધનો પણ સંગરવાં જોઇએછે.

ફતેહમંદ ઉપાય માટે અગત્યનું સાધન એ છે કે છાકટોને પોતાનેજ તેમને સાજા કરવાના કામમાં સામેલ કરવા જોઈએ. છાકટોને હલકા, નીચ અને દુષ્ટ ગણવા કે ગાળો ભાંડવા કરતાં, તેમને તેમની દરદી સ્થિતિની સમજ પાડવી અને તે દરદમાંથી સાજા થવાની ઉમેદ આપવી જોઇએછે. દારૂના ઝેરનો શરીર તત્વોમાં જે ચડસ પેસી જાયછે તે જીંદગીની એક દરદી સ્થિતિ છે એ સમજ તેની અક્કલમાં પૂરેપૂરી ઉતા-રવી જોઇએ એટલે તેની બુદ્ધિશક્તિના બળથી ફરી દારૂચળને મારવાની તે પોતે કોશેશ કરી શકશે.

છાકટોને સાજા થવાના સંજોગમાં મૂકી તેમને સુધારવાની એક બીજી વિધિ છે. આ માટે પહેલું પગલું તેમની પીવાની ટેવને ભાંજી પાડી ઘટતો લાંબો વખત સુધી તેમને દારૂથી નજર બહાર મૂકવા. જો તેની મતિ પૂરતી મજબૂત હોય અને તેની મરજીશક્તિ ઘણી નબળી પડી ન હોય તો દારૂનો વપરાસ તેની આસપાસ સઘળે ચાલવા છતાં તે દૃઢપણાથી દારૂનો નિષેધ પાળી શકેછે, પણ સંખ્યાબંધ છાકટો તો એવા હોયછે કે તેમની નીતિ હલકી પડેલી અને તેમની મરજીશક્તિ શુન્ય થઈ રહેલી હોયછે કે જેથી આપણી હાલની સંસારી રીતભાતોમાં ચાલતા દારૂના વપરાસ સામે, કે હાલની દારૂના પરવાના આપવાની રીત પ્રમાણે પગલે પગલે મનને ઘેરતાં જાહેર પીઠાંઓની લાલચ સામે ટકવા તેઓ અશક્ત છે. આવા લોક માટે એટલોજ ઉપાય છે કે કોઈ મથક કે જ્યાં દારૂનું કાંઇ રૂપજ ન હોય ત્યાં અલગ રાખવા અને ત્યાં લાગુ પડતી દવા દારૂથી તેમજ શરીર આરોગ્યતા સંરક્ષણના નિયમ ઉપર લેવાતી માવજત વડે તેમની રોગી પ્રકૃતિ દરૂસ્ત કરવી.

આ પ્રકારના ઉપાય કેવા છાકટો માટે યોગ્ય છે તે સમજવા છાકટપણાંની શું પદ્ધ-તિઓ હોયછે તે તપાસીએ. જે છાકટ દારૂ જોતાં વારજ તે પીવાનો શોખ અટકાવી શકતો નહી હોય તેજ અતિમદ્યપાનના ઘેલાપણાં (દિપ્સોમેન્યા)થી ખરેખર પીડીત કેહેવાએછે. જો તેને માટે એમ કહેવાય કે તે જાણીજોઇને પીએછે તો તેમ બોલવું

ગેરઉપયોગી છે. તે દારૂ પીધા અગાઉ કદિ પણ પીવાનો વિચાર રાખતો નથી, અને તે પોતાની રાજી ખુશીથી પીએછે એમ કદાચજ હોયછે. જેમ એક પક્ષિમાં ઉડવાની કુદરતી ખાસિયત છે, અથવા તો કુતરાની પારકા માણસ ઉપર ધસવાની ખાસિયત છે, તેવીજ તેનામાં દારૂ પીવાની ખાસિયત બની હોયછે, જેથી છાકટપણાંના મરજથી પીડાતો માણસ દારૂથી પરહેજ રહેવાનો હજાર વખત નિશ્ચય કરે પણ દારૂનું પહેલુંજ ગ્લાસ જોતાં વાર તેનાં બધાં વચનો હવામાં ઉડી જાયછે. આથી ઉલટું જે માણસ જાણીજોઇને છાકટ થતાં તેની મોજમાટે ઘણો દારૂ પીએ તેને આપણે કંઈ પણ દયા વગર પીવાની બદીનો ખરો અપરાધી ગણી શકીએ છીએ. જેમકે એક મધ્યમ દારૂ પીનારને ઘણી ખરી દારૂની અથવા કાંઈ પણ ચીજની ખાસ ચળ હોતી નથી, પણ જેવા તેના સાથીઓ હોય તેવી તે ચાલ ચલાવેછે. જો તેને દારૂ નહી પીવાનું વચન આપ્યું હોય તો જ્યાં સુધી તે સારી સોબતમાં રહેછે ત્યાં સુધી તે પોતાનું વચન તોડતો નથી પણ જો પોતાના આગળા છાકટ શોબતિઓમાં તે પાછો ભેળાયછે તો સહજ વારમાં તે ગટરમાં પડેલો મળી આવેછે. આવો પીનાર પોતાના મરજી અને કર્મો ઉપર પૂરતી સત્તા વાપરવાને શક્તિવાન હોયછે; અને તે જાણીજોઇને પોતાની ખુશીથી પોતાને હેવાનિયત સ્થિતિમાં મેલેછે. લોક તેનાથી ડરેછે અને તે પોતાના કુટુંબને એક દલગીરીનું કારણ અને બહારનાં લોકને પીડા જેવો થઈ પડેછે. તે પોતાના પાપી છંદને દાબી રાખવાની કંઈપિણ કોશેશ કરતો નથી; પણ જ્યારે વખત અને ટક મળે ત્યારે તેને એકદમ આધીન થઈ જાયછે. આવા માણસો અને કદિ ન સારા થાએ એવા અતિમદ્યપાનનાં ઘેલાપણાંથી પીડાતાં માણસોની વચમાં છાકટોના ચઢતા ઉતરતા વર્ગો આવેછે અને જેમ વર્ગ ચઢતો તેમ તે વર્ગવાળાની પોતાના કાર્યો ઉપરની ઇચ્છાશક્તિ કમતી હોયછે.

જે લોકને દારૂનો મુદલ શોખ નથી કે વાપરતાજ નથી તેમને ઉપર જણાવેલા છાકટ જેવા કંગાલ ભોગ ઉપર દારૂની કેવી ઝાલમ અસર હોયછે, તેનો ખ્યાલ કાંઈ પણ હશે નહી.

એક માણસને ખુન કરવાનું ઘેલાપણું લાગું હોય અને તે જેટલો પોતાના ખુન કરવાનાં જનુન ઉપર કાબૂ રાખી શકે તેના કરતાં જેને અતિમદ્યપાનનું ઘેલાપણું લાગુ હોએ, તે પોતાનો દારૂ પીવાના જુસ્સા ઉપર વધારે કાબૂ રાખી શકતો નથી. બીજી વાતોમાં તેમની શુદ્ધિ ઠેકાણે હોયછે, એ તકરાર તેમનાં ઘેલાપણાં સામે ધરવામાં કાંઈ ફાયદો નથી. એક સ્ત્રીને માટે એવું કહેવાયલું છે કે તેની શુદ્ધિ બીજી સર્વ વાતે વિવેકી હતી પણ તેને કદિ કદિ દિલમાં એવું જનુન આવતું હતું કે પોતાનાં સઘળાં બચ્ચાંને મારી નાખવાં. પણ એવું ઝનુન ચઢશે એમ તેણીને જેવું માલમ પડતું કે સત્વર તેણી પોતાના બચ્ચાંને સુવાના ઓરડામાં ગોંધીને કુંચી બહાર ફેંકી દેતી, અને તેથી તે બચ્ચાં જાનથી બચી જતાં. એજ પ્રમાણે જો પીઠાં બંધ થાય અને છાકટોને દારૂ મળે નહી તો તેઓની ખુવારી થતી અટકે. દરેક ગામમાં એવા ઘણા ઘેલાઓ મળી આવેછે કે જેઓ જ્યાં સુધી દારૂ પીવાનો જુસ્સો પૂરો થાય ત્યાં સુધી શાહેરમાનું દરેક પીઠું બંધ થએલું જોવાને પોતા પાસે જેટલી દોલત હોય તેટલી આપવા તૈયાર થશે. પણ પીઠાં બંધ થાય એ દહાડોજ ક્યાં છે? આમ જો કાંઈ

અને તો ઉપલા જેવા બીજા કેટલાએ આ પાપમાં ડુબતાં બચે? કોઈ કોઇને આવો જુસ્સો અમુક મુદતે થાએછે, અને બીજાંને તો જેવું દારૂનું ગ્લાસ નજરે પડેછે ત્યારે પીવાની તલપ થાએછે. જો છેલ્લા જણાવેલા બવાસના માણસને એવી જગ્યામાં મોકલાવાય કે જ્યાં તેના દીઠામાં દારૂ આવેજ નહી કે દારૂના જોસમાં આવે ત્યારે તેને મળી શકે નહી, તો તેને તે પીવાની મૂદલ તલપ કે મન થતાં નથી. પણ એક વખત તેની દ્રષ્ટિ દારૂ ઉપર પડી, અર્થાત તે મેળવવાનો માર્ગ ખુલ્લો જણાય તો જ્યાં સુધી તેને બરજોરીથી પકડી રાખવામાં આવે નહી ત્યાં સુધી તે કદિ દારૂ પીધા વગર રહેશે નહી.

બીજી પ્રતનાં ઘેલાપણાં વિષે પણ એવુંજ જોવામાં આવેછે. એવાં પણ માણસો આવેછે કે જેમનો સ્વભાવ તદન શાંત અને નિર્દોષ હોય, પણ વખતે વખત તેમને એકદમ ડાબી ન શકાય એવું ખુન કરવાનું ઝનુન ચઢી આવેછે. બીજી બધી વાતે તેઓ તદન શુદ્ધિમાં હોયછે, અને એવું બુરૂં કર્મ કરવાનો ઘણો ધિક્કાર બતાવેછે. પણ આવા ખુની ઘેલાને સત્તાધારીઓ એકદમ કેદ કરેછે અને તેથી પાર પાડોસીઓ અને બીજાઓને ફરીથી દુઃખ દેતો તેને અટકાવવામાં આવેછે; પણ અતિમદ્યપાનના ઘેલાપણાં (દિપ્સોમેન્યા) ના મરજથી પિડાતા બાપડાઓ જ્યાં સુધી એક કમકમાત ભર્યું ખુન કરે નહી ત્યાં સુધી તેની કોઈ ખબર કે દાદ લેતું નથી. તેના દિલમાં આવેલા ભૂત (દારૂ)ને લીધે તે પોતાના એક નિર્દોષ જાત ભાઈનાં ખુનમાં પોતાનાં હાથ પોતાની જાણ વગર બોળેછે, તે પોતાની માતા, સ્ત્રી અથવા નાનાં બચ્ચાંનો જીવ લેછે, તે પોતાના ઘરને આગ લગાડેછે. અને રાતના તેનું કુટુંબ સુતેલું હોય તે વખતે તેની આસપાસ આગના ભભુકા ફરી વળવા દેછે. તે એક આખી આગની ગાડીને તેમાં બેઠેલા કીંમતી જીવો સહિત એક પહાડી ખીણમાં ઉતારી પાડી સર્વનો ચૂરે ચૂરો કરી નાખેછે, અથવાતો પાસેના દરીઆમાં હોમાવી દેછે. પણ એક ખૂની ઘેલાની માફક આવી જાતનાં ઘેલાઓ માટે ઇંગ્રેજ સરકાર તરફથી કાંઈ પક્કો બંદોબસ્ત કરવામાં હજી આવ્યો નથી. ખૂની ઘેલા કરતાં એક આવો ઘેલો ઘણાં જાનોની ખુવારી કરેછે, અને તેને આવાં મોતના કર્મો કરતાં અટકાવવાની ઇંગ્રેજી રાજ્યમાં કોઇને સત્તા નથી. કોઇપણ માણસને બે પાંચ વખત છાકટપણાંના વાંકમાટે સજા કરવામાં આવી હોય તેને એક ઘેલા તરીકે એક આશ્રમમાં બંધ કરી તેના મગજની સ્થિતિ સુધારવાને બની આવે એવી કાંઈ યોજના ઇંગ્લંડમાં તેમજ આપણાં દેશમાં હજી જોવામાં આવતી નથી. આવાં માણસો હાલના સુધારાને નામોશી લગાડેછે, અને જે લોકમાં તેઓ ફરેછે તે લોકને એક ધાસ્તીમાં રાખેછે. જો પીનાર કુકર્મી હોય અને દારૂનો છંદ પૂરો પાડવા માટેજ દારૂ પીતો હોય તો તે પોતાની આ બદી માટે ધારાની સખતમાં સખત સજા ભોગવવા પાત્ર છે. જે માણસ જાણીજોઈને પોતાનો જીવ લેવાની કોશેશ કરેછે, તે કાયદા પ્રમાણે ગુનેગાર ઠરેછે, તો જાણીજોઇને છાકટ થવાથી પોતાની તંદુરસ્તી, નીતિ અને રૈયતને ઈજા કરે તેને સજા કાં ન થવી જોઈએ? સરકારી ધારાથી છાકટોના ઉપદ્રવનો અટકાવ કરવા સામે હંમેશા એવી દલીલ મૂકવામાં આવેછે કે (પાર્લામેંટના) કાયદા કીધાથી માણસ નીતિમાન થતું નથી, તો અમેરિકામાં એવા કાયદાથી તેવા પુરૂષો સુધરેછે, અને છાકટ

થતાં અટકેછે. પોતાનાં ભળાં સાર્થક નીતિ શીખવીને નિર્હારની રાહ ઉપર લોકને ચલાવવાનું કામ ધર્મનું છે. પણ રાજ્યનું કામ નીતિમાન તથા અનીતિમાન એ સર્વેને અમિતાહાર થતાં અટકાવાનું છે. રૈયતના ભળા ખાતર છાકટપણું અટકાવવાને સરકાર બંધાએલી છે. જે માણસ જાણીજોઇને દારૂ પી છાકટ થતો હોય તેને સત્તાધારીઓએ શિક્ષા તરફેકિ અને રઇએતના બચાવમાટે બંધકરી રાખવો જોઇએ. જ્યારે તદનજ છાકટ થએલો હોય. ત્યારે તે એક ઘેલા માણસના જેટલો ધાસ્તીભરેલો છે અને જો તેને બે ચાર વાર છાકટ થવાનાં વાંકમાટે સજા થઇ હોય તો કોણ જાણેછે કે કઇ વખતે જાણી બૂઝી પોતાની મોજ માટે તે પાછું મસ્તક ફેરવી નાખશે?

રોજનો દારૂથી ભીંગેલો માણસ કંઇ તેના પાડોસીને એટલું બધું ધાસ્તીનું કારણ થઇ પડતો નથી. તે તેના સગા સ્નેહિને દલગીરી અને ગરીબાઇમાં ગરક કરેછે. પણ જે માણસ પોતાની મોજની લખમાટે દારૂ પીને વારંવાર છાકટપણાંના જુસ્સામાં આવતો હોય તેનાથીજ લોકે ઘણું બીહીવાનું છે. અને સરકારની ફરજ છે કે આવાં છાકટપણાંનાં માઠાં પરિણામોથી લોકના બચાવમાટે તે છાકટ અપરાધીને ભારેમાં ભારે સજા કરવી અને ફરીથી એવો અપરાધ તે ન કરે તેનો બંદોબસ્ત કરવો. દરેક પદ્ધતિના છાકટોમાં પોતાનાં છાકટપણાંની વળણ ઉપર સત્તા છે કે નહિ તે જોઇ તેમની સંભાળ ખાતર ચોકસ અસરકારક અને ઘટતા ઉપાય લેવામાં આવે નહી, ત્યાં સુધી રૈયતને તેથી ફાયદા નિપજતા અટકેછે. અતિમદ્યપાનના ઘેલાપણાંથી ખરેખર પીડાતા માણસને હાલમાં કરેછે તેમ બંદીખાનામાં થોડો વખત કેદ રાખવું એ કાંઇ તેને શિક્ષા કીધેલી કે સુધારવાનો ઉપાય ગણાય નહી; કારણ કે આપણે આગળ કહ્યું તેમ એક માણસને ખુન કરવાનું ઘેલાપણું લાગુ હોય તેને માથે તેનાં કીધેલાં ખુનની જેટલી જવાબદારી રહેછે, તેટલીજ જવાબદારી પેલા છાકટ ઘેલા (દિપ્સોમેન્યાક) ના માથાપર પણ રહેછે.

જેમ લાલ કપડું એક ગોધાને ઝનુનમાં લાવીને હુમલો કરવા માટે ઉશ્કેરવાને પૂરતું છે, તેજ મિશાલ દારૂનું એક ગ્લાસ અતિમદ્યપાનનાં ઘેલાપણાંથી પિડાતા એક માણસમાં છાકટપણાનો જુસ્સો ઉશ્કેરવાને પૂરતું છે. જેમ લાલ કપડું પેહેરેલી એક સ્ત્રીને જોઇ પેલો ગોધો પોતાના જાતિ ખવાસને લીધે તે સ્ત્રીના ઉપર હુમલો કરવાથી જેટલો ઠપકાને લાયક થાએછે, તેટલોજ જે શાહેરની ગલી અને નાકે નાકે મનલલચાવનારાં પીઠાં હોય તે શાહેરના હજારો છાકટ ઠપકાને પાત્ર રહેછે. અતિમદ્યપાનના ઘેલાને સારો કરવાના આધારમાં તેની મરજીશક્તિ ભારે અગત્યનો ભાગ લેછે. તે શક્તિનો ઉપયોગ કર્યા વગર તે કદિ પણ સારો થાય એવી આશા રહેતી નથી. અને તેની ઇચ્છાશક્તિ આગળ ગમે એવી મજબૂત હોય, તોપણ જ્યાંસુધી તે દારૂ લેવાનું તદન બંધ કરે નહી ત્યાં સુધી તે કદાચજ પોતાને દારૂ પીવાના જુસ્સામાં આવતો અટકાવી શકેછે. એવું ધારો કે એક છાકટમાં તેની દારૂ પીવાની તૃષ્ણાને અટકાવવા જોઇતી ઇચ્છાશક્તિ નાબૂદ થઇછે, તો તેવી ઇચ્છાશક્તિ વગર તે માણસ પોતાની કુચાલ કેમ સુધારે? જેમ દરેક બાંધકામનો પાયો હોયછે તેમ વર્તણુકમાં જો કાંઇ ખરેખરો સુધારો કરવો હોય, તો તેનો પાયો રચવા અચળ કોશેશ અને દૃઢ ઇચ્છાશક્તિ અવશ્ય જોઇએછે.

ઘણાખરા દાખલાઓમાં જ્યાં સુધી જરાપણ ઇચ્છાશક્તિ માલમ ન પડે, ત્યાં સુધી કોઈ પણ રીતે જોર જુલમથી માણસને દારૂ પીતા અટકાવવા જોઈએછે. અને એક વખત જો ભેજાંને ચોકસ મુદત સુધી દારૂની અસરથી તદન દૂર રાખી શકાય તો પછી તેની ઇચ્છાશક્તિ જેવા ઉમદા ખવાસો ઉપર ભરોશો રાખી શકાયછે. પણ તે થોડો થોડો દારૂ વાપરતાં સુધરશે એવો પહેલી કોશેશમાંજ તેની મરજીશક્તિ ઉપર આધાર રાખવો ફોકટ છે, કારણ કે તે તદન મરીગએલી ઇચ્છાશક્તિ ઉપર તેની નવી ચાલનો પાયો રચવા જેવું છે.

બીજા છાકટોથી અતિમદ્યપાનના ઘેલાઓ (દિપ્સોમેન્યાક)ની પરીક્ષા તેમની સ્થિતિમાં સમજાયછે. બીજા પ્રકારનાં ઘેલાપણાંની સ્થિતિ અને દારૂ ચળવાળું ઘેલાપણું ઘણાં લક્ષણોમાં મળતું છે. પોતાના કર્મો ઉપર માલિકપણાંનું લક્ષણ જેથી સાબૂત મનની પરીક્ષા થાયછે તે દારૂના ઘેલાપણાંમાં જતું રહેલું છે. આપણે હવડાંજ કહ્યું તેમ જે જલદ દારૂઓની આગ તેનાં અંગમાં ચાલેછે અને તેને કાંઈ ઉપદ્રવ કરવા, ચોરી કરવા કે બળાત્કાર કરવા અથવા આપઘાત કરવા ઉસ્કેરેછે, તેવી દારૂની આગ દાબવાની તેની ઇચ્છાશક્તિમાં જોર નથી. કોઈપણ જાતના ધર્મ કે નીતિ સંબંધી હેતુઓ અર્થાત અતિ વહાલા કે અતલગના મોટાં સગપણનાં ગાંથનું તેના ઉપર કાંઈજ ચલણ નથી. વૈદ્યની સલાહ તેની છૂટને છીનવી લેવાની, કોઈની સત્તા વગર ફાવી શકતી નથી. સરકારી કાયદાનો તેને કાંઈ ડર નથી, ટુંકામાં તેની અક્કલ, બુદ્ધિ પદભ્રષ્ટ થયલીછે અને તે માણસ ખુદા તરફની તેની ફરજો માટે બેપરવા રહેછે. આવા દારૂના ઘેલાઓની પરીક્ષા તબીબ તેમ કોઈ સાધારણ માણસ પણ કરી શકેછે. લોક પોતાની સાધારણ અજમાયશથી ઘણે દરજ્જે પારખી શકેછે કે સાધારણ રીતનું છાકટપણું તો પાપી સંસારી ટેવ છે, પણ કોઈ કોઈમાં જે મદ્યપાનનો જોસ્સો થાયછે તે દરદી સ્થિતિ હોયછે કે જે હાલતને પોતાના કોઈ સગાં કે સ્નેહીમાં જોવાથી લોક ઘેલાપણું કહેવાને અચકાતા નથી અને તેને કબજામાં લેવાની અગત્ય તુરત કાબૂલ રાખેછે. ઘણા કુટુંબોમાં એવા છાકટો હોયછે કે જેઓ વારંવાર છાકટ બની ઘરમાં આવી ભારે તુફાન મચાવેછે, નાશ કરેછે, અને સગાવહાલાં કે દોસ્ત આશનાઓ કોઈની શિખામણથી સુધરતા નથી અને આસપાસનાઓને એટલું તો સંકટ વેઠવું પડેછે કે તેથી કંટાળીને તેમને સુધારવાને જે કાંઈ ઉપાય બની આવે તેની ઘણા આગ્રહથી માગણી કરેછે. આવા દાખલાઓમાં જેમ પીનાર પોતાના કર્મ ઉપર કાબૂ રાખવાને અશક્ત છે, તેમજ તેનાં સગાં સ્નેહી તેને કોઈ રીતે દારૂનો ભોગ થતો અટકાવવાની સત્તા ધરાવી શકતાં નથી. આ અસંખ્ય દાખલાઓમાં છાકટો અને તેમનાં કુટુંબનાં સગાં સ્નેહીની આફતોનું કેમ નિવારણ થાય? તેઓ શું કરી શકે? એક દિવાના માણસને કુટંબમાં રાખેથી જેટલો ભય છે તે કરતાં આ છાકટોને રાખવામાં કાંઈ થોડો ભય નથી, પણ દિવાનાઓને તેમના મગજ ઉપરની હકુમત નથી અને કોઈનું તે સાંભળતા નથી, માટે સરકારે તેનો બંદોબસ્ત રાખ્યો છે, અને છાકટ ઘેલાઓ વખતે વખત ઘેલાઓ કરતાં અધિક ધાસ્તીભરેલા છે તેમને માટે જેટલું અમેરિકાએ કર્યુંછે તેમાંનું બ્રિટિશ સરકારે કાંઈજ કર્યું નથી. કેટલાક જણનાં ઘેલાપણાંની પરીક્ષા કરવી મુશ્કેલ હોયછે. પણ દારૂના ઘેલા જુસ્સામાં તેમ નથી. જોકે સહૂ લોક તેમજ વૈદ્યો જાણેછે કે આરોગ્યતાના કાયદાની, ધર્મ અને નીતિના ઉપદે-

શાની, શાણુ અને સુજ્ઞ પુરૂષોના દાખલાની, કે પોલીસ અને અદાલતોના કાયદાની આજ્ઞા, જે દુર્વ્યસનિ દારૂડિયો ભંગ કરેછે તેને કુદરતથી થતી શિક્ષા થવા દેવી જોઇએ; પણ હાલના વૈદ્યોએ આપણે ઉપર કહ્યું તેમ એવું શોધી કહાડ્યુંછે કે દારૂથી મજ્જાતંતુરચનાની ચોકસ દરદી હાલત (છાકટપણું) થાયછે જેમાટે જલદી અને ચાંપતા ઉપાય લેવાની ઘણી ગરજ છે.

આવા છાકટોને રાખવા માટેનાં આશ્રમ કે જ્યાં તેઓના દિલનો વળઓ સારો થઇ જાએ અને તેમની નીતિ સુધરે, તેમાં એક બે વરસ બંધ કરવાની મેજીસ્ટ્રેટોને સત્તા મળવી જોઇએછે. છાકટોને એક વખત જોર જુલમથી સુધાર્યા પછી તે પોતાની પાછળી છાકટપણાંની જીંદગી ઉપર તુરતજ કેવા કમકમાતથી જોવા માંડેછે તે વિસ્મયકારક છે. તેઓની નીતિ અને માનસિક ખવાસ આસ્તે આસ્તે મકમ થતાં જાએછે, અને પાછળથી પૂર આસ્થાથી તેને તેઓ વળગી રહેછે. છાકટોને સુધારવાની આ રીતની સામે એવી તકરાર લાવવામાં આવેછે કે સુધરેલામાંનો અરધો અરધ ભાગ આખરે પોતાની આગળી વળણપર પાછો જાયછે. પણ એવા સઘળાને કંઇ પણ મદદ કરવા વગર આ બદીમાં ડુબવા દેવાના કરતાં તેના અર્ધા ભાગને અથવા દસમા ભાગને પણ બચાવવો એમાં મોટો ધર્મ છે. એવા અતિ ઘણા દાખલાઓ જણાયલા છે કે જેમાં છાકટોને તેમની સંભાળ માટે સ્થાપેલાં ખાસ આશ્રમોમાં ઓછામાં ઓછાં એક વરસ સુધી બંધ કરવાથી તેઓ તદન સારા થઇ ગયા છે; પણ તે મતલબ એક બે અથવાડીઆં કે મહિના બંધ રાખ્યાથી પાર પડતી નથી. એમ લાંબી કેદ આપી એક આશ્રમમાં રાખવાના હેતુથી ઇંગ્લંડમાં અતિમદ્યપાનનો પ્રસાર અટકાવનારી મંડળીઓ તરફથી એક કાયદો ઘડી પાર્લમેન્ટમાં તે પસાર કરાવવાની વારંવાર કોશેશ કર્યા પછે ૧૮૭૯ માં આમની અને ઉમરાવોની સભાએ ડાકટર કેમેરને જે કાયદાનો ખરડો રજુ કર્યો તેના સૌથી અગત્યના વિધાનો જેવાંકે છાકટોપર કાયદાની જાસ્તી લાગુ પાડવી તથા મજૂરિયાત ને ભીખારી વર્ગના લોકને આશ્રમોમાં મફત દાખલ કરવા અને છાકટપણામાં કરેલા ગુન્હાની શિક્ષા ઉપરાંત દારૂની ટેવ છોડાવવી વગેરે કલમો બાતલ કરીને એક 'બીલ' પસાર કર્યુંછે, જે 'ધ હૅબીચ્યુઅલ ડ્રન્કર્ડસ ઍક્ત' નામે ઓળખાયછે અને તે ૧૦ વર્ષની અજમાયશ ઉપર રાખ્યુંછે. આ કાયદાની રૂહે છાકટને તેની મરજી પડે તો એક આશ્રમમાં જૂદું જઇ રહેવાને સત્તા મળી શકેછે. છાકટને દાખલ થવા માટે માંગણીપત્ર (ઍપ્લીકેશન) લખી ક્યાં સુધી તેમાં રહેવાની મરજી છે તે જણાવવું જોઇએછે. આવા લૂલા કાયદા માટે 'લેનસેત' મશ્કેરી કરી જણાવેછે કે એક ચોરને પોતાની મરજી હોય તો તેને કેદમાં જવાની સત્તા આપવી, એવા કાયદાથી શું અર્થ સરશે ? ડાકટર કેમેરોન પોતાનું બીલ પસાર કરવાની કોશેશ કરતો હતો તે બીલ રાજ્યસભા તદન ઉરાડી નહી નાખે તેની ધાસ્તીથી તેને અધિકારીઓના ફરમાવ્યા માફક તેમાં ફેરફારો કરવાની ફરજ પડી હતી, જેથીકરીને તે બીલે હમણાંની અધુરી હાલતનો આકાર લીધોછે. આ પોચા બીલથી ધારો પસાર કરવામાં જોકે પહેલું શુભ પગલું ભરવામાં આવ્યુંછે પણ તે નબળાં પગલાંની અસર અતિ અધૂરી છે. ૧૦ વર્ષની તપાસ પછી બીજો ધારો ૧૮૮૯ માં પસાર કરવામાં આવનાર છે, ત્યારે તેમાંની મૂળ

મોટી ખોડ જેથી બીચારા ગરીબો માટે કાંઈજ બંદોબસ્ત કર્યો નથી તથા તેમાં દાખલ થનારા માટે છૂટાપણું રાખ્યુંછે, તેથી જે ફાયદો અમેરિકાના જબરીવાળા કાયદાથી હાંસલ થાયછે તે બ્રિટિશ રાજ્યના ઢીલા કાયદાથી થતો નથી, તે દૂર થશે એવી આશા રખાયછે. ઇંગ્લંડમાં પ્રજાના છૂટાપણાંના હકો ઘણાં ખંતપણાથી સચવાયછે, તેથી છાકટોને જબરીથી સુધારવા જતાં તેમનાં છૂટાપણાંના હક્ક કાયદાથી છિનવી લઇ લેવાને પ્રજા એક મત થવામાં પછાટ રહેછે અને કોઈ પણ જબરીવાળા ધારા સામે પ્રજાનો પૂકાર (જોકે આગળ જેટલો નહી) હજી ચાલેછે. પણ છાકટ ઘેલાને તો તેની કુચાલનો ગુલામ જેવો, તેનાં છુટાપણાંનો ગેર ઉપયોગ કરનાર જેવો, અને પોતાનાજ ઉત્તમ હેતુઓનો શત્રુ જેવો ગણવો જોઇએછે. છુટાપણું જે પોતાના આચારના પરિણામનો વિચાર કરે તેને ઘટેછે; અને રાજ્ય જો આપઘાતને ગુનાહ કે ઘેલાપણું ગણેછે તો દારૂનું ઘેલાપણું તેને મળતુંજ છે, જેમાં અક્કલબુદ્ધિ પોતાના આચાર ઉપરની સ્વસત્તા ખોહી દેછે. ઇનસાફ, કરૂણા, અર્થશાસ્ત્ર, અને સર્વ પ્રસંગયોગ્યતા એવું માંગેછે કે આવા હમેશાના છાકટોના દાખલાઓમાં કાયદાએ વચ્ચે પડી તેમનો કબજો કરવો તથા તેમને સાજા કરવાના પક્કા ઉપાયો લેવા જોઇએ; કેમકે જ્યાં સૂધી તેમ બને નહિ ત્યાં સૂધી ડાકટરી સલાહ અને બીજો ઉપદેશ કે મનમનાવવાની કોશેશ તેમનાં કર્મો ઉપર કાંઈજ અસર કરી શકતી નથી; અને ખરેખર જ્યારે આમજ છે, ત્યારે સૂજ્ઞ સરકારની દેખીતી ફરજ છે કે તેની સઘળી પ્રજા ઉપર એક પિતૃતુલ્ય આસ્થા રાખવી. સ્વઆત્માના કલ્યાણ અર્થે, બીજાના ભલાં અને બચાવ ખાતર, આડોસીપાડોસીની રમણીયતા કે પ્રજાના સામાન્ય કલ્યાણ અર્થે ઘણી વાતોમાં સરકાર પ્રજાના છૂટાપણામાં વાજબી રીતે વચ્ચે પડેછે, ત્યારે ઉપર દર્શાવેલા દાખલા અને સ્થિતિની દાદ માટે, શોર કરતા અવાજને કાં ન સાંભળે? ઘેલાઓના દાખલામાં જોકે તેઓ પોતાને તેમજ બીજાને નુકસાન કરે નહિ એવા હોય, અને જે દાખલાઓમાં કાંઈ નિર્દોષ ભ્રાંતિ હોય જે પારકાના કે પોતાના હિતને અપકાર કરતી ન હોય, તોપણ કાયદો તેમની છૂટને છીનવી લેવાને મંજુરિયાત ધરાવેછે. જેઓ માત્ર સહેજ પોચા મગજના તેમજ ઉડાઉ હોયછે તેમને કાયદો તેમનું છૂટાપણું બીજાના વિશ્વાસુ અમલ (ત્રસ્ત) હેઠલ સોંપેછે. ઉપદ્રવ કરતી ચીજો જેમકે ખરાબ ગંધ કે ધુમાડો ઇ૦ કોઈના માળામાંથી નીકળતો અટકાવા, સીતળા કહાડાવવાની ફરજ પાડવા, કારખાનાઓમાં મજૂરીનો વખત મુકરર કરવા, દારૂના પીઠાં ચોકસ દિવસ અને વખતો ઉપર બંધ રાખવા, ઝેરો વેચવાના પરવાના આપવા, જુગાર, સોરતી અથવા નિર્લાજરાં ચિત્રો, ને ચોપડીઓનો ફેલાવો અટકાવવા, કે જે સર્વ કર્મો એક રીતે કોઈ શખ્સના કે કોમના કુદરતી હકો ગણી શકાયછે, તેમાં સરકાર પ્રજાના કલ્યાણ સાર્થક વચમાં પડી ઘટતો બંદોબસ્ત કરેછે, તેમજ હમેશાના છાકટો જેમને પોતાનાં કર્મો ઉપર કાંઈ અખ્તિયાર ન હોય, તેથી તેમને કે બીજાને થતી ઇજાથી બચાવવાને કાંઈ ઘટતો કાયદો ઘડાવો જરૂર છે એટલુંજ નહિ પણ અમેરિકામાં જે યોજના મોજૂદ છે તેના પગલાંપર બ્રિટિશ રાજ્યે ચાલવું અવશ્યક છે.

હાલના વખતમાં છાકટોને સુધારવાના ઉપાય તરીકે માત્ર જે કોઈ છાકટપણાંનાં જોમમાં કાંઈ અપરાધ કરી ફસી પડે તેને દંડ કરવાથી અને બંધીખાને નાખવાથી તથા

જેટલો વખત કેદખાને હોય તેટલો વખત દારૂ બંધ કરવાથી થાયછે. પણ આ ઉપાય ઘણુંકરીને નિષ્ફળ જાયછે, કારણ કે થોડાક વખતના કેદખાનાનાં દરમીઆન દારૂ બંધ કરવાથી તેની પીવાની તલપ પાછી અધિક જોશથી ઉશ્કેરાયછે. લીડ્સમાં એક સ્ત્રીને સંતાતેર વખત સજા કરવામાં આવી. રૉકડેલના વડા પોલીસ અમલદાર રીપોર્ટ કરેછે કે "દર અઠવાડિએ સેંકડો છાકટોને બંદીખાનામાં ગોંધવાની શિક્ષા થાએછે, પણ મને નહી લાગતું કે ફક્ત બંદીખાનાની સજા ગમે એટલા લાંબા દિવસની હોય તોય છાકટ કોઈ પણ રીતે દારૂ ઉપરનો પ્યાર કમતી કરે કે છોડી દીએ." આરબ્રોથના વડા પોલીસ અમલદારના રિપોર્ટમાં લખેલું છે કે "આપણા શેહેરમાં સાત માણસો છે કે જેમને છૂટવાને ભાગ્યે ચારપાંચ દહાડા થતા હશે એટલામાં દારૂ પીને સુલેહનો ભંગ કરવા માટે તેમને પાછા બંધીખાને લાવવામાં આવેછે." ગ્લાસગોના વડા પોલીસ અમલદારના રિપોર્ટમાં જણાવેછે કે "પોલીસ ઑફીસમાં ૧૯૯૬૮ છાકટોને લાવવામાં આવ્યાં જેમને દારૂ ઉતરી ગયા પછી છોડી દેવામાં આવ્યાં હતાં તથા આ છાકટોમાંના કેટલાંક જણને તો એક વર્ષમાં વીસથી પણ વધારે વખત પોલીસમાં લાવવામાં આવ્યા હતા." આથી વધારે અસરકારક અને કરૂણાદર્શક દાખલો એની પારકર નામની સ્ત્રીનો છે કે જે હવડાંજ ૩૫ વર્ષની નાની વયમાં મરણ પામીછે તથા જેની સામે ૪૦૦ કરતાં વધારે વખત છાકટપણાંનું તોહોમત મૂકવામાં આવ્યું હતું અને જેણીએ જીંદગીનો ઘણો ખરો ભાગ આ કારણ માટે કેદખાનાંમાં કાઢ્યો હતો. આ બાબદ એક અમેરીકન ડાકટર લખેછે કે "દરેક પાપની શિક્ષા હોયછે અને કુદરતના કાયદા માબાપે તોડવાથી માબાપોના પાપ માટે છોકરાંઓને કુદરત શિક્ષા કરેછે, જેથી બીચારા છોકરાંઓને ગુનેહગારો સાથે બંદીખાનું જ્યાં તેમને જરૂર દરેક જાતનાં કુકર્મોનો વા વાગ્યા વગર રેહેજ નહી તેવે ઠેકાણે બંધ કરેછે. દારૂ પીવા માટે કેદની શિક્ષા કરવાથી કંઈ તેમની દારૂની તલપ મરતી નથી. પણ તેથી ઉલટું આ સુધરેલા જમાનાને તે એબ લગાડેછે. કેદખાનામાં જુવાન છાકટો અને નફ્ટ લફંગા જેમનું દિલ તેમનાં ધંધામાં કઠણ થઈ રહેલું હોયછે તેમને તફાવત વગર સાથે બંધ રાખવામાં આવેછે, તેમ કોઈ રાંક સ્ત્રી કે જેને કમનસીબે દારૂ પીવાની લબ ઓથે ઉતરેલી હોયછે, અને એક બેશરમ વેશી આ બંનેને કાંઈ પણ તફાવત વગર સાથે ગોંધવામાં આવેછે. છાકટ માણસોને બંદીખાને કેદ રાખવાથી ચોરી કરવા કે ઘર ફાડવા જેવાં બદકર્મો કરવા શિખેછે તે એક એદકારક અને હિણું લગાડનારી વાત છે, તથા દરેક ઘરમાં અને આખાં શેહેરમાં એક છેડેથી બીજે છેડે મોટા અવાજે જાહેર કરવું જોઈએછે કે ચોર, ઘરફાડુ, અને ધોરી રસ્તે લૂટ કરનારાની જે પ્રોજ રાંક રૈયતની સાથે હમેશ લડાઈમાં ઉતરેલી રેહેછે, તેમાં ઉમેરો કરવા આપણા સત્તાવાળાઓ ગફલતથી આપણી રૈયત માંહેલા છાકટ માણસોને રૈયતના ખર્ચે કેળવેછે, કવાએત આપેછે, અને શીખવી તૈયાર કરેછે. લોક તરફથી તેમનું પેટ ભરાવુંજ જોઈએ, અને જોર જુલમથી અને હિમ્મતભરેલી નફ્ટાઈથી રૈયતને લૂટવાનો અને જો જરૂર પડે તો તેમની લૂટના ભોગને મારી નાખવાનો તેમનો હક છે, એવું માનવા શીખેછે."

છાકટોને લાયક મથકોમાં સુધારવા લાંબો વખત બંધ રાખવા માટે મૅજીસ્ટ્રેતને સત્તા આપવી એવા કાયદાની સરકાર પાસ માંગણી કરવા કરતાં સઘળાં પીઠાં-

ઓજ બંધ કરવાની દરખાસ્ત શામાટે કરવામાં નહી આવે,—એ સવાલ કોઈના પણ મગજમાં સહેજ આવેછે; કેમકે જો તેમ થાય, તો છાકટોને બંધ રાખવા કરતાં અતિ મોટો ગુણ થાય. આ ઉપાયથીજ દારૂ પીવાના રોગનો જડમૂળથી નાશ થઈ જાય અને બીચારા મજૂરોને સવારનાં કામપર જતી વખતે તેમજ સાંજનાં કામપરથી પાછા ફરતી વેળા પચાસ પીઠાંઓ વટાવવાં નહિ પડે, પણ તેવો વખત નજદીક લાવવા અર્થે હાલમાં શાહેરમાં દારૂના પીઠાં ઉભાઈ ગયલાંછે તે બંધ પાડવાને તેમના ધણીઓની પાયમાળીના વિચાર ખાતર આપણે બેદરકારી બતાવવી જોઈએ નહી.

દારૂની બદીમાંથી બહાર કાઢી માણસોના તન અને મનનો સુધારો કરવામાં જેટલું યુનાઇટેડસ્ટેટ્સ આજ સુધીમાં ફતેહ પામ્યુંછે, તેટલું પૃથ્વિમાંનું કોઈ પણ દેશ ફતેહ પામ્યું નથી. ચાલતી સદીની શરૂઆતમાં યુનાઇટેડસ્ટેટ્સમાં દારૂની ખૂરાઈ જેટલી પ્રસરી હતી તેટલી કોઈ પણ બીજાં દેશમાં જણાઈ નહતી. ત્યાં દારૂનો એટલો બોહળો ખપ ચાલ્યો કે ફક્ત ૧૮૧૭ ના સાલમાં ૨,૫૦,૦૦,૦૦૦ ગૅલન દારૂ ગાળવામાં આવ્યો હતો અને તે સવા શીલીંગે ગ્યાલન વેચાવા માંડયો. વળી દારૂ વેચવાનો પરવાનો લેવા માટે સરકારને જે રકમ ભરવી જોઈતી તેપણ ઓછી હતી. ટુંકામાં દારૂ ગાળવા તથા દારૂ વેચવા માટે યૂનાઇટેડસ્ટેટ્સમાં હરકોઇને ઉત્તેજન મળવા લાગ્યું. આવા ઉત્તેજનથી છાકટપણાંનો બહૂ ફેલાવો થાય એમાં કશુ નવાઈ જેવું નથી. પણ આ મોટી દુષ્ટતા રફતે રફતે લોકનું ધ્યાન ખેંચતી ગઈ અને થોડા વખતમાં દારૂથી પરહેજ રહેવાના ઉપાયો લેનારી મંડળીઓ સ્થાપવામાં આવી. ઈ. સ. ૧૮૨૧ માં એક ધારો પસાર થયો, જેથી સર્વ છાકટોના માલમત્તાની સંભાળ એક કમિટીને સોંપવામાં આવી અને એ સભા ઉપર દેખરેખ રાખવા 'કોર્ટ ઑફ ચૅનસરી' ઠરાવી. બાલ્ટિમોર શાહેરનાં નિર્ધન આશ્રમના ટ્રસ્ટીઓના ઈ. સ. ૧૮૨૭ ના સાલના રીપોર્ટ ઉપરથી માલમ પડેછે કે ઈ. સ. ૧૮૨૬ માં ૬૨૩ જને આસરો લીધો તેમાં ૫૫૪ અતિ ઘણાં છાકટપણાંને લીધે કંગાલ થઈ ગયા હતા. ડાકટર ફ્રાન્સીસ લેબરીએ 'ફીલાડેલ્ફિયા સોસાયટી' આગળ ભાષણ કરતાં જણાવ્યું કે દેશમાં જે સઘળા ગુન્હા થાયછે તે ઘણુંકરી દારૂથી થાયછે. સીંગસીંગના બંદીખાનાના પાદ્રિએ જણાવ્યું કે તેના હાથ હેઠળના બંદીખાનામાં આવેલા કેદીઓમાં સોએ પોણોસો જણે દારૂથીજ પોતાની ખરાબી થયલી કાબૂલ કીધી હતી. અને એકસોમાં ચુમ્માળીશ શખસોએ કાબૂલ કર્યું કે દારૂની અસરમાંજ તેઓએ ગુનાહ કીધા હતા. દારૂની આવી ભયંકર ખરાબી જેમજેમ દેશ સુધરતો ગયો તેમતેમ અટકાવવામાં આવી. દારૂ વેચવાની જગ્યાઓ કહાડી નાખવામાં આવી તથા દારૂ વેચવા ઉપર મોટો કર નાંખ્યો. વળી મેન શાહેરમાં 'મેન લૉ.' નામનો ધારો પસાર કર્યો, જેથી દવાના કામ સિવાય બીજા ઉપયોગ માટે દારૂ બનાવવાનું તથા વેચવાનું બિલકૂલ બંધ કર્યું અને જે કોઈ આ ધારો તોડે તેને બે માસનાં કેદખાનાની સજા અને એક હજાર ડાલરનો દંડ થતો. વિશેષ, કોઈ છાકટોને દારૂ વેચતો જણાય, તો તેઓના સગાંવહાલાંઓને તેને પોલીસમાં ઘસડી જવાની સત્તા આપી. કોઈ ઘરમાં બેઠો બેઠો પણ દારૂ પી છાકટ બને, તેને એક માસના કેદખાનાની સજા થતી. મેન પછી આસ્તે આસ્તે આસપાસના બીજાં શાહેરોમાં એવોજ ધારો ચાલુ થયો. ઈ. સ. ૧૮૬૯ માં વરમોન્ટમાં ધારો નીકળ્યો તેમાં તો છાકટો માણસ છાકટપણાંમાં પોતાના માલમત્તાની ખરાબી

કરે તો તેનો સઘળો જોખમ તેને દારૂ વેચનારપર રાખ્યો! વળી બીજાં શહેરોમાં જલદ દારૂઓ ઉપર મોટો કર અને નરમ દારૂઓ ઉપર ઓછો કર નાખવામાં આવ્યો. આવા ઉપાયો છતાં દારૂનું વેચાણ તદન બંધ થયું નહતું. કેટલીક જગ્યાએ તો ત્યાંની સ્ત્રીઓએ પણ દારૂથી પહરેજ રહેવાની સભાઓ ઉભી કીધી અને તેમાં સારાં ભાષણો કરી દારૂથી શું શું ખરાબી થાયછે તે સમજાવા લાગીઓ. જેઓએ દારૂ પીવાનું છોડી દીધું હતું તેમને આવી મંડળીમાં દાખલ કરી તેઓની વખાણ ગાતા અને મન મારવાની શક્તિ માટે તેઓને આબરૂની નિશાણીમાં કેટલીક (ચાંદ જેવી) ચીજો ભેટ આપવામાં આવતી. આવી યુક્તિઓથી વીશ વર્ષના અરસામાં યુનાઇટેડસ્ટેટ્સમાં દારૂના સંબંધમાં મોટો સુધારો થઈ ગયો.

વળી યુનાઇટેડસ્ટેટસને દારૂથી છાકટ થનારાઓને રાખી તેમની આદત મુકવાની ટેવ પાડવા સારૂં ઉઘાડેલાં મથકોથી ઘણો ફાયદો થયો. ઈ. સ. ૧૮૫૭, ૫૮, ૬૭, અને ૬૮ એ સાલોમાં બોસ્ટન, બીંગહેમ્પટન, ફીલાડેલ્ફિયા અને ચીકાગોમાં આવાં મથકો ઉઘાડચાં અને સરકાર તરફથી તેમને ટેકો મળવા લાગ્યો. ગણત્રી કરતાં માલમ પડચુંછે કે બોસ્ટનમાં નવ વરસના અરસામાં ત્રણ હજાર છાકટોને દાખલ કરવાથી બે હજાર તદન સારા થયા હતા. આવા ઘરોમાં છાકટોના સગાંવહાલાં અને મિત્રો તેમને તદન બેભાન હાલતમાં મુકી જાયછે. ઈ. સ. ૧૯મી સદીની શરૂઆતમાં જર્મની દેશમાં છાકટપણું ઘણું વધી ગયું હતું તેથી ત્યાં પહરેજ રહેવાની મંડળીઓ સ્થાપવામાં આવી. જલદ દારૂ બદલ ઘણા પોચા દારૂ, શરબત અને બીજી કેફ વિનાની પીવાની ચીજો દાખલ કરવામાં આવી અને તેમ કરતાં દારૂ પીનારાઓમાં ઘણો ઘટાડો થયો. અને જેમ જેમ કેળવણીનો ત્યાં પ્રસાર થયો તેમ તેમ દારૂ પીવામાં ઘણો ઘટાડો થતો ગયો. જર્મનીના દાખલા ઉપરથીજ ઈ. સ. ૧૮૨૬ માં યુનાઇટેડ-સ્ટેટ્સના બોસ્ટન શહેરમાં પહેલ વહેલી દારૂથી પહરેજ રેહેવાની મંડળી સ્થાપી અને તેની સંખ્યા ત્રણ વરસમાં એકથી હજાર સુધીની થઈ ગઈ. દારૂ ગાળવાના પચીસથી વધારે કારખાનાં બંધ પડચાં, આસરે ચારસો દારૂના વેપારીઓએ ધંધો છોડી દીધો અને બારસો ઉપરની સંખ્યાના છાકટોમાં સુધારો થયો. દારૂની બનાવટ ૫૨,૮૫,૦૦૦ ગ્યાલન ઉપરથી ૧૧,૯૫,૦૦૦ ગ્યાલન ઓછી થઈ. આવા ઉત્તમ સુધારામાં દરેક ભલા શહેરીએ ભાગ લીધો. વહાણના માલેકોએ જે કપટાનો દારૂ ન પીતા હતા તેમનાં પગારમાં વધારો કીધો, અને વિમાવાળાઓ દરેક વહાણ જે દારૂ લીધા વગર મુસાફરીએ જતું તેના વિમાના પ્રીમિયમમાંથી સેંકડે પાંચ ટકા પાછા આપવા લાગ્યા. લશ્કરી સિપાઇઓને અપાતો દારૂ બંધ કરી તે બદલ ખાંડ તથા કાફી આપવા લાગ્યા. આવી હીલચાલથી ઈ. સ. ૧૮૩૪ માં દારૂથી પહરેજ રહેનારી મંડળીની સંખ્યા સાત હજાર થઈ, જેમાં સઘળા મળી ૨૦ લાખ સભાસદ હતા તથા એક હજાર વહાણ દારૂનો જરાપણ ઉપયોગ કરવાવિના, મુસાફરી કરવા લાગ્યાં. ઈ. સ. ૧૮૨૯-૩૦ ના સાલોમાં ઇંગ્લંડ, સ્કૉટલંડ તથા આયરલંડમાં આવી દારૂનિષેધક મંડળીઓને ટેકો અને ઉત્તેજન આપવા લાગ્યા. હાલ દેશો દેશ આવી મંડળીઓનો ઘણો ફેલાવો થયો છે. યુનાઇટેડસ્ટેટ્સમાં તો જ્યાં રોમન કાથલીકનું દેવળ ઉભું થાય એટલે તેની સાથ દારૂથી પહરેજ રેહેનારી મંડળી ઉભી થાયછે. આ રીતી ઉપરજ લિવર્પુલમાં ઈ.

સ. ૧૮૭૨ માં ફાધર ન્યુજંટ નામના રોમન કૅથલીક પાદરીએ દેવળનાં સંબંધમાં દારૂનિષેધક મંડલી ઊભી કરી.

હવે છાકટ દરદીઓનો ઇલાજ કરવાને યુનાટેડસ્ટેટ્સમાં કાયદાની રૂહે ચોકસ ઉપાયો શું લેવામાં આવ્યા, તે આપણે જોઇએ. બીજાં રાજ્યોએ છાકટપણાનાં ઉપાયમાં યૂનાટેડસ્ટેટ્સની વલણની ઘણીક બાબદમાં નકલ કરીને બતાવી આપ્યુંછે કે તેની રીત ખરી છે. યૂનાઇટેડસ્ટેટ્સ જૂના રાજ્યોમાંનું એક છે, અને તેનું મુખ્ય શાહેર ન્યૂયોર્ક (જે શાહેરોએ સંસ્થાનિક વખતમાં ગ્રેટબ્રીટન તરફથી છૂટાપણાંના હક મેળવ્યા હતા તેઓમાં) અંગ્રેજી રેવાજો અને રસમોને સર્વેથી વધારે વળગી રહેલું છે, માટે એ શાહેરની ગ્રેટબ્રિટન નકલ કરે તે વાજબી અને ઘટિત છે. આ રાજ્યની કાયદા બાંધનારી સભાએ કેટલુંક થયું સંસારી અને નીતિની અવશ્યકતા તરકિ ઠરાવ્યુંછે કે જેમ સરકાર ઝેરી તાવવાળા, માતાવાળા, કૉલેરા તથા રગતપિતના રોગીને શાહેરોમાં દાખલ કરતી નથી, તેમ છાકટ માણસોને પણ શાહેરમાં ફરવા દેવા નહી. ડાકટર ઓક્લી હૉલ, ન્યૂયોર્કનો એક્સ મેયર કહેછે કે "જો એમ ધારી શકાતું હોય કે આ બાબદ વિષેના અમેરિકન કાયદો કવિતા જેવા કલ્પિત વિચારોથી બાંધવામાં આવ્યા છે, તો તેમ નથી; કારણ કે છેક ૧૬૫૬ માં લંડનમાં છપાયલું એક ચોપાનિયું બ્રિટિશ મ્યુઝીયમમાં છે તેમાં નીચલાં બે કાવ્ય છે, જે જોસફ રીગબી નામના ઓધેદાર ગૃહસ્થે જોડયાં છે, તેમાં એજ વિચારોથી કાયદાનો અમલ આણવા સૂચવ્યો છે. આ ગૃહસ્થે છાકટનો ભવિષ્ય ચિતાર અથવા આગિયા આરસી (ધ ડ્રન્કર્ડસ પ્રોસ્પેક્ટિવ ઑર બર્નીંગ ગ્લાસ) એવા મથાળાથી કવિતા રચીછે તેમાંના એક કાવ્યનો ભાવાર્થ એમ છે—"દારૂ હૈયાને હેવાનિયતપણું આપેછે, તથા ભેજાંને દુષ્ટ કરેછે. અકલ સઘળી દૂર કરેછે, સર્વ ભળા ગુણોને ડાઘ લગાડેછે, વિચારશક્તિ ઘેલી બનાવેછે, સમજ શક્તિ આંધળી કરેછે, અકલને આડે રસ્તે ઉતારેછે અને મગજને બગાડેછે, વિચારોને ગુંચવાવેછે અને જીવની સઘળી શક્તિ ને બુદ્ધિને કેદ કરેછે." આ નાનકડી કવિતા ખુલ્લે ખુલ્લું દેખાડેછે કે છાકટપણું પોતાના સર્વેથી ખરાબ રૂપમાં દરદનો આકાર લેછે. બીજી કવિતા કાયદાનો તકાઝો કરેછે.

"તમે—ધર્મમંદિરના રખેવાળો, સિપાઇઓ, અને બીજાઓ કે જેઓ પોતાના ઓદાને, પવિત્ર મકાનને, રાજ્યને, પોતાના ભાઈબંધુને, પોતાના જીવને, પોતાના છોકરાંઓને અને સ્વદેશીઓને ચાહાવો છો—તમારો મદદગાર હાથ આ પાપની સામે લંબાવો, ઓદાને તથા કાયદાઓને મદદ કરો ને સાહ્યતા આપો, કે આ મોટાં પાપની સામે લડવાને આપણે કાંઈ જગ્યા મળે."

અડધી સદીની વાત ઉપર અમેરિકન કાયદાશાસ્ત્રીઓ કબૂલ રાખતા હતા કે છાકટોનો એવો વર્ગ છે કે તેઓમાં અશક્તિ અથવા કમતાકાદીનું દરદ હોયછે, અને એ દરદનો ભોગ તેને સમજતાં કે જેમાં દારૂ પીવાની લખ તેની સમજણની ઉપરવારી કરતી, અને જેથી ખરૂં, ખોટું, પ્યાર, ધાસ્તી, ગરૂરી, શરમ વિગરે પિછાણવાની સમજ નાબૂદ થઈ જતી. આ મતને અનુસરીને અમેરિકન કાયદાશાસ્ત્રીઓએ હદ બહાર ગયલાં છાકટપણાંને જે દરદોની સરકાર દેખરેખ રાખતી તેવા દરદોની ટીપમાં ઉમેર્યું. જાહેર ખરચે દરદીઓની જે સંભાળ અમેરિકાની ઇસ્પિટાલો તથા

તેવાંજ બીજાં મથકોમાં લેવાયછે. તેનો ખરો ખ્યાલ આણવો, ઇંગ્રેજો જઆ એવી જાતનાં કામો પાછાળની ઉલટ માટે વખણાયછે, તેમને પણ મુશ્કેલ છે. ત્યાં દરેક રાજ્ય આવા મથકોના નિભાવ માટે કર નાખેછે. ત્યાં દરેક શહેરની સરકાર હાસ્પિટાલો તથા એવાં બીજાં આરામ મેળવવાના મથક (રીટ્રીટ્સ) પાછળના પોતાનાં ખરેખરા લખલૂટ ખરચ માટે જાણીતી છે. દાખલા તરીકે, ન્યૂ યોર્ક શહેરનું નામ (એવી બાબદમાં મોટો ખરચ કરવા માટે) શખાવતોનું શહેર પાડવામાં આવ્યુંછે. તેના શહેરી ખાતાઓનાં વિભાગોમાં જાહેર સખાવતોનું પણ એક ખાતું ચેરીટી કમીશનરોની કારભારમંડળીના અમલ તળે ચાલેછે. તેમણે સખાવતોનાં ખાતાં કહાડવાની શરૂઆતમાંજ પહેલી એક હાસ્પિટાલ કાહાડી હતી, જેમાં નહી ઉડતા રોગો સારૂ જુદી જગ્યા કરી હતી, તથા સહીએડ સારૂ, ગુહ્ય ઇંદ્રિના દરદો અને તંદુરસ્ત શરીરમાં ઘેલાપણાંને સારૂ જુદી જુદી જગાઓ રાખી હતી. એવી જાહેર હાસ્પિતાલોને ટેકો આપવામાં તથા બીજાં ખાનગી ખાતાંઓને પૈસાની મદદ આપવામાં ૧૮૮૫ ની સાલમાં ન્યૂ યૉર્ક શહેરમાં જાહેર મહેસુલના ૪૦૦૦૦૦ પૌંડ ખરચવામાં આવ્યા હતા. તેટલામાટે, જ્યારે નહી સુધરે તેવા તથા મરજીની ગેરહાજરીથી નાકેસ થયલા છાકટ માણસને એક દરદી તરીકે ગણવામાં આવ્યો, ત્યારે તે રાજ્યનીતિને અનુસરતુંજ હતું કે સરકાર તેને અથવા તેણીને માટે એક જાહેર હાસ્પિટાળ તથા હવાવાળાં બીજાં કોઈ મકાનની સગવડ કરી આપે. જાહેર હાસ્પિટાલો ઉભી કરવાની રીતી ફક્ત સખાવતના ઉત્સાહ ઉપર આધાર રાખતી નથી, પણ જાહેર સલામતી તથા લોકનું ભલું કરવાની ઇચ્છા સાથે મોટો સંબંધ રાખેછે. છાકટપણાંના પરિણામ તરીકે દરદી શરીર ઉપરાંત રોગિષ્ટ ઇચ્છાશક્તિ તે સાથ જોડાયલી હોય તે બંનેને સુધારવા માટે, એક બીજી જાહેર હાસ્પિટાલ ઉભી કરવામાં આવે તે કરતાં વધારે લાયક કામ બીજું શું? અમેરિકામાં દરદી છાકટો માટે સરકારી જામીનગીરી તળે થયલાં ઉઘરાણાંઓથી ચાલતી હાસ્પિટાળો ઉપરાંત વળી ખાનગી મકાનો છે કે જે મકાનો પણ સરકારી સત્તાને સ્વાધિન છે, આવી રીતે, દારૂની લખમાં ઘેલા થયલા પુરૂષોએ, ચોકસ ચીજ ઉપર ઘેલા થયલા માણસ (મોનોમેનિયાક)યા, ખુની ઘેલા (હોમીસીદલમેનિયાક)ની બરોબર, યા વહેમથી ઘેલા થયલા માણસ (ડીલ્યૂઝનીસ્ટ)ની બરાબર કાયદાશાસ્ત્રમાં પોતાની જગ્યા મેળવી. એવિષે અમેરિકન કાયદામાં ખૂલ્લી કલમો દાખલ કરી કે એક શખ્સની જતી રહેલી મરજીની જગ્યા કાયદાથી ઉપજાવેલી મરજીથી પૂરવી, અને એક શખ્સની ખાલી વિચારશક્તિ (એટલે જતી રહેલી વિચારશક્તિ) ને બદલે કાયદાથી ઉપજાવેલી વિચારશક્તિ મુકવી. એથીકરીને દોસ્તો અને સગાંવહાલા એ કાયદાથી ઉપજાવેલી મરજી અને કાયદાથી ઉભી થયલી વિચારશક્તિ અમલમાં લાવી શકેછે અને દારૂની લખમાં ઘેલા થયલા માણસને પોતાના દરદને માટે એક હાસ્પિટાલ અથવા એવાંજ બીજા મકાનમાં દાખલ થવાની ફરજ પાડી શકેછે. પણ એથી આગળ ચાલતાં એવું માલમ પડ્યું કે એવા પણ છાકટ હોયછે કે જેમનાં દોસ્ત કે સગાં હોતાં નથી, ત્યારે તેમનો વાળી સરકાર સિવાય બીજું કોઈ નથી, અને તેવાઓને ઇલાજ સારૂ કાયદાના જોરેમંદ હાથથી જાહેર મકાનોમાં ઘસડી લઈ જાયછે. અફસોસની વાત છે કે ઇંગ્લંડમાં એથી ઉલટું થોડા

મહિનાની ન્યાત ઉપર એક ઓરતે, પોતાના છાકટ તથા દરદી ધણી જે તેનો તથ તેમના બચ્ચાંના જાન લેવાની ધમકી આપતો હતો, તેની ફરીઆદ લંડનનાં એક મેજીસ્ટ્રેટ આગળ કરવાથી તેણીને જવાબ મળ્યો કે, "તમારે માટે હું કશું કરી શકતો નથી." અમેરિકામાં માજીસ્ટ્રેટ પેલાને પકડવા તુરત હુકમનામું (વૉરંટ) આપી સરકારી તબીબ પાસે તપાસ કરાવતે અને ડાકટરના ખાત્રીપત્ર ઉપરથી તથા (તે ધણીને પોતાનો બચાવ કરવાની તક આપ્યા પછી) તેની બૈરી અને પડોસીઓના સોગંદ-નામા ઉપરથી છાકટો માટેના જાહેર મકાન (પબ્લીક રીટ્રીટ) માં તેને મોકળાવ્યો હતે. ત્યાંનાં એકંદર ૩૭ સંસ્થાનોમાં દરેકની ચોકસ હાલતને અનુસરતી થોડીક તફસીલોમાં સહજ ફરક સિવાય બધામાં એક સરખો કાયદો છે. અને તે કાયદો એક સામાન્ય કાનુન ઉપર રચેલો છે—જેથી લોકની સલામતી બચે. પચાસ વરસ પહેલાં યુનાઇ-ટેડસ્ટેટસનાં કાયદાઓમાં વડી અદાલતને નહી સુધરે એવા છાકટો વિષે નીકાલ કરવાને સત્તા આપી હતી, તેમાં છાકટોને "દરદી" બોલ સાથે જોડેલા છે અને તેમાંથી નહી સુધરે એવા "દરદીઓ" નો "મૂઢ, દિવાના, અને નાકેસ મગજના શખસો" ના વર્ગમાં સમાવેશ કરવામાં આવ્યો હતો.

૧૮૫૭ નાં સાલની આગળ જ્યારે બીંગહૅમ્પતનનાં એક ખાતાનાં સંબંધમાં સરકાર અને આમની મદદથી ચાલતાં દરદી છાકટો માટેનાં મકાનને લગતો પહેલો ધારો ન્યૂ યૉર્કમાં પસાર થયો હતો અને પછી બોસ્ટનના છાકટ-દરદી માટેનું ખાનગી મકાન ઉભું કર્યું, ત્યારે નહીં સુધરે એવા છાકટનાં કોઇપણ સગાંની અરજી ઉપરથી એક 'જ્યુરી' મારફતે તેની તપાસ કરવાનો હુકમ કાહાડવાની 'અને તે દરદ છે એમ શાબિત થાય, તો તેને કેદ કરી રાખવાની વડી અદાલતને સત્તા આપવામાં આવી. શા માટે ? તેનાં કુટુંબના બચાવ માટે, તેની મીલકત ખરાબ થતી અટકાવવા માટે, અને વિશેષ, તેના પંડની બરદાસ્ત માટે, જે કોર્ટના હોકમનામામાં ખુલ્લું ફરમાવ-વામાં આવતું હતું. ૧૮૫૭ માં ન્યૂ યૉર્કના કાયદા-મંડળે વળી કબૂલ રાખ્યું કે પ્રજાની સલામતીના સંબંધના કેટલાક હકો કદિ ન સુધરે એવા છાકટોથી સંભાળવાની જરૂર હતી, અને કાયદાશાસ્ત્રીઓએ ત્યાર પછી એવાં કામમાં તુરત તપાસ કરવાની રીત, કે જે હમણાં વધીને મોટા આકારમાં દેખાયછે, તે દાખલ કરી, જેથીકરી સરકારી અમલદાર અથવા કોઇપિણ ખાનગી ગૃહસ્થો, જે તોહમતદાર છાકટના સગાં નહી હોય, તેમની ફરીઆદ ઉપરથી તપાસ કરવામાં આવેછે. અને છાકટને છોડી મુકેછે અથવા દરદી ઠરાવીને ચોકસ મુદત સુધી તેની બરદાસ્ત અને ઇલાજ માટે (નહીં કે શિક્ષા જે તેને કદાચ મળતી આવેછે) કેદ કરવાની યોજના રાખીછે.

જુદાં જુદાં આશ્રમમાં છાકટોને દાખલ કરવાના જે નિયમો ચાલેછે તેને લગતા થોડાક ફકરા અમેરિકન કાયદાઓમાંથી નીચે ઉતાર્યાછે, તે ઉપર જે સંસ્થાનો વિષે અમે કહી ગયા તે સિવાય બીજાંઓમાં કેવા અને કેટલી હદ સુધી અસર કરનારા કાયદા ચાલેછે તેના નમૂના તરીકે ટાંકી બતાવ્યાછે.

## માર્ચ ૨૭, ૧૮૫૭ માં ઉભી થયલી છાકટો માટે ન્યૂ યૉર્ક સંસ્થાનના આશ્રાલયના કાયદામાંથી ફકરો.

§ ૪. આ ખાતાની મતલબ છાકટોનો દવા દારૂથી ઈલાજ અને તેઓપર અંકુશ રાખવાની છે.

§ ૯. પોતાની રાજીખૂશીથી, અથવા સદાના છાકટો ઉપર સત્તાધીશ કમિટીના હૂકમથી જે છાકટો મજકુર ખાતામાં દાખલ થાય તેમને લેવાને તથા રાખવાને મજકુર ખાતાને સત્તા છે. સઘળા ગરીબ અને નિર્ધાર છાકટો જેમને દાખલ કરવામાં આવશે, તેમને આ ખાતાની હદમાં અથવા આસપાસ કાંઈ ઉપયોગી કામ પાછળ મહેનત કરાવવામાં આવશે. અને છાકટાઓએ કીધેલી મહેનતના કૂલ પૈસામાંથી તેમનાં ગૂજરાન માટે કીધેલા ખરચ બાદ કરતાં જે પ્રાજલ પડશે તે તેમનાં કુટુંબ ઉપર દર માસે મોકલી આપવામાં આવશે. જો મજકુર છાકટનું કાંઈ કુટુંબ નથી, તો તેના કે તેણીના છૂટકારાની વેળા તેને અથવા તેણીને તે પૈસા આપવામાં આવશે.

## છાકટો માટેનું આશ્રમ. ન્યૂ યૉર્ક, કીંગ્સ કાઉન્ટી. ૧૮૬૬.

§ ૬. આગળ જણાવ્યા પ્રમાણે, ઠેરવેલા કમીશનની જો ખાતરી થાય કે એક ચોકસ શખ્સ સદાનો દારૂ પીનાર છે અને તેટલામાટે પોતાનું કામ ચલાવવાને અશક્ત છે, તો મજકુર ન્યાયાધીશને પોતાના વિચાર પ્રમાણે હૂકમનામું કહાડવાની તથા તેમ જાહેર થયલા સદાના છાકટને તેનાં (ન્યાયાધીશનાં) ધ્યાનમાં વાજબી દીસે તેમ એક વર્ષથી ઓછી મુદત સુધી મજકુર ખાતાને સ્વાધીન કરવાની સત્તા છે, અને એ વૉરંટ શાહેરી પોલીસનો કોઇપણ માણસ બજા લાવી શકશે. એવા કાયદાસર નીકળેલાં વૉરંટની રૂહે કોઇપણ સત્તાવાર અમલદાર વૉરંટ મુજબ કાંઈ કામ કરશે તે કાયદાસર ગણાશે. પરંતુ કારણ દેખાડવાથી તે શખ્સને કેદ કરવાનો એવો કોઈ હૂકમ રદ કરવા અથવા ફેરવવા વડી અદાલતના કોઇપણ જડજને અધિકાર છે.

§ ૮. એવાં મથકમાં જે સખ્સને મોકલવામાં આવશે, તેનાં પોષણ માટે સદરહુ શખ્સ તથા તેની મિલ્કત જવાબદાર છે; અને તેમાં મોકલવાનો હૂકમ કરનાર જડજ તેને અનુસરતી અને વાજબી રકમ ઠરાવે તે તે શખ્સની મિલ્કતમાંથી તેની રખેવાળી રાખનારી કમિટી પગાર કરશે.

## વૉશિંગટન હોમ ઑફ ચીકાગોને લગતો કાયદો (તા. ૧૬મી ફેબ્રુઆરી ૧૮૬૭ માં બાહાલ રખાયલો) (ઈલીનોઈનું સંસ્થાન.)

§ ૨. મતલબ—છાકટોની સંભાળ, ઇલાજ, તથા, સુધારો કરવો.

§ ૫. ચિકાગો શેહેરના સત્તાવાળાઓએ જે કોઈ શખ્સોને છાકટપણાં માટે, અથવા તેથી થયલા કોઈ ગુન્હા માટે બરાઇડવેલ અથવા સખત મજૂરીની જેલમાં મોકલ્યા હોય, તે તેમને તેઓની ટીપની મુદત પૂરી થાય ત્યાં સુધી બ્રાઇડવેલ અથવા સખત મજૂરીની જેલને બદલે મજકુર મથક (હોમ) નાં કાયદા સર નેમાયલા સત્તાવાળાઓની રાજીખૂશીથી મજકુર છાકટશાળામાં રહીશ તરીકે દાખલ કરવામાં આવશે. દારૂ વેચવાના પરવાના સારૂ અપાતા કરમાંથી ઉપજેલી મહેસુલના દશ ટકા મજકુર મથકના નિભાવમાં અપાશે.

## પેન્સિલ્વેનિયા સૅનીતેરિયમ ૧૮૬૭.

દારૂ પીવાની ટેવ પડેલા શખ્સોને, અરજદારની કમિટીની અરજ ઉપરથી, અથવા કોઈ કમિટી નથી ત્યાં બે વૈદ્યોએ સોગંદ ઉપર આપેલું ખાતરીપત્ર (સરતીફીકેટ) કોઇપણ અતલગના સગાએ અથવા તેના વાળીએ રજુ કરવાથી દાખલ કરવામાં આવશે.

## મૅસૅચ્યુસેત્સના બોસ્તનમાં આવેલાં વૉશિંગટન હોમને મંજૂર રાખવાના કાયદામાંથી ફકરો ૧૮૬૯:—

છાકટો માટે એક મકાન (રીટ્રીટ) પૂરૂં પાડવાને તથા તેમને સુધારવાના ઉપાય લેવામાટે વૉશિંગટન હોમનાં નામથી એક શાહેર સમાજ (કોરપોરેશન) સર્વ સત્તા અને હકો સહિત ઉભી કરવામાં આવીછે, જેના ઉપર સુધરેલા કાયદા (રીવાઇઝ્ડ સ્ટેટ્યુત્સ) ના ૪૯ મા પ્રકરણમાં જણાવેલી સર્વ ફરજો, જામીનગીરી, અને બંધીના અમલનો અખ્તિયાર રહેલોછે.

કેલીફોર્નિયામાં એને મળતીજ સત્તા આપતો એક કાયદો છે. તેક્સાસમાં કાયદા બાંધનારી સભાએ ઘણા વખતની વાત ઉપર એક કાયદો પસાર કર્યો જેની રૂહે છાકટોના ઇલાજ માટે એક ખાતું સ્થાપવા પાછળ એક લાખ દાલર કાયદાની છૂટી સત્તા સાથે વાપરવાને રજા આપવામાં આવી હતી.

અમેરિકન યુનિયનના દરેક સંસ્થાનમાં દેખાતી રીતે નહી સુધરે એવો છાકટ માણસ, જો તે એક રખડતો, ભટકતો કે ભિક્ષુક હોય, તો તેને જાહેર ખર્ચે વૉરંટની રૂહે બંદીખાને મોકલવામાં આવેછે, કે જે બંદીખાનું ઘણુંખરૂં દરેક વાતમાં એક હૉસ્પિટાલને મળતું આવેછે. અને ઘણી વેળા ફક્ત માજીસ્ટ્રેટના નજરે પડવાથી અને વારંવાર પેલા કમનસીબ બિમાર છાકટની પોતાની અરજ ઉપરથી એમ કરવામાં આવેછે. એમાં થતો ખરચ કર આપનારા ખુશીથી આપેછે, કેટલાંક સંસ્થાનોમાં છાકટપણાંને કાયદામાં એક દરદ ગણી સાક્ષીના આધાર અને ન્યાયની રેવાજી રૂઢિથી છાકટપણાંમાં થયલા શિક્ષાપાત્ર ગુનાહો ઘણીવાર તદન માફ કરેછે અને ઘણીવાર મોટા ગુનાહોને નાનું રૂપ આપેછે. દાખલા તરીકે ખુલ્લાં ખુનને બદલે માણસ વ્યથા (મૅનસ્લૉટર) તથા ખુલ્લા ઘાતકી હૂમલાને બદલે સાધારણ હૂમલો કરવાનો અન્યાય તેના ઉપર મૂકવામાં આવેછે, જેમ લોર્ડ સેંટ લીઓનાર્ડસની ઉપર થોડુંકની વાત ઉપર મૂકવામાં આવેલા અન્યાયના બાબમાં સેન્ટ્રલ ક્રીમીનલ કોર્ટે તથા જુરીએ કીધું હતું તેમ. વળી કેટલાંક દેશના રાજવાળા કરડી નજરથી દરદી છાકટને મનુષ્યના એક દુશમન અથવા એક જાતના સંસારી લૂટારા તરીકે ગણેછે. સારાં ભાગ્યે છાકટપણાંને દરદ ગણી તેનો હૉસ્પિટાલમાં ઇલાજ કરવાના કાનુનમાં અમેરિકન કાયદાશાસ્ત્રીઓએ જે કાંઈ પેહેલ કાહાડી. તેમાં ઇંગ્લંડ હવે ભાગ લેતું જાયછે અને ઉમેદ છે કે બ્રિટનનાં વૈદ્યક મંડળની અને બીજા મહાન પુરૂષોની ભલી મતલબ અને સખત તેમની વાજબી માગણી બ્રીટિશ રાજ્ય સમાજ મંજૂર રાખી હાલના કામચલાઉ અસર વગરના કાયદા બદલ ઘટતો સખ્ત કાયદો દાખલ કરશે.

અમેરિકામાં કોઇપણ શખ્સ છાકટ-દર્દી માટેના એક આશ્રાલય (ઍસાઇલમ)માં અથવા કેટલીક જગોમાં જેને 'વૉશિંગટોનિઅન હાઉસ' કરીને બોલેછે તેમાં શરમ

લાગ્યા વગર જઇ શકેછે. તેમાં દાખલ થઈ તેઓ તેના ગ્રેજુએટસ થાયછે, ત્યારે ત્યાં તેઓ છ કે આઠ માસ સૂધી રહેછે, અને તેટલો વખત તેઓ નચિંત પોતાનું કામ બજાવ્યા જાયછે. એક મોટા શેહેરના ઘણા વખણાયલા વકીલનો દાખલો આપી ડાકટર રેપર કહેછે કે આ જાણીતા પુરૂષને હું ઓળખુંછું કે તે ઘણા માસ નુલક એવાં એક ખાતાના આસરા તળે હતો, અને પોતાને થતી (દારૂ પીવાની) લાલચનીસામે થઈ શકે, એટલો દૃઢ મનનો થયો, ત્યારે તે બહાર પડયો અને હવે દિવસનાં તે સામાન્ય રીતે પોતાનો ધંધો કરેછે, અને રાત્ર વિષે દારૂનિષેધ કરનારાઓની ખુશનુમા સંગતમાં ગુજારેછે. આવી રેણીથી તેને કાંઇપણ શરમ લાગતી હશે, એવો તેને મુદલ વિચાર આવતો નથી.

અમેરિકાને લગતી ઉપલી સઘળી વિગત ઉપરથી આપણે સાર એટલો કહાડી શકીએ છીએ કે ઘણા દાખલાઓમાં છાકટપણું, ધોકો સૂળ જેવા નજલા (ન્યુરાલજિયા) કે એવાંજ બીજાં દરદની માફક શરીરની એક વેદના છે અને તેની સંભાળ છાકટશાળાઓમાંજ કરવાની જરૂર છે.

જો એક વાર સાચી વાત જાણવામાં આવે, તો આપણાં નબળાં ભાઈ બહેનો, કે જેઓ કાંતો ઓધે ઉતરેલી ટેવથી કે પોતાના શરીરની વિકૃતિના સબબથી દારૂના કેફી શોખની લાલચની સામે થવાને અશક્ત છે, તેમની તરફ આપણી પ્રજા તરીકેની ફરજ અદા કરવામાં આવશે. આ અગત્યની બાબદ વિષે હાલમાં શરમભરેલું બેદરકારપણું રાખવામાં આવ્યુંછે; તોપણ આપણને ઇંગ્રેજોની માનભરેલી લાગણીઓ અને પ્રમાણિકપણા ઉપર એટલો વિશ્વાસ છે કે દારૂના કમનસીબ ભોગો તરફ પોતાની ફરજ જ્યારે પૂરતી પીછાણશે, ત્યારે કેળવાયલું અને ઉશ્કેરાયલું પ્રજામત દારૂ પીવાની ટેવને આધીન થયલા છાકટો, જેઓ પોતાની બદીમાંથી પોતાને બચાવવાનો આશરો લેવાને અથવા પોતાના ઘેલાપણાંનાં પરિણામોમાંથી પોતાના કુટુંબને તથા આખી પ્રજાને બચાવવા માટે આતૂર હોય, તેમની બરદાસ્ત માટે પૂરતો બંદોબસ્ત કરવાની એક અવાજે માગણી કરશે, ત્યારેજ વળી છાકટો માટે રાખેલાં મકાનોમાં દાખલ થવાને એક શરમભરેલાં કામને બદલે પ્રજામત તેને એક વખાણુલાયક,—નહી કે ઠપકાલાયક અથવા આડી નજરે જોવાલાયક કામ તરીકે જોશે. છાકટપણાંની નીતિ ઉપર થતી અસરો યાદ રાખવા સાથે આપણે તેના શરીર ઉપર થતી અસરો ઉપર પણ દૃષ્ટિ રાખવાની કોશેશ કરવી જોઇએછે, જેથી દારૂને આધીન થયલો છાકટ પોતાના રોગી શરીરનો ઈલાજ કરવાની કોશેશમાં ખૂશીથી ભાગ લીએ અને મદદ મેળવી શકે અને પોતાના કુટુંબ, કોમ, અને ખોદા તરફની ફરજો ફરીથી પોતાને માથે ઉઠાવી લઈ શકે.

જે ભોળા લોક એક વખત દારૂના છંદમાં ફસાયા હોય તેમનો તથા તેવાથી હેરાન થનારનો બચાવ કરવાના ઘટતા ઉપાય લેવાની ફરજ વિષે લખ્યા પછે સરકારે દારૂનાં છંદનો ફેલાવો અટકાવવાનાં હેતુથી દારૂ વેચવાનાં પરવાનાં આપતાં બંધ કરવાની કોશેશ કાં નથી કરતી, તે સવાલ ઉપર આપણે આવીએ. સરકારને દારૂની જકાત કરોડો રૂપિયાની પેદાશ ઉપજાવેછે. માટે રાજ્યકર્ત્તા તરફથી દારૂના વપરાસને ટેકો મળતો બંધ પડવાનો સંભવ થોડોજ રહેછે.

જો સરકાર દારૂનું વેચાણ છૂટથી ચાલતું બંધ કરે, તો લોકના છૂટાપણાંનો હક છીનવી લેવાનું આળ તેને શીર ચઢે છે, માટે તે પ્રજામત તથા છૂટાપણાંને આડે આવી શકતી નથી. પણ જો એમજ છે, તો સરકારે લોકમાં વંશાપરંપરા ઉતરેલા દારૂ વિષેના વહેમો ને ખોટા વિચારો કાઢી મુકવાનો અને દારૂના માઠા પરિણામોનું જ્ઞાન ફેલાવવાનો યત્ન કરવો જોઈતો હતો કે લોક પોતાના કાયદા માટે જેમ બીજા હકો સરકારની સારી સમજને સ્વાધિન થવા દે છે તેમ દારૂ પીવાના છૂટાપણાંનો હક પણ લોક મોટી ખૂશીસાથ તર્ક કરતે. દારૂ વિષે પ્રજામત એક જૂની રસમથી ભૂલવાયલાં ધોરણપર ચાલતું આવ્યું-છે, તથા દારૂની લલચામણી અસરોનું એફીન ઉલટાવવાનો યત્ન કરવામાં સરકારે કાંઈજ કર્યું નથી. મિતાહાર પાળતી મંડળીઓ (ટેમ્પરન્સ સોસાયટીઝ) સ્થાપવાની અને તેમનો પ્રસાર ફેલાવી લોકના ભૂલભરેલા ખ્યાલો તોડવાનાં સાધનો દાખલ કરી પોતાની પ્રજાની સલામતી અને આબાદાની માટે કાળજી બતાવી નથી. સરકાર છૂટથી ચાલતું દારૂનું વેચાણ કાયદાના જોરથી બંધ કરે તેજ એક વીજલી માફક દારૂની ઝેરી અસરોનું જ્ઞાન એકજ ઝટકે સઘળે ફેલાવી દેવાને પૂરતું છે. ત્યારેજ લોક જરૂર એવું માન્ય કરશે કે દારૂ એક જાતનું ઝેર છે. જેમ બીજાં ઝેરોને છૂટથી વેચવા અને છૂટથી ઉપયોગ કરવા સામે સરકારે મજબૂત કાયદા ઘડેલા છે, તેમ દારૂના ઉપયોગ ને વેચાણની સામે સખત કાયદા અમલમાં લાવે, તો લોકમાં દારૂની ખરી અસર વિષેની સમજ ત્વરીત ફેલાય. જ્યારે ડાકટર પાર્કસ જેવો નામાંકિત સત્તાધારી વૈદ્ય પોતાની આરોગ્યતા સંરક્ષણ શાસ્ત્ર (હાઈજીન)ની ચોપડીમાં કહે છે કે "જો આલ્કોહૉલ જણાયલોજ નહોત, તો આ દુનિયામાંથી અડધું પાપ અને ગરીબાઈ, તથા દરદ અને લાચારીનો મોટો ભાગ નાબૂદ થાત" ત્યારે સરકાર પોતાને આસરે પડેલી પ્રજાના સંરક્ષણ ઉપર નિગાહ કરી જેમ પ્રજાની તંદુરસ્તી અને સુખ સારૂ કાયદાની રૂહે સિતલા મૂકવાની જેવી ફરજો પાડે છે, તેમ દારૂનાં પરવાનાં આપવામાં સખતાઈ કાં નહિ વાપરે કે જેથી પીઠાં નીકળી જાય? પણ સરકાર લોકના છૂટાપણાંના હકો જાળવવાને બહાણે પોતાની આવકનું એક જબરૂં સાધન જતું મૂકતી નથી. જ્યારે સરકાર રૈયતના થોડા ઘણા ભાગની પાયમાળી ઉપર પોતાની આવકના લોભ ખાતર બેદરકાર રહે અને પીઠાંઓનો ઉપદ્રવ ફેલાવવા દે, ત્યારે પ્રજાને ઘટે છે, કે પોતાની સલામતી સાર્થક એકસંપથી એવો દ્રઢ નિશ્ચય કરે કે પીઠાવાળાઓને પોતાની મેળેજ ખાલી વકરો જોઈ દુકાણો ઉપાડી જવાની ફરજ પડે, અને દારૂના વપરાસને ટેકો આપવાની સરકારી તજવીજો ફોકટ જાએ.

છાકટપણાંના પ્રમુખ કારણોમાં ઘરમાં ખાણાપીણાની વેળા થતો દારૂનો ઉપયોગ અને દારૂ વેચવાના મથકોની મોટી સંખ્યા એ બે છે. અને તે બંનેનાં નાશ કરવાની તજવીજથીજ છાકટોની સંખ્યામાં મોટો ઘટાડો થઈ શકશે. આ પરિણામ સાર્થક દરેક પુરૂષની ફરજ છે કે આવાં શુભ અને પરોપકારી કામમાં ભાગ લઈ દારૂનો એકદમ ત્યાગ કરવો, અને શેકસપિયર જે દારૂની દુષ્ટતા અને ઘાતકી અસર પીછાણી કહેતો કે " અરે તું વાઇનના અદર્શ પિશાચ! જો તને ઓળખાવાનું નામ ન હોય, તો અમને એક નાપાક સેતાન તુને કહેવા દે"—તે સેતાન સાથ યુદ્ધમાં ઉતરવા એકસંપથી દરેક પુરૂષે પોતાની બનતી તજવીજ કરવી જોઇએ તથા પોતપોતાના દાખલાથી આસપાસનાઓમાં ખાલી બોલવા કરતાં મુગે મોઢેનો મજબૂત બોધ ઠસાવવો જોઇએ.

દારૂડીઆ પોતાની પ્યારી સઘળી ચીજો દારૂની લપમાટે જતી મૂકેછે, અને કોઇપણ કીંમત ખરચી દારૂ મેળવેછે, તે સિદ્ધાંતનો લાભ સરકાર અછી રીતે મેળવતી આવીછે અને તેથીજ દારૂ ઉપર કર વધારતી જઈ મોટી મહેસુલ એકઠી કરેછે. ખોરાકના કોઈ અતિ અગત્યના પદાર્થ ઉપર જો સરકારનો દારૂના ઉપર જેટલો ભારે જાપતો હોત, તો લોક તે અવશ્ય ખોરાકી પણ પડતી મૂકત, પણ દારૂ જે ખોરાક નથી અને પીનારમાં ચડસ પેદા કરેછે, તેનો સંગ ગમે એટલી જકાતના આકારમાં જાપતી હોવા છતાં લોક છોડતાં નથી, અને જે વસ્તુ તેમની સર્વ રીતે પાયમાળી કરેછે તેને બનાવવાના ખર્ચ કરતાંએ અતર્ક્ય અધિક દામ ખૂશીથી આપેછે. દારૂ ઉપરનો કર વધારી સરકાર જો એમ મનાવવા માગતી હોય કે (સરકાર પોતે માનેછે તેમ) દારૂનો ઉપયોગ લોકની હાનિ કરેછે અને તેથી આ જાપતી કરવી પડીછે, ત્યારે તો ઉપર સૂચવ્યું તેમ દારૂના દુકાન બંધ કરેથી સહેજ લોકમાં દારૂની ઝેરી અસરો વિષે ખરો વિચાર પ્રસરશે; પણ તે ઉપચાર સરકારની આવકમાં ઘસારો કરે, ત્યારે તે કેમ કરી બની શકશે? અહિ સરકારની નીતિનો સવાલ ઉઠેછે. પોતાની આવક ખાતર લોકના છુટાપણાનાં હકને બહાને જે સરકાર પોતાની પ્રજાનું ખુલ્લી આંખે દારૂથી સત્યાનાસ વળવાદે તે કાંઈ પિતૃતુલ્ય ફરજ બજાવતી કહેવાય નહી.

આપણાં દેશમાં મુખ્ય મુંબાઈ ઈલાકામાં સરકારે દારૂ ઉપર કર લેવાની એવી ગોઠવણ રાખી છે કે જાણે દારૂ ગાળનાર તેમજ વેચનાર અબકારી ખાતું એટલે સરકાર પોતે ઠરેછે. આ યોજનાથી સરકારે એક હાથ થતી આવકના લોભથી દારૂ ઉપરનો કર એટલો બધો વધારી મુક્યોછે તેમજ ટાડી જે ગરીબોનો સસ્તો ખોરાક હતો અને તે મળવાથી દારૂની તેઓ દરકાર ન કરતા હતા તે ટાડી ઉપર, દારૂની આવકના માર્ગમાં એક અડચણસરખી લેખીને અબકારી ખાતાએ એટલો જાપતો નાખ્યો કે તેથી ગરીબોના તાજી ટાડી જેવા ખોરાકનો નાશ થયો અને તેમની લાગણી એટલી ઉસ્કેરાઈ કે ઘણીક જાતનાં લોકે એકસંપથી સરકારને શિક્ષા થાય એવો તારીફલાયક બંદોબસ્ત કર્યોછે. સરકાર અબકારી કાયદામાં જણાવેછે કે સરકાર તરફથી કલેકટરોને અત્યાગ્રહ કરવામાં આવેછે કે "સરકારની નેમ ચોરીથી કિંવા પરવાનાથી થતો વપરાસ અટકાવવાની અને બની શકે તેટલો ઓછો કરવો કે સુધારવાની છે, કારણ કે સરકાર સંપૂર્ણ માન્ય રાખેછે કે આબકારી કાયદાના આ નેમના પૂર્ણ અમલથી સરકારી મહેસુલમાં ગમે એટલો ઘાસ જશે, તો એથીકરીને રૈયતમાં નીતિમાન લાગણી અને ઉદ્યોગી વહેવારમાં વધારો અને તેની જાળવણી થયાથી સો ગણો બદલો વળશે. જો છાકટપણાની વધી જતી દુષ્ટતા તેણેકરીને ઓછી થતી હોત, તો સરકાર આ પદાર્થથી એકંદર આવક ખૂશીથી ત્યાગ કરી દેતે. પણ તેમ શક્ય નથી, ત્યારે સરકારની બીજી નેમ નિશો લાવતા દારૂઓની કીંમત ચઢાવીને તેના ખપનો અટકાવ કરવાની છે." સરકારના કાયદામાં જે ઉમદા નેમ સમાવીછે, તે કેટલેક દરજ્જે પાર પડીછે અને આપણી આસપાસ વસતા ઢોંડીયા, કુકણા, સિરબંધી, રજપૂત, ખતરી, મુડ, ઘાંચીઓ અને બીજી એવી જાતવાળાઓએ અબકારી કાયદાની સખ્તાઈથી એકસંપ થઈ દારૂ બંધ કર્યોછે. એમ પ્રજાને દારૂ છોડવવાની ફરજ પડયાથી મોટો ગુણ હાંસલ થાયછે, તોપણ અબકારી ખાતાની હાલની વર્ત્તણુક તો જાણે દારૂનો ખપ વધારવાની હોય તેમ લાગેછે.

ગરીબ લોક ટાડી ઉપર સંતોષ પકડી જલદ દારૂને હાથ ન અડાડતા તે ઉપર દારૂ જેવા જલદ ઝેરી પદાર્થ જેટલો મોટો કર નાખી અને જલદ દેશી દારૂ ગાળવા તથા વેચવાનો મકતો લેનારનેજ ટાડીનો મકતો પણ આપી સરકાર લોકને જાણે ટાડીનો ખોરાક મૂકી જલદ દારૂ પીવા શિખવતી જણાયછે. સરકારે દેશી દારૂ ગાળનાર તથા વેચનાર ઇજારદારોને ટાડીનો મકતો આપવાથી ગરીબને ખોરાક પૂરો પાડનાર જથાબંધ ઝાડોનો નાશ કર્યો, કેમકે ટાડી અને દારૂ સામથાના મકતાદારો ટાડીના ઝાડ પાછળ ખરચ કરવામાં ઝાઝો લાભ ન જોઇ તેમને પડતાં મેલી જલદ દારૂનો ખપ વધારેછે કે તેવડે સરકારને ઠરાવેલી રકમ સહેલથી ઉભી થઇ શકે. આ રીતે ટાડીના ઇજારદારો ટાડી છેજતા નથી કે છેજવા દેતા નથી, ત્યારે તે ઝાડોનો નાશ થાયછે અને ગરીબોને જુજ પૈસામાં ટાડી મળી સંતોષ થતો તેનો અટકાવ થવાથી ગાળેલા જલદ દારૂનો ખપ અધિક આવ્યોછે. ટાડીના ઝાડ ગામડાના લોકને ખોરાકી પૂરી પાડનારૂં મોટું સાધન છે તે નાશ પામી જલદ દારૂનો ખપ વધતો જાય તે યોજના ખચિત એવું દેખાડેછે કે સરકાર પોતાની આવક ઉપર વધારે ધ્યાન આપેછે, અને લોક જે પોતાને ખોરાક પૂરો પાડનારાં ઝાડોનું સત્યાનાશ જોઇ તથા જલદ દારૂથી પૈસે ટકે ને વસ્ત્ર ઘરબારથી અને તંદુરસ્તીથી ખુહાર મળી કલ્પાંત કરેછે તેની આસ્થા સરકાર રાખતી નથી. જેમ દ્રાક્ષ, ખજૂર, સેલડી, પટેટા અને અનાજ આપણો અમૂલ્ય ખોરાક છે તેમ તાજી ટાડી પણ એક ખોરાક છે. પણ ઉપલા સઘળા પદાર્થો જેમાંથી પણ દારૂ ગાળવામાં આવેછે તે ઉપર તેમાંથી બનતા દારૂના પ્રમાણમાં કર નથી, ત્યારે ટાડી ઉપર દારૂના જેટલો લગભગ કર રાખવાની સરકારની શું મતલબ હોવી જોઇએ ? જયારે એક હાથ કરેલા ઇજારાથી મકતાદારો ટાડોને છેજતા નથી કે છેજવા દેતા નથી તેનો સરકાર લોકની ભારે ફરીઆદ છતાં ઘટતો બંદોબસ્ત ન કરે, ત્યારે આપણે શું સમજવું જોઇએ ? સરકાર દારૂ ઉપર ગમે એટલી જાપતી કરેકે લોક દારૂ પીતાં અટકે અને દારૂનાં પીઠાં ઉચકાતાં જાય તે જોઇને સર્વ કોઇએ ખુશી થવું જોઇએછે; પણ તાજી ટાડી જેમાં સાકર અને આલબ્યુમેનવાળો પૌષ્ટિક અંશ રહેલોછે તેવા ગરીબોના ખોરાક ઉપર જાપતી કરે અને તે બદલ જલદ દારૂ પીવાની ફરજ પાડે, તે ખચિત લોક ઉપર જુલમ ગુજારવા સરખું છે અને તેથી સર્વ લોક નારાજી થાય એ સંભવિત છે. આપણી આસપાસનાં ગામડાંઓમાં જે ન્યાતોએ દારૂ નહિ પીવાનો બંદોબસ્ત કર્યોછે, તે ખરો સુધરેલો સાહાસ દર્પણ કરનારા અભણ લોકને તેમનો નિશ્ચય જેટલો માન અને શાબાશી ભરેલો છે, એટલો બીજો કદાચજ હશે. એમના ઠરાવથી દારૂના દુકાણવાળાઓ ગભરાતમાં અને સરકાર વમાશનમાં પડીછે. સરકારે પોતાની તેમ દારૂના ધંધાદારીઓની આવક ઉપર નજર રાખી આ ગામડિયાઓના ઉત્તમ બંદોબસ્ત તોડવા ઘણી ગેરવાજબી અને અઘટિત વર્તણુક વાપરીછે, એ અતિ શોકજનક છે. આથી ઉલટું સરકારની ફરજ હતી કે ગામડિયા લોકનાં શ્રેષ્ઠ બંદોબસ્તના સંજોગનો લાભ લઇને ગામોમાંથી દારૂનો વેપાર ને પીઠાં ઉપાડી લેવાં. એક ગમથી સરકાર દારૂ ઉપર મોટો કર રાખી એવું જણાવે કે દારૂથી પ્રજાની ખુવારી દૂર કરવા સરકારને તેમ કરવાની ફરજ પડેછે, અને બીજી ગમથી જે ન્યાતો આ કરના દબાણથી દારૂનો ત્યાગ કરવા એકસંપ થાય તેમની યોજનાને હરકત કરવાનાં ઉપાયો લે એ કનિષ્ઠ કામ છે. આપણા ગામડિયા

ભાઇઓનો એકસંપ જો ચાલુ રહે અને તેમનો દાખલો ગામડે ગામડામાં પ્રસરતો જાય, તો દારૂના પીઠાં આપોઆપ નીકળી જશે અને સરકાર લોકનું છૂટાપણું જાળવવાનું બહાણું લાવી ઠારેઠાર પીઠાં ઉઘાડવાનાં પરવાના આપેછે, તે બહાનું પણ ખુંચવાઇ જશે.

યુરપખંડની વાત જુદીજ છે અને ત્યાં દારૂના પરવાના એકદમ બંધ કરવામાં કદાચને લોકનાં છૂટાપણાંનો હક છીનવી લેવાનો ડર હોય; પણ અહિ ભરતખંડમાં પીઠાં જગે જગે ઉભાઇ જવા દેવામાં જે કોમોમાં દારૂનો તિરસ્કાર છે, તે લોકને પણ દારૂ-પીતાં શીખાડવાનો અને તેનો બૂરો છંદ ફેળાવવાના સાધનો કરી આપવાનો દોષ સમાયલો છે. ઇંગ્લંડ અને આખા યુરપના લોક દારૂનો લાંબો વખત થયો બચગીથી ઉપયોગ કરતા આવેલા હોવાથી ત્યાં એકાએક પીઠાંઓનો ઉપદ્રવ કાઢી નાખી શકાય નહિ, તો અહિ તેવી હરકત નડતી નથી. હિંદુસ્તાનમાં હજીતો મોટો ભાગ દારૂની મનાઈ પાળે છે અને હજી દારૂનું વ્યસન ઠામઠામ અને સર્વ જાતોમાં યુરપનાં દેશો જેટલું ફેલાયું નથી, ત્યારે દારૂની દુકાનો જગેજગ સ્થાપવાની રીત દાખલ કરતી અટકાવામાં કે કાઢી નાખવામાં કાંઇ મુસ્કેલ કે ખોટું નથી. આ દેશની રૂતુમાં દારૂ પ્રજાનો મગતરાં માફક કેવો ત્વરિત ઘાન કાઢેછે, તે જોતાં સરકારને ઘટેછે કે લોકને લલચાવતાં ઠામઠામ પીઠાંઓનો ઉપદ્રવ બંધ કરી તેની જગ્યાએ ચાહ, કાફી, કુલફી, આઇસ્ક્રીમ, કે ભાતભાતનાં શરબતોનાં દુકાણો, રમત ગમત આપતાં મથકો, ગરીબો માટે મુફત છાપા કે પુસ્તકો વાંચવાની શાળાઓ, ભણવાની નિશાળો અને એવાંજ બીજાં સાધનો ઉભાં કરે કે જ્યાં મજૂરિયાત વર્ગના લોક ધંધાથી ફારેગ થઇ ખુશ શોબત અને આલ્કોહૉલ રહિત પ્રવાહિઓથી આસાનમાં ફુરસુદનો વખત જીવને રીજવી આનંદમાં કાઢે. દારૂનાં પીઠાંઓની ઉપર દેખરેખ રાખવામાં સરકારને લાગતો ખરચ, તેમ પીઠાંઓની મોહકાણમાં ગુનાહ અને દરદની સંખ્યામાં જે અનંત ફેળાવો થાયછે તે અર્થે પોલીસ, તુરંગો અને બંદિખાનાઓ, દિવાનશાળાઓ, ઇસ્પિટાલો અને બીજાં એવાંજ ખાતાઓ પાછળ થતો મોટો ખરચ બચાવી શકાય, તો તે ઉપલાં નિર્દોષ રમુજ આપનાર ખાતાઓ ચલાવવાના સદ્‌ઉપયોગમાં આવે.

હાલમાં આખી દુનિયામાં સ્ત્રીઓ તરફથી એક ગંજાવર અરજી તૈયાર થાયછે જેમાં એમ જણાવેછે કે દારૂ તથા અફીમના ઉપયોગથી મરદ તેમ સ્ત્રીના ભેજાં ઉપર ઘણી ખરાબ અસર થાયછે અને તેથી તે મરદ યા સ્ત્રીની હાલત ઘણી કંગાલ થઇ પડેછે. તેઓ કહેછે કે એ વ્યસનોનો અટકાવ કરવાની અમારામાં કશી શક્તિ નહોવાથી તમો નામદાર સરકારને તેનો ઇલાજ કરવાને અરજ કરીએ છીએ. કારણ કે અમે જાણીએ છીએ કે સરકાર તેના બિજ જડમૂળથી ઉખેડી નાખવાને શક્તિવાન છે. આ મહાભારત અરજી તે આપણા સુધરેલા દેશોની ઓરતોથી દારૂની દૂષણતાનું સંકટ હવે નહીં દેખી કે શાંખી શકાતું તેનું પરિણામ છે.

રાજ્ય સમાજના (પાર્લામેંતના) સભાસદોનો જે મોટો ભાગ આગળ દારૂના વેચાણની બંધી સામે મત ધરાવતો હતો તે વખત જતે ફર્યોછે અને તે સર વિલફ્રિડ લૉસન બૅરોનેટે સભામાં વખતે વખત રજૂ કરેલાં બીલની તરફ અને વિરૂદ્ધ અપાયલાં મતની સંખ્યા ઉપરથી જણાયછે. આ બૅરોનેટ દારૂ વેચવા સારૂ પરવાના આપવાના કાયદાઓ વિષે લડત ચલાવવા માટે વિખ્યાત છે. ૧૮૬૪માં સર વિલફ્રિડ એક

ધારો 'જે 'પરમીસીવ બીલ'નાં નામથી જાણીતો છે, તે રજુ કરવાની રજા માંગી. 'પરમીસીવ બીલ' એટલે શું તે અહિ સમજવું જોઈએછે. જેમ અહિ તેમ ઇંગ્લંડમાં પરવાના વગર જેને ગમે તેને દારૂ વેચવાની છૂટ નથી અને આ પરવાના કેટલા જણને અને કોને આપવા તે સરકાર પોતાનાં હાથમાં રાખેછે. કેટલેક ઠેકાણે આ પરવાના મુદલ અપાતા નથી; કેમકે ત્યાંના સુજ્ઞ લોકમાંથી કોઇ પણ ઘરધણી પોતાના ઘરની જગા દારૂ વેચવાના ધંધા માટે આપતા નથી, અને એવું સમજેછે કે જો દારૂના વેચાણ અને ઉપયોગથી છાકટપણું અને તેથી ત્યાં ગુનેહગારોની અને ભીખારી લોકની સંખ્યા વધી પડે તો તેમની પાછળ થતો ખરચ સરકાર લોક પાસેથીજ કરના આકારમાં માંગશે. છાકટો પાછળ લાગતા ખરચનો બોજો સઘળા કર ભરનારાને માથે ન પડે, તે નિયમને આધારે સર વિલફ્રિડ લૉસને ૧૮૬૪ માં એક 'બીલ' રજુ કર્યું જેની રૂહે એવું માગ્યું કે કર ભરનારાઓને તેમના વચ્ચે દારૂનું વેચાણ ચાલવા દેવાની મરજી છે કે નહિ, તે યથાયોગ્ય અને કાયદાની રીતે જાહેર કરવાની છૂટ આપવી, અને જો તેમની મરજી તેવાં વેચાણની વિરૂદ્ધ હોય, તો ત્યાં દારૂ વેચવાના પરવાના આપતાં બંધ કરવાં. આ 'બીલ'ને 'પરમીસીવ પ્રોહીબીટરી લીકરબીલ' કહેછે, અને તે ૧૮૬૪ માં ત્રણ કલાક વાદવિવાદ પછે ૩૫ તરફમાં અને ૨૯૨ વિરૂદ્ધ મત પડવાથી બીજી વાર રદ ગયું. વર્ષો વર્ષ સર વિલફ્રિડ આ બીલ રજુ કરતો ચાલ્યો, જ્યારે ૧૮૭૯ માં તેણે બીલને બદલે એક દરખાસ્ત (લોકલ ઑપશનલ રેઝોલ્યુશન અથવા લોકની મરજીનો નિયમ રાખતી દરખાસ્ત) રજુ કીધી, જેથી તે તેની તરફમાં છેલ્લી વખતના ૮૬ મતને બદલે આ વખતે ૧૩૪ મત સાંધી શક્યો. ૧૮૮૦ માં નવી રાજ્ય સમાજમાં તેજ દરખાસ્ત પાછી દાખલ કરી, ત્યારે ૨૬ વધારે મતથી (૨૪૫ તરફ અને ૨૧૯ સામેનાં) થી પસાર કરાવી શક્યો. જૂન ૧૮૮૧ માં ઉપલીજ દરખાસ્ત (રેઝોલ્યુશન)માં એવો ઉમેરો કરી પસાર કીધી કે તે દરખાસ્ત હવે એક કાયદા તરીકે બહાલ રાખવાની જરૂર છે. આ વખતે તેનો તરફમાં ૪૨ મત વધુ પડયાં હતાં (૨૩૧ વિરૂદ્ધ ૧૮૯). ૧૮૮૩ ના એપ્રિલ માસમાં સર વિલફ્રિડ લૉસને વળી એક દરખાસ્ત (રેઝોલ્યૂશન) પાસ કરાવી કે લોકનાં ભલાંનું હિત જોતાં હવે જલદીથી કાયદાની રૂહે ઉપલી દરખાસ્ત અમલમાં આણવી. આ વેળા ૮૭ વધારે મત તરફમાં હતાં (૨૬૪ વિરૂદ્ધ ૧૭૭). આ ઉપરથી જણાશે કે પારલામેન્ટના કાયદા ઘડનાર સભાસદોની સંખ્યા દારૂના પીઠાં બંધ કરવાની તરફેણમાં વધારે થતી જાયછે, અને આપણે ઉમેદ રાખીશું કે ૧૯૦૦ નો સૈકો પૂરો થતાંમાં કાંઈ યોજના પકા પાયા પર કરવામાં આવશે.

અમેરિકાના મેન સંસ્થાનના રાજ્યમાં ૧૮૫૧ ના સાલમાં 'મેન લીકર લૉ' નામનો કાયદો ઘડી બમણાં વધુ મતથી સઘળા નિશાવાળા દારૂઓનું વેચાણ બંધ પાડયું હતું, અને ૧૮૮૪ના સપ્ટેમ્બર માસમાં એ કાયદાની તેત્રીસ વર્ષની અજમાયસ પછે, સઘળા સંસ્થાનોના પ્રમુખની ચુંટણી વેળાએ (દર એક મતે ત્રણ વધારે મતથી) આખા યુનાઇટેડ સ્ટેટ્સની રાજબાંધણીના કાયદાઓના એક સુધારેલા વધારા તરીકે તેને દાખલ કરયો અને છાકટ કરતા પ્રવાહિઓ બનાવવા કે વેચવાનું હમેશ સૂધી બંધ પાડયું. આ વધારો પસાર કરતી વેળા ૭૦૦૦૦ તરફમાં અને ૨૩૦૦૦ વિરૂદ્ધમાં હતાં, એટલે ૪૭૦૦૦ વધારે મતથી તે પસાર થયો હતો. આ કૃત્ય આખી મૃષ્ટિને જાહેર કરેછે

કે 'મેન'ના લોક ૩૦ વર્ષથી અધિક વખતની અજમાયશ પછે દારૂના નિષેધથી કંટાળ્યા નહિ પણ તેને એક અમૂલ્ય આશિસ ગણી તે સાથે હમેશાનો ગાંઠ વાળ્યો. આપણો છેલ્લો નામાંકિત પ્રધાન ગ્લૅડસ્તન કહેછે કે લડાઈ, મરકી અને દુકાલ એ ત્રણે કરતાં દારૂએ વધારે હાનિ કરીછે. આથી અધિક વજનદાર મત કયું હોય? અને દારૂનું છૂટથી વેચાણ અટકાવાના કારણોમાં પ્રધાનના થોડાજ પણ સ્તબ્ધ કરનારા શબ્દોમાં જણાતાં કારણો કરતાં અધિક વજનદાર બીજાં શું હોઇ શકે?

'યુનાઇટેડ કિંગડમ અલાયન્સ' નામથી ઓળખાતી મંડળી તેમજ બીજી જે દારૂનો વેપાર અટકાવા માટે ઉપાયો શોધેછે તે, ૧૮૫૩ ના સાલમાં સર વૉલ્ટર સી. ત્રેવેલિયન બારોનેટના પ્રમુખપણાં હેઠળ ઉભી થઇછે, અને એમાં ધર્મ, વર્ગ કે રાજકિય પક્ષના ફેર વગર સઘળાઓને અને દારૂનો નિષેધ પાળનારા હોય કે નહિ તે સર્વે, જો આ મંડળીની મૂળમતલબને પસંદ કરતા હોય તેમને કાંઇ તફાવત વગર સામેલ કરેછે; આ મંડળીએ નીચલી સાત દરખાસ્તો, તેની સંયોજના, ભાવાર્થ અને ખાસ લક્ષણો દેખાડનાર તરીકે એક મતે બહાલ રાખીછે:—

૧. કોઇ પણ વેપાર કિંવા યોજના જેમાં ગુન્હા વધવાનો, પ્રજાના પૈસા ખુહાર મળવાનો, સંસાર મંડળોનો રિવાજ ભ્રષ્ટ થવાનો કે લોકની તંદુરસ્તી તથા જીંદગીનો નાશ થવાનો સંભવ રહેલો છે, તેને રાજ્ય તરફથી કાયદાની સાહ્યતા અને મંજૂરિયાત બખશવી, તે રાજકીયનીતિનું અને વાજબી કામ નથી.

૨. નિશો લાવનારા દારૂઓનો સામાન્ય પાન જેવો વેપાર લોકનાં ખરાં હિતનો દ્વેષિ અને મંડળીનાં કલ્યાણ ને સુસ્થિતિનો નાશ કરનાર છે, માટે તેનો અટકાવ કરવો અવશ્ય છે.

૩. દારૂના વેપાર સંબંધમાં આગળા સઘળા કાયદાઓની તવારીખ અને પરિણામ પૂરેપૂરૂં શાબિત કરેછે કે જે યોજના સ્વભાવિક રીતે હાનિકારક છે તેની સંતોષ પૂર્વક હદ બાંધી રાખવી કે તેનો વહેવાર નિયમિત ચલાવવો કેવળ અશક્ય છે.

૪. જે યોજનાનું સત્વ અતિ દુષ્ટ છે, ચલણ પ્રાણઘાતક છે અને જેનાં પરિણામ આફતકારક છે, તેને ચાલુ રાખવામાં મહેસૂલ કે ખાનગી કમાઇનો હેતુ, વાજબી ઠરતો નથી.

૫. દારૂનો વેપાર કાયદાની મનાઇથી બંધ પાડવો પ્રજાના છૂટાપણું, ઇનસાફ અને વાજબી વેપારના સઘળા હકને કોઇ રીતે બાધક નથી.

૬. કાયદાના દાબથી દારૂના વેપારનો નિષેધ બુદ્ધિમાન સુધારાને ખીલવનારૂં સાહિત્ય થઈ શકશે.

૭. વર્ગ, જાતિ કે રાજકીય ટોળીનાં મતફેરનો ત્યાગ કરી સમસ્ત શહેરીઓએ નિશાવાળાં મદિરાપાન વેચાતાં રોકવાને ધારો બંધાવવાની કોશેશમાં એકસંપ થવું જોઇએ, જેથીકરીને દારૂના અત્યાપાનની ડરામણી દૂષણતા નાબૂદ કરવામાં સંપૂર્ણ મદદ મળશે.

આ મંડળીએ પોતાની હીલચાલમાં ભાષણો, રસાલા, ચોપાનિયાં, જાહેર સભાઓ અને રાજ્યસમાજને અરજીઓ કરવાની કોશેશ ચાલુ રાખીછે. 'પરમીસીવ બીલ ઑફ લોકલ ઑપશન પ્રોહીબીટરી લીકર લૉ' વિષે એ મંડળીએ લોકમાં ભારે ચક-

આર ચલાવી તેની તરફમાં મોટી સંખ્યા સંઘરી સર વિલફ્રિડ લોસનની દરખાસ્તને ટેકો આપવાના અર્થે ઘણી સહિ સાથની સંખ્યાબંધ અરજીઓ પાર્લ્યામેન્ટમાં મોકલી આપીછે તથાપિ બોધ ફેલાવ્યોછે કે અત્યાપાનનાં સબબો ઓછાં કરવા સારૂ હજી વધારે સખત બંદોબસ્ત થવો જોઈએછે, અને તેમ કરવાને કાયદો મોટો અને હકદાર કાબૂ ધરાવેછે.

દારૂની ચળ શરીરમાંથી કાઢી નાખવાના ઘણાક ઉપાયો છે. માંસવાળો ખોરાક બદળી નાખવાથી ઉપાય થાયછે અને તે ફતેહ મંદ પણ થઈ શકે છે. જેઓ અનાજ, વનસ્પતિ કે ફળફુલાદિનો સંહાર કરેછે તેમની શરીર રચના એવું રૂપ ધારણ કરેછે કે તેમનામાં માંસહારીના જેટલી દારૂની ચળ થતી નથી, અને તેટલામાટે છાકટોને સુધારવાના ઉપાયમાં વનસ્પતિનો ખોરાક ઉપયોગી ગણાયછે.

રશિયામાં એક શ્રીબર નામનો ડાકટર છાકટાઓને સાજા કરવા માટે નીચલો ઉપાય લેતો હતો. એવા માણસોને તે એક ઓરડામાં બંધ કરી તેમની ખુશી પડે એટલો બ્રાન્ડી બે ભાગ પાણી સાથ ભેળીને તેમને પૂરો પાડતો અને વાઇન, બિયર અને કાશી જેમ માંગે તેમ આપતો, ત્યારે તે સઘળાંમાં ત્રીજો ભાગ બ્રાન્ડી ભેળતો. રોટી, ગોશ, વિગરે તેમનો બીજો સઘળો ખોરાક પણ બ્રાન્ડી પાણીમાં બોળીનેજ આપતો. આથી પીનારા બાપડા છાકટ અને ગુમરાહ બની રહેતા અને એવી ખોરાકીથી તેમને ઘણુંકરી પાંચમે દિવસે બ્રાન્ડીની એટલી બધી સુગ ભરાઈને ધિક્કાર છુટ્યો કે તેના વાસથી પણ દૂર જવા માંગતા, અને કોઈ બીજો ખોરાક આપવા સારૂ કાલાવાળા કરતા. આ ઉપચારથી કંગાલ છાકટને બ્રાન્ડી ઉપરથી એટલોતો મન ઉતારો થાયછે કે તે દેખતાં વારજ તેને ઉબક આવેછે.

જર્મન માતાઓ પોતાનાં છોકરાં દારૂ ધિક્કારવા શિખે માટે નાહાનાં હોય તે અવસરમાંજ તેમના વાઇનના પ્યાલામાં ઘુવડનું ઇંડું મૂકેછે, અથવા તો જીવતી ઇલિ મછી નાખેછે, જે વાઇનમાં ફડફડીને બચ્ચાંના મુખને અથડી તેને બિહવડાવેછે તેથી ઘણાક બચ્ચાંને જીંદગી સુધી દારૂ સાથ વેર રહેછે.

સ્વીદનમાં છાકટોનો ઉપદ્રવ અટકાવા સારૂ જેઓ છાકટ હાલતમાં નજર પડેછે તેમના નામ દેવળના દરવાજાપર ખુલ્લાં મેળી તેમને સુધારવા શિખામણભરી બંદગી ચોંટાડેછે.

ડાકટર પીતકેર્ને પોતાના એક હાઇલન્ડ ચીફટન ઘરાકની ટેવ મુકાવવા માટે તે જે ગ્લાસમાં દારૂ પીતો તેમાં રોજ લાખનું એકેક ટીપું નાખીને તેને પીવાની ભલામણ કરી. તેણે તેમ કર્યું, એટલે જેમ લાખ એકઠી થતી ગઈ તેમ ગ્લાસના વિસ્તારમાં રોજનો વ્હિસ્કી પણ ઓછો થઈ ગયો. આ કળાથી તે તેની ખરાબ ટેવથી તદન મોકળો બની સાજો થયો.

ડાકટર મૅકનીશ કહેછે કે એક પુરૂષે દારૂ તદન મૂકી દેવાને ઠરાવ કર્યો અને પોતાનો ઠરાવ અમલમાં આણવા બહુ ફાંફાં મારવા પછે તેણે નીચલી યુક્તિ વાપરી. તેણે એક બાટલીમાં ઘણો સરસ જીન ભરીને ઉંચી મેળી પછી પહેલે દિવસે પોતાના માત્રા માફક ગ્લાસમાં કાઢીને પીધો, અને બાટલીમાં તેટલુંજ પાણી ઉમેર્યું: અને રોજ જેટલો અંદરથી પીએ એટલું પાણી નાંખતો ગયો. જેથી આખરે તે મિશ્રણ ફિક્કું અને

વમલ કરાવે તેવું બેરવાદ મોહડાંને લાગ્યું. આવી અસરમાં તેની દારૂ પીવાની બૂરી ટેવ છૂટી અને તે બુઢો થઇને મૂઓ ત્યાં સુધી દારૂથી તદન વેગળો રહ્યો.

દારૂથી પોતે પરહેજ રહેવું અને દારૂના વ્યસનથી દૂર રહેવાની બીજાને શિખામણ આપવી એ બે જૂદીજ વાતો છે; કેમકે, પોતે દારૂનું વ્યસન છોડવું એ જેવું અઘરૂં છે તેમજ બીજાનું છોડવાવું બીકટ છે. જેમ પાણીમાં એક અથાગ તરનાર, નવા શિખાઉને બરોબર રીતસર અને યુક્તિથી શીખવવાની સંભાળ લે નહિ, તો તે નવો શિખાઉ પાણીથી ગુંગળાઇ જવાનાં ભયથી નાહિમત થઇ જાયછે અને ફરી પાણીમાં ઉતરવાની છાતી ચલાવતો નથી, તેમ દારૂ પીનારને કળા અને ધિરજથી દારૂ મુકાવવાની તજવીજ ન કરી હોય, તો પીનાર ગભરાઇ પોતાની ટેવ મુકતાં ડરેછે, અને ફરીની કોશશને માટે હારી જાયછે. આ માટે દારૂ છોડનારે એટલું જાણવું અગત્યનું છે કે દારૂથી એકદમ પરહેજ રહેતાં તેને શું અને કેટલી મુશકેલી લાગશે, તે સમજીને સાવચેત રહેવું જોઇયે કે તેની રોજની દારૂ પીવાની ટેવ મૂકી દેતાં જે અડચણો નડે તેથી તે ગભરાઇ ન જાય અને દારૂ છોડી દેવાની કોશેશ કરવામાં હાર ન પામે.

દારૂની ટેવ મુકવા જેઓ વિચાર કરતા હોય તેઓએ આટલી વાત યાદ રાખવી કે દારૂ છોડવાની કોશેશ કરતાં તેમને બહુજ મુશ્કેલી લાગશે તથા તેમની જીંદગીમાં જાણે મોટો ફેરફાર થતો હોય એમ થશે. એ મુશ્કેલી એક દાહાડો નહી પણ ઘણા દિવસ બલકે ઘણાં અઠવાડીઆં સુધી કોઇને ચાલુ રહેછે. ઘડીઘડી દારૂ પીવાથી તેમના બદન અને મન ઉપર દારૂની થતી આવેલી અસરો યાદ આવી તેમની મુશ્કેલીમાં અધિકતા જણાયછે. કદિ કદિ તેમનો જીવ ગભરાયછે અને મન બેચેન થાયછે, તથા બદન સુરત થઇ જાયછે, જ્યારે એવું લાગેછે કે એક ગ્લાસ દારૂ પીધો હોય તોજ તેમની વેદના જઇ આરામ થશે. આવી સ્થિતિ કેટલાંક એક અઠવાડિઆં સુધી વારંવાર થઇ આવ્યા કરેછે; તોપણ સઘળું આગમચથી ચેતી રાખી દિલ હાર્યા વગર પોતાની કોશેસ જારી રાખવામાં આવેછે, તો વખત જતાં સઘળી મુશ્કેલી ટળી જાયછે અને આખરે તે ફતેહ પામેછે. દારૂથી પરહેજ રહેવામાં પહેલીજ વખતની કોશેશમાં ફતેહ પામવાની દૃઢતા જરૂર છે. એક વેળા ફતેહ નહીં પામ્યા, તો બીજી વેળા અને બીજી વાર નહીં તો ત્રીજી વાર ફતેહ પામશું, એવી આશાથી કદિપણ આરંભ કરવો નહિ, કારણ કે જે કોશેસ પહેલી વારમાં જેટલી સહેલથી ફતેહ પામેછે, તેટલી સહેલાઇથી બીજી અને ત્રીજી વારની તજવીજ પાર ઉતરતી નથી.

અમે દારૂ છોડીતો દઇએ પણ છોડતાં અમને જે તરેહવાર મુશ્કેલીઓ નડેછે, તેનો ઉપાય શું કરવો, એવો સવાલ દારૂનો ઉપયોગ કરનારા વર્ગમાંથી વારેઘડીએ પૂછેછે. જ્યારે શરીરને સુસ્તી લાગે, નબળાઇ માલમ પડે, ખાધેલું પચે નહિ, મગજ નબળું અને ખાલી થઇ પડે, ત્યારે તેમનો ઉપાય શું ? એનો જબાબ એ કે દારૂ શિવાય ઘણી એક વસ્તુઓ છે, જેનો વપરાસ દારૂની સઘળી ગરજો પૂરી પાડી શકેછે, પણ વળી યાદ રાખવું કે તેમાં પણ કેટલીક વસ્તુઓ જેવીકે અફીણ, તમાકુ. ભાંગ, ગાંજો, મદત વગેરે દારૂની માફક મોડેવહેલે બૂરી અસર કરેછે, તેમનો સંગ ન કરવો. સર્વથી પસંદ કરવા જોગ તો ચાહ, કાફી, કોકો ચૉકલેત, લેમોનેડ. સોડા, રાસ્પબેરી, ટૉનીક, જીનજર એદ, આલ્કોહૉલ વગરનો દ્રાક્ષારસ,

ઈ. અને તરેહવાર ફળોમાંથી બનતાં જુદી જાતનાં લહેજતદાર શરબતો છે, જેનો વપરાસ કરવાથી દારૂની ઘણી હાજતો ટળેછે અને દિલને ખુશ ને આરામ કરવામાં તથા ભેજાંને તાજગી બક્ષવામાં એ પ્રવાહિ જેમ ઉત્તમ તેમ નિર્દોષ છે. બદનને કે મગજને થાક લાગી હોય, ત્યારે દારૂ બદલ તાજો સેરવો લેવો અને તે નથી તો વેજેન-તાઇનસમીત જુસ જેવા તૈયાર મળતા રસ લેવા કે જે અંગમાં તૂરત દારૂના જેવી હોશિયારી લાવેછે; અને વળી પાછળથી દારૂ માફક બગાડ કરવા બદલ સામી પુષ્ટિ આપેછે. આવી ચીજો ગરમ ગરમ પીધાથી જીવને ઘણી તાજગી ને ચપળતા મળેછે; કેમકે ઉષ્ણ ચિજોનો સ્પર્ષ સઘળી તંતુઓની શક્તિ ઉત્તેજન કરેછે અને શરીર-માંથી મંદપણું તુરત દૂર કરેછે. વિશેષ, તાજાં પાકા ફળો કે સૂકો મેવો ખાવાથી તેમનો મધુર અને ઉત્તેજનક રસ થાકેલી શક્તિને તૂરત ચલિત અને ચપળ કરી મેળેછે.

ગરમ પાણી ને ખાંડ અને જોઈએતો સાથે ખાટાં લીંબુનો રસ સૂસ્ત જીવને હોંશિયાર કરેછે. આવી ચીજો એકદમ પી ન જવી; પણ આસ્તે આસ્તે લહેઝત લઈ ચુસતા જવું. એક પ્રવાહિ બધો સામટો એકી વખત ગળી જવામાં અને તે ચૂસી ચૂસીને પીવામાં ઘણોજ ફરક છે. ચુસીને પીવાથી તે ઉત્તેજન અસર કરેછે. ભાષણ કરતાં કે કાંઈ થાકવનારો શ્રમ લેતાં કોઇક જાતનો પ્રવાહિ પાસે રાખી તેમાંથી વારવાર સહેજ ચુસ્યા કરવાથી લોહીનું ફરવું ઉત્તેજક થાયછે, અને કામ પૂરૂં થતાં સૂધીમાં ઉલટ તથા શક્તિ રહેછે. આ રીતથી ખાનામાટે ભૂખ ઉશ્કેરાયછે અને તે નિયમ ઇંગ્રેજોની રસમ પ્રમાણે જમણ પહેલાં ગરમ સૂપ ચમચાવડે સ્વાદ લઈ પીધાથી જળવાયછે.

# ભાગ પાંચમો.

## હાલના જમાનાના મહાન પુરૂષોનાં મતનો સંગ્રહ.

'સ્તડી ઍન્ડ સ્તિમ્યુલંત્સ' અથવા 'અમલી અને કેફી પદાર્થોના વપરાસનો માનસિક જીંદગી સાથે સંબંધ' એ નામની ચોપડી એ. આર્થર રીડ નામના ગ્રંથકારે રચી છે, તેમાં પ્રતિષ્ઠિત પંડિત પુરૂષોનો પત્રદ્વારે પૂછાવેલાં મતનો સંગ્રહ આપ્યોછે. આ ચોપડીના તરજુમા સંબંધી સઘળા હક્ક ગ્રંથકારે રાખ્યા છે, તથાપિ અરજ કરવાથી તેમણે એક પરમાર્થ કામ સમજી અમને ગ્રંથનો ગમે તેવો ઉપયોગ કરવાની રજા આપી છે, તે અર્થે અમે તેમનો ઉપકાર માનીને જોઇતા ભાગનો અહીં તરજુમો ઉતારીએછીએ.

THE REV. DR. ABBOT.

EDITOR OF THE "CHRISTIAN UNION," NEW YORK.

### રેવરંડ ડાકટર ઍબટ.

#### ન્યૂ યોર્કના 'ક્રિસ્ચિયન યુનિયન' નામના પત્રનો અધિપતિ.

મારો અભિપ્રાય એવો છે કે ખમિરવાળું પાંઉ, જે માત્ર ઉભાણથીજ બની શકેછે, તેવી ખાવાની કેટલીક વસ્તુઓ બનાવવામાં અને બિગડતી અટકાવવામાં આલ્કોહૉલ એક કીમતી અને જરૂરનો પદાર્થ છે અને તે પ્રમાણે નરમ ખાસિયતના વાઇન જેમાં માત્ર સેંકડે ૫ થી૧૦ ભાગ જેટલોજ આલ્કોહૉલ હોયછે, તે તેના દ્રાક્ષારસમાં આવતા બીજા તત્વો આપણા ઉપયોગ માટે જાળવી રાખવા કીંમતી છે. મારા મત પ્રમાણે આલ્કોહૉલ જેવો ઉત્તેજક પદાર્થ (સ્તિમ્યુલંત), એક પ્રાણઘાતક ઝેર અને અમૂલ્ય ઔષધ છે; અને બેલાદોના, સોમલ, પ્રુસિક ઍસિડ અને બીજી વિષમય વસ્તુઓની માફક તેને વૈદ્યોનો સમૂહ (મેડીકલ ફેકલતી) અડચણ વગર કદિ પણ દૂર કરી શકશે નહી. તેમ આલ્કોહૉલને ડાકટરની સલાહ વગર વાપરવા જતાં સંસારી લોકને નુકસાન થયા વગર રહેશે નહી.

એ વિષયને લગતો મારો અનુભવ બહુ ટૂંકો છે. અને મારાં ધ્યાન પ્રમાણે આ બાબદમાં એકના અનુભવને અનુસરીને બીજાને ચલાવવો તદન જોખમ ભરેલું છે. ઘણું કરીને, તેના ઉપયોગનું સારૂં અથવા માઠું પરિણામ જાતિસ્વભાવ અને શરીરના ખાસ બાંધા ઉપર આધાર રાખેછે, એટલુંજ નહીં; પણ ઋતુ તથા બીજાં તેવાં કારણોની ખાસ હાલત ઉપર પણ રહેછે.

૧. ગાળેલા સ્પિરિટો વિષે મને કાંઈ અનુભવ નથી. હું તેમને અતિ જોખમભરેલા ગણુંછું અને ડાકટરની સલાહ વગર તેનો ઉપયોગ મેં કદિ કર્યો નથી અને ક્વચિત કીધો હશે, તો તે ઘણી સખત માંદગીની વેળાએ હશે.

૨. બિયર અથવા બીજા નરમ ખવાસના વાઈન જો બુદ્ધિબળના કામ કરવા આગમજ લેવામાં આવેછે, તો મારી અજમાયશ પ્રમાણે તેથી મનની શક્તિ ઘટેછે. તે મગજનું કૃત્ય ચપળ કરતા નથી, પણ તેમાં હરકત કરેછે.

૩. કોઈ દિવસે ન ધારેલાં પરિશ્રમથી જ્યારે મજ્જાતંતુશક્તિ થાકી ક્ષીણ થઈ ગઈ હોય અને તેથી શરીરનાં પોષણ માટે જરૂરનો ખોરાક જેરવવા તથા એકરસ કરવા હોજરી અશક્ત બને, ત્યારે રાતનાં ભોજન સાથ નરમ વાઈનનું એક ગ્લાસ લીધાથી પાચનશક્તિને કેટલીક મારી જાણીતી દવા કરતાં અધિક સારી રીતે મદદ મળેછે. આવી ગરજ સારવા માટે તેનો ઉપયોગ મારાં મત પ્રમાણે રોજ નહી, પણ ઘણા અસાધારણ અવસરેજ થવો જોઈએ; કેમકે એ દવા છે,—નહીં કે પીવાની ચીજ. સમીસાંજનાં, તેમાં ખાસકરીને જાહેરમાં સંભાષણ કર્યાથી મજ્જાતંતુ ઉસ્કેરાયા પછે, નરમ બિયરનાં એક ગ્લાસથી શાંતિ પ્રાપ્ત થાયછે અને તેથી વારે ઘડીએ રાત્રીએ નિદ્રા સારી આવેછે, નહિતો રાત્રિ સંપૂર્ણ ઉંઘ વગરની જાયછે.

મને પાછું કહેવું જોઈએછે કે મારો અનુભવ ઘણોજ ટૂંકો છે; મારાં વિચાર પ્રમાણે શરીરરચના ઉપર એટલી બધી હદ ઉપરાંત કષ્ટ પડેકે જેથી તે માણસને તેનું ખાનું જેરવવાને અથવા ઉંઘની મઝેહ મેળવવાને દવા લેવાની જરૂર વાજબી ગણાય, એવા સંજોગ જવલેજ હોયછે; અને હું જાતે વાઈન કે બિયર ઘણો કદાચજ લઉંછું. જોકે હું પ્રતિજ્ઞાપૂર્વક દારૂનો કેવળ ત્યાગી નથી, તોપણ સાધારણ રીતે હું જળ-પીનારો છું.

માર્ચ ૧૧, ૧૮૮૨. લીમન એબટ.

MR. S. AUSTIN ALLIBONE· NEW YORK.)

## મી૦ એસ. ઑસ્તિન એલીબોન (ન્યૂ યૉર્ક.)

આલ્કોહૉલનો ઉપયોગ હમેશ સઘળાં માણસો—ગ્રંથકર્તા સહિતને ઘણો હાનિકારક છે. એનો મને કાંઈજ સંદેહ નથી. "અંગ્રેજી સાહિત્ય તથા કર્તાઓનો કોષ" (દિક્ષનરી ઑફ ઇંગ્લીશ લીટ્રેચર એન્ડ ઑથર્સ) રચવામાં આસરે ૧૭ વર્ષ (૧૮૫૩-૧૮૭૦) જે મેં કાઢ્યાં તે દરમિયાનમાં મેં દારૂ દવા દાખલ સિવાએ કદિપણ લીધો નથી અને તે પણ ઘણોજ ક્વચિત.

માર્ચ ૨૭, ૧૮૮૨. એસ. ઑસ્તિન એલીબોન.

THE DUKE OF ARGYLL, F. R. S.

## ડ્યુક ઑફ આરગાઈલ, એફ. આર. એસ.

તમારા સવાલના જવાબમાં હું એટલુંજ કહી શકુંછું કે મારી ઘણી ખરી આખી જીંદગીમાં મેં કોઈપણ રૂપમાં આલ્કોહૉલ કદિ વાપર્યો નથી, પણ માત્ર હવડાંનાજ અરસામાં ગાઉતના દરદનો અટકાવ કરવા ડાકટરની સલાહ હેઠળ મેં ચોકસ અનુમાને થોડો થોડો ઉપયોગ કરવા માંડ્યોછે.

અક્ટોબર ૨, ૧૮૮૨. આરગાઈલ.

PROFESSOR AYERTON.

## પ્રોફેસર આયરતન.

મન અને તંદુરસ્તી ઉપર આલ્કોહૉલની ખાસ અસર શું છે તેવિષે ખાત્રીપૂર્વક મત આપી શકતો નથી. પણ તે પોતે આલ્કોહૉલ લેવાની ટેવ રાખતો નથી, માટે માનસિક શ્રમ અર્થે આ ટેવને અગત્યની ગણુતો નથી.

DR. ALEXANDER BAIN.

LORD RECTOR OF ABERDEEN UNIVERSITY.

## ડાકતર એલેક્ષાન્દર બેન.

### એબરદીન યુનીવરસિટીનો લૉર્ડ રેક્ટર.

કોઈ શખ્સ ઉત્તેજક પદાર્થોની અસર પાછળ સવિસ્તર લાગેછે, તોતે સંબંધમાં મને ઘણી હોંસ રહેછે. જોકે આ બાબદ થોડીક હદ સુધી મારા પોતાના અભિયાસોમાં સમાયલીછે, તોય એ વિષે મારો જાતિ અનુભવ જેટલો છે, તેટલા ઉપરથી મારી શાક્ષિ મોતબર નથી. જ્યાં મનશક્તિનું કામ પડેછે, ત્યાં આલ્કોહૉલ અને બીજા ઉત્તેજક પદાર્થો તદન દૂર રાખવાની જરૂર છે; તેઓ ખોટી ચેતના કરેછે, જે મુખ્ય સિદ્ધાંતો જેમાં એકાગ્ર ચિત્ત અવશ્યક છે તેથી વેગળો કરી મેલેછે. સાંજતાણે શાંત કરવાને અથવા હોંશિયારી આપવાને અને વળી વિચારોને બીજી બાબદોપર ફેરવવાને તે ઠીક રીતિ કારજ લાગેછે.

માર્ચ ૬, ૧૮૮૨. એલેક્ષાન્દર બેન.

MR. HUBERT HOWE BANCROFT. (SAN FRANCISCO.)

## મી૦ હયુબર્ટ હાઉ બૅનક્રૉફ્ત—સેન ફ્રાન્સિસકો.

મારૂં મત એમ છે કે કેટલીક તબિયતને તંબાકુ અને આલ્કોહૉલના મધ્યમ ઉપયોગથી ફાયદો થાયછે અને બીજાને નથી. પણ એ ચીજોને અડવું ધાસ્તી-ભરેલું છે.

મે ૬, ૧૮૮૨. એચ. એચ. બૅનક્રૉફ્ત.

MR. JOSEPH BAXENDELL, F. R. A. S.

## મી૦ જોસફ બૅક્ષેનડેલ, એફ. આર. એ. એસ.

જો કે હું દારૂ કે તંબાકુનો પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગી નથી, પણ વ્યવહારમાં છું, એમ હું કહી શકીશ; અને જ્યારે હું વિદ્યા વિષય કામમાં કિંવા શાસ્ત્રકળાની શોધ અથવા લાંબા અને ગુંચવાડા ભરેલા હિસાબો પાછળ રોકાઊંછું, ત્યારે હું કોઈ ઉત્તેજન્ય પદાર્થથી મદદ કે આસુદગી મેળવવાનો વિચાર લાવતો નથી; અને તેમ કીધાથી કાંઈ પણ ફાયદો થાય એમ મને લાગતું પણ નથી.

ફેબ્રુઆરી ૧૦, ૧૮૮૨. જોસફ બૅક્ષેનડેલ.

## Dr. G. M. BEARD,

### Fellow of the New York Academy of Medicine.

## ડા. જી. એમ. બીઅર્ડ,

### ન્યૂ યોર્કમાં વૈદ્યોની વિદ્યાલયના ફેલો.

૧. તમારા પ્રશ્નોના ઉત્તરમાં હું જણાઉંછું કે કાફી, ચા, અફીણ કે તંબાકુ કરતાં આલ્કોહૉલ વિચાર ઉત્તેજક હોય એમ મને લાગતું નથી. હું પોતે જોઇએ એટલો થોડો દારૂ લઉં, તોપણ શૂન્ય અને મૂઢ થઈ જાઉંછું. પરંતુ ચાહ અને જરૂર કરીને કાફી તેમજ કોકો લીધાથી તદન તેથી ઉલટી અસર થાયછે.

૨. ઘણા લોક એવા હોયછે કે તેઓ ઉપર આલ્કોહૉલ ઓછાવત્તા પ્રમાણમાં લીધાથી વિચારોને ઉશ્કેરનારી અસર કરેછે. મરનાર દૅનિયલ વેબ્સતર પોતાના સુશોભિત ભાષણોના આરંભને ઉત્તેજન કરવા આલ્કોહૉલ વાપરતો.

૩. આ ઉત્તેજક અને કેફી પદાર્થો પ્રકૃતિ પ્રમાણે માણસપર ઉશ્કેરવા કે શાંત કરી દેવાની અવળી સવળી અસર કરેછે. કાફી પીધાથી કેટલાકો નિદ્રાવશ થાયછે, પણ ઘણા જણ તેથી જાગૃત રહેછે. જો હું મારા એકલાનાજ અનુભવ ઉપરથી વિચાર આપું—જેમ કરવું વાજબી નથી—તો હું એમ કહીશ કે મગજના કામને માટે કાફી સૌથી ઉત્તમ ઉશ્કેરનાર છે, તેની પછી કિવનાઈન અને તંબાકુ છે, તોપણ મને માલમ થાયછે કે જેમ હું બુઢો થતો જાઉંછું, તેમ યોગ્ય પ્રમાણમાં આલ્કોહૉલ મને ઉશ્કેરનારી અસર કરેછે.

માર્ચ ૧૩, ૧૮૮૨. જ્યોર્જ. એમ. બીયર્ડ.

## Professor PAUL BERT.

## પ્રોફેસર પૉલ બર્ટ.

આલ્કોહૉલ અને તંબાકુની તંદુરસ્તી ઉપર અસર વિષે મારા વિચારોનો સાર નીચલાં ચાર સિદ્ધાંતમાં મૂકી શકાયછેઃ

૧.—આલ્કોહૉલ ને તંબાકુનાં કાંઈ પણ જ્ઞાન વગર પ્રજાની પ્રજાઓ સુધારણા અને આબાદાણીની ચઢિયાતી પદ્ધતિએ પૂગીછે એટલામાટે આ પદાર્થો કોઈ શખ્સ તેમ જાતિને અગત્યનો કિંવા ઉપયોગનો પણ નથી.

૨.—આ ઔષધની મોટી માત્રા (દોઝ) એકજ વખતે લીધાથી મોત ઉપજેછે, થોડા પ્રમાણમાં કેફી બનાવેછે અથવા ધીમે ધીમે જીવ લેછે, એટલામાટે એ ઝેર છે, જેની સામે આપણે સાહુચેતીથી સંભાળ રાખવી જોઈએ.

૩.—બીજા હાથ ઉપર અસંખ્ય માણસો દારૂ પીએછે ને તંબાકુ સુંઘેછે અને તેમાં તેમની બુદ્ધિ કે તંદુરસ્તીને નુકસાન થતું નથી, માટે તેનો માફક ઉપયોગ ઘટતી રીતે કરવાસારૂ ના પાડવાને કારણ નથી.

૪.—ઘણુંજ નાના પ્રમાણમાં દારૂના ઉપયોગથી ઘણાકને શાંતિ મળેછે અને તે તદન નિર્વિકારી અને નિરપરાધિ છે.

માટે તેમના ગેરઉપયોગની ધાસ્તી દેખાડયા પછી તેમના ઘટતા ઉપયોગને

કલંક લગાડવો ન જોઈએ. ટૂંકામાં, આ જીંદગીની સઘળી મોજના ઉપભાગ પ્રમાણે આલ્કોહૉલ ને તંબાકુનો સવાલ ફક્ત પ્રમાણનો છે.

મારા પોતાવિષે બોલું તો હું જલદ દારૂ ઘણોજ કદાચ પીતો હઈશ પણ વાઈન હું મારાં સઘળાં ખાનાં સાથે લઉંછું, કારણ મને તે ગમેછે.

માર્ચ ૧, ૧૮૮૨. પૉલ બર્ટ.

PROFESSOR JOHN STUART BLACKIE.

## પ્રોફેસર જૉન સ્ટુઅર્ટ બ્લૅકી.

મારો અભિપ્રાય છે કે જે કામ એક ઉત્તેજક પદાર્થની અસરમાં કરવામાં આવે તે ખાત્રિપૂર્વક નથી. અને તેથી કાંઇ સારૂં થવાનું નથી. હું માનસિક કામમાં કોઈ પણ ઉત્તેજક પદાર્થ વાપરતો નથી. ફક્ત ભોજન સાથે ભૂખ તીણી કરવા એકાદ ગ્લાસ વાઈન પીઉંછું. વિદ્યાભિલાષિઓને ઘટેછે કે ઉત્તેજક પદાર્થો બદલ ખૂશી આપનારી બાબદોમાં મન ગુંથાવે, પૂર્ણ આરામએશનો અવસર લે, તાજી હવા અને કસરત મેળવે, તથા સઘળા જુસ્સા અને મનોવિકારમાં રીતસર મધ્યમપણું જાળવે.

ફેબ્રુઆરી ૯, ૧૮૮૨. જે. એસ. બ્લૅકી.

M. LOUIS BLANC.

## એમ લુઈ બ્લાં.

તમારા પત્રના જવાબમાં હું તમને કહેવાની રજા લઉંછું કે મને દારૂ પીવાની ટેવ નહી હોવાથી મન અને તંદુરસ્તી ઉપર આલ્કોહૉલની અસર કેવી થાય છે તેની અજમાયસ કહી શકતો નથી.

માર્ચ ૯, ૧૮૮૨. લુઈ બ્લાં.

MR. J. E. BOEHM, R. A.

## મી૦ જે. ઈ. બોએમ, આર. એ.

મજબૂત મહેનત માટે સખત કસરતને હું પહેલો અને અગત્યનો ઉસ્કેરનાર સમજુંછું. હું ઉનાળામાં ૬ વાગતે ઉઠુંછું, શિયાળામાં ૭ વાગતે. દોઢ કલાક શખત સ્વારી કરૂંછું, પછે ગરમ નાહન લઉંછું, માથે ઠંડુ પાણી નાંખુંછું અને ત્યાર કેડે નાસ્તો કરૂંછું. સરાસરી ૧૦–૭ વાગ્યા સુધી હું ઉદ્યમ કરૂંછું પણ અઠવાડિયામાં બે ત્રણ વાર વધારે મહેનત લેવી પડેછે. રાતના આઠ વાગતે ખાના આગમચ એક કલાક પટા ખેલુંછું. હું નરમ કલારેટ અથવા હૉકમારા રાતના ખાના સાથ લઉંછું, પણ બીજા કોઈ પણ વખતે વાઈનકે સ્પિરિટને કદિ અડકતો નથી, અને ચોવીસ કલાકમાં એકજ વખત ગોશ ખાઉંછું. બપોરના ખાના પછે કાફીનું એક નાંખલું પ્યાલું ઘણી હોશિયારી લાવેછે. રાતના ખાના સાથ વાઇનનાં એક કે બે ગ્લાસથી વધારે લેતો નથી અને મેં તપાસ્યુંછે કે બહાર ગામડાંમાં મારી પૂરી તંદુરસ્તી અને તાજગી સાથે એટલોજ વાઈન જે મને ફેર લાવેછે, તે અહિ આખા દાહાડાની સખત મેહનત પછી, જ્યારે લેવાયછે, ત્યારે જરાપણ મારી ઉપર અસર કરતો નથી. વળી મને અનુભવ થયોછે કે કોઈ કાર-

ણુથી મોડારવારી રહી જાય તે કરતાં જ્યારે મેં રાખેતા પ્રમાણે સ્વારી કીધી હોય, ત્યારે થાક્યા વિના વધારે વખત કામ કરી શકુંછું. મેં આ રીતની જીંદગી લગભગ ૨૦ વર્ષથી કાઢીછે. અને હું આરોગ્ય છું, તથા મને જુવાની જેવું લાગેછે.

ફેબ્રુઆરી ૨૦, ૧૮૮૨. જે. ઈ. બ્રાઉન.

MR. FORD MADOX BROWN, R. A.

## મીૹ ફોર્ડ મૅડૉક્ષ બ્રાઉન, આર. એ.

મારી જીંદગીના ઘણા ખરા ભાગમાં મેં દારૂ મધ્યમપણે લીધોછે; તેમ થોડાક વખત તદનજ ત્યાગ પણ રાખ્યોછે. મારો અનુભવ એવો છે કે મગજશક્તિના શ્રમ સાથ આ બંને રીતને કાંઈ લાગતું નથી.

ફેબ્રુઆરી ૨૮, ૧૮૮૨. એફ. એમ. બ્રાઉન.

DR BUDDENSEIG,—(DRESDEN)

## ડાક્ટર. બુદેનસાઈગ. ડ્રેસડન.

હું રહાઇન વાઇન પીઉંછું પણ ઘણાખરા વિદ્યાભ્યાસી અથવા ભેજું કસનારા માફક રોજ નથી પીતો. હું એમ તો સમજુંછું કે હદબાર દારૂના વપરાસથી નાશકારક પરિણામો નિપજે, એવિષે કાંઈ શક નથી.

ફેબ્રુઆરી ૨૦, ૧૮૮૨. બુદેનસાઈગ.

CAPT. FRED. BURNABY.

## કેપ્ટન ફ્રેદરીક બર્નાબી.

મારા નાકસ મત પ્રમાણે "દરેક માણસે પોતેજ અનુભવ લેવો જોઇએ કે ઉત્તેજક પદાર્થો તેની બુદ્ધિને મદદ કરેછે કે નહી. એ વિષે કોઈ એક સિદ્ધાંત સ્થાપી શકતો નથી. જે ચીજ એક માણસને તેજસ્વી લખાણો કરવા શક્તિ આપેછે, તે બીજા પાસ અનર્થ બકારો કરાવેછે. હું પોતે ત્યાગી નથી છતાં દારૂ કે તંબાકુમાંથી કાવ્ય-જોશ મેળવવામાં ભૂલ સમજુંછું.

માર્ચ ૨, ૧૮૮૨. એફ. બર્નાબી.

LIEUT-COL. W. F. BUTLER.

## લફ્ટનંટ-કર્નલ. ડબ્લ્યૂ. એફ. બટલર.

મન અને તંદુરસ્તી ઉપર આલ્કોહૉલની અસરોના અનુભવ વિષે મારીપાસે જે જવાબ માગ્યોછો તે અર્થે હું જણાવાની રજા લઉંછું કે વાઇનના ઉપયોગથી જો કે મગજમાં વિચારોની ઉત્પત્તિને થોડા વખત વૃદ્ધિ મળેછે, તોપણ પાછળથી વિચારશક્તિ હમેશાની નબળી બનેછે, અને સઘળું જોતાં આલ્કોહૉલ વગર જેટલો અધિક અને સમચિત્ત મગજનો શ્રમ થઈ શકેછે તેટલો તે લીધાથી બનતો નથી.

ફેબ્રુઆરી ૧૮, ૧૮૮૨. ડબ્લ્યુ એફ. બટલર.

MAXIME DU CAMP.

## મેક્ષીમ ડુ કાં.

મગજ ઉપર આલ્કોહૉલ શું અસર કરેછે તેની પરીક્ષા હું કદિ કરી શક્યો નથી.

હું કદિ તે પીતો નથી અને કદિ છાકટ થયો નથી. હું રોજનાં બે ભોજન કરૂંછું—એક ૧૧ કલાકે તેમાં 'મતન ચૉપ', તરકારી અને એક ચાહનું કપ. હું ૭ વાગે આનંદભેર વાળું કરૂંછું તેમાં ક્લારેટ પીવુંછું. હું સાંજના કાંઈ કામ કરતો નથી અને ૧૦ા વાગતે બિછાને જાઉંછું. આલ્કોહૉલમાટે હું ધારૂંછું કે તે કલેજાંને રોગી કરેછે. અને મનને ઘણુંજ નુકસાનકારક છે. ભેજું કસનારાઓની જીંદગી નિયમિત અને સર્વે પ્રકારે સમમર્યાદવાળી રહેવી જોઇએ. સવારી, ચાલવું, શિકાર જેવી કસરતો મનના વિશ્રામમાટે ઘણાં અગત્યના સાધન છે અને તે જ્યારે ત્યારે વાપરવાં જોઈએ. મારા મત પ્રમાણે બધાં માનસિક કાર્યો મજજાતંતુ સ્થળની ખાસ પ્રકૃતિ ઉપર આધાર રાખે છે કે જેની ઉપર આલ્કોહૉલ કોઇપણ પ્રકારની હિતકારક અસર કરી શકતો નથી.

ફેબ્રુઆરી ૧૭, ૧૮૮૨. મેક્ષીમ ડુ કાં.

Dr. W. B. CARPENTER, C. B., L. L. D., F. R. S.

**ડાકતર ડબ્લ્યૂ. બી. કારપેન્ટર, સી બી., એલ. એલ. ડી., એફ. આર. એસ.**

તમારી ચર્ચાના જવાબમાં હું જણાઉંછું કે બુદ્ધિ વાપરવાની કોશીશીમાં મદદ તરીકે આલ્કોહૉલવાળા ઉત્તેજક પદાર્થોની મને કદિ ગરજ લાગી નથી; પણ તેથી ઉલટું એવી વેળાએ જો ઘણીજ સંભાળથી અને મધ્યમપણે વાપરયો નહોય,તો તે વિશેષ નુકસાનકારક છે. મારી જીંદગીમાં અતિ શ્રમનાં આસરે ૧૧ વર્ષ કે જે અવસરમાં મેં શારીરશાસ્ત્ર ઉપર મારાં મોટાં પુસ્તકો રચ્યાં તથા વૈદ્યક ત્રિમાસિક ચોપાનિયાં લખ્યાં અને એ સિવાય બીજું પુષ્કળ મગજકશીનાં કામો કર્યાં અને ભાષણો આપ્યાં, ત્યારે જોકે મેં દારૂ ત્યાગીનો કોળ લીધો ન હતો, તોપણ વાસ્તવિક દારૂથી વેગળો હતો. આ અવશરે મારા પરિશ્રમે કરીને મારી દેહને બેશક નુકશાન થયું અને તે પછી પણ એક કરતાં અધિકવાર ફરજીઆત કામના બોજા તળે નુકસાન કર્યું છે, પણતે નુકશાનમાં ફકત ભૂખ અને પાચનશક્તિ ઓછી થઈ હતી. ઘણા ઈલાજો કર્યા પછે મેં લાગું પડતો ઇલાજ એ કાઢયો કે જ્યારે હું લંડનમાં હોઉંછું, ત્યારે મારાં મન અને તનની શક્તિ જાળવવા ખાતર જે ખોરાક જોઈએ તેનું ફકત પાચન થવા સારૂ રાતના ખાનાં સાથ એક બે ગ્લાસ ઘણી નરમ જાતનો ક્લારેટ લેવાથી હું સરસ રીતે રહી શકુંછું, પણ જ્યારે છૂટીના અવસરોમાં સ્કૉટલંડ કે બીજે કોઇ ઠેકાણે હોઉંછું, ત્યારે મને તેની ગરજ પડતી નથી.

ફેબ્રુઆરી ૧૭, ૧૮૮૨. ડબ્લ્યુ. બી. કાર્પેન્ટર.

Mr. GEORGE. W. CHILDS.—Philadelphia.

**મી૦ જીઓર્જ. ડબ્લ્યુ. ચાઈલ્ડસ. ફીલાડેલફીયા.**

સ્પિરિટ અથવા વાઇન જેવા ઉત્તેજક પદાર્થો કોઇ પણ આકારમાં કદિ નહી વાપરેલા હોવાથી જેઓ તે વાપરેછે તેઓના માનસિક બળ ઉપર કેવી રીતે અસર કરેછે તેનો મને જાતિ અનુભવ કાંઈ નથી.

સપ્ટેમ્બર ૩, ૧૮૮૨. જી. ડબ્લ્યુ. ચાઈલ્ડસ.

## M. JULES CLARETIE. PARIS.

## માંશિય જુલ્સ ક્લારેટી. પૅરીસ.

તમારા સવાલનો જવાબ જો હું મારા અનુભવથી આપી શકતે, તો મને ખુશી ઉપજતે; પણ મેં મારી આખી જીંદગીમાં એક ગ્લાસ જેટલો એ દારૂ કદિ પીધો નથી એજ ખુલ્લી રીતે દેખાડી આપેછેકે મને કોઇ પણ ટિક્કિ કે ઉત્તેજક પદાર્થની કામની વેળા જરૂર હોતી નથી. આલ્કોહૉલ ભેજાંની હદબાર ઉસ્કેરણી કરે તોપણ મારા મત પ્રમાણે જે કૃત્રિમ ઉત્તેજનની સાહ્ય વગર તથા પોતાની તંદુરસ્તિના અને બુદ્ધિના પૂર અખ્તિયારમાં કર્યું હોય તેજ માત્ર પાકું અને સારૂં કામ થઇ શકેછે. આપણા સાહિત્યમાં ઘણાં કાવ્યઠોઠાં જેવાં છે. તેનું કારણ ઘણુંકરીને એ છે કે આપણા લખનારાઓ કદાચ તેઓની શાહીમાંહે થોડોક આલ્કોહૉલ ઉમેરેછે અને તેની કેફના ધુઆંમાંથી જીંદગીનો ચિતાર જૂએછે.

ફેબ્રુઆરી ૨૬, ૧૮૮૨. એમ. જુલ્સ. ક્લારેટી.

## MR. HYDE CLARKE, F. S. S.

## મી૦ હાઈડ ક્લાર્ક, ઍફ. ઍસ. ઍસ.

હું દારૂથી તદનજ પરહેજ રહેવાની હીલચાલનો હિમાયતી નથી, માટે હું માંગી લઉંછું કે જે અભિપ્રાય હું આપું તે સ્વીકારતાં આ વાત ધ્યાનમાં રાખશો.

મેં કોઇ વેળા એવું નથી જોયું કે મોટા વિચારની શક્તિવાળા કોઇ પણ માણસે આલ્કોહૉલ જેવા ઉત્તેજક પદાર્થોના ઉપયોગથી મદદ અથવા ફાયદો મેળવ્યો હોય. મારી અજમાયશ અને અવલોકન આ જાતના ઉત્તેજક પદાર્થોના ઉપયોગની વિરૂદ્ધ છે. મારા પોતાના દાખલામાં મારૂં સશાસ્ત્ર પુસ્તક શરૂ થયું તે અગાઉ મેં દારૂ ઘણીજ નાની હદમાં વાપર્યો, અને હું મુખ્યકરીને પાણી પીનાર રહ્યો હતો. છેલ્લાં વર્ષોમાં માંદગીને લીધે મેં દારૂ મૂકી દીધો પણ જો હું પૂર તંદુરસ્તીમાં હોઉં, તો હું હદમાં એનો ઉપયોગ કરૂં. આસરે ૪૦ વર્ષો સુધી જાહેર ફરજો બજાવનારી મારી જીંદગીના અવસરમાં મેં ઘણા જાહેર લખનારા અને બીજાઓ ઉપર દારૂ પીવાની ખરાબ અસરો જોઈ છે. મેં દારૂ પીવાની તરફેણમાં ઘણું સાંભળ્યું છે, પણ તેના ઉપયોગનું પરિણામ મેં ક્યારે પણ સારૂં જોયું નથી. આ ઉત્તેજક પદાર્થોના વપરાસથી ઉપજતાં બૂરાં પરિણામો એોથે ઉતરેછે. એ વાત દારૂના ઉપયોગ સામે ઘણો સખત દોષ ધરેછે. હું તમારી નેમને પૂરતી રીતે પસંદ કરૂંછું, પણ હું એકદમ નિષેધની હદ સુધી નથી જતો, માટે હું ઇચ્છું છું કે મારો ભાવાર્થ કોઈ ખોટી રીતે ન સમજે.

અક્ટોબર ૧૪, ૧૮૮૨. હાઈડ ક્લાર્ક.

## REV. W. H. DALLINGER, F. R. S.

## રેવરન્ડ ડબ્લ્યુ. એચ. ડૅલીનજર, ઍફ. આર. ઍસ.

મેં કાંઈ દારૂ નિષેધ પાળવાનો કોલ લીધો નથી. મેં જૂદા જૂદા આકારમાં આલ્કોહૉલ વાપર્યો છે. મારાં તન અથવા મનની મજબૂતીને એની કાંઈજ જરૂર નથી.

મેં વર્ષો સુધી આલ્કોહૉલ વાપર્યો નથી. સારા વાઈનના વપરાસથી કોઈ વખતે મારા વિચારોમાં ઝડફ આવીછે, પણ હું શરીરશાસ્ત્રના સિદ્ધાંત ઉપરથી જાણુંછું તથાપિ અનુભવથી સિદ્ધ કર્યુંછે કે દારૂના વપરાસથી મન અથવા તનને અચળ ફાયદો થતો નથી. મેં કોઈક વેળા ઘણા ફાયદા સાથે એ વાપર્યો છે, એટલે કે જે વેળા માંદગીથી માણસ તુટેલો થઈ પડેછે, ત્યારે મરવા કરતાં તેવી વેળાની અસર કાઢી નાખવા દારૂ કામે લગાડી શકાય, તો દારૂથી જે પાછળી થોડી માઠી હાલત થાય તે થવા દેવી પરવડશે. આલ્કોહૉલના વપરાસથી જીભને લહેઝત મળે તે સિવાય આ એકજ સ્થિતિમાં તેનો ફાયદો મને જણાયો છે.

ફેબ્રુઆરી ૧૧, ૧૮૮૨. ડબ્લ્યુ. એચ. દેલીનજર.

PROFESSOR DARWIN.

## પ્રોફેસર ડાર્વિન.

હું દરરોજ એક ગ્લાસ વાઈન પીઉંછું અને જોકે સઘળા ડાક્ટરો માથામાં જોરના દરદ સારૂ પીવાની મજબૂત ભલામણ કરેછે, તોએ હું માનુંછું કે કોઈ પણ જાતના દારૂ વગર હું વધારે ઠીક રહી શકીશ ખરો. [આ નામાંકિત શખ્સ તપખીર સુંઘતો હતો.]

ફેબ્રુઆરી ૯, ૧૮૮૨. સી. દારવીન.

W. BOYD DAWKINS, M. A., F. R. S., F. G. S.

PROFESSOR OF GEOLOGY, OWEN COLLEGE, MANCHESTER.

## બૉઈડ ડૉકીન્સ, એમ. એ., એફ. આર. એસ., એફ. જી. એસ.

## મૅનચેસ્તરની ઓવેન્સ કૉલેજમાં ભૂસ્તરશાસ્ત્રના પ્રોફેસર.

મારી તંદુરસ્તી, અને ધંધા ઉપર આલ્કોહૉલની અસરો કેવી છે, તે વિષેના સવાલોનો કાગળ મને મળ્યોછે. તે બેઉ ઉપર કાંઈ સારી અસર કરેછે, એમ હું કહી શકતો નથી, પણ મને માલમ પડેછે કે જ્યારે હું મારૂં ભેજું વાપરતો હોઉંછું, ત્યારે બિયર પી શકતો નથી અને તેટલામાટે જ્યારે મને કાંઈ અગત્યની બાબદ વિષે વિચારવાનું હોય, ત્યારે હું તે લેતો નથી. હું આલ્કોહૉલને એક મોજ સમજું છું અને મોજની કોઈ પણ બીજી વસ્તુ એનાથી અધિક ધાસ્તીભરેલી નથી. હું વિચારશક્તિને માટે કુઈનાઇન સૌથી સરસ ઉસ્કેરનાર ગણુંછું.

ફેબ્રુઆરી ૧૬, ૧૮૮૨. ડબ્લ્યુ. બૉઈડ. ડૉકીન્સ.

THE REV. ALEX. J. D. DORSEY., B. D.

LECTURER ON PUBLIC READING AND SPEAKING AT KING'S COLLEGE LONDON.

## રેવરન્ડ એલેક્ષ. જે. ડી. ડોરસી, બી. ડી.

## લંડનની કીંગ્સ કૉલેજનો જાહેરમાં બોલવા અને વાચવાવિષેનો બોધક.

મારી તરફથી હું દારૂ જેવા ઉત્તેજક પદાર્થના વપરાસનો નક્કિજ વિરૂદ્ધ છું. હું પોતે દારૂથી સદનતર પહરેજ રેહેનાર છું (કોલ આપ્યા વગર). હું જુવાન તેમ બુઢાઓને દારૂ અને તંબાકુના મધ્યમ વપરાસથી પણ દૂર રેહેવાની બનતી ભલામણ કરૂંછું;

કારણ કે મારી લાંબી અને ઉદ્યમી જીંદગીના અરસામાં કાંઈએ યાદી નોધ્યા વગર ભાષણો કરતાં મારામાં દારૂ વગર વિષયને ઘણી મજબૂતીથી ઝાળવાની શક્તિ આવીછે અને તેથી મને આનંદ અને ક્વચિત મારા સાંભળનારાઓને ફાયદો થયો હશે.

માર્ચ ૧૭, ૧૮૮૨ એ. જે. દી. દોરસી.

MR. EDMUND O'DONOVAN.

SPECIAL CORRESPONDENT OF THE "DAILY NEWS."

## મી° એડવર્ડ ઓ'ડોનોવન

### 'દેલી ન્યુઝ' પત્રનો ખાસ ચર્ચાપત્રિ.

મારા અનુભવ પ્રમાણે સખ્ત શારિરીક થાકમાં થોડો વખ્ત ઉત્તેજક પદાર્થોનો ઉપયોગ કોઈને મગજ કસવા શક્તિવાન કરેછે, જે વગર તે તદન અશક્ત રહેતે. દાખલા તરીકે, જ્યારે ઉત્તર પર્શિયાના પથ્થરના સૂકાં જંગલમાંથી, તપતા સૂરજ હેઠળ એક લાંબા દિવસની સ્વારી પછે હું કોઈ કંગાળ મટીના બાંધકામવાળાં શેહેરમાં આવ્યો અને શરીરની થાકથી, મનની ફિકરથી તથા ઉગમણુના નોકરોના સાથનો દિલમાં હમેશ રહેતા કંટાળાથી તદન થાંકીને કોઈ છાપરીના ખૂણામાં મારી શેત્રંજી પાથરીને હું પડયો. અહિ રાત્રિની આશાએશ લેવા પહેલાંજ ન્યુઝપેપરોને માટે લાંબો ખબર પત્ર લખી કાઢવો અગત્યનો થઈ પડેછે. આવા સંજોગમાં ઉત્તેજક પદાર્થોના ડહાપણ ભરેલા વપરાસથી કરીને લખવાની સામગ્રિ પેટીમાંથી બાર કાઢી જમીનપર ઉંધીવાળી બંને કોપરિએ ટેકી ધૂમાડો કરતા દીવા આગળ કલાકો સૂધી લખવાની શક્તિ પેદા થઈછે, એટલુંજ નહી પણ આગળ મગજમાંથી વિચારો બૂહાર પડતા નહિ અથવા તો રસકસ વગરના ઉપજતા, તે બદલે તેનો પ્રવાહ ચાલ્યોછે. એટલા ઉપરથી હું એમ ધારૂંછું કે આલ્કોહૉલવાળા ને બીજા ઉત્તેજનક પદાર્થોનો ઉપયોગ શરીર અને મગજની થાક વેળા વિદ્યાવૃદ્ધિની મહેનત ઉઠાવવાને કામનાં છે અને જે લખનારા છાપાનાજ કામ ઉપર લાગેલા છે તેમની ઘણુંકરીને આવી (થાકેલી) હાલત સાધારણ રહેછે. બીજા હાથ ઉપર છેલ્લાં થોડાં વર્ષોપર પૂર્વમાં મુસાફરી કરતાં અને જ્યાં દારૂ મેળવવાનું બની શકતું નહિ, ત્યારે મને એવું માલમ પડયું કે ખુલ્લી હવામાં ઉછરેલી મજબૂત અને આરોગ્ય પ્રકૃતિને કોઈપણ આકારમાં આકોહૉલનો ખપ જરૂર પડતો નથી. ટુંકામાં ત્યારે મારો અભિપ્રાય એવો છે કે મનનાં મંદપણાં કે થાકને અવસરે ઉત્તેજન્ય પદાર્થનો ઉપયોગ મગજને ચાલાકી અને સ્વાભાવિક સ્થિતિ પર આણી આપેછે. પણ પાછળથી તે ઉત્તેજક અસર પૂરી થતાં મગજ આગળના કરતાં પણ અધિક મંદ હાલતમાં મૂકાયછે, એટલે કે બીજા બોલોમાં તેની શક્તિ આગળથી કાઢી લીધામાં આવ્યાથી ઉલટી પ્રતિક્રિયા થઈને પાછળથી તેની ગુન્હેગારી ભરી આપવી પડેછે.

ફેબ્રુઆરી ૧૭, ૧૮૮૨ ઈ. ઓ'ડોનોવન.

PROFESSOR DOWDEN. L. L. D.

## પ્રોફેસર. ડાઉડન. એલ. એલ. ડી.

હું મારા પોતા વિષેજ માત્ર બોલુંછું. આલ્કોહૉલની સિદ્ધી અસર મારી

બુદ્ધિને નુકસાનકારક છે. એ વિષે હું નિશ્ચય છું. પણ બધાં ખાન ને પાનની (સિવાએ ચાહ) કંઇક હદમાં એવીજ અસર હોયછે. થોડામાં થોડું પણ ભોજન લીધા પછી મને ભેજું સહેજવાર મંદ પડેલું લાગેછે. હું માનુંછું કે કલારેટનું ફક્ત એકજ ગ્લાસ મારી વિચારશક્તિને નુકસાન કરેછે. પણ જો કોઈ વખતે વખત ખાનું નિયમિત લેવાનું રાખે તો પછી તે સાથે નરમ વાઇનના સહેજ વપરાસથી મગજને પાછળથી લાગતું સુસ્તપણું વધતું હોય, એમ મને લાગતું નથી, અને હું તો માનુંછું કે શરીરને તેના કાંઇક ઉપયોગની જરૂર છે. કલારેટ વાઇન અથવા બર્ગન્ડીના એકથી અઢી નાંખલાં ગ્લાસ અને તે માત્ર રાતના ખાનાસાથે લેવાની મારી હદ છે. અને તેથી મને કાંઈ નુકસાન નથી. પણ મને એક ગ્લાસ શેરી કે પોર્ટ દરેક રીતે નુકસાન કરેછે. વ્હિસ્કિ અને બ્રાન્ડી તો મારે માટે માત્ર ઝેર છે, અને મારા ઉપભોગ અને વિચારશક્તિનો નાશ કરનારા છે. એલ તો ખુલ્લી હવામાં ઘણો રહ્યા પછી માત્ર પી શકું. પુષ્કળ તાજી હવા અને ચાહ એજ ભેજાંને ખરા ઉશ્કેરનાર છે.

માર્ચ ૩, ૧૮૮૨ ઈ. ડાઉડન.

MR. ALEX. J. ELLIS, F. R. S., F. S. A.

PRESIDENT OF THE PHILOLOGICAL SOCIETY.

## મી. એલેક્ષ. જે. એલીસ. એફ. આર. એસ., એફ. એસ. એ.

## ફાઈલોલૉજીકલ સોસાએટીનો પ્રમુખ.

હું ૬૭ૢૢ વર્ષનો છું. પચીસ વર્ષ થયાં મેં કોઈ પણ જાતનો ઉશ્કેરનાર પ્રવાહિ પીધો નથી ચાહ કે કાફી પણ નહી.

મારી કામ કરવાની શક્તિ વાઈનથી વધેલી મને માલમ પડી નથી. મેં વિદ્યાવૃદ્ધિ કામમાં જીંદગી ગુજારી છે અને હદ ઉપરાંત શ્રમને લીધે વખતે આરાએશ લેવાની ફરજ પડતી તે સિવાએ હમેશાં કામમાં ગુંથાયલો રહ્યોછું. લાંબામાં લાંબી આવી આરાએશ ૧૮૪૯ પછી નાં ત્રણ વર્ષની હતી, જ્યારે હું વાઇન પીતો હતો. કેટલાકને વાઈન જરા ચૈતન્ય કરે એ સંભવિત છે પણ તે અર્થે તેની ગરજ હોય એમ હું માનતો નથી. હું કોઇ રીતે દારૂનિષેધ મંડળીસાથે જોડાયલો નથી અને સઘળા ઉત્તેજક પદાર્થોનો મારો ત્યાગ મારી મનોવૃત્તિથી છે. મારૂં સૌથી સખત પાન દૂધ અને ઘણું સરખું પાણી છે.

ફેબ્રુઆરી ૨૨, ૧૮૮૨. એ. જે. ઍલીસ.

PROFESSOR EVERETT.

## પ્રોફેસર ઈવરેટ.

તમારા પત્રના જવાબમાં હું જણાઉંછું કે મારાં ધ્યાન પ્રમાણે સઘળા ઉત્તેજક પદાર્થો દારૂ, ચા, કાફી કે તંબાકુ ઘણીજ મધ્યમ હદમાં વાપરવા જોઈએ. મારા પોતા માટે રોજ હું એક પાઇંટ બિયર કે વાઈનનાં બે ગ્લાસ લઉંછું. મને વારે ઘડીએ કોઈ બીજા ઉત્તેજક પદાર્થ કરતાં ચાહ કે કાફીના યોગથી ભેજાંમાં જોસનાં ચિન્હોથી હેરાનગતી થઇછે. જ્યારે મારૂં મગજ શાંત હોયછે અને પાચન સહેલ ચાલેછે, ત્યારે હું

ઉત્તમ લખાણ કરી શકુંછું. વિદ્યાવૃદ્ધિ કોશેશ (લીટરરી એફર્ટ) ને કૃત્તિમ ઉત્તેજન આપી શકાય એમ હું માનતો નથી.

ફેબ્રુઆરી ૨૨, ૧૮૮૨. જે. ડી. એવરેટ.

PROFESSOR R. M. FAIRBAIRN,

CHAIRMAN OF CONGREGATIONAL UNION OF ENGLAND & WALES.

## પ્રોફેસર આર. એમ. ફેરબેર્ન.

### ઈંગ્લંડ અને વેલ્સની કોનગ્રેગેશનલ યુન્યનના પ્રમુખ.

તંદુરસ્તી ઉપર આલ્કોહોલની અસર વિષે હું કાંઈ પણ કહી શકતો નથી. હું કદિ એનો ઉપયોગ કરતો નથી તેથી માત્ર એટલુંજ કહી શકુંછું કે મારા પંડમાં તેની મદદ વગર મેં મારૂં કામ કર્યુંછે. દારૂનો ઉપયોગ અને તેના ત્યાગ ઉપર કાંઈ પણ અનુભવ વગર સરખામણીવાળું મત આપવું તે મારી બેવકૂફી ગણાય પણ એ બાબદમાં જેટલે સુધી હું મત આપવા શક્તિવાન છું ત્યાં સુધી એટલું કહેવું વાજબી છે કે દારૂની પહેરેજ સઘળી રીતે ફાયદાકારક છે.

ફેબ્રુઆરી ૧૯, ૧૮૮૨. આર. એમ. ફેરબેર્ન.

MR. R. E. FRANCILLON.

## મી. આર. ઈ. ફ્રાંસીયાન્.

હું ઘણા શ્રમથી નિયમિત કામ કરનારો છું અને વારે ઘડીએ હદ બહાર મહેનત માથે ઉઠાઉછું. ખરેખર મને લાગેછે કે શરીરની કસરત માટે કોઈ પણ જાતના ઉશ્કેરનારા પદાર્થની ગરજ નથી. હાલની રસમ પ્રમાણે, જોકે હું ઘણોજ મધ્યમ વાઈન પીઉંછું તોપણ સ્પિરિટને હું કદિ અડકતો નથી તથા ધિક્કારૂંછું; તોય ખરેખર બોલતાં મારી જીંદગીના નિર્વાહમાં આલ્કોહોલ જરાએ ગણના કરાય એટલો ભાગ પણ લેતો નથી. ગઅરે સિવાય મગજનો ઘણો શ્રમ કોઈ જાતના બહારના ટેકાવિના બીજો કોઈ ઉઠાવી શકયો હોય એવું મને યાદ આવતું નથી; તેથી જણાયછે કે સ્વભાવિક સ્થિતિમાં ભેજાંનાં યંત્ર માંથી અધિક કામ કેમ કાઢવું તે પ્રેરણાબુદ્ધિ જાણે સૂચવેછે. અલબતાં દરેક દાખલામાં તે ઉપાય જુદો હોવો જોઈએ; અને કેટલીક વખતે નવિન વાત ઉત્પન્ન કરતાં ભેજાંવાળા ધણીએ પોતાની હાલત પ્રમાણેજ નક્કિ કરવું કે તંદુરસ્તીને ખાતર ભેજાંને સુસ્ત પાડી રાખવું કે ભેજાં શક્તિના કામ સારૂ જીંદગી અને તંદુરસ્તીને જતી મુકવી.

એપ્રિલ ૪, ૧૮૮૨. આર. ઈ. ફ્રાન્સીયાન્.

MR. F. J. FURNIVAL, M.A.

## મી. એફ. જે. ફરનીવલ. એમ. એ.

જોકે મોટા વિચાર કરનાર અને લોકપસંદ ગ્રંથકર્ત્તા તરીકે ગણાવાને મને કાંઈ હક નથી; તોપણ હું નાનાં વિચાર ઉત્પન્ન કરનાર અને વાસ્તવિક રીતે લોકને અણગમતો ગ્રંથકર્ત્તા છું, છતાં મેં દુનિયામાં કાંઈ કામ કર્યુંછે અને હું જવાબ આપુંછું કે ૧૮૮૧ ના

ઉનાળામાં જ્યારે હું ૧૬ વર્ષનો હતો ત્યારથી હું દારૂનો નિષેધ પાળુંછું. હું આલ્કોહૉલને માનસિક કાર્ય માટે અત્યંત નુકસાનકારક સમજુંછું.

માર્ચ ૬, ૧૮૮૨. એફ. જે. ફરનીવલ.

MR. SAMUEL R. GARDNER, HON. LL.D.,

PROFESSOR OF MODERN HISTORY IN KING'S COLLEGE.

## મી. સેમ્યુઅલ. આર. ગાર્ડનર. હૉનરેબલ. એલ. એલ. ડી.

## કિંગ્સ કૉલેજમાં અર્વાચિન તવારિખના પ્રોફેસર.

તમારાં કાગળનાં જવાબમાં હું કહેવાની રજા લઉંછું કે બિયર હું બપોર અને રાતનાં ખાના સાથ લઉંછું અને કોઈ કોઈવેળા એક અથવા બે ગ્લાસ વાઈન લઉંછું પણ વારેવાર ચાર પાચ દિવસ તે વગર રહુંછું.

માર્ચ ૭, ૧૮૮૨. સેમ્યુઅલ. આર. ગાર્ડનર.

RT. HON. W. E. GLADSTONE.

## રાઈટ હૉનરેબલ ડબ્લ્યુ. ઈ. ગ્લૅડસ્તન. એમ. પી.

તમારા સવાલોના જવાબમાં હું કહેવાની રજા લઉંછું કે મી. ગ્લૅડસ્તન એક કે બે કલારેટના ગ્લાસ બપોરના ખાના સાથ લેછે અને રાતના ખાનામાં તેટલાંજ સાથે એક ગ્લાસ નરમ જાતનો પોર્ટ વિશેષ લેછે. આ હદ સુધીનો વાઈન તેમને બુદ્ધિશક્તિની મહાન કોશેશ વખતે ખાસકરીને અગત્યનો છે. ઘણા જલદ દારૂથી એ હમેશાં પહરેજ રહ્યાછે.

નવેમ્બર ૨૯, ૧૮૮૨. હરબર્ત જે. ગ્લૅડસ્તન.

MDLLE. H. GREVILLE.

## મૅડમ ઍચ. ગ્રેવીલ.

જોકે મારૂં સંકેતનું નામ મરદના જેવું છે તોપણ એક લેડી હોવાથી મને આલ્કોહૉલની અજમાયસ થોડીજ છે. મને વાજબી કહેવું જોઈએ કે કલારેટ બરોબર પાણી ભેળેલો હોય તો મારી દેહને માફક આવેછે; પણ પાણી વગર વાઈન અને દરેક જાતના લીકરો મને ઘણી માંદી કરેછે તેમાં ખાસકરીને ખાનુ ખાધા વચમાં લીધો હોય ત્યારે. હું કોઈપણ જાતનોજલદ દારૂ કદિ વાપરતી નથી. હું કેવી ઢપથી કામ કરૂં છું તે જાણવાની તમને કાંઈ હોંસ છે, તો હું જણાઉંછું કે હું બે કલાક લાગત ઘણુંજ ઝડપથી કામ કરી શકુંછું અને પછી જરા આરામઍશ લઉંછું અથવા ભોજન કરૂંછું. બે કલાક આરામઍશ પછે હું પાછું બે કલાક લખી શકુંછું. હું છેકયા કે બ્લૉતીંગ માર્યા વગર કોઈપણ ફ્રેંચ ન્યુસપેપરની ૧૦૦ લીટી અર્ધા કલાકના અંદર લખી જાઉંછું. હું નહી ધારતી કે બીજું કોઈ એથી વધારે જલદી લખી શકતું હશે. હું કદાચજ મારા લખાણમાં સુધારો કરૂંછું અને મુસદ્દાનો ઉતારો કરતી નથી પણ જેવી લખતી જાઉંછું તેમજ છાપખાનામાં મોકલવામાં આવેછે. હું કોઈ જાતનો જલદ દારૂ કદિ વાપરતી નથી.

અપ્રિલ ૨૮, ૧૮૮૨. ઍચ. ગ્રેવીલ.

## COUNT GUBERNATIS.

## કાઉન્ટ ગૂબેરનાટીસ.

આલ્કોહૉલ વિષે કાંઈ પણ શક વગર હું એવું પૂરવાર થયલું સમજું છું કે ઘણા ઘણાજ થોડા જથામાં ચોકસ દાખલાઓમાં તે ફાયદો કરી શકે પણ મોટા જથામાં એ મારી નાખેછે. હોજરીને બાળી મૂકવા પછી એ તેની પાચનશક્તિ કાઢી લેછે. ઉત્તેજક પદાર્થો વિષે બોલતાં હું દાખલો આપી જણાઉંછું કે કાફીના એકજ પ્યાલાથી વિલક્ષણ અસર મારી ચૈતનરચના ( સૅન્સીટીવ ઑરગૅનીઝમ) ઉપર થાયછે. જો હું એકજ પ્યાલું કાફી સાંજના છ વાગતે લઉં, તો હું બીજે દિવસે છ વાગતા સુધી ઊંઘી શકતો નહી. જો હું બપોરના લઉં, તો મધ્ય રાત્રે છેક ઊંઘી શકું છું. હું જાણું છું કે ઘણા લોક રાતના ઉજાગરો કરવા માટે કાફી લિયેછે. મારૂં પોતાનું મત છે કે આવા ઉત્તેજક પદાર્થોની મદદથી કોઈ રીતે પણ અધિક શ્રમ થઈ શકતો નથી. કાફી પીવાથી એક જાતની દાહ ( ઈરીટેશન ) પેદા થાયછે કે જે ગંભીર અને લાંબા ટકાવના શ્રમને મદદ કરે એમ હું વિચારતો નથી. ઉશ્કેરાયલાં મગજની સ્થિતિમાં કોઈ વખતે બુદ્ધિના ચમત્કાર થાય એમ બની શકેછે, જે હું ધારૂં છું કે તંતુઓ ઢીલી પડવા માંડે તે વેળા થાયછે. માન્સોનીએ તેના મહાન કાવ્યો તંતુઓના દરદમાં થતાં ભ્રમની સ્થિતિમાં લખ્યાં પણ આલ્કોહૉલને તે સાથ કાંઈ સંબંધ હતો નહી. કદાચ બીજા કોઈ ઉશ્કેરનાર પદાર્થ વાપર્યા હોય*.

હું જાણું છું કે ચોકસ ગ્રંથકર્તાઓ એવું વિચારેછે કે કૃત્રિમ ઉત્તેજક પદાર્થો લેવાથી તેઓ અધિક ઠીક લખી શકેછે. પણ હું નહિ માનતો કે મજ્જાતંતુઓને કૃત્રિમ ઉત્તેજન આપવાથી વિચાર બાંધણી ઉપર કાંઈ સારી અસર થતી હોય. હું તો વળી એવું ધારૂં છું કે જ્યારે આપણે ઉત્તમ લખાણ કરીએ છીએ તે કાંઈ મજ્જાતંતુઓની ઉશ્કેરણીને લીધે કરતા નથી પણ તંતુઓ ઉત્તેજીત થયા પછી, આપણને જે થોડીક પળ વિશ્રામ મળેછે તે પળે ઈશ્વરી આતરા પ્રદિપ્ત થાયછે. જ્યારે નિર્માણ

* જ્યારે આપણા વાંચવામાં એવું આવેછે કે મોટા લખનારાઓ છેલ્લી ઘડી સુધી લખ્યા ગયાછે, અને તે વળી છેક મોતની અંત ઘડી સુધી અને જો તે લખાણ આવકારદાયક નિવડ્યુંછે, તો વારેઘડીએ તે લાંબા વખતથી ગોઠવેલી રચનાનુ પરિણામ જણાયું છે. જો મરનારનો રોગ ખરી છે તો તેથી અથવા એવું દરદ કે જેના ઉછાળાના વચમાં આરામ મળેછે, તો તેવાથી ઉત્તમ લખાણ થયાં હોય તેમાં અચરત જેવું નથી. પાદ્રિ પેલીના કેટલાક ઉત્તમ ગ્રંથો તેમ શેલીના કેટલાંક ઉત્તમ કાવ્ય આવી હાલતમાં નિકળ્યાછે. તેમજ વળી કંઇ એવું નથી કે ફક્ત દરદ કે વેદનાને વખતે વિદ્યાવૃદ્ધિનું કામ નહિ થઇ શકે. મરનાર મી૦ તી. તી. લીન્ચે તેના અતિ સુંદર લખાણો દિલની આંકડી ( ઍનગાઇના પેકતરીસ ) ની વેદનાઓની વેળામાં કર્યાંછે. આ માટે લખનાર ભારે હિમ્મતવાળો હોવો જોઇએ. આ અચરત જેવુંછે જોકે સારી રીતે જાણીતી વાત છે કે માંદગીમા જ્યારે આંખો તરતી હોયછે અને હાથ ધ્રૂજતા હોયછે, ત્યારે ઘણા વિચારો સુઝ પડેછે. જો મગજ કુદરતી રીતે ફળદ્રુપ છે—જો તેમાં સત્વ ભરેલું છે—તો માંદગીના કલાકો કોઇ રીતે વ્યર્થ જતા નથી. એવાજ સમયે સ્વપ્નશક્તિ ને વિદ્યાભ્યાસના કામમાં સારો ભાગ બજાવેછે તે ઘણી ઉપયોગી થઇ પડેછે:—'પ કનતેમપરરી રીવ્યુ' વાલમ ૨૪, સફે ૪૬.

૨. જ્યારે કવી વર્દસ્વર્થ "વાહીત ડો ઑફ રૉઇલસ્તન" જોડવામાં ગુંથાયલો હતો, ત્યારે તેનાં પગમાં જખમ વાગ્યો જેનું દરદ તે જેમ કાવ્યમાં રોકાતો રહેતો તેમ તેમ વધતું જતું અને જેમ કામ ચોભાવતો તેમ તેનો જોરા નરમ પડતો અને સંપૂર્ણ છોડી દેતો ત્યારે બિલકુલ રૂઝ વળતું. આ બનાવના સંબંધમાં તેણે લખ્યુ છે કે કવિત્વ જોશ અને તેના કાવ્ય અર્થે ચિરસ્થિત શ્રમ હમેશા થોડી ઘણી શારીરિક અવ્યવસ્થા આણેછે.—'હેમરતન. ઇન્તેલેક્સુઅલ લાઇફ.'

અથવા નવિનતા ઉભી કરનારી શક્તિ (ક્રિયેતીવ જીન્યસ) પોતાનું કામ કરી રહેછે, ત્યારે મજ્જાતંતુ વળી ફરીથી આગળી ઉસ્કેરાયલી સ્થિતિમાં આવેછે અને તેથી આપણે ખમવું પડેછે; પરંતુ તર્ક ચાલેછે તે વેળા વેદના જણાતી નથી.

હું મારા શ્રમમાં મદદ મળે એવા' ખ્યાલથી કોઇપણ ઉત્તેજક પદાર્થ વાપરતો નથી, તોય જ્યારે હું કથાગ્રંથો (જેવા કે મારા ઇન્દિયન અને રોમન નાટકો) લખુંછું, ત્યારે ઘણુંકરીને હમેશાં તંતુઓની અવ્યવસ્થા થઈ આવેછે. જ્યારે હું આંકડીઓથી ઘણો હેરાન હતો, ત્યારે વચગાળે દરદ નરમ પડતું તેમાં હું લખી શકતો અને મારી આસપાસનાઓ અચરતીથી મને પૂછતાં કે આવા દુખમાં ઉલ્લાસિત, તેજસ્વિ, અને રસિક પ્રવેશો કેમ લખી શકાયા? તેજોમય વિશ્રામની ઘડીઓનો લાભ મેં વારફેર મેળવ્યોછે. જેઓ ઉત્તેજન અર્થે દારૂ વાપરેછે તેમને એવોજ અનુભવ થયોછે કે નહી તે હું જાણતો નથી. બેશક તેઓ પોતાની તંતુમય લાગણીઓ ઉસ્કેરવામાં ફતેહ પામ્યાછે, પણ હું ખચીતાઇથી કહુંછું કે નિર્માણ અથવા નવિનતા ઉભી કરનારી શક્તિનું ખરૂં કાર્ય વ્યાકુળ ચિત્તના અંતર વેળાઓમાં બજી શકેછે.

માર્ચ ૪, ૧૮૮૨. એનજેલો ડી ગુબેરનાટીસ.

## M. L. P. GUENIN,

REVISING STENOGRAPHER TO THE FRENCH SENATE.

## એમ. એલ. પી. ગેનાં.

### ફ્રેન્ચ સૅનેટનો સ્તેનોગ્રાફર.

હું વાઇન કોઇક વેળા ઘરમાં પીઉંછું અને તેનો ઉપયોગ કોઇ રીતે પસંદ પડતો હોય, તોપણ મારે જણાવવું જોઇએ કે જયારે પણ મને ભારે શ્રમનું કામ કરવું હોય છે અને સઘળાં કરતાં જ્યારે રાજ્ય સભાના રીપોર્ટ જેઓની નકળ જરાએ ઢીળ વગર પાછી ઉપજાવી કાઢવી હોયછે, ત્યારે સ્વચ્છ પાણી સિવાય હું બીજું કાંઈ વાપરતો નથી. ઉત્તેજક પદાર્થમાં કાફી વિના કાંઈ લેતો નથી, જે સ્તેનોગાફીક તરજૂમો સખત મેહેનત છતાં આખા દિવસ અને રાત્રે ઉંઘની ગરજ લાગ્યાવિના અને થાક્યા વગર પસાર કરવાને શક્તિવાન કરેછે. આલ્કોહૉલને ઉત્તેજક પદાર્થ તરીકે નહીં પણ કેફી વસ્તુ જેવી હું ગણુંછું. મને દારૂ પહેલી પલ ઉસ્કેરવા પછે એક જાતની શાંતિ અને નિદ્રા આણેછે કે જે પરિશ્રમને પ્રતિકૂલ છે. હું કાફી પસંદ કરૂંછું અને તે એવી રીતે કે જેવું કામ પૂરૂં થાય તેવું તે લેવાનું બંધ કરૂંછું. જે નામાંકિત પુરૂષોએ પોતાની તંદુરસ્તી બગાડયા વગર કાફીનો મોટો ઉપયોગ કર્યોછે તેના દાખલા અહીં ટાંકતો નથી. ઘણાં વર્ષોની અજમાયશ પછે ઉપર જણાવ્યું તેમ મેં કર્યું છે.

માર્ચ ૧૧, ૧૮૮૨. એલ. પી. ગેનાં.

## DR. WILLIAM GUY.

## ડાકતર વિલિયમ ગાઈ.

તમારી ચર્ચાનાં જવાબમાં હું મારા પોતાના અનુભવ અને અવલોકનનું પરિણામ જણાઉંછું. આલ્કોહૉલવાળા દારૂ એટલા જથામાં લીધા હોય કે જેથી લોહીનું

ફરવું ઉસ્કેરાય તે વિચારના તીક્ષ્ણ વિષયો અર્થે હાનિકર્તા છે, પણ કલ્પનાની કોશેશને તેમ નથી.

મારી પોતા ઉપરની પરીક્ષા પ્રમાણે આખા દિવસમાં મારી ઉમ્મરે (૭૨) ત્રણ ચાર અઠવાડિયાં સુધી બે અથવા વધારે ગ્લાસ પોર્ટ લીધાથી થતી અસર ને પછી એટલોજ વખત તદન પહરેજ રહેવાથી ફાયદો, એ બેને સરખાવતાં કાંઈ દેખીતો ફરક પડતો નથી. જેઓએ તેમના વખતમાં સૌથી ઘણો શ્રમ ખેંચ્યોછે તેમાંના કેટલાક જેમ જૉન હાવર્ડ, વેઝલી, અને કૉબેટ તેઓ ઠઠ હદમાં રહેનારા હતા, ત્યારે બીજા હાથ ઉપર સૅમ્યુએલ જૉનસન જે એદીપણે ખાનાર હતો, અને થાકરે જે ઘણો પીતો હતો, તેઓએ પણ ઘણું કામ કર્યુંછે.

વીલિયમ. એ. ગાઈ.

ફેબ્રુઆરી ૨૫, ૧૮૮૨.

PROFESSOR ERNST HAECKEL (JENA).

## પ્રોફેસર અર્નેસ્ત હેકેલ. (જેના.)

માનસિક શ્રમમાં સ્ત્રોંગ કોફી મને ઘણી ઉપયોગી માલમ પડીછે. આલ્કોહૉલ હું ઘણોજ થોડો લઉંછું; કારણ, ઉસ્કેરનાર તરીકે મને તે કાંઈ પણ ઉપયોગનો લાગતો નથી.

ઈ. હેકેલ.

નવેમ્બર ૪, ૧૮૮૨.

MR. PHILIP GILBERT (HAMERTON).

## મી० ફીલિપ ગીલબર્ટ—(હૅમરટન).

હું લખતી વખતે કદિ કોઈ પણ જાતનો ઉત્તેજક પદાર્થ વાપરતો નથી અને તેનો વપરાસ અતિ અપકારક ગણુંછું અને ખરેખર તેનાં ભયંકર પરિણામો મેં જોયાં છે. જ્યારે એક લખનારને સુસ્તી લાગે, ત્યારે તેને માટે સૌથી સરસ ઉત્તેજન્ય સાધન તાજી હવા છે. વિકટર હૂગો લખવા અગાઉ સારી પેઠે તાપણું સળગાવેછે અને પછે બારી ઉઘાડેછે. ઘણીવાર બહાર ફરી આવ્યાથી અથવા ફકત વિકટર હૂગોની યુક્તિ કરવાથી થોડા વખતની સુસ્તી દૂર થએલી મને લાગીછે. હું કાંઈ દારૂની મનાઈ પાળનારો નથી, જોકે ઘણીવાર ઘણો લાંબો કાળ સુધી દારૂથી હું તદન પહરેજ રહ્યોછું; અને તેનો ઉપયોગ બંધ રાખવાથી મને અધિક સારૂ લાગ્યુંછે. હું બપોરનાં ખાનાં સાથ એલ અને વાળુ સાથે વાઈન (બરગંડી) પીઉંછું પણ ખાનાની વચગાળે જ્યારે ઘરમાં અને કામમાં હોઉં, ત્યારે બેમાંથી એક પણ કદિ પીતો નથી. મજ્જાતંતુસ્થળને કોઈ પણ જાતના ઉત્તેજક પદાર્થથી ઉસ્કેરવા વગર શરીરનું સારી રીતે પોષણ કરવાથી બુદ્ધિના કામ સારૂ શરીરમાં પૂર્ણ શક્તિ આવેછે એવો મારો વિચાર છે.

પી. જી. હૅમરટન.

ફેબ્રુઆરી ૧૩, ૧૮૮૨.

MR. THOMAS HARDY.

## મી० ટૉમસ હાર્ડી.

કલ્પિત કથા લખવામાં આલ્કોહૉલ મને કોઈ રીતે કદિ સાહ્ય થયો નથી. ઘરની બહાર ઘણું ફરતાં અને મુખ્યકરીને જ્યારે યુરપ ખંડમાં પર્યટન કરતો હોઉં તે વેળા હું

કોઈક વખત એક અથવા બે ગ્લાસ ક્લારેટ કે નરમ, એલ પીઉંછું. જર્મન બિયર આવા શ્રમની વેળા ખરેખર ફાએદાકારક જણાયછે, (પણ વાઈન તેમ નથી); અને તે લોહી ઉશ્કેરી મેળવવાના ખવાસથી ઉલટું તેમાં સમાયલી ખોરાકવાળી ખાશિયત આપેછે તેને લીધે હોવું જોઈએ. આ સિવાય મે છેલ્લાં બે વર્ષ થયાં કોઈ પણ જાતનો દારૂ પીધો નથી.

ટી. હાર્ડી.

ડિસેમ્બર ૫, ૧૮૮૨.

MR. G. A. HENTI.

## મી૦ જી. એ. હૅન્ટી.

મારા પોતાના દાખલામાં, ઉત્તેજક પદાર્થો સારાં લખાણોને ખચિત નાશકારક છે. હું દિવસભરમાં વિદ્યાવૃદ્ધિનું કામ ઘણું કરી નાખુંછું. હું આઠ વાગતે ઉઠુંછું અને સહવારના ત્રણ વાગ્યા આગળ કદાચજ દીવો બૂજાઉંછું. હું ભોજન સાથ ક્લારેટ અને પાણી પીઉંછું અને ખાના વગર કદિ દારૂને અડકતો નથી. જ્યારે વાઇન અને બિયરના મધ્યમ ઉપયોગને હું ફાયદાકારક ગણુંછું (સિવાય જ્યાં બિયર કલેજામાં દરદ પેદા કરેછે તે), ત્યારે સ્પિરિટના વપરાસને સદનતર હાનિકારક ગણુંછું અને સ્પિરિટ ઉપરનો કર દસ ઘણો વધેલો જોવાને ચાહુંછું. સ્પિરિટનું પાણી ભેળીને એક ગ્લાસ કાંઈ ઇજા ન કરે પણ જેઓ તેટલું પીએછે તે તેમનામાં તેનો માત્રા (ડોઝ) વધારવાની વળણ ધરાવેછે અને તેનું આખર પરિણામ મન તથા તનનો નાશ થાયછે.

જી. એ. હૅન્ટિ.

ફેબ્રુઆરી ૨૨, ૧૮૮૨.

MR. OLIVER WENDEL HOLMES.

## મી૦ ઑલીવર વેનડલ હોમ્સ.

મી૦ હોમ્સ માનસિક શ્રમ માટે ચાહ કે કાફી સિવાય બીજી કોઈ પણ જાતની ચીજથી ઉશ્કેરાયા વગરનું તદન શાંત અને ખુલ્લું ભેજું પસંદ કરેછે. નાસ્તો અને બપોરના ખાનાની વચ્ચે તેની મન બુદ્ધિ સૌથી સરસ તાબામાં રહેછે. તે હમેશાં પાણીથી ચઢિયાતું કોઈ પાન વાપરતો નથી. કોઈ જાતનાં છંદની લાલચો ન હોવાથી તેણે દારૂ વિષે કોઇ નિયમ બાંધી રાખ્યો નથી, પણ જેમ તે બુઢો થતો જાયછે તેમ દારૂનિષેધ પાળતો જાયછે. મનની મહેનતના વિશ્રામ અંતરમાં કોઈ વખતે સારી રીતે પીવાય તે સિવાય એક તંદુરસ્ત અભ્યાસીને દારૂ કે કોઈ ઉશ્કેરનારી ચીજ ફાએદાકારક છે એવું તે માનતો નથી.

MR. GEORGE JACOB HOLYOAKE.

## મી૦ જીયોર્જ જેકબ હૉલીઓક.

વિચાર કે મહેનતના કામને માટે ઉશ્કેરનારી ચીજો સારી કે માઠી છે, તે કહેવાને બનીઆવે એટલી બધી મેં કદિ વાપરી નથી.

જી. જે. હૉલીઓક.

એપ્રિલ ૩, ૧૮૮૨.

SIR J. D. HOOKER, F.R.S.

## સર જે. દી. હુકર. એફ. આર. એસ.

આલ્કોહૉલના ઉપયોગ બાબદ મને કાંઈ અગતજોગ અનુભવ થયો નથી, નહીતો ખુશીસાથ તે જાહેર કરતે.

જોસ. દી. હુકર.

ફેબ્રુઅરી ૧૩, ૧૮૮૨.

MR. W. D. HOWELLS.

## મી० ડબ્લ્યુ. ડી. હૉવેલ્સ.

જો તમે મને મોટા વિચાર બાંધનાર અને ઘણા લોકપ્રસિદ્ધ ગ્રંથકર્ત્તાની ટીપમાંથી બહાર રાખો, તો હું મારો અનુભવ ખુશીસાથ જણાવીશ. હું રાતનાં ભોજન સાથ સાધારણ રીતે પાણી પીઉંછું. જ્યારે હું વાઈન લઉંછું, ત્યારે તે મારૂં લખાણ નબળું કરેછે અને બીજી સહવારે મારૂં મહેનત કરવાનું બળ કમજોર થાયછે.

ડબ્લ્યુ. ડી. હૉવેલ્સ.

માર્ચ ૨, ૧૮૮૨.

DR. J. P. POULE.

## ડાકટર. જે. પી. પૂલ.

મારો અનુભવ તમને થોડોજ કામ લાગશે એવો ડર લાગેછે. હું આલ્કોહૉલ-વાળા પ્રવાહિઓ હદમાં પીવુંછું. તેઓએ મારા મનની મહેનતનાં કામો કમતી કીધાં કે તેમાં મદદ કીધી, તે હું વિચારી શકતો નથી.

જે. પી. પૂલ.

ફેબ્રુઅરી ૧૧, ૧૮૮૨.

THE REV. HENRY LANSDELL.

## ધી રેવરન્ડ હેનરી લૅન્સ્ડેલ.

૧. તમારી ચીઠીના જવાબમાં હું કહેવાની રજા લઉંછું કે મેં કદી બીડી પીધી નથી.

૨. વીસ વરસની ઉમર થઈ તેની આગમચથી મેં દારૂનો ત્યાગ કર્યો.

૩. મારી જીંદગીમાં ઈશ્વરકૃપાથી એક દિવસ બિમાર થઈ હું બિછાને પડ્યો નથી.

૪. ચોવીસ વર્ષની ઉમ્મર સુધી હું સાત વાગતે ઉઠ્યો હતો અને સતાવીસ વરસની ઉમ્મર સુધી છ વાગતે, અને ૨૭ પછે પાંચ વાગતે ઉઠ્યો છું.

૫. કેટલાંક વર્ષો થયાં સહવારના ૬ વાગતેથી સાહંજનાં ૭ વાગા સુધી માનસિક શ્રમમાં રોકાયલો રહુંછું.

૬. તંબાકુ કે આલ્કોહૉલની ઉત્તેજક પદાર્થ યોગે મને જરાએ ગરજ લાગતી નથી.

હેનરી લેન્સડેલ.

માર્ચ ૧૩, ૧૮૮૨.

DR. F. R. LEES.

## ડાકટર. એફ. આર. લીઝ.

સૃષ્ટિના ઘણાક ભાગોમાં છેક યુનાનથી તે પાસિફિક મહાસાગર અને લૅબ્રેડોરના કિનારાથી તે ઉત્તર અમેરિકાના દક્ષિણ દિશાના દેશો સુધી (કદાપિ એટલી બધી કે કોઇ

પણ જીવતા માણસે તેથી વધારે ન કીધી હોય એટલી ) મેં મુશાફરી કરીછે, અને ગરમીમાં કે થંડીમાં, મારી ૪૮ વર્ષની દારૂની પહરેજ હાલતથી મને કાંઈએ બેચેની કોઈપણ વખતે માલમ પડી નથી. તે વખતના અરસામાં મેં લાગતાગ ઘણી રાતો સુધી તરેહવાર બાબદો ઉપર ભાષણો કર્યાંછે અને ફીલસુફીપર, મિતાહારપર, પ્રાણીવિદ્યાપર, રાજનીતિશાસ્ત્રપર હજારો વિષયો લખ્યાછે અને ન્યૂઝપેપર, ચોપાનિયામાં ટીકા કરયાછે, અને એ સિવાય ચોપાનિયાં ને પુસ્તકો છાપ્યાંછે. પણ કોઈએ વેળા ઉશ્કેરવા માટે ચા અથવા કાફીથી વધારે જોરાવર ચીજની મને ગરજ પડી નથી. મારો ઈનામનો નિબંધ ૩૨૦ ) પાનાનો મેં ફક્ત ૨૧ દહાડામાં લખી કાહાડ્યો હતો.

એફ. આર. લીઝ.

MR. LEONE LEVI, F.S.A., Barrister-at-Law,
PROFESSOR OF THE PRINCIPLES AND PRACTICE OF
COMMERCE AND COMMERCIAL LAW, KING'S COLLEGE, LONDON.

## મી० લીઓં લેવી. એફ. એસ. એ, બૅરીસ્ટર-ઍટ-લૉ.

### કીંગ્સ કૉલેજના પ્રોફેસર.

" મારાં બુદ્ધિશક્તિનાં કામો માટે તંબાકુ, આલ્કોહૉલ, અથવા કોઈપણ બીજા ઉત્તેજક પદાર્થની મને કદિ ગરજ પડી નથી, એમ કહેવાને મને જરાએ આચકો નથી. મેં કોઈપણ આકારમાં તંબાકુ વાપર્યો નથી અને જોકે કોઈકોઈ વેળા જ્યારે મારી શારીરિક શક્તિ ઘણી થાકી ગઈ હોય, ત્યારે મને વાઈન કે એલના એકજ ગ્લાસથી ફાએદો લાગ્યોછે, તોપણ મારા રોજના ભોજન સાથ હું તાજાં પાણી સિવાય બીજું કાંઈ લેતો નથી. આ મારી પોતા ઉપરની અજમાયશ છે અને જોકે મેં ઘણી સખત મેહેનત (વારે ઘડીએ દહાડામાં ૧૬ કલાકનો શ્રમ જેટલી) કરીછે તોય—ઈશ્વર આભારથી મેં હમેશાં સૌથી સરસ તંદુરસ્તી ભોગવીછે.

લીઓન લેવી.

PROFESSOR MAGNUS.

## પ્રોફેસર મૅગનસ.

પહેલાં, આલ્કોહૉલની તંદુરસ્તી ઉપર સાધારણ અસર વિષે એટલું તો સ્પષ્ટ રીતે મુકરર થયુંછે કે ચોકસ સ્થિતિમાં તે ઘણોજ હાનિકારક થઈ પડેછે. આખાં મજ્જાતંતુસ્થળમાં અવ્યવસ્થા પેદા થાયછે તે કારણે રાખી શરીરના ચોકસ અવયવોને બગાડનારાં બીજાં જોખમભરેલાં દરદો છે, જે એકલા આ ઉશ્કેરનારી વસ્તુના ગેર ઉપયોગથી ઉત્પન્ન થાયછે. દૃષ્ટિન્દ્રિયનાં એક જોખમભરેલા રોગને દારૂના ગેર ઉપયોગનું અંધળાપણું સાફ કહેવામાં આવેછે. આ દરદનાં મુખ્ય ચિન્હો છે કે નજરનું જોર રફતે રફતે ધીમું પડેછે તથા રંગ પારખવાની શક્તિ ઓછી થાયછે. હવે મનની મેહેનતનાં કામમાં આલ્કોહૉલ કેવી અસર ધરાવેછે તે વિષે જો મારા પોતાના દાખલામાં થયલા અવલોકનનું પરિણામ પહેલાં કહેવા દેવો, તો મારે કેહેવું જોઈએ કે આલ્કોહૉલ મનના શ્રમમાં મને જરાએ મદદગાર માલમ પડ્યો નથી. મને થોડા બિયરનો ઘણો

શોખ છે, પણ જ્યારે કામમાં હોઉં ત્યારે નહી. મારા વિચારનો ઝરો જ્યારે મેં કાંઇ પીધું ન હોય, ત્યારે વધારે સાફ અને ઝડપથી વહેછે. **મગનસ.**

ફેબ્રુઆરિ ૨૮, ૧૮૮૨.

SIR THEODORE MARTIN, K.C.B.

## સર થીઓડૉર માર્ટીન, કે. સી. બી.

વાઈનનો મધ્યમ ઉપયોગ ભેજું કસનારાઓને ફાયદાકારક છે અને હું માનુંછું કે ખોરાક સાથે વાઇન વડે શરીરને મદદ કરવી સારૂં છે, જોકે આ રીતથી હમેશાં ભોજન ઘણું અધિક જમાયછે અને તેથી શરીરના કાર્યોમાં બિગાડ થાયછે. પણ ખરેખર તો મારૂં અવલોકન કાંઈ તેવું સંભાળભરેલું કે મોટા પાયાપર કરેલું નથી કે જેથી તે કીંમતી ગણાય. **થીઓડોર મારતીન.**

ફેબ્રુઆરી ૧૮, ૧૮૮૨.

THE REV. JAMES MARTINEAU, D.D.

## રેવરંડ જેમ્સ માર્તીનો, ડી. ડી.

મારી તંદુરસ્તી અને ખોરાકીની નોંધ ન રાખવાને લીધે મારી યાદદાસ્ત શક્તિથી મળે તેથી વધારે ચોકસ ખબર હું આપી શકતો નહી. વાઈન અને મૉલ્ટ દારૂનો ૧૮૪૨ થી સાત વર્ષ સુધી મેં ત્યાગ પાળ્યો. એથી મારામાં ઘણો ફેરફાર લાગ્યો નહી અને મેં હમેશાં તેની અસરો મારી તંદુરસ્તીને અનુકૂળ વિચારી છે. મારી જીંદગીમાં આ વખતના જેટલો અધિક કામ અને ઉતેજારીનો બોજો કોઇપણ કાળે આવી પડયો નહતો. પણ ૧૮૪૯ ની વસંતમાં જ્યારે હું જર્મનીમાં મારા કબીલાસાથ રહેતો હતો, ત્યારે હું તંદુરસ્તીની મંદ હાલતમાં આવી પડ્યો, જેથી દાદર કે ઢળણ ચહડતાં લોહીનાં ફરવામાં થડક (ફ્લટરીંગ) માલમ પડતી. ડાકટરી સલાહથી આસરે અરધી પાઇંટ 'કલારેટ ઑરડીનૅર' લેવાની મેં ટેવ પાડી. હું તદન સાજો થયો પછી પણ જે મને ફરમાવવામાં આવ્યું તેને કેટલાંક વર્ષોસુધી વળગી રહ્યો. આવી ખોરાકીને લીધે થોડા વખત પછે ગાઉતના નરમ હુમલા અને ઉંઘ તથા પાચનશક્તિમાં હરકત થવા લાગ્યાં. ડાકટરી સલાહની ઉપરવટ થઇને મેં દારૂથી પહરેજ રહેવાની મારી આગળી પ્રકૃતિ, જેનામાં મને હજી વિશ્વાસ હતો તે, પાછી અખ્તિયાર કરી. હું ધારૂંછું કે ૧૨ થી ૧૫ વર્ષ સુધી મેં એ નિયમ પાળ્યો. આ વખતમાં દેખીતી રીતે ગોતવાની સઘળી વળણમાંથી હું મુક્ત થયો, મારી અડચણ વગરની ઉંઘ અને ભૂખ મેં પાછી મેળવી, અને બુઢાપણ છતાં (હું હાલ ૭૭ વર્ષનો છું) માનસિક શ્રમની શક્તિ ટકાવી રાખીછે, દેખીતો ફરક એટલોજ કે જુવાનીનાં દિવસો કરતાં હાલમાં એક કામ પાછળ જરાક વધારે વિલંબ લાગેછે.

જોકે કસરત વિનાની એક ગમ બેસી રહેવાની વિદ્યાભિલાષીની જીંદગી સ્નાયુનું જોર જાળવવામાં અનુકૂળ નથી, તોપણ હજી હું કેર્નગોર્મ પાહાડની શિખર ઉપર ખુશી સાથ ચઢી જાઉંછું. મારે એટલું વિશેષ જણાવવું છે કે દારૂ છોડવાનો એકાએક ફેરફાર કર્યાની મને શરીર કે મનપર જરાએ અસર થઈ નથી.

**જેમ્સ માર્તીનો.**

ડિસેમ્બર ૧, ૧૮૮૨.

REV. JOHN E. B. MAYOR, M. A.

FELLOW OF ST. JOHN'S COLLEGE AND PROFESSOR OF LATIN IN THE UNIVERSITY OF CAMBRIDGE.

## રેવરંડ જૉન ઈ. બી. મેયર ઍમ. એ.

## સેન્ટ જૉન કૉલેજના ફેલો અને કેમબ્રીજની યુનિવરસિટીમાં લૅટીનના પ્રોફેસર.

આલ્કોહૉલને મારી જીંદગીમાં બે વર્ષ કરતાં વધારે હું અડક્યો નથી. હું કોઈ પણ જાતના ખોરાકપર રહી શકુંછું અને મારી ખાત્રી છે કે જ્યારથી હું ફળફળાદિ અને અણુાજને વળગી રહ્યોછું, ત્યારથી મારી જીંદગી ઘણી સારી રહીછે.

જૉન ઈ. બી. મેયર.

માર્ચ ૨, ૧૮૮૨.

DR. HENRY MAUDSLEY.

## ડાક્ટર હેન્રી મૉડસ્લી.

એક માણસ જે સારી તંદુરસ્તી ધરાવતો હોય તેને આલ્કોહૉલ અથવા તંબાકુ જરાએ અવશ્યનો કે ફાયદાકારક હું વિચારતો નથી; અને આવા પુરૂષને સખ્ત અને ઉત્તમ માનસિક અથવા શારીરિક શ્રમમાટે આ બેમાંથી એક પદાર્થની કાંઈ જરૂર મીલમ પડતી હોય, તો મારા મત પ્રમાણે તે તદનજ કાલ્પનિક છે. તે વગર તે ખાત્રીથી વધારે મજબૂત અને અધિક સંગીન કામ કરશે. અલબતાં હું એક તંદુરસ્ત પુરૂષને માટે બોલુંછું; પણ, એક માણસ તંદુરસ્તીમાં નહોય, ત્યારે તેનો વપરાસ બરોબર રીતે અને વખતે વખત કોઇપણ બીજી દવા આપણે વાપરીએ છીએ તેમ કરી શકાય.

હેન્રી મૉડસ્લી.

ફેબ્રુઆરી ૧૩, ૧૮૮૨.

THE ABBÉ MOIGNO.

## ઍબે મૉઈનો.

વિદ્યાવૃદ્ધિ અર્થે સૌથી ઉત્તમ હાલતના સંબંધમાં તમારી નીખાલસ તપાસમાં મને યાદ કર્યો, તેથી હું ઉપકાર માનુંછું. હું પોતાને એક દાખલા તરીકે આપી શકતો નથી, કારણ મારી દેહ ખાસ રીતની છે, છતાં મારો અનુભવ બીજાઓને કાંઇક ઉપયોગી થઇ પડશે. મોટાં અને નાધળાં મળીને મેં ૧૫૦ ગ્રંથ છપાવ્યાં છે. હું કદાચજ લખવાની ટેબલ છોડુંછું. હું કદિ ખાધા પછે પણ પગે ફરવાની કસરત કે રમુજ લેતો નથી. અને તોપણ કાંઈ માથાનું દરદ, કબજીયત કે ગુરડાના મરજથી મને ખમવું પડ્યું નથી. લખવામાં કે મનના વિચાર મોકળા થવાયોગે કોઇપણ વેળા કાફી, આલ્કોહૉલ, તંબાકુ વગેરે ઉશ્કેરનારા પદાર્થોની મારે મદદ લેવી પડી નથી. તેથી ઉલટું ઉશ્કેરનારી વસ્તુઓ મારી દેહ પ્રત્યે ભેજાંમાં અસ્વભાવિક હરકત કરેછે જે ભેજાંના નિયમિત અને ઝડફવાળાં કાર્યને વિપરીત છે. મારી 'લૅટીન ફૉર ઑલ' નામની ચોપડીમાં બતાવેલી રીત પ્રમાણે હું બાર પારકી ભાષાઓ શીખ્યો, એટલે કે ૧૫૦૦ થી ૧૮૦૦ મૂળ શબ્દોનો કોઠો તૈયાર કરી તેમને સ્મરણવિદ્યાના કાનુનોની રીતે મનમાં

કોતરી રાખ્યાં. આ રીતે હું આસરે ૪૧૫૦૦ શબ્દો શીખ્યો કે જેનો અર્થ ઘણુંકરીને શબ્દ સાથે કાંઈ સંબંધ ધરાવતો નથી. તેમજ ૧૦૦૦૦ થી ૧૨૦૦૦ તવારીખની વીગત તેમની ચોકસ તારીખ સાથે યાદ કરી. આ સઘળું મારા મનમાં એકજ વેળાએ પચી રહેલું હતું, અને કોઈ શબ્દનો અર્થ કે વિગતની તારીખ જ્યારે મરજી પડે, ત્યારે કહી શકતો. કોઇપણ મને પૂછે કે ઇંગ્લંડનો પચીસમો રાજા કોણ હતો, તો હું મારા ભેજામાં જોઉંકે તે એડવર્ડ પ્લેન્તેજીનેત ઉપનામવાળો હતો, જે ૧૧૫૪ માં ગાદીએ બેઠો. ભાષાવિજ્ઞાન તત્વ કે કાળનિર્ણય વિદ્યાનો હું મારા વખતનો ઘણોજ અજબ પુરૂષ હતો અને ફ્રાન્સિસ આરાગો મને મશ્કરીમાં પિશાચ ગણી બાળી મૂકવાની ધમકી આપતો. પણ જ્યારે મેં બીડી પીવા ને તપખીર સૂંગવાની ટેવ કુસંગથી પાછી પકડી, ત્યારે મારી યાદશક્તિ ઓછી થઈ ગઈ અને તે છોડી દીધી કે પાછી તાજી થઈ શકીછે. મારી સદીમાં સૌથી વધારે પરિશ્રમ લેનાર પુરૂષ તરીકે મને ગણવામાં કોઇપણ વાંધો લેશે નહી.

જુલાઈ ૨૦, ૧૮૮૨. એમ મૉઈનો.

આ ગૃહસ્થે તેની જીંદગીમાં તપખીરની ટેવ ઘણી વેળા પાડીને છોડી દીધી તેમાં તેને અનુભવ મેળવ્યો કે તપખીર બધા આબખોરા અથવા બોખાર ભેજાંમાં પેંચી સ્મરણશક્તિનો હળવે હળવે કરી બિલકૂલ નાશ કરેછે.

REV. J. MORRISON, D. D.

PRINCIPAL OF THE EVANGELICAL UNION COLLEGE.

## રેવરન્ડ જે. મૉરીસન, ડી. ડી.

## ઈવેનજેલીકલ કૉલેજના પ્રિન્સિપૉલ.

મારાં કામને માટે મને આલ્કોહૉલનો વપરાસ સદનતર ત્યાગ કરવાની અવશ્યક જરૂર માલમ પડીછે.

જે. મૉરીસન.

મે ૧૧, ૧૮૮૨.

DR. J. A. H. MURRAY.

EX.—PRESIDENT OF THE PHILOLOGICAL SOCIETY AND EDITOR OF ITS ENGLISH ETYMOLOGICAL AND HISTORICAL DICTIONARY.

## ડાક્ટર જે. એ. એચ. મરે.

## ફાઈલોલૉજીકલ સોસાયતીનો એક્ષ-પ્રેસિડન્ત અને ઇંગ્રેજી તવારિખ તથા શબ્દવ્યુત્પત્તિ વિદ્યાના કોશના અધિપતિ.

હું કોઈ પણ જાતના ઉત્તેજક સ્તિમ્યુલંત્સ વાપરતો નથી જો વાપરવો પડે, તો હું દલગીર થયા વગર રહીશ નહી. હું વિચારતો કે હવે તો બધા લોકમાં સામાન્યરીતે કબૂલ થઈ ચૂકું હશે કે માણસને જેમ વધારે કામ કરવું પડે તેમ તે મગજને થોડું કેફી કરે તો સારૂં, પણ આલ્કોહૉલ વાપરવાનો અખતરો મેં કદી કર્યો નથી અને તેમ કરી શકતો નથી, માટે સરખામણી કરવા હું અજમાયશ રજૂ કરી શકતો નથી.

જે. એ. એચ. મરે.

માર્ચ ૨, ૧૮૮૨.

MR. D. CHRISTIE MURRAY.

## મી૦ ડી. ક્રીસ્ટી મરે.

આલ્કોહૉલવાળા પ્રવાહિઓ અલબતાં મગજ તેમ શરીરને ઉસ્કેરનારા છે. અને ઘડીભરજ મને ઉપયોગી માલમ પડ્યાછે. પણ સર્વ કોઈ જાણેછે કે ઉસ્કેરનારી ચીજોની પાછી પ્રતિક્રિયા થાયછે અને આટલું ઘણું ખરૂં ચોકસ છે કે છેલ્લે માણસમાં તે કાંઈ મૂકેછે તે કરતાં અધિક તેનામાંથી કાઢી જાયછે. અસાધારણ દબાણ વેળા તેમનો ઉપયોગ કરી શકાયછે; પણ તેમનો હમેશનો ઉપયોગ બુદ્ધિશક્તિને ડોહોળી નાખેછે અને જે માણસ તેમને આધારે કામ કરેછે તેની છેલ્લી સ્થિતિ તેની પહેલી હાલત કરતાં ખરાબછે.

ડી૦ ક્રીસ્તી મરે.

ઍપ્રિલ ૧૧, ૧૮૮૨.

PROFESSOR NEWMAN.

## પ્રોફેસર ન્યૂમન.

મારા છોકરપણમાં મેં જોયું કે મારી નાંધલી બહેનોને વાઈનનાં થોડાંક ટીપાંથી ખાંસી અને થુક આવતી અને મારી જીભ અને ગળાંમાં વાઈનની ગરમી નુકસાનકારક હતી. બિયર, એલ, અને પોર્ટરનો કડવાસ મને ભાવ્યો નહી. પોરટર તો ખાસ કરીને મને સૂગ ચઢે એવો હતો. મેં કુમલી વયમાંજ જુવાનો ઉપર વાઈનની દુષ્ટ અસર જોઈ અને વિદ્યાલયનાં છોકટપણાંના હેવાલથી હું ડરી ગયો હતો. આ કારણથી તેમ વળી કરકસરને લીધે સલામતીઓ પીતી વખતે ગ્લાસની અંદર પાણીમાં સહજ રંગ માલમ થાય એટલાથી વધારે હું કદિ વાઈન પીનારો થયો નથી. વાઈનની ગરજ માટે મને કદિ સ્વપ્નુએ આવ્યું નથી, જોકે વારે ઘડીએ ડાક્ટરોએ મને પૂર્વકાળમાં પીવા ફરમાવ્યો હતો. ડાકટરોના મતને કોરે રાખવાની તે વખતે હવડાંનાં જેવી શક્તિ ન હોવાથી—કે જે તેમના પ્રેરફાર અને મૂરખાઈની અજમાયશે મને શીખવ્યુંછે—હું થોડોકવાર શર્ણે ચાલતો; પણ જલદીજ મારાં પાણીનાં ગ્લાસ ઉપર પાછો આવતો અને પોતાની દેહપરથી કોઈ પણ વખતે વાઈનથી કાંઈ ફાયદો થયો હોય, એમ માનવાને મને કદિ કારણ મળચું નથી. ૧૮૯૦—૯૧ માં પૅરીસવાળા અખતરાઓએ શાબિત કર્યું કે આલ્કોહૉલ પાચનનો અટકાવ કરેછે, ત્યારથીજ હું દારૂનો ત્યાગી બન્યો છું. દારૂ ઉપર પોતાનો પ્યાર કે તેની મનાઈ ફરમાવવાથી ઘરાક ખોઈ દેવાની બિહક એ ડાકટરોનું દારૂની તરફમાં સઘળી ગડબડ કરવાનું ખરૂં કારણ છે, એમ મને સ્પષ્ટ લાગેછે. હું દલગીર છું કે દ્રાક્ષ જેવું ઉમદા ફળ વાઈન માટે ખુહાર થાય. એજ ટીકા જવ, સુકી દ્રાક્ષ, ખજૂર માટે છે કે જેમાંથી માણસો નિશો ચઢાવતાં પાન બનાવેછે.

માર્ચ ૨, ૧૮૮૨.

ફ્રૅન્સીસ. ડબલ્યુ ન્યૂમન.

THE REV. MARK PATTISON, D. D.

## રેવરંડ માર્ક પૅતીસન.

આલ્કોહૉલ વિષે મારી પોતાની અજમાયશોની વાત બરોબર લખી શકવાને મને ઘણો વિલંબ લાગશે તેથી હાલમાં હું એટલુંજ કહી શકુંછું કે ત્રીસ વરસનો થયો ત્યાં

સુધી મેં વાઈન પીવાને ટેવ દાખલ શરૂ કર્યું નહીં. પહેલાં કોઈ વખતે તેની અસર મગજશક્તિને અનુકૂલ થતી, પણ હમેશ તેટલીજ નબળાઈવાળી પ્રતિક્રિયા પાછળથી થતી. ૫૭ ની ઉમ્મરે મને વાઈન સદનતર મૂકી દેવો પડયો હતો. મને એમ કરવાથી ઘણા સામાન્ય ફાયદા થયા અને મનની ચપળતામાં કાંઈ ગેરફાયદો નહી જોયો. હું હાલ ૬૮ વરસનો છું અને કલારેટનું એક ગ્લાસ દર ત્રણ દહાડે કે તેથી ઓછે લઉંછું. આ દવા કાંઈ પ્રત્યક્ષ અસર ભેજાં ઉપર લાગલી કરતી નથી; પણ મને એવો વહેમ છે, કે તે પછે હું ઠીક ઉંઘુંછું. અને મગજને પાછું તર કરવામાં ઉંઘ સૌથી ઉત્તમ હું વિચારૂં છું. સ્પિરિટ મેં કદિ પીધીજ નથી.

માર્ક પેતીસન.

માર્ચ ૧૬, ૧૮૮૨.

## MR. JAMES PAYN.

## મી૦ જેમ્સ પેન.

હું ઘણોજ થોડો દારૂ પીઉંછું—નરમ ક્લારેટ કે કોઈ વખત શૅમ્પેન—પણ દારૂથી મારાં લખાણ ઉપર શું અસર થાયછે, તે હું જાણતો નથી.

જેમ્સ પેન.

## MR. EIZAK PITMAN.

AUTHOR OF "FONOGRAFI OR FONETIK SHORTHAND" AND ORIGINATOR OF THE SPELLING REFORM.

## મી૦ આઈઝેક પીતમન.

### ઉચ્ચાર ને કાપાથી લખવાની કળાનો શોધક.

હું લગભગ મારી આખી જીંદગી તુલીગ આલ્કોહૉલનો ઉપવાસી રહ્યોછું એટલામાટે તેના ઉપયોગ વિષે કાંઈ પણ અજમાયશથી કહી શકતો નથી, સિવાય ૧૮૩૮ માં અજીરણથી હું હેરાન હતો, ત્યારે મને ટૉનીક તરીકે દિવસમાં એક ગ્લાસ વાઈન પીવાની ભલામણ કરવામાં આવી હતી. એક કે બે વર્ષ સુધી ડાકટરના આ ફરમાનને તાબે રહ્યા પછી અને તેથી કાંઈજ આરામ ન થવાથી મેં વાઈન અને માંસ-હારી વર્ગનાં બ્રાન્ડીનો ઉપયોગ છોડી દીધો. મારૂં અજીરણ છુટયું તે પાછું કદિ મારી મુલાકાતે આવ્યું નથી. હું હમણાં ૭૦ વરસને કિનારે છું. હું જીંદગી અને મહેનતમાં અતિ મોજ મેળવુંછું અને દિવસના શ્રમ અને રાત્રે આરામ આવતી ઉંઘ આણવા મારા ઘર આગળથી એક માઈલ લાંબે ચાલી આવવા ઉપરાંત બીજા કશાની હાજત રાખતો નથી. રાત્રે દસ વાગતે સુવું અને સવારમાં છ વાગતે લખવાની મેજ આગળ જવું એવી અસલથી ચાલું રાખેલી ટેવ હજી જારી છે. આસરે ત્રણ વર્ષ આગળ મેં રાતનાં ખાંનાં પછે અરધો કલાક વિસામો લેવાની રીત દાખલ કરી. મિલ્ટન કહેછે તેમ મુખ્ય ખાના પછે શરીરને આશાએસ આપવી એ ઠીક છે. ઉનાળામાં દરિયા તરફનાં મથકોમાં હવામાટે જઈ રહેવાનો જે રેવાજ છે તેથી ૫૦ વર્ષની ઉમ્મરનો થયો ત્યાં સુધી હું દૂર રહ્યોછું.

આઈઝેક પીતમન.

માર્ચ ૨૫, ૧૮૮૨.

## M. GASTON PLANTE.

## માંશિય ગાસ્તાં પ્લાન્તે.

મારે ખુલ્લે ખુલ્લું કહેવું જોઈએ કે દારૂમાં કાંઈ પણ ફાયદાકારક અસર મને માલમ પડી નથી. આ ખરૂં છે કે મેં એનો ઘણો ઉપયોગ કર્યો નથી. મેં ચોખો સ્પિરિટ જેવોકે બ્રાન્ડી કદિ લીધો નથી પણ માત્ર નરમ વાઈન લીધોછે. મારી આરોગ્યતાને મજબૂત કરવાની તજવીજમાં થોડોક બોરડો વાઈન લેવાની મને કોઈવાર ફરજ પડીછે પણ તેથી મગજના શ્રમને સહેલ થયું હોય એવું મને લાગ્યું નથી. આરોગ્યતાના વિચારથી સારો બોર્ડો વાઈન તેમાં સમાયલા લોખંડને લીધે પસંદ કર્યો હતો પણ મને એવું લાગ્યું કે વાઈન માંહેલા આલ્કોહૉલે ભેજાં અને તંતુઓને હદ બહાર ઉશ્કેરી, ઉંઘ ઉડાડી દીધી, અને આંકડીઓ આણી. આખરે મેં વાઈનમાં પાણી ભેળી પીવાનું કીધું અને તેપણ ઘણોજ થોડો લઉંછું.

ગાસ્તાં પ્લાન્તે.

## Professor GEORGE RAWLINSON.

## પ્રોફેસર જ્યોર્જ રૉલીનસન.

„ જોકે મને નહી લાગતું કે તમારી ચર્ચાની ધોરણથી અગત જોગ પરિણામ નિપજશે, તોપણ એ બાબદ, મારાથી બને તેટલો ખુલાસો તમારે વાસ્તે હાજર છે. મને રોજ મધ્યમ જેટલો બિયર કે વાઈન બચપણથી ઉધરતાં આપવામાં આવ્યો હતો અને તે રીત ચાલુ રહીછે. મારો બિયર બંધ કરી તે બદલ મને સોડા સાથે જરા બ્રાન્ડી કે વ્હિસ્કિ લેવાની ભલામણ કરવામાં આવીછે. દારૂ છોડી દેવાથી ઘણું કરી મને નુકસાન થશે એવી ડાકટરી સલાહને લીધે મેં કોઈ પણ કાળે તે છોડવાનો અખતરો કર્યો નથી. એટલામાટે તેમ કરવાથી મારા મગજ અને કામની શક્તિ ઉપર કેવી અસર થાય તે કહેવાને હું અશક્ત છું.

જ્યોર્જ રૉલીનસન.

માર્ચ ૨૮, ૧૮૮૯

## Dr. W. H. RUSSELL.

## ડા૦ ડબ્લ્યુ. એચ. રસલ.

જે બાબદ તમો લખોછો તે વિષે હું કોઈ પણ રીતે ઘણા ચોકસ વિચારો આપી શકતો નહી. પણ હું કહી શકુંછું કે મેં બ્રાન્ડી અને વાઈન વર્ષો સુધી લીધીછે, અને જોકે હું એમ તો ખાત્રીથી કહી શકુંજ નહી કે તેમના વગર મારી તેવીજ સારી પ્રકૃતિ નહિ રહેતે, તોય મારા કામમાં બેહૂથી મુખ્ય તંબાકુથી મને આરામ અને ટેકા જેવું લાગ્યુંછે. તોપણ દક્ષિણ આફ્રિકામાં છેલ્લી મુસાફરી વેળા કેટલોક સમય અમને વાઈન કે સ્પિરિટ મળ્યો નહતો, ત્યારે હું ઘણો સારીપેઠે હતો. ઋતુ પણ દારૂની ચળ ઉપર ઘણી અસર કરેછે અને જે પુરૂષો ઇંગ્લંડમાં કદિ દારૂ પીતા નથી તેઓ હિંદુસ્થાનમાં પુષ્કળ 'પેગ'નો ઉપભોગ કરેછે. પૂર્વ કાળની તવારીખથી અનુમાન કરી શકાયછે કે વાઈનનો મધ્યમ ઉપયોગ કોઈ પણ રીતે ઘણી ચઢિયાતા પ્રકારની મગજશક્તિ અને શરીરબળને અપકારક હતો નહી. બીસ્માર્ક અને મોલ્ટકે કાંઈ દારૂના ત્યાગી નથી. હું એવું ધારૂંછું કે જે ભેજું હલકી પ્રતની રચનાનું છે તેપર ઉત્તેજક પદાર્થો (સ્તિમ્યુલંટ્સ) ઘણુંકરી

નુકસાનકારક અસર કરેછે, જ્યાં તેનો ઉપયોગ બીજા હલકા છંદોપર નાખેછે કે જેપર સ્વસત્તાકે બુદ્ધિનો અધિકાર ચાલતો નથી. એટલામાટે હું કાયદાને વચ્ચે નાખવા માટેના હિમાયતના પક્ષમાં છું અને "પરમીસિવ બીલ" ને ટેકો આપવાનું ઘણુંકરીને પસંદ રાખુંછું.

દબ્લ્યુ. એચ. રસલ.

ફેબ્રુઆરી ૨૩, ૧૮૮૨.

KESHUB CHUNDER SEN.

## કેશબ ચંદર સેન.

તમે જે પ્રશ્નનો ખુલાસો માથે લીધોછે તે ખરેખર અતિ અવશ્યનો તેમ હિતકારક છે; તથા વિદ્યા અને નીતિ બેઉના હિતમાં એનો ખુલાસો જે સઘળા કરી શકે તેઓએ મદદ આપવી જોઈએ. આ બાબદ મારૂં મત પૂછવાનું માન આપ્યુંછે માટે ઉપકારી થયોછું. દારૂના ત્યાગી તરીકે હું નિરો લાવતા પાન અને ઉત્તેજકોથી તદન પરહેજ રહુંછું અને તેમનો ઉપયોગ બીજાઓમાં તોડી પાડુંછું. છોટપણથી હવડાં સુધી—હું હાલ ૪૪ વર્ષનો છું—મેં કદિ દારૂ પીવાની ટેવ રાખી નથી અને આવી ટેવ આરોગ્યતાને જરૂરની કે મગજના શ્રમમાં મદદગાર છે એવું મને કદિ સુઝ્યું નથી. મારૂં દૃઢ મત છે કે માથાને કે હાથને ઉત્તેજકો (સ્તિમ્યુલંત્સ) નાં ઉપયોગથી જરાએ વિશેષ શક્તિ મળતી નથી.

કેશબ ચંદર સેન.

જુલાઈ ૨૯, ૧૮૮૨.

MR. W. SPOTTISWOODE, D. C. L., L.L.D.,

PRESIDENT OF THE ROYAL SOCIETY.

## મી૦ સ્પોતીસવુદ, દી. સી. એલ.

### રોયલ સોસાયટીના પ્રમુખ.

તમારી ચર્ચાના જવાબમાં હું જણાવાની રજા લઉંછું કે મેં વાઈન ખાના સાથ વાપર્યોછે અને તે ઘણોજ મધ્યમપણે. મનની મહેનત ઉપર આવી રીતે લીધેલા વાઈનની કાંઈ નોંધવાજોગ અસર મને કદિ માલમ પડી નથી અને કાંઈ હોય તો ઘણી નજીવી હશે.

દબ્લ્યુ. સ્પોતીસવુદ.

DR. C. W. SIEMENS, D. C. L., F. R. S.

## ડા૦ સી. દબ્લ્યુ. સીમેન્સ, ડી. સી. એલ., એફ. આર. એસ.

મારી અજમાયશ દારૂ ને તંબાકુના ઘણાજ મધ્યમ ઉપયોગની છે. ઘણો થોડો આલ્કોહૉલ સાધારણ કૃતિમાં માનસિક સ્થિતિ મંદ કરતો માલમ નથી પડતો; પણ મને એમ લાગેછે (જોકે તેનો ઉપયોગ મેં છૂટથી કદિ કીધો નથી) કે દારૂ વગર હું ઘણો સારી રીતે રહી શકુંછું અને હું હવે તેને થોડો થોડો કરીને ઘટાડતો ચાલ્યોછું. તોય પણ ચોકસ સ્થિતિમાં મન અને શરીરને ચાલાકી અને પૂર જોરની હાલતમાં મૂકવાની આલ્કોહૉલ ફાયદાકારક અસર કરેછે, એમ મને લાગેછે.

સી. દબ્લ્યુ. સીમેન્સ.

ડિસેમ્બર ૪, ૧૮૮૨.

M. JULES SIMON.

## માંશિય જુસ સીમૉ.

વીસ વર્ષ આગળ મને મજૂરિયાત વર્ગના લોકની સ્થિતિનો અભ્યાસ કરવાને અવસર હતો, ત્યારે તેમની આરોગ્યતા અને નીતિ ઉપર જલદ દારૂના ઉપયોગથી થતી હાનિનું અવલોકન મને મળ્યું. મારા અભ્યાસનો સૌથી દુઃખદાયક સાર એ નીકળ્યો કે જ્યારે કેટલાકો મોજને ખાતર દારૂનો ગેરઉપયોગ કરતા ત્યારે બીજાઓ પૂરતો ખોરાક મેળવવાના સાંસાં પડ્યાથી થોડો બ્રાન્ડી પી તેમની ભૂખની તૃપ્તતા ખુંઠી કરવાનું સાધન લેતા.

જુસ સીમૉ.

માર્ચ ૮, ૧૮૮૯.

PROFESSOR SKEAT.

## પ્રોફેસર સ્કિટ.

આલ્કોહૉલ ને તંબાકુથી ફાયદો થાય એ વિષે કોઈ સામાન્ય સિદ્ધાંત નથી એવું મારૂં મત છે. મારા પોતા વિષે મારી અજમાયશ એવી છે કે જેમ થોડા ઉત્તેજક (સ્તિમ્યુલંત્સ) હું લઉંછું તેમ ઠીક પડેછે. મેં મારા ફાયદા સાથ બિયર મૂકી દીધોછે અને વાઈન પણ મેં ઘણો ખરો છોડ્યોછે. હું સરાસરી આસરે પાંચ ગ્લાસ કલારેટ એક અઠવાડિયામાં લઉંછું તેપણ ઉપયોગ કરતાં મોજને ખાતર વધારે.

વૉલટર ડબ્લ્યુ. સ્કિટ.

માર્ચ ૧૬, ૧૮૮૨.

M. BARTHELEMY ST. HILAIRE.

## માંશિય બાર્ત્તિલેમી સેન્ટ હીલેર.

હું દારૂ ને તંબાકુ બંને અતિ હાનિકારક માનુંછું; કેમકે જોકે ગમે એટલા થોડા ભાગમાં દારૂ લીધો હોય, તોપણ એ ઘણાં દરદોનું કારણ છે. મેં પોતે કદિ એનો ઉપયોગ કર્યો નથી. પણ માધી ઓળખાણવાળાઓમાં મેં ઘણીજ વાર તેની ઝેરી અસરો થતી જોઈછે. હું વાઈનને પણ નિરપકારી ગણતો નથી, મુખ્યકરીને તે ઘણો ખરો હમેશ ભેળસેળ થયલો હોયછે, તેથી. મેં ઘણા વર્ષ થયાં, વાસ્તવિક રીતે લગભગ સઘળી જીંદગી ભર—એનો ઉપવાસ ઘણા ફાયદા સાથ રાખ્યોછે. અમારા દેશમાં કોઈ પણ એવા ઉત્તેજકની ગરજ નથી અને મને ઘણો શક છે કે બીજે કેથે પણ એની વધારે અગત હોય.

બી. સેન્ત હીલેર.

ફેબ્રુઆરી ૨૪, ૧૮૮૨.

M. TAINE.

## માંશિય તૈન.

હું દલગિર છું કે તમે જે ખબર પૂછોછો તે આપવાને હું અશક્ત છું. મેં એ સવાલનો અભ્યાસ કર્યો નથી અને એવિષે કાંઈ ચોકસ મત ધરાવતો નથી. હું એટલુંજ કહી શકુંછું કે અગત જોગ ઉત્તેજક (સ્તિમ્યુલંત) યોગે મેં કદિ આલ્કોહૉલ કોઈ પણ રૂપમાં વાપરયો નથી. કાફી મને ઘણી અધિક માફક આવેછે. મારા વિચાર પ્રમાણે આલ્કોહૉલ માત્ર અતિ શરીરશ્રમ પછે ઉત્તેજક તરીકે સારો છે અને ત્યારે પણ

ઘણાજ થોડા પ્રમાણમાં; પણ આમ વાપરવાની અગત્ય છે એમ હું વિચારતો નથી. કાંઇંક વિનોદ, અને કાંઇંક તપત સાથે ઉલ્લાસ એકજ વખતે એથી થાયછે એવું સંભવેછે. પણ આ પ્રતની દરેક રીતિ જૂલમી થાયછે અને તમારાં પત્ર સાથ જે ટીકા આવ્યાછે તે ઘણાજ વાજબી છે. મારી આસપાસ અને જાણનાં વિદ્યાવૃદ્ધિમંડળમાં એકપણ શખ્સ નથી જે તર્કો ચલાવવા કે લખવા માટે જલદ દારૂનો ઉપયોગ કરેછે. ઘણા ખરા સઘળા તેઓના કામની પૂર્વે એક કાશીનું પ્યાલું લેછે. મેં ઇંગ્રેજી વર્તમાનપત્ર લખનારાઓને શૅમ્પેનની બાટલીની મદદથી રાતના તેમના વિષયો લખતાં જોયાછે. અમારામાં તો દિવસને સમયે વિષયો લખાયછે અને તેટલા શીજે અમારા વર્તમાનપત્ર લખનારાઓને આવા ઉત્તેજક પદાર્થો લેવાની કાંઈ જરૂર નથી.

**એમ. તેન.**

માર્ચ ૨૮, ૧૮૮૨.

SIR WILLIAM THOMSON, M.A., LL.D., D.C.L., F.R.S.

## સર વિલ્યમ ટૉમસન, એમ. એ., ઍલ. ઍલ. ડી., ડી. સી. એલ., ઍફ. આર. ઍસ.

દારૂથી ગુણ કે અવગુણ થાયછે તે સવાલ આરોગ્યતાને લગતોછે. મને એવું લાગેછે કે બુદ્ધિવિષયક પ્રયત્નમાં ઉત્તેજક યોગે દારૂ જરાપણ કામનો નથી; પણ પાચનક્રિયાને નુકસાન ન કરે એટલા થોડા જથામાં નુકસાન કે ફાયદા વગર વાપરી શકાશે.

**વિલિયમ ટૉમસન.**

ફેબ્રુઆરી ૧૩, ૧૮૮૨.

PROFESSOR TRANTMANN, BONN UNIVERSITY.

## પ્રોફેસર ત્રૅન્તમૅન.

મારાં મગજને ઉશ્કેરવા હું કદિ સ્પિરિટનો ઉપયોગ કરતો નથી પણ કોઈ કોઈવાર ઘણી સખ્ત મહેનત પછે હું બિયર કે વાઈનનું એક ગ્લાસ પીવુંછું અને તેથી તુરત કરાર લાગેછે.

**એમ. ત્રૅન્તમૅન.**

માર્ચ ૧૪, ૧૮૮૨.

MR. G. F. WATTS, R.A.

## મી૦ જી. ઍફ. વૉત્સ. આર. એ.

વિદ્યામંડળમાં ઉદ્યમ કરનાર તરીકે દારૂ વિષે મારી અજમાયસ અને મત પૂછાવોછો તેના ઉત્તરની શરૂઆતમાં મારે કહેવું જોઈએ કે "જે કાંઈ એક માણસનો ખોરાક છે તે બીજાનું ઝેર છે", એ કહેવતની સત્યતા આપણે ચિંતન (રિફ્લેકશન) અને અજમાયસથી શીખી રાખવી જોઈએ; બીજું, જે કાંઈ વિશેષ દાખલા પરથી ડહાપણ સાથે ભલામણ કરી શકાય તે સઘળા માટે ઇચ્છવા જોગ હોતું નથી. વાસ્તવિક રીતે જે બાબદની વિદ્યાબળથી પૂરવારી ન થઈ શકે તે ઉપર દૃઢ મત ચલાવવું એક સરખું અવિચારી અને સાંકડાં દિલનું કામ છે. હું પોતે ડાકટર ફરમાવતો નથી ત્યાં તલગ વાઈન અને બીજી ઉત્તેજક ચીજો (સ્તિમ્યુલંત્સ) નો તદન ત્યાગી છું તેથી તેમના સામે સખત પ્રતિકૂળ વિચાર ધરાઉછું. વાઈનનો ઉપયોગ માણસને કુદરતી જેવો લાગેછે, જે તે જો ઘણી મધ્યમ હદમાં રોકી શકતો હત, તો તેથી કદાચ ઠીકજ થાત; પણ

જલદ દારૂઓ તો તદ્દન નુકસાનકારક છે એવું અનુમાન કરવાના મારી પાસ સારાં કારણો છે. જેમ વખત જાયછે તેમ નવી હાજતો પૂરી પડવી જોઈએ એ સ્વભાવિક છે અને ખોરાક તેમનો ગેરઉપયોગ, નહિકે ઉપયોગ, ધાસ્તીકારક છે; પણ આપણે સર્વ જાણીએ છીએ કે મનુષ્ય જાતિ છૂટનો ગેર ઉપયોગ કરવાને કેટલી વધારે પ્રવૃત્ત છે. હું એવું માનુંછું કે જે લોક હમેશાં મધ્યમ પીનાર ગણાયછે તેઓ પણ તેમને માફક હોય તે કરતાં વધારે વાઈન લેછે.

જી. એફ. વૉટ્સ.

ફેબ્રુઅરી૧૯, ૧૮૮૨.

PROFESSOR ANDREW WILSON, PH.D., F.R.S.E.

## પ્રોફેસર ઍન્ડ્રુ વિલસન.

ભેજું કસનારાની તંદુરસ્તી ઉપર આલ્કોહૉલની અસર વિષે (મુખ્યકરી મારી ઉપર) નો સવાલ કઠણ છે. મારા પોતા વિષે મને લાગેછે કે વારંવાર ભાષણ કરવાનાં, આગગાડીની મુસાફરીના, અને મોડા કલાકો સુધી લખવાનાં ભારે કામમાં હું ખાનાં સાથ થોડોક ક્લારેટ કે બિયર લઉંછું, તો મારો ખોરાક વધારે સહેલથી પચાવી શકુંછું. અજમાયશથી મારી ખાત્રી થઈછે કે મારા ક્લારેટમાં જે થોડો જેટલો આલ્કોહૉલ હું ખપાઉંછું તે પાચનક્રિયાનો પૂરા ઉત્તેજક છે. તંદુરસ્તીની બાબદમાં મારૂં માથુંએ કદિ દુખ્યું નથી. હું ઘણુંકરીને અઠવાડિયાનાં ૧૮ કે વધારે ભાષણો આપુંછું. અને વારે ઘડીએ દિવસની ભારે રંજ પછે ગામડાંઓમાં ભાષણ માટે મને ૫૦ મૈલ ઉપર મુસાફરી કરવી પડેછે. મારૂં લખાણ મુખ્ય રાતને સમય થાયછે પણ ૧૨ા કલાક પછી મારો બેસવાનો કાયદો નથી. મારૂં કામ અસાધારણ રીતે ચાલુજ છે, તોય હું અસાધારણ રીતિ તંદુરસ્ત છું.

હું મારાં ખાનાં સાથના ક્લારેટ કે વાઈનને જેમ બીજાઓ ચાહને એક પૂરા ઉત્તેજક ગણેછે તેમ ગણુંછું. અને તેથી મારી દેહમાં સારી અસર થઈછે. પણ બીજાઓ એવા પણ હશે કે તેઓ આટલુંજ કામ દારૂ વગર કરી શકે. આ બાબદમાં મારી હમેશા એવીજ રીત છે કે કોઈ વાત મુકરર કરવા માટે તેનાં દરએક રૂપો તપાસવાં. હું આટલુંજ કહી શકુંછું કે હું એક અસાધારણ તંદુરસ્તીનો માણસ છું. વાસ્તવિક જોતાં અસાધારણ સખત કામ કહેવાય એટલું હું કરૂંછું અને આરોગ્યતા માટે દરેક રીતિ સંભાળભરેલો રહુંછું અને ખાનાં સાથ મધ્યમ આલ્કોહૉલ મારે માટે મને ઠીક લાગેછે. વ્હિસ્કિ કે બીજા જલદ સ્પિરિટો હું કદિ હોઠપર મુકતો નથી.

ઍન્ડ્રુ વિલસન.

ફેબ્રુઅરી ૧૪, ૧૮૮૨.

DR. RISDON BENNET.

## ડાક્ટર રીઝદન બેનેટ.

મગજના શ્રમવાળા કૃત્યમાં આલ્કોહૉલથી મદદ થતી હોય એવાં થોડાજ હશે એમ હું માનુંછું. એથી ઘણાકોને વાતચીતમાં ચબરાકી અને હાજર જવાબી આવેછે અથવા તો કલ્પના ઝડપથી ચાલેછે પણ ધંધાદારી માણસોમાં જોઈતી મનની શક્તિને ખરી અને ચાલુ કસરતમાં રાખતી વેળાએ આલ્કોહૉલથી મદદ કરતાં અધિક વખતે હરકત પડેછે.

'કનતેમપરરી રીવ્યુ' વોલ્યમ ૩૪, પા ૩૪૩.

THE REV. STOPFORD A. BROOKE, M.A.

## રેવરંડ સ્ટોપફર્ડ.

એવું કહેવાએલું છે કે આલ્કોહૉલનો મધ્યમ પ્રમાણ કામમાં અધિક ઉસ્કેરણી અને ચપળતા આપેછે અને જીંદગીને અધિક સુખ અને તેજ આપેછે. દારૂનો ત્યાગી થયા પછી મારી અજમાયશ એથી ઉલટીજ છે. હું વધારે સારી રીતે કામ કરી શકુંછું એમ મેં જોયુંછે, જે શક્તિઓ હું ધરાઉંછું તે ઉપર વધારે સારી સત્તા રાખુંછું. જ્યારે મરજી પડે ત્યારે તેમનો ઉપયોગ હું કરી શકુંછું. જ્યારે હું તેમને બોલાઉંછું ત્યારે તેઓ જવાબ આપેછે અને તેમને માટે મનોવૃત્તિ થાય તેટલાં મને થોભવાની ગરજ રહેતી નથી. એક સંચામાં સારી રીતે તેલ પૂર્યું હોય અને બીજો જેનાં ચક્રો એવાં હોય કે ન ધારેલે વખતે ફરતાં અટક્યાં કરે તે બે વચ્ચે જે તફાવત છે તેમ મારી બે પ્રતની જીંદગીમાં થયુંછે. મારી જીંદગીની મોજ પણ વધીછે. કુદરત, ચોપડી, અને માણસોથી જે આગળ મળતી તે કરતાં હાલમાં વધારે મોજ મળેછે,—જોકે તેમાંથી મળતી આગળની મોજ કાંઈ થોડી નહતી. દરેક માણસ જે ઘણી આળસુ જીંદગી કહાડેછે તેને મંદપણાના હૂમલા થયા કરેછે તે કદાચજ મને ઘેરેછે અને જ્યારે કાંઈ જંજાલથી મંદપણું આવેછે, તો હું આગળ કરતાં ઘણીજ અધિક ઝડપથી તે ઉપર ફાવી શકુંછું. ખરી વાત આ છે કે આલ્કોહૉલ જોકે ઘણા થોડા જથામાં મેં લીધો અને તેથી જોકે મારી તંદુરસ્તીને નુકસાન કરતો ન લાગ્યો, તોય તે તુંદુરસ્તીની જે હાલતમાં સઘળી દુનિયા ખૂરા લાગેછે, તે શારીરિક સમતોલતાની બારીકીને નુકસાન કરેછે. પાણીનું પાન રાખ્યા પછી ચોથાજ મહિનામાં આવી અજમાયશ થઈછે અને તે વધારે અચરતી ભર્યું લાગેછે તેનું કારણ કે છેલ્લાં ચાર કે પાંચ વર્ષ લગીન હું દારૂ ઘણોજ મધ્યમ પીનાર રહ્યો હતો. તોપણ એક માણસની અજમાયશ બીજાને લાગુ પડતી નથી અને જેઓમાં એક ગ્લાસ શેરી કે પોર્ટથી તંદુરસ્તીનું ધોરણ બદલી જાયછે તેમને માટે મારી અજમાયશ છે. દારૂનો નિષેધ પાળુંછું ત્યારથી મને માલમ પડયુંછે કે તે મારે વાસ્તે ખરો રસ્તો છે. જુવાનોએ માત્ર પાણી વડેજ કામ કરવાનો અખતરો કરવો. આલ્કોહૉલ આસ્તે આસ્તે માણસોની મોટી સંખ્યામાં ભેજાંની ચપળતા નક્કી ઓછી કરેછે અને બગાડેછે. તેઓને જે સઘળું કરવું હોય તે ઘણું ઝડપથી કરવાને તેઓ શક્તિવાન થશે, અને આ ઝડપ તેમને ફરસુદ આપશે કે જેની હાલમાં હદબહાર મહેનતુ દુનિયામાં આપણે ઘણી ગરજ છે. અને તે ફરસુદ આલ્કોહૉલથી સુસ્તીમાં અસ્વભાવિક ચડસને લીધે દિલ તૂટેલા મંદપણામાં અથવા ઘોઘાટભરી કિંવા આલસુ સોબતમાં ગમાવી નહિ દીધાથી તેનો ઉત્તમ ઉપયોગ થઈ શકશે અને તેવા ઉપયોગથી દિલને વધારે મોટી ખુશી મળશે. બુઢા માણસો જેઓને ફરસુદ મળવી મુશકેલ પડેછે અને જેઓ ફરસુદ મેળવેછે, ત્યારે તેનો ઉપભોગ કરી શકતા નથી કારણ કે નાધલાં નાધલાં સંખ્યાબંધ દરદો તેમને પૂરતી તંદુરસ્તી રહેવા દેતાં નથી અથવાતો વધારે ઉછાળા કે વધારે મંદપણામાં રાખેછે તેઓએ તપાસી જોવું જોઈએ—(જોકે તેમ કરવામાં મુશીબત પડશે) કે દારૂ તદ્દન છોડી દેવાથી તેમનાં સઘળાં દરદોમાં ઘટાડો થાયછે કે નહિ અને તેમના શરીરમાં સમાન ભાવ વધારે સારો પાછો આવેછે કે નહી; કારણ, આલ્કોહૉલ સાથનું શરીર એક ચિડિયા

માણસ સાથનું ધર છે કે જે તેમને બરોબર કામ કરવા કે, તેમની ફુરસદ ઉલ્હાસથી ભોગવવા દેતું નથી. જો એકે માણસ આલ્કોહૉલનું ટીપું પણ લે નહી, તો દુનિયાનૂં કામ કે અધિક અને વધારે જલદી થાય અને જીંદગીમાં સુખ અર્ધો અર્ધ વધી પડે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. બેડફર્ડ ચૅપલમાં ભાષણ. જુલઈ ૨૦, ૧૮૮૨.

DR. KING CHAMBERS,

HONORARY PHYSICIAN TO H. R. H. THE PRINCE OF WALES.

## ડાક્ટર કિંગ ચેમ્બર્સ.

### પ્રિન્સ ઑફ વેલ્સના ઑનરરી ડાકટર.

આલ્કોહૉલની શરીર ઉપર થતી અસર મનશક્તિના કાર્યો પોખવવા સાથ ઘણો અતલગનો સંબંધ ધરાવેછે. મજ્જાતંતુસ્થળના સંબંધમાં રહેલાં સઘળાં કૃત્યને આલ્કોહૉલ દાબી દેવા, અટકાવા, અને બંધ પાડવાની તાકાત ધરાવેછે. દારૂની અસર માનવીના કોઇપણ બીજા ભાગ ઉપર જેટલી ત્વરિત થાયછે તેટલીજ જલદી આપણા વિચારો ઉપર પણ થાયછે. કોઇકવાર તે વિચારોને પૂરેપૂરા આપણા કાબૂમાં આણેછે અને દૃઢ રાખેછે, નહિતર કોઈ વખતે તેમને વીખેરી નાખેછે કે ગુંચવી મુકેછે; જે પછે આપણી શક્તિઓ અને તેના કાર્યનો નાશ કરેછે. પહેલી અસર જેવી ઇચ્છવા યોગ્ય છે તેવી બીજી છણવા યોગ્ય છે.

જ્યારે એક માણસ મગજની રગડથી થાકી ગયો હોયછે, ત્યારે મધ્યમ આલ્કોહૉલ ખાનાં સાથ લેવાથી શક્તિ આપેછે, શરીરરચનામાં ચાલતી ધાસ અટકાવેછે અને મજ્જાતંતુઓનું જોર ભોજનનું ઘટિત પાચન કરાવવામાં વાપરેછે પણ તે પછી મનને જરૂર કરીને આરાઆેશ મળવી જોઇએછે અને વાસ્તવિક જોતાં આરાઆેશ લેવાને આપણો નિર્માણ છે તેનો ઉપલી ક્રિયા એક ભાગ છે અથવા તે કૃત્રિમ આરાઆેશ છે. શ્રમ ચાલુજ રાખવી અને તેજ વખતે શાંતિજનક પદાર્થ વાપરવો એ પ્રતિકૂળ છે. આ ઉપાય માત્ર થાકથી ઉઠતી વેદના બુઠ્ઠી કરેછે, અને વધુ કામ ન કરવા માટે સાવચેત કરવા જેમ છે. આલ્કોહૉલ વાપરનારા કવિઓની બુદ્ધિનો પ્રકાશ અથવા ઝડપ તેમનાં દારૂથી થયાં એમ કહેવાની રૂઢિ છે, તે વિષે મને ઘણોજ શક છે. મધ્યમ ઢાંસનારાઓની મંડળીમાં પણ દારૂડિયાની વાતો દારૂ નિષેધકોને રસ વગરની અને તેમના ઠઠ્ઠા મુડદાલ લાગેછે અને તેમના હાસ્યવિનોદનાં ખાલીપણામાં તેમની કેવી બુઠ્ઠી અક્કલ જાહેર પડેછે તે અવલોકન કરવામાંજ પેલાને તેની મુખ્ય રમુજ મળેછે. ભોજનો વચમાં આલ્કોહૉલ તેની ઉત્તેજક અસર માટે કોઈ વિદ્યા અભ્યાસી વાપરે તો તેનાથી અધિક પ્રાણઘાતક ટેવ બીજી કોઈ નથી. જીવનશક્તિને હરવખ્ત પૂર્ણી જોઇએછે તેની માંગણી પૂરી કર્યા વગર તે ઘસાતી જાયછે, તેથી છેલ્લે એકદમ અને ઘણી વખતે ન સમરી શકે તેમ ભાગી પડેછે.

મૅન્યુઅલ ઑફ દાએત ઍન્ડ હેલ્થ.

PROFESSOR THOMAS R. FRASER,

EDINBURGH.

## પ્રોફેસર ટૉમસ આર. ફ્રેઝર.

### એડીનબર્ગ.

છાકટા થવાય તેથી ઓછા પ્રમાણમાં પણ દારૂની ભેજાં ઉપર ઉસ્કેરનારી અસર કરવા સાથે તેનાં કાર્યો બંધ કરવાની અસર દારૂ કરેછે, જેમાં તે ઘણીજ ઝડપથી અને

જોરથી ચઢતા પ્રકારની શક્તિઓને સપડાવેછે. તેથી ભેજાંનું કામ સહેલ થતું લાગે પણ તે અવલતા તેની ખાસિયતનો નાશ કરીને મેળવાયછે. એક વર્ત્તમાનપત્રનો અધિપતિ જો કહેશે કે તે બહાર જમવા જાયછે તો તેના મધ્યમ પીધેલા વાઇનની અસર ખલાસ થાય એટલો પૂરતો વખત જાય નહી, ત્યાં સૂધી તે ખાત્રીપૂર્વક કોઈ વિષય લખી શકતો નથી. તેમજ વળી કથા લખનાર જેનું ભેજું કલ્પિત વાતોમાં ભમેછે તેપણ તેવોજ અનુભવ જણાવશે.

ધ યુસ ઍન્ડ ઍબ્યુસ ઑફ આલ્કોહૉલીક સ્ટિમ્યુલંટસ ઍન્ડ તૉર્કો ૧૮૮૧.

## Bishop TEMPLE.

## બીશપ ટેમ્પલ.

હું ખાતરીથી કહુંછું કે જ્યારથી મેં અમલી પ્રવાહિઓ ત્યાગ કર્યા, ત્યારથી હું જે કાંઈ કરૂંછું તેથી થોડી થાક લાગેછે. હું નાનો છોડો હતો ત્યારથીજ ઉદ્યોગી છું. અને તેટલામાટે કેટલું કામ મારાથી બની શકે તે જાણી શકુંછું અને હું પૂરવાર કરી શકુંછું કે જોકે દારૂ છોડવા મનેં ગમ્યો નહી, કેમકે તે પીતો ત્યારે મને મોજ મળતી, અને જોકે મને કાંઈ તે વધારે પીવાની લાલચ થઈ નથી અને કોઇની માફક એક ગ્લાસ બસ ન થતાં મને બીજું પીવું જોઇએ એમ નથી; છતાં હું ખચિત છું કે હું તે વગર અધિક સારી રીતે રહી શકુંછું. એ વિષે મારા સાંભળવામાં ગમે એવી દલીલો આવે તોપણ આ વાત મારાં ધ્યાનમાંથી કદિ ખસી શકવાની નથી કે જ્યારથી સઘળા અમલી પ્રવાહિઓનો મેં ત્યાગ રાખ્યોછે ત્યારથી લખવા, વાંચવા, બોલવા અને કાંઈ પણ કામ પાર ઉતારવાનો શ્રમ હું અતિ સારી રીતથી ઉઠાવી શકુંછું.

તૉર્કેમાં ભાષણ, સપ્ટેંબર ૧૦, ૧૮૮૨.

## Sir HENRY THOMPSON, F.R.C.S.,

### Surgeon Extraordinary to the King of the Belgians.

## સર હેનરી ટૉમ્સન એફ. આર. સી. એસ.

### બેલજીયમના રાજાનો ખાસ સરજ્યન અને યુનિવરસિતી કૉલેજ ઑસ્પીટલના સરજ્યન.

કોને દારૂ ન લેવો એ મારે તમને કહેવુંછે અને હાલના વખતમાં એ અતિ અગત્યનું છે. બધામાં વિશેષ ભેજાંનો શ્રમ ખેંચનારા દારૂ આગળ ટકી શકતા નથી અને તમે જાણોછો કે ભેજું કસનારાઓની સંખ્યા હાલમાં વધતી જાયછે અને જેઓ ભેજાંનો શ્રમ કરનારા નથી તેઓ પાછળ પડતા જાયછે. આ વાત ભવિષ્યના સંબંધમાં નોંધવા યોગ્ય છે. હું જોઉંછું કે જેઓ ઘરમાં પડયા રહેછે, જેમની ટેવ ઘેર બેઠા કામકરવાની છે, જેઓ મજ્જાતંતુરચનાનો શ્રમ કરેછે અને જેઓ આકરા સ્વભાવવાળા થાયછે (જેમ એવા પુરૂષો હમેશાં થાયછે; કેમકે યથાસ્થિત રહેવા ઘણી સરખી કસરત તેઓ લેતા નથી,) તેવા પુરૂષો હું કહુંછું કે હાલના દોડદોડ કરતા જમાનામાં તેમના બાપ દાદા કરતાં પોતાનાં ભેજાં અતિ અધિક ઉશ્કેરાયલાં અને ચીઢિયલ કરેછે અને એવા પુરૂષો આલ્કોહૉલ સહી શકતા નથી.

એક્સિટર હૉલમાં ભાષણ. ફેબ્રુઅરી ૭, ૧૮૮૧.

Mr. W. MATHIEU WILLIAMS, F.R.A.S., F.C.S.

**મી. ડબ્લ્યુ. મેથ્યુ. વિલ્યમ્સ, ઍફ. આર. એ. એસ., ઍફ. સી. એસ.**

મેં હવડાંજ એબે મોઈનાવાળા ફકરા અને તે ઉપર કરેલા તમારા ટીકા વાંચ્યાછે. તમારાં બ્યાનને મળતા પ્રયોગ મેં કર્યાછે અને તેને મળતુંજ પરિણામ મેળવ્યુંછે. ભેજાંનાં કામને લગતો હું મારો પોતાનો અનુભવ કહું, તો તે તમારા બોલોમાં લખ્યા બરોબર છે. એ સિવાય મેં બીજા પ્રયોગ કર્યાછે કે જે આ બાબદ વિષે જેઓ એક-પક્ષી જીદ વગર પોતાના ઉપયોગ માટે ખરો માર્ગ શોધતા હોય તેમને ગમતો થઈ પડશે. મારા ઘણાક વાંચનારા જાણેછે કે હું નાધલો હતો ત્યારથી જબરો પગે મુસાફરી કરનારો છું. હું ઇંગ્લંડ, સ્કૉટલંડ, વેલ્સ અને આયર્લંડના મોટા ભાગ ઉપર પગે ફરી વળ્યોછું. ફ્રાન્સ પગે આરપાર બેવાર પસાર કીધુંછે. સ્વીત્ઝરલંડ અને ટીરલ પણ બધું ફરી વળ્યોછું. પૅરીસથી ચાલતો એક સેલગાહમાં પગ વાટે આલ્પસના લોકપ્રિય મથૂકો જોતો મિલાન અને જેનોઆને રસ્તે ફ્લોરેન્સ, રોમ, નેપલ્સ, અને કેલેબ્યા, અને તે પછે મસીનાથી સાઈરેક્યુઝ અને તેથી આગળ પૂર્વ ખંડ તરફ ગયોછું. પૂર્વ ખંડમાંની સિવાએ આ મુસાફરી સઘળી પગે કરીછે. બીજી એક વખત વેની-સથી મિલન સુધી અને બીજી નાની ઘણીક મુસાફરીઓ અને નોરવેની વિશેષ પ્રસિદ્ધ મુસાફરી પગે થઇછે. આ મુસાફરીના દરમિયાનમાં જ્યારે મારા નિયમની કવાય-તમાં હું ઠીક રહેતો, ત્યારે સરાસરી અઠવાડિયાના ૨૦૦ મૈલના હિસાબે રોજ ચાલતો. તેમાં આલ્કોહૉલના અખતરા મેં એમ કર્યા કે ૧૫ દિવસ કાંઈ પણ દારૂ વગર પાણી પર રહી રોજના નિયમની મંજલ પસાર કરતો અને તે પછી વળી ૧૫ દિવસ જે દેશમાંથી પસાર થતો ત્યાંનો દારૂ ઘણાજ મધ્યમ ભાગમાં વાપરતો. આ પ્રમાણે મેં બ્રીટનનો એલ અને પોર્ટર, બવેરિયાન બિયર, ફ્રેન્ચ વાઇનો, ઇટાલિયન વાઇનો, તીરલમાં હંગેરિયન વાઈન, ક્રિસ્તિયેના એોલ્ડ ઇત્યાદિ સંજોગ પ્રમાણે વાપર્યા ; અને બધામાં લગભગ સરખું કિંવા થોડાકજ ફરકસાથનું પરિણામ માલમ પડ્યુંછે. દારૂથી અલબત મને તેની અસર રહે તેટલા વખતની ખુશી લાગતી; પણ પહેલાં અઠવાડિયાં પછી છેલ્લા થોડા મૈલમાં મારા પગો લડડતા અને રસ્તે વાઈનની દુકાન આગળ થોભવા માટે સામાન્ય રીતે લાલચ ખૂબ લાગતી. પણ જ્યારે હું પાણીજ પીતો કે ઉપરાંત કાફી લેતો, ત્યારે મને આવી લાલચ થતી નહી અને હું ચાલી આવીને તાજો રહેતો અને મંજલ પૂરી કરતાં સારાં પગલાં ભરતો અને સાંજની થંડી હવામાં તેવી કસરત ઘણી ખુશ લાગતી. આવી શારીરિક કસરતનું માપ ચોકસ થઈ શકેછે અને આ અખતરાનાં પખવાડિયાંઓની ગણત્રી સરખી ઉતારવાની મેં ઘણી સંભાળ રાખીછે.

આનું પરિણામ એ છે કે મનુષ્યરચનાના કોઈ પણ ભાગ પાસે કામ મેળવવું હોય, તો જેમ બને તેમ ચોખ્ખું પાણી સૌથી ઉત્તમ પીણું છે ; બીજાં સઘળાં પિણાં (ચાહ અને કાફી વટીક) જીંજર બિયર અને બીજા એવા મિતાહારના ઉકાળા બિમારીના સબબ સિવાય સઘળાને અવગુણ કરનારા છે. સંગીન શરીરવાળા પુરૂષને ગમે એવી સખત ગરમ રૂતુમાં ગમે એટલું થંડુ પાણી પીવામાં કાંઇજ ધાસ્તી નથી. એક

પહાડની અઘરડી ચઢણ ઉપર જતાં ઘણોજ પરસેવ પડતી વેળા મેં ૨૪ પાંઈંટ જેટલું પાણી પીધુંછે અને તેથી જરાએ અગવડ થઈ નથી. પણ વળી તેથી ઊલટું પહાડના ઝરામાં ઘડી ઘડી અને ઘણું સરખું તર્પણ કર્યાથી જે સૂર્યનાં કિરણો ઊંચા પહાડોના દક્ષિણ ઢળાવ ઉપર પાતલ વાયુ માંહેથી છૂટાં જોરમાં ફેંકાયછે તેની ભુંજી નાંખતી ગરમી પણ મજાહ સાથે ભોગવવાને શક્તિવાન થયોછું.

હું કાંઈ દારૂનો નિષેધ પાળનાર નથી અને નરમ વાઈનનું ગ્લાસ ચાખુંછું; પણ તે જેમ બાલ્યાવસ્થામાં મીઠાઈ ચુસ્તો તેમજ હમેશ લઉંછું. કોઈ દરદનું બાહાનું કે એવા કોઈ ઢોંગ સર આમ કરતો નથી; પણ કુદરતની સૃષ્ટિમાં હું એક ઉતરતો, અપૂર્ણ જેવો, ફરેસ્તાઓના ગુણથી વેગળો પ્રાણી, એટલે થોડી જેટલી પણ વિષયી છંદની મોજ કોઈ કોઈવાર ભોગવવાને ખાતર (અને ચોખા વિષયી છંદ સિવાય) કંઈ પણ ચઢતી મતલબ વગર આમ કરૂંછું.

આ શાક્ષિઓનું વિવચેન કરતાં ગ્રંથકરતા સાર કાઢેછેઃ— "એ માંહેલા એકે પણ વિચારશક્તિના કામ માટે આલ્કોહૉલનો ઉપચાર કર્યો નથી, અને માત્ર બે કે ત્રણ જન ખાસ પ્રસંગો માટે તેના ઉપયોગનો બચાવ કરેછે કે શારીરિક કે માનસિક થાકમાં તાત્કાળિક અસરનો છે.

"આ માંહેલો એક પણ પ્રેરણા (ઇન્સ્પીરેશન) માટે આલ્કોહાલને કામમાં લેતો નથી. આ મોટી વાત છે અને કોઈ જમાનામાં કવિઓ શરાબની તારીફ ગાઈ ગયા, તેથી હાલમાં સુધારો પથરાયલો દેખાડેછે. કેટલાક સંગીન સાહિત્યના માણસો હજી આલ્કોહૉલવાળા ઉત્તેજક પદાર્થ વડે પોતાને ટેકો આપેછે એ બેશક ખરૂં છે અને એમ તે ખુલ્લું જણાવેછે કે લંડન છાપાઓમાં સંગીન વિષય લખનારાઓ શૅમ-પેનની બાટલીની મદદથી તેમના વિષય લખી શકેછે. જ્યારે નવા વિચાર ઉભા કરનારી શક્તિ થાકેછે કે ધ્યાન ભમેછે, ત્યારે જેને થોડા વખતમાં ઘણું લખવું પડેછે તેને ઉશ્કેરનાર પદાર્થ (સ્તિમ્યુલંત્સ) પાસે દોડીને મદદ લેવાની ભારે લાલચ થાયછે. પણ બ્લૅકી કહેછે કે 'લીદર રાઈતીંગ' કે બીજું કોઈભણ જાતનું લખાણ કોઈ પણ જાતના ઉત્તેજક પદાર્થ (સ્તિમ્યુલન્ત) ની અસર હેઠળ કર્યું તે રોગિષ્ટ છે અને તેમાંથી સારૂં ફળ થતું નથી. 'કનતેમપોરરી રિવ્યુ' નો અધિપતિ જણાવેછે કે આ પ્રતિજ્ઞાપૂર્વક અને નિશ્શંક કહેવાશે કે આલ્કોહૉલથી ઉશ્કેરાયલી અસરમાં સ્વચ્છ ભાસવાળું લખાણ કદિ થયું નથી. કલમના કારીગરને પોતાને નુકશાન થાયછે તેમજ તેનાં ઉપજાવેલાં કાર્યની જાતિ હલકી બનેછે. મી० હૅમરતન કહેછે કે લખાણ વેળા સ્તિમ્યુલંત્સના વપરાસથી તેણે ત્રાસદાયક પરિણામો જોયાંછે; અને કોઈ પણ જેણે સાહિત્યના મહાન પુરૂષોની તવારીખ વાંચી હશે અથવાતો લંડનમાં સાહિત્ય પછવાડે લાગેલી જીંદગીની કાંઈ અજમાયશ હશે તેને ખબર છે કે જે ખરાબા ઉપર ઘણા જણ અફલાઇને મરેછે, તે મદ્યપાન છે. છાપા લખનારા આલ્કોહૉલમાંથી ગમે એ ફાયદો મેળવતા હોય, પણ બીજા લખનારા જેઓએ એની તપાસ કરીછે તેઓ તેની તરફ કાંઈજ બોલતા નથી. મી० હૉવેલ્સ મૂદલ વાઈન પીતો નથી. કારણ તેથી તેનું કામ અને કામ કરવાની શક્તિ નબળી પડેછે. માર્કત્વેનની કલમને વાઈનથી મોટી નડતર થાયછે, નહીંકે ઉશ્કેરણી આપેછે. તે કહેછે કે વાઇનનાં માત્ર એકજ ગ્લાસ

પછી હું કોઈ કાળે સંતોષ થાય તેવું લખી શક્યો નથી. ડાકટર બેન દારૂ અને ચાહના વર્ગની ચીજોથી બુદ્ધિના કૃત્ય માટે તદન પહેરજ રહેવું આવશ્યક ગણેછે. તે કહેછે કે તેઓ ખોટી ઉશ્કેરણી પેદા કરેછે કે જે મુશકિલ સિદ્ધાંતોમાં એકાગ્ર ચિત્તને અનુસરતી નથી અને સાહિત્ય વધારનાર કે વિદ્યાશોધકો જેવા બીજા કામ કરનારાઓનો અનુભવ એને મળતોજ છે.

"પણ કામની વેળા દારૂ વાપરવો તે એક વાત છે અને ખાના સાથ લેવો તે જુદી છે પહેલી તો તદન હાનિકારક છે અને પાછળી માટે સૌથી ઉત્તમ વૈદકસત્તાઓએ વિરૂદ્ધ વિચારો જણાવ્યાછે.

"એક સૌથી વિખ્યાતી પામેલા કથા લખનાર ડાકટર બ્રન્ટનને લખી જણાવેછે કે જો તે ઘણો સરઓ વાઈન પોતા ઉપર કાંઈ દેખીતી અસર વિના લઈ શકેછે, તોય શેરીનું એક ગ્લાસ તેની બુદ્ધિની તીણી ધાર બુઠ્ઠી કરી મેલેછે. તે ખાનું ને વાઈન લીધા પછી સહેલ અને છટાથી લખી શકેછે, પણ જે કાંઈ તે વખતે લખેછે તે બીજી સવારે પોતાનીજ ટીકામાં ખામી રહીત જણાતું નથી, જોકે અજબ જેવું છે કે લખતી વખતે તેને તે ઘણું ઉત્તમ લાગેછે તોપણ. આંગળાંઓની સ્પર્શશક્તિ તેમ મનની પરીક્ષા કરવાની શક્તિ આલ્કોહૉલના વપરાસથી બુઠ્ઠી બનેછે. ડાકટર આૅલફ્રેડ કારપેનટર જણાવેછે કે એક પ્રખ્યાત સારંગી વગાડનારને નાટક તખતા પર વગાડવા જતી વેળા એક ગ્લાસ વાઈન લેવાને પૂછવામાં આવ્યું, ત્યારે તેણે ઉત્તર વાળ્યો કે હું પાછો ફરીશ ત્યારે લઈશ. આ ઉત્તરથી અચરત થઈ ડાકટર કારપેનતરે સવાલ નાખ્યો કે તેનું કામ શરૂ કરવાની આગળને બદલે પાછો ફરવા પછે શું કામ તે પીશે? ત્યારે ઉત્તર દીધો કે જો હું કામપર જવા આગળ દારૂ લઉંછું, તો મારાં આંગળાંની સ્પર્શશક્તિ બુઠ્ઠી બનેછે અને આ જાતનાં 'મ્યુઝીક'માં ઘટતું સ્વર લાવવાને જોઈતી બારીકી અને માધુર્ય મને લાગતાં નથી, માટે હું દારૂ દૂર કરૂંછું. હ્યુબર્ત બેનક્રૉફ્ત કહેછે કે આ ચીજોને અડકવુંજ ભયભરેલું છે જોકે કામની આગળ કરતાં પાછળથી તેમને અડકવું થોડું ધાસ્તી ભરેલું છે. ઘણો સંભાળવાળો પુરૂષ પણ કોઈ વખત પોતાનું સાવધપણું ખોયછે અને પોતાના રાબેતા કરતાં અધિક પીએછે. મી. વૉત્સ કહેછે—આટલી વાત શાબિત થઈછે કે વળી જે લોક ખરેખર હદમાં પીનારા કહેવાયછે તેઓ તેમને માટે ઠીક પડે તે કરતાં હમેશાં વધારે પીએછે. કેટલું પ્રમાણ દરેક માણસને માટે સારૂં છે તે કોઈ નક્કિ કહી શકવાનો નથી.

"૧. એક તંદુરસ્ત વિદ્યાર્થીને આલ્કોહૉલ કાંઈજ ઉપયોગનો નથી.

૨. સૌથી બળવંત વિચાર કરનારા અને સખતમાં સખત મહેનત કરનારા* દારૂને મૂદલ અડકતા નથી.

૩. જેઓએ દારૂ મધ્યમ પણે વાપરી તેમજ તેથી તદન વેગળા રહી તપાસ કરીછે તેઓને પાછલી રીતથી અધિક તંદુરસ્તી માલમ થઈછે.

૪. ઘણુંકરી દરેક ભેજું કસનાર દારૂના પૂર્ણ ત્યાગથી અતિ ઠીક રહેછે.

૫. કૃત્રિમ ઉત્તેજક પદાર્થ (સ્તિમ્યુલંત) વગર સૌથી ગહન ગણત્રીઓ કરી શકાયછે અને સૌથી મોટા પરિશ્રમવાળી ભેજાંની મહેનત લેવાઈ શકાયછે.

* ક્રિકેટનો સૌથી ઉત્તમ અને પ્રખ્યાત ખેલાડી ડબ્લ્યુ० ગ્રેસે કદી દારૂનું ટીપું ચાખ્યું નથી.

૬. દારૂની અસરમાં થએલાં સઘળાં કામ મુડદાલ હોયછે.
૭. બેજાંને ઉત્તેજક કરનારા તદન સ્વચ્છ પદાર્થોમાં બહારની તાજી હવા, ઠંડું પાણી, ચાલવાની તથા સવારી અને બીજી ઘર બહારની કસરતો છે."

આ તાત્પર્ય કાઢી મી૦ રીડ પોતાના ગ્રંથને સમાપ્ત કરેછે. આ સાર જોકે શારીરશાસ્ત્રમાં પ્રવીણ પુરૂષોનો નથી; પણ મુખ્યકરીને બીજી વિદ્યાશાસ્ત્રનાં પંડિતોએ પોતા ઉપર થતી દારૂની અસરોના બ્યાન કરેલાં તે ઉપરથી ઉપજાવ્યોછે, તોય તે હાલના વૈદ્યક શાસ્ત્રની શોધોને મળતો અને ટેકો આપનારો છે. આ મી૦ રીડની મહેનતનું ફળ છે. અહિ આપણે એક વાત આવશ્યક ધ્યાનમાં રાખવી જોઈએ કે મી૦ રીડે જે પ્રખ્યાત પુરૂષોનાં મત મેળવ્યાંછે તેમના દેશમાં દારૂ પીવાની રસમ ઘણીજ સાધારણ છે તથા તેમના બાબદાદા થોડો ઘણો પીતા આવેલા માટેજ આ મત આપનારા પુરૂષોમાંથી થોડાક નરમ જાતના વાઈન વાપરનારા જણાયાછે અને કાંઈ દેખીતું નુકસાન ન થવું માટે તેમને ફાયદાકારક પણ કોઈએ ગણ્યાછે. આ ચર્ચામાં મત આપનારા સઘળા એકમતે સ્પિરિટની વિરૂદ્ધ સખત બોલેછે કે જે જલદ સ્પિરિટોજ આપણા દેશના આજકાળના જુવાનિયાઓને મોંઢે ચઢયાછે. હવે આપણા દેશમાં જ્યાં ઘણી કોમમાં દારૂ મૂદલ પીવાતો નથી તે કોમના શૂરા અને પ્રવીણ પુરૂષોનાં મતનો સંગ્રહ કર્યાવિના પણ આપણે જાણીએ છીએ કે કોઈ પણ આકારમાં દારૂનાં જરાએ સંગવગર તે પંડિતો સર્વ જાતની વિદ્યાશાસ્ત્ર અને ભણતરનો કેવો મહાભારત ભંડાર મૂકી ગયાછે. અને આ સિદ્ધ વાત આપણા દેશના લોકને જાહેર કરેછે કે દારૂ મહાભારત કામને માટે કોઈ પ્રકારે આવશ્યક હોય એ વિચારજ કેવળ ખોટો છે.

---

# પુરવણી.

મારા સિવાય અહિના બીજા ડાકટરો દારૂના ઉપયોગ વિષે શું વિચાર ધરાવેછે તે જાણવાની ખાયશથી તેમનાં મત મેળવવા મેં નીચલું લેખ પત્ર ઘડી કાઢી તેમને મોકલી આપ્યું અને વિનવ્યું કે તેઓ તેને અનુસરતા હોય, તો તેપર સહીકરી પોતાનાં વિશેષ અવલોકન કે વિચાર જણાવશેઃ—

હું મારા અવલોકન અને અજમાયશ ઉપરથી કહુંછું કેઃ—

૧. જલદ દારૂઓનો મધ્યમ ઉપયોગ હમેશ રોગી છે.-શરીર તંદુરસ્ત સ્થિતિમાં હોય, તો પાચનમાં તે કાંઇ ફાયદો કરતો નથી પણ ઉલટી હરકત કરેછે; કેમકે જલદ દારૂઓ જરાજ વેળા ભૂખની લાગણી વધારેછે, જેથી પાચનનો લાભ થતો નથી પણ પાછળથી તેની પ્રતિક્રિયા જોરાવર થાયછે અને જે દુષ્ટ અસરો બીજાં કારણને લીધે ધારવામાં આવેછે તે વારંવાર મધ્યમ પીનારામાં ચાલુ ઉપયોગનાં પરિણામ છે.

૨. અમલી પ્રવાહિઓનો મધ્યમ ઉપયોગ જીવને આનંદ આપવાનો નિર્દોષ ઉપચાર છે—તે સખત ઠંડીમાં ઉપયોગી છે—અથવા મજુરિયાત માણસોમાં અપૂર્ણ પોષણનો બદલો વાળેછે—અથવા ભીણી ને ધૂમસવાળી હવામાં કામના છે— અથવા તો પાણીમાં કામ કરવું પડે તેવા લોક માટે—અથવા તો ઉડતા રોગો સામે બચાવ માટે કામના છે—એવીએવી વાતોમાં કાંઇપણ પાયો નથી અને અજમાયશ ઉલટુંજ બતાવી આપેછે એટલામાટે તેમનો ચાલુ ઉપયોગ લોક જેવી આશા રાખેછે તેથી જૂદી અને રોગી અસરો કરેછે.

૩. જલદ દારૂઓનો જાથૂનો ચાલુ ઉપયોગ સર્વ દરદો ઉપર ઘણીજ કનિષ્ટ અસર કરેછે.

૪. સઘળા વર્ગમાં સાધારણ પીણાં તરીકે ઉપલાં કારણોને લીધે દારૂ માત્ર અણઘટતો છેઃ એટલુંજ નહીં, પણ નીતિના વધારા અને ખરી આબાદીની વિરૂદ્ધ એટલો જાયછે કે મનુષ્યનાં ખરાં સુખ અને ભલાંનો સૌથી મોટો ઘાનવાળનાર તરીકે ગણવો યોગ્ય છે.

આ રીતે ઘડેલાં લેખપત્ર અહીંના ડાકટરો ઉપર મોકલી આપતાં મેં તેમને લખ્યું કે "આજના જ્ઞાનવૃદ્ધિના ફેલાવામાં ડાકટરોને ભણેલા અને સુધરેલા ગણાતા લોકમાં પોતાનો આવાજ માન્ય કરાવવાનો હક છે, તે જોતાં જેઓ એવું કહેછે કે જ્યાં સુધી ડાકટરોનો વર્ગ દારૂ પીનારા સર્વ લોકને આ વિષય ઉપર અજવાળું પાડવામાં બહાર પડે નહીં ત્યાં સુધી તે વિષેનો સુધારો વર્ષો સુધી સહેલાઇથી દાખલ કરી શકાશે નહીં તેમની જાણ કીજે આ ચોપડીમાં અહિના ડાકટરોની સહીનું એક લેખપત્ર હું આ ગ્રંથમાં દાખલ કરવા માગુંછું. આ પરમાર્થી કામમાં મનુષ્યનાં ભલાં અર્થે મહેનત આપીછે તે ક્ષમા કરવી."

મારી માંગણી પ્રમાણે હું જોઇને અતિ ખુશ છું કે ઘણાક ડાકટરોએ આ પરોપકારી કામમાં જોડાવા ઉપલું લેખપત્ર સહી કરી મોકલ્યુંછે જેમનાં નામ નીચે પ્રમાણે છે.

ડાકતર આત્મારામ પાંડુરંગ, જી. જી. એમ. સી.
,, જમશેટજી દીનશાજી બંબાતા, એલ. એમ., રસાયનશાસ્ત્ર અને મેડીકલ જુરીસ્પ્રુડન્સના શિક્ષક.—અમદાવાદ.
,, ભીખાજી જીવાજી દમન્યા, કચ્છ સ્તેત ડીસ્પેનસરીના ડાકટર.
,, ઠાકોરદાસ ફીકાભાઈ દલાલ, એલ. એમ. એન્ડ એસ., વઢવાણ સ્ટેટ ડિસ્પેનસરીના ડાકટર.
,, વિશ્રામ રામજી ઘોલે, પુના ડીસ્પેનસરીના ડાકટર. ઑનરરી એસીસ્તન્ત સરજ્યન ટુ હીઝ એકસલન્સી ધી વાઈસરૉય ઑફ ઇન્ડયા.
,, જે. એફ. ગોનસાલવીસ, વાંદરા ડિસ્પેનસરીના ડાકટર.
,, ભાલચંદ્ર કૃષ્ણ, એલ. એમ., ગાયકવાડના રાજાના છેલ્લા ડાકટર.
,, વી. દાયસ, એલ. એમ., એન્ડ એસ.
,, જી. બી. પ્રભાકર, એલ. આર. સી. પી. ઈ.
,, બરજોરજી ફરામજી, જી. જી. એમ. સી.
,, એમ. જી. દેશમુખ, એમ. ડી. એસીસ્તંત કેમીકલ એનલાઇઝર.
,, એસ. દી. આલ્મેદા, એલ. આર. સી. પી. ઈ.
,, ફરામજી એદલજી માદન, એલ. એમ. એન્ડ એસ.
,, હો૦ ન૦ સેરવાઈ, એલ. એમ. એન્ડ એસ.
,, એદલજી કાવસજી તુકીના, એલ. એમ. અન્ડ. એસ.
,, જાહાંગીર બરશેદજી દાજી, એલ. એમ. એન્ડ એસ.
,, અર્દેશર જમશેદજી ભાજીવાલા, જી. જી. એમ. સી.
,, હોરમસજી રૂસતમજી મોદી, એલ. એફ. પી. એસ. જી.
,, કૃષ્ણરાવ બી. બુલેલ, એમ. ડી.
,, દોરાબજી હોરમસજી, જી. જી. એમ. સી. કચ્છ ડિસ્પેનસરીનાં છેલા ડા૦.
,, દીનશા દોરાબજી, એલ. એમ. એન્ડ એસ.
,, પેસતનજી નવરોજી પાવડી, જી. જી. એમ. સી., સાજનભાઈ મહેરઅલ્લી ડીસ્પેનસરીના ડાકટર.
,, અર્દેશર દાદાભાઇ મોદી, એલ. એમ. એન્ડ એસ.
,, જે. બી. જયકર, એલ. એમ. એન્ડ એસ.
,, ભીખાજી અમરૂત ચોબે, જી. જી. એમ. સી. પૂના મેડીકલ સ્કુલમાં એનેતમી અને ફીઝયોલૉજીના શિક્ષક.
,, નસરવાનજી જાહાંગીર લામ, એલ. એમ. માહિમ ડિસ્પેનસરીના ડાકટર.
,, એ. એમ. ડી. સુઝા, (લેખપત્રની બીજી સિવાય બધી કલમો સાથ મળતા છે.)

,, એ. ઓકારો, એલ. એમ. ઍન્ડ એસ.
,, કેખશરૂ સોરાબજી એનજીનીયર, વેતરનરી કૉલેજમાં શિક્ષક.
,, દત્તુ જી. સબનીસ, એલ. એમ. પુના મેડીકલ સ્કુલમાં કેમીસ્ત્રી અને મેડીકલ જ્યુરીસ્પ્રુડન્સના શિક્ષક.
,, ધનજીભાઈ રૂસતમજી વાડીઆ, એલ. આર. સી. પી., એમ. આર. સી. એસ. પરેલ ડિસ્પેનસરીના ડાક્ટર.
,, નસરવાનજી ધનજીભાઇ, કુરલા ડિસ્પેનેસરીના ડાક્ટર.
,, પાંડુરંગ ગોપાલ, જી. જી. એમ. સી.
,, એ. એફ. ફરનાનદીઝ, એલ. આર. સી. પી. ઈ.
,, બી. દી. ઑલીવેરા, એલ. એમ. ઍન્ડ એસ.
,, દી. ડબ્લ્યુ. બારયા, એલ. એમ. ઍન્ડ એસ. ડુંગદરા ઑસ્પીતલના ડાક્ટર.
,, દોરાબજી પેસતનજી, જી. જી. એમ. સી., ઑનરરી એસસ્તન્ટ સરજ્યન ટુ ધી વાઇસરૉય ગવરનર જનરલ ઑફ ઈન્ડયા. મેડીકલ ઑફીસર ઑફ પારક દીસ્પેનસરી, સુરત.
,, ઇસમાયલ જાન મહમદ, એલ. એમ. ઍન્ડ એસ.
,, એ. ડી. મોનતી, એમ. ડી.
,, નાનાભાઈ રૂશતમજી ઉમરીગર, એલ. એમ. ઍન્ડ એસ.
,, જે. ડબ્લ્યુ. ડબલ્યુ. પોઇન્ટઝ, એલ. આર. સી. પી. ઈ.
,, બરજોરજી અરદેસર, જી. જી. એમ. સી., થાના દીસ્પેનસરીના ડાક્ટર.
,, એ. જી. વીએગાસ, એલ. એમ. ઍન્ડ એસ.
,, અન્ના મોરેશ્વર કુન્ટે, એમ. ડી. ગ્રાંટ કૉલેજમાં એનેટમીના શિક્ષક.
,, સરજન કે. સી. સનજાના (ઈન્ડીઅન મેડીકલ સરવીસ).

ડા૦ મનચેરજી બેરામજી કોહલા, એમ. ડી., સૅનીતરી કમીશનર (ગુજરાત ડિસ્ટ્રીક્ટ) ઉપલાં લેખ પત્ર ઉપર સહી આપવા બદલ નીચલી કલમો ઉપર ધ્યાન ખેંચેછે.

૧. મન તથા શરીરની મધ્યમ મેહેનત સાથ એક સામાન્ય સારી અથવા માફક જેવી તંદુરસ્તી ભોગવનાર પુરૂષને જલદ દારૂનો મધ્યમ હદમાં પણ ચાલુ ઉપયોગ જરાએ કરવો કેવળ અનઘટતો છે.

૨. નબળી હોજરીથી મંદ પડેલી પાચનમાં વાઈન જેવા નરમ ઉત્તેજકના મધ્યમ પ્રમાણથી ફાયદો થાયછે; પણ તેથી અજીર્ણનાં બીજાં રૂપ જે કલેજાં અને બીજાં અવયવનાં રોગી કાર્ય સાથે જોડાયલાંછે, તેમાં કાંઈ પણ ફાયદાકારક પરિણામ આવતું નથી અને કેટલાએક એવા દાખલામાં વાઈનનો મધ્યમ ઉપયોગ પણ નુકસાનકારક છે.

૩. આપણાં લોકમાં ભણેલા, અને સમજુ વર્ગોમાં પણ, કૉલેરાનો ફેલાવો ચાલતી વેળા બચાવ માટે જરા બ્રાન્ડી પાણીમાં લેવાનો ચાલ છે. આવા મધ્યમ ઉપયોગથી કાંઈક પણ બચાવ થાય એવી ધારેલી અસર ઉપજતી નથી. લોકનો આ વિચાર તદન નાપાયાદાર છે. આપણી કોમમાં માત્ર તવંગર વર્ગવાળાજ મોંઘી કિંમતનો વાઈન પી શકેછે. તોય એવા લોક પણ તેમના મોટા ખર્ચ છતાં ખરેખર સારો બ્રાન્ડી કે

વાઈન મેલવેછે તેનો મને ઘણો શક છે. હું એવું માનુંછું કે સૌથી મોંઘી કિંમતના બ્રાન્ડી અને વાઈન ગમે એવા ઉત્તમ વેપારીઓ પાસ મળતા પણ સ્વચ્છ નથી પણ વત્તી ઓછી ભેલભાલવાળા છે. વચલે વાર્ગના અને ગરીબ લોક જેઓ રોજના પીણાં તરીકે બ્રાન્ડી પીએછે તે દયા કરવા જોગ છે. હું તો ખચીતજ જાણુંછું કે જે ભ્રષ્ટ પાણી તેઓ વાપરેછે તેથી કાંઈજ નહી પણ શેવટે દરદ અને નિર્બળતા વહેલાં આવેછે. આ રીતે જોતાં દારૂની ટેવ આપણી કોમની તદુરસ્તી, નીતિ અને આબાદીને એક સરખી હાનિકારક છે.

૪. છેલ્લાં આપણા જુવાન જમાનાને આ વાતથી પૂર્તો જાણકાર કરવા જોઈએ કે નાની ઉમ્મરથીજ દારૂનો સદનતર નિષેધ માનસિક અને નીતિની વૃદ્ધિને ખીલવનારો રસ્તો છે.

દાકટર એદલજી ટુકીના લખેછે કે, મેં મારા નવ વર્ષના અનુભવમાં જોયુંછે કે કાલજાંનાં અને હોજરીનાં તેમજ ગાઉટ અને રૂમેટીઝમવાળા રોગવાળાને ખાસ સવાલ કરતાં તેઓ રોજનો થોડો કે ઘણો દારૂ પીનારા જણાયછે: પરમાવાળા દરદીનેતો દારૂ ઘણોજ વેરી છે અને એવા દરદીને સારા થવાને છેક છ મહિના પછી પણ દારૂ કે જલદ ટાડી પીવામાં આવ્યાથી તેનો રોગ પાછો ઉભળી આવેછે.

ડાકટર ઠાકોરદાસ કીકાભાઈ જણાવેછે કે મને એક મોટા દેશી આવેદાર તરફથી તેમજ બીજાઓથી વારંવાર એવું કહેવામાં આવ્યુંછે કે ગ્રાંટ કોલેજમાંથી પહેલા ડાકટરો પસાર થયા અને તેઓએ દારૂ ટૉનીક અને લોહી સુધારનાર છે એવી ભલામણો કરવા માંડી ત્યારથી લોકમાં દારૂ પીવાનો પ્રસાર ચાલુ થયોછે. શીખેલા અને સમજુ લોક દાકટરો ઉપર આવો આરોપ મૂકે એ દલગીર થવા જોગ છે. ઉંચી વર્ણના હિંદુ જેવાકે નાગર, ઓદિચ્ય, ભાટિયા, વાણીયા, કાયસ્થ, બ્રહ્મક્ષત્રિઓને મેં છૂપેપેટે જલદ દારૂ પીતાં જોયાછે અને જ્યારે ઘરના વડા સવાલ કરે, ત્યારે બાતલીમાં ડાકટરે આપેલી દવા છે એવો ઢોંગ કરેછે. કટ્ટા અસલી વિચારના જેઓ મંદિરમાં નિયમિત જાયછે, સુધારાવાળાઓને ગાળો આપી તેમને દોષ મૂકેછે, અને પોતાના કપાળ ઉપર ધર્મનો મોટો ચાંલ્લો દેખાડેછે, તેમાંથી હું જાણુંછું કે તેઓ છાકટ માંહેલા સૌથી દુષ્ટ છે. કૉલેરાના ઉપદ્રવની વેળા તેમની ચિંતા દૂર કરવા મારી પાસ તેઓ બ્રાન્ડી દવા દાખલ માંગેછે અને હું હિંદુ છું એટલે નથી આપતો એમ સમજેછે. ઘણા લોક દારૂની લખ છોડાવવા મારી પાસે દવા માંગવા આવેછે પણ તેમનું મન એટલું નબલું બની રહ્યુંછે કે તેની લાલચ સામે થોભાતું નથી અને તેમનાં શરીરમાં ઝેરનો દોર એટલો પચી જાયછે કે તેથી દૂર રહેવા ઈચ્છનારાથી પાછળથી તેમ કરવું બની શકતું નથી. હું સઘળા પ્રકારના દરદો નક્કી દારૂથી થતાં રોજ જોઉંછું. હાથ અને શરીરનું કાંપવું તો એની સાધારણ અસર છે.

ડાકટર જહાંગીર દાજી લખી વાળેછે કે 'પૅગ' થી સત્યાનાશનાં ઘણા દયા ઉપજાવનારા દાખલા મારા જોવામાં આવેછે. દાખલા તરીકે છેલ્લા ત્રીસ દિવસમાં મારી પિછાણમાં બે ભોગ થયાછે, જે બેહૂ સરકારી નોકરો હતા અને એક ૨૦૦ ને બીજો ૩૦૦ રૂપિયાનો પગાર લાવતો હતો. પહેલો જે દારૂનો પોતાના મનથી મધ્યમ ધારી

ઉપયોગ કરતો તેના યોગે કાલજું પાકવા (ઍબ્સૅસ ઑફ્ લીવર)થી અને બીજો ભેજાંમાં લોહીનો જોશ ચઢવાથી મરણ પામ્યો. એહૂ પોતાની નિર્દોષ વિધવા અને બચ્ચાંને નિર્ધન મૂકી ગયા અને પોતાની આવકનો મોટો ભાગ દારૂ માં ગૂમાવ્યો. ઉપલાં લેખપત્રના ઉમેરામાં હું એટલુંજ કહુંછું કે મધ્યમ કહેવાતા અને અધિક પ્રમાણમાં ઉપયોગ વચ્ચે ચોકસ હદની દોરી બાંધી શકાતી નથી. એક પુરૂષનો મધ્યમ માત્રા બીજાનો હદ બહાર થાયછે અને આજનો મધ્યમ માત્રા તે શરીરની કોઈ ફેરબદલ પ્રકૃતિને લીધે કાલ રોજે હદ બહાર જેવી અસર કરેછે. ખરૂં બોલતાં મધ્યમ ઉપયોગ તે કાંઇજ નહીં પણ હદ બહાર ઉપયોગનું એક 'ફૅશનેબલ' નામ છે.

# કઠણ શબ્દોનાં અર્થ.

---

અકાળ[illegible]—કવખતનું.
અંકુશ—આંકસ.
અગ્રેસર—આગેવાન, મોટા.
અચલ—મકમ, હાલે નહી તેવું.
અચાનક—વગર ચેતેલું.
અત્યાચાર—બહુ ખાનાર.
અટાટ—ઘણો મોટો.
અંતર—માંહેનાં ભાગ.
અતકર્ય—તર્ક થઈ ન શકે તેવું.
અથાભ—ઘણું.
અર્થાત—એટલે, મતલબ.
અદ્‌ભુત—અજાયબજેવું.
અદૂષિત—ડાઘ વગરનું.
અંડાશય—અંડકોશ.
અધિક—વધારે.
અધિકાધિક—વધતું ને વધતું.
અનાયસ—વગર ધારેલું.
અનંત—બેહદ.
અનહદ—હદ વગરનું.
અનિયમિત—વગર કાયદે.
અનુસરીને—મલતું આવીને.
અનુકૂલ—મલતું આવે તેવું.
અપવાદ—કાયદાની બાહેર.
અપરિમિત—મપાયલું નહીં તે, મોટું.
અમર્યાદપણે—ઉડાઉપણે, હદવગર.
અમલી—કેફી.
અમિતાહાર—બેપરહેજી.
અવશ્ય—જરૂરનું.
અવયવ—શરીરનો વિભાગ.
અવેજી—બદલે.

અક્ષાંશ—નાનાં ભાગ.
આપો—બેપરવા.
આકસ્મિક—એકાએક.
આચરણ—ચાલચલણ.
આચાર—વર્તણુક.
આકુંચન—સંકડાવવું.
આચ્છાદન—ઢાંકણ.
આદિ—વગેરે.
આદિથી ઇતિસુધી—પહેલાંથી છેલ્લા.
આરોગ્યતા—તંદરૂસ્તી.
આસ્થા—વિશ્વાસ, કાળજી.
આવેશ—જોશ.
આત્મનિરોધ—પોતે કરેલો અટકાવ.
આમંત્રણ—તેડું.
આહાર—ખાવું.
આશ્રમ—વિસામાની જગ્યા.
ઉઝેડાયો—ઓખભાયો.
ઉદય—ઉગવું.
ઉદાહરણ—દાખલો.
ઉદ્દેશ—મતલબનું કાર્ય.
ઉત્સર્જન—છોડી દેવું.
ઉત્કર્ષ—ઉનમ.
ઉત્સાહ—હર્ષ, મોટી હોંસ.
ઉત્સુક—હોંસિલું.
ઉત્તેજન્ય—ઉશ્કેરનારૂં, ઉત્તેજન આપનારૂં.
ઉત્તેજક—ઉશ્કેરાયલું.
ઉદયાચળ—દૃષ્ટિમર્યાદા.
ઉન્માદ—મગરૂબી, અહંકાર.
ઉધરસ—ખાંસી.
ઉપદેશક—બોધ આપે તેવું.

ઉપચાર—ઉપાય.
ઉપદ્રવિક—હાનિ કરે તેવું.
ઉભાર—કદ.
ઉલ્લાસ—ખૂશી; મોજ.
ઉષ્ણતામાપક—ગરમી માપનારૂં.
રૂચિત—સ્વાદિષ્ટ.
રૂધિર—લોહી.
રૂપાન્તર—રૂપનો ફરક.
રૂક્ષ—ઘાડું.
એકશાં—એક સરખું.
એકાગ્ર—એક ઠેકાણે રોકેલું.
કણ—દાનો, રજ.
કણક—આટો.
કનિષ્ટ—ઉતરતું, હલકું.
કલલખાનાં—પીઠાં.
કાયિક—શરીરને લગતું.
કાયલી—રોગી.
કૃત્રિમ—બનાવટી.
કૃતિ—ચાલ.
કિંવા—અથવા.
કિંચિત—થોડું.
કુલીન—ઊંચા કુલનું.
કૈલાસ—સ્વર્ગ.
ક્રમ—હાર, પાયડી.
ખંડન—તોડવું.
ગતિમાન—હાલતું.
ગમન—જવું.
ગ્રહણ—પકડવું, ઝાલવું.
ગોચર—આંખને દેખાય તેવું.
ઘાસ—ધસાડો, ખોટ.
ઘેલછાં—ચેડાં.
ચડસ } —લત.
ચલ }
ચાટ—સ્વાદ.
ચાતુર્ય—ચતુરાઈ.
ચૈતન્ય—લાગણીવાળું.
છવાયછે—ઢંકાયછે.
જડ—ઝાડપાન લગતું.
જંતુ—ઝીણાં જીવડાં.
જનક—પેદા કરી શકે તેવું.
જળપ્રળય—રેળ.
જ્વરિત—તાવવાળું, ગરમ.
જીવાધાર—જીંદગીનો આધાર.'
જ્વાળાગ્રાહી—સળગી જાય એવું.
જોમ—કેફ.
ઝાળ—આંચ.
ઠાળવવું—ખાલી કરવું.
ઠીજીને—ઠરી જવું.
ડીંટું—ડીચકું.
ઢાળો—વિસામો.
તત્વ—મૂળ પદાર્થ.
તત્પર—તૈયાર.
તદ્દન—છેક.
તનુજા—દીકરી.
તબઈ—તબીયતને લગતું.
તત્કાળીક—તૂરત.
તળ—ખાસ તે જમીનનું.
ત્વરીત—જલદી.
તરૂણાવસ્થા—જુવાની.
તાંતણાં—રેશા.
તાદૃષ્ટ—આંખને ખુલ્લું.
તુરંગ—ખ્યાલ.
તૃષ્ણા—તરસ.
તીવ્ર—તેજ, ઉતાવળે.
તેલકત—તેલવાળી.
દઢ—એક ઠરાવનું.
દૃશ્યમાન—દેખાતું.
દર્શાવવું—દેખાડવું.
દ્રવ્ય—અસ્તિત્વ, માંહેની ચીજ.
દહન—બળવું.
દરિદ્રતા—કંગાળિયત.

દૃષ્ટિ—નજર.
દૃષ્ટાંત—દાખલો.
દ્રવ્યાંશ—સત.
દીર્ઘવરમ—લાંબા વખતનો સોજો.
દીર્ઘદૃષ્ટિ—લાંબી નજર.
દુર્ગતિ—માઠી હાલત.
દેવલોક—ગુજેરલા.
દોષિત—ડાઘવાળું.
ધનુર્વાત—આંચકી.
ધર્મસંસ્કાર—ધર્મની ક્રિયા.
ધાયલું—ભરાયલું.
ધૈર્ય—ધીરજ.
નરકી—દોજખી.
નેષ્ટતા—નીચપણું.
નવિન—નવું.
ન્યૂનતા—ઓછાપણું.
ન્યૂનાધિક—વધતું ઓછું.
નીક—નેહેર.
નીકટ—પાસે .
નીકર—નહિતો.
નિદાન—કમમાં કમ.
નિરંતર—હમેશ.
નિરર્થક—સાર વગરનું.
નિર્માણ—ઠેરવેલું.
નિર્ણય—નકી કરવું.
નિસ્સંશય—વગર શકનું.
નિષેધ—બંધી, બાધ.
નિશાત્યાગ—કેફ છોડવી.
નિષ્ક્રિય—અટકાવ કરે તેવું, નાકરે તે.
નિશ્ચયપૂર્વક—ખાતરીથી.
નિશ્ચિત—શક વગર.
નિર્હાર—જે નહીં ખાવું તે.
પંક્તિ—સીડી.
પથ્ય—પહરેજી.
પદ્ધતિ—પાયડી.
પરાવર્તન—પાછું ફરવું, ઉલટાવવું.
પરમાણુ—નાના બિંદુ.
પરસ્પર—એકમેકથી.
પરિપક્વ—પૂરૂં પકેલું.
પરિશ્રમ—અતિ મહેનત.
પર્યંત—સુધી, તુલક.
પરિપૂર્ણ—પૂરેપૂરૂં.
પળટાવું—બદલવું.
પ્રસરે—પથરાવું.
પાત્ર—વાસણ, લાયક.
પાઠાફેર—ફેરફાર.
પિતૃતુલ્ય—બાપસમાન.
પુષ્ટ—જોરાવર, ફરબે.
પ્રિય—વાહાલું.
પૃથક્કરણ—પદાર્થના તત્વ છૂટા પાડવા.
પંડે—પોતે.
પ્રકૃતિ—તબિયત.
પ્રત—નકલ.
પ્રદીપ્ત—સળગેલું, રોશન.
પ્રતિજ્ઞાપૂર્વક—સોગંદ ઉપર.
પ્રત્યક્ષ—સામણે, દેખીતું.
પ્રતિપક્ષી—સામાવાળો.
પતિવ્રત્યભંગ—છિનાલુ.
પ્રતિક્રિયા—ઉલટી ક્રિયા.
પ્રતિમા—મૂર્તિ.
પ્રજ્વલિત—સળગેલું.
પ્રબલ—જોરાવર.
પ્રયોગ—રીતી.
પ્રતિષ્ઠિત—આબરૂવાળું.
પ્રભાત—સવારનું પહોર.
પ્રવૃત્ત—વહેવારમાં ચાલતું થયલું તે.
પ્રસવ સ્થિતિ—સ્ત્રીનો છૂટકો.
પ્રસંગ યોગ્યતા—વખતને લાયક આવવું.
પ્રસંગોપાત—વખતે વખતે.
પ્રસવશીલ—જણતી.
પ્રસવાવસ્થા—જણે તેવી હાલત.
પ્રસાર—ફેલાવો.

પ્રાણઘાતક—ખૂની.
પ્રાપ્ત—પેદા થયલું.
પ્રેરણા—કુદરતી વિચાર.
પ્રૌઢ—મોટો.
બત્ત—દારૂનું પીપ.
બરડ—ભાગીજાય તેવું.
બરજોરી—વધારે જોર.
બળિષ્ટ—જોરાવર.
બાધ—રોકે તેવું.
ભાંખડીએ—ડેસીડેસીને.
ભિન્ન ભિન્ન—જૂદા જૂદા.
ભીરૂ—ઉસ્કેરાય એવા મીજાજની.
ભ્રષ્ટતા—વટળવું.
ભ્રાંતી—વહેમ.
ભેગા—મેળવણી.
ભેદ—શરદી.
મતિ—વિચાર, મન.
મલિન—મેલું.
મળ—ગૂ, મેલ.
મનોવૃત્તિ—મનની વળણ.
મડદાળ—મુએલા.
મહત્વ કૃત્ય—મોટાઈનાં કામો.
મનોવિકાર દર્શક—લાગણીઓ દેખાડનાર.
માત્રા—ભાગ ( ઔષધનો. )
માનસિક—મનને લગતું.
માન્ય—લાયક.
મિતહારી—મધ્યમ ખાનાર પીનાર.
મિતપાન—મધ્યમ પીવું.
મિશ્રિત—ભેળેલું.
મિથ્યાભિમાની—છાલકો.
મુક્તિ—બહેસ્ત પામવું.
મૂર્છાગત—બેશુદ્ધ હાલત.
મૂઢ—બેવકૂફ.
મોખરો—આગળો ભાગ.
યરા—જય.
યથાસ્થિત—જોઈએ તેમજ.
યથાયોગ્ય—લાયક પ્રમાણે.
યોગે—જોર વડે.
યોગ્ય—લાયક.
રક્ત—લોહી.
રટણ—ફરવું.
રચનાધાર—ગોઠવણ.
રક્ષક—બચાવે તેવું.
રાજવ્યવસ્થા—રાજબંધન.
રિદ્ધિ સિદ્ધિ—દોલત દુનિયા.
રૂપાન્તર—રૂપ બદલવું.
રૂધિર—લોહી.
લક્ષણ—ગુણ.
લક્ષપૂર્વક—ધ્યાનથી.
વટ—આબરૂ.
વર્ણવવું—બયાન કરવું.
વકતા—બોલનાર.
વમન—ઉલટી, ઓકવું.
વ્યર્થ—ફોકટ.
વ્યાધિ—દરદ.
વ્યાયામ—અતિ મહેનત.
વાક્ચાતુર્ય—બોલવાની ચતુરાઈ.
વાચક—બોલનારૂં.
વાળું—રાતનું ખાનું.
વાસના—ઈચ્છા.
વાસ્તવિક—ખરેખરૂં.
વાહિની—નસ.
વિકાર—રોગ.
વિકૃતિ—સ્થિર સ્થિતિમાં ફરક,રોગ,જાસ્સો.
વિદ્વજ્જનો—વિદ્વાન, પંડીત.
વિપરીત—ઉલટું.
વિવિધ—જૂદા જૂદા.
વિચિત્ર—તરેહવાર.
વિધાન—રીતી, જોડવું.
વિનોદ—ગમત; રમુજ.
વિભાગવૃદ્ધિ—ભાગનો ભાગ થતા જવો તે.

વિરાધ—દુશ્મની.
વિટક—બનાવ.
વિવરણ—સ્પષ્ટીકરણ.
વિલક્ષણ—તરેહવાર મિજાજ; અસાધારણ.
વિર્ય—જોમ, તેજ.
વિલાસ—સુખ.
વિસાત—બિસાત.
વિસ્તીર્ણ—ઓહોળું.
વિશેષ—વધારે.
વિસ્મય—અજબ.
વિષ—ઝેર.
વિસ્ફોટક—ઝેર ફુટી આવેલું.
વિજ્ઞાનશાસ્ત્રવેત્તા—શારીરક્રિયાં જાણનારા પંડીત.
વૃદ્ધિ—વધારો.
વૃત્તિ—ચાલચલણ.
વૃથા—નકામું.
વૃદ્ધાવસ્થા—બુઢાપો.
વૈદકગૃહશાળા—વૈદું શીખવાની નિશાળ.
વેગ—ઝડપ.
વેષ્ટણ—વિંટાળેલું.
વૈભવ—સુખ.
સત્વ—અસલ જાન, માલ.
સજીવ—જીવતું.
સઘન—ઘટ.
સમુદાય—જથો.
સમવું—બેસી જવું, શાંત થવું.
સદૃષ્ટાંત—દાખલા સાથે.
સબળ—જોરાવર.
સમાગમ—મેલાપ.
સત્વર—જલદીથી.
સર્વસ્વ—પોતાનું જે કાંઈ હોય તે બધું.
સર્વોપરી—ઉપરી.
સર્વગત—સઘળે ઠેકાણે.
સસ્તન—આંચલ સાથે.
સશાસ્ત્ર—શાસ્ત્ર સાથે, કોતાબી.
સમર્થ—શક્તિ.
સમસીતાષ્ણ—ગરમી શરદી માફકની જગા.
સતેજ—તેજ સાથે.
સ્વદાહ—પોતાની મેળે બળી ઉઠવું.
સાહ્ય—મદદ થયલો.
સાહ્યતા—મદદ.
સાહિત્ય—સામગ્રી.
સામગ્રી—તૈયારી.
સાર્થક—મતલબ પ્રમાણે.
સારાંશ—સાર.
સાક્ષાત્—હાજર નાજર.
સિદ્ધ—શાબિત.
સિદ્ધાંત—શાબિતી.
સૂક્ષ્મ—ઝીણું, થોડું.
સુગમતા—સહેલાઈ.
સૂજ્ઞ—શીખેલા.
સૂચકશકિત—સૂચવવાની શક્તિ.
સંરક્ષણ—બચાવ.
સંકોચન—સંકડાવું.
સંસ્કાર—ક્રિયા, આદરભાવ.
સંશય—શક.
સંપ્રદાય—વહિવટ, ધર્મમત.
સંપાદાન—મેળવવું.
સંતતિ—છોકરાં.
સ્વેચ્છા—પોતાની મરજી.
સ્થિતિસ્થાપક—લવચીક.
સ્થાનિક—મુકામનું.
સ્તંભિ—ઉભું રહેલું.
સ્થળ—જગો.
સ્વતઃ—પોતે.
શંકા—શક.
શક્તિપાત—કમજોરી.
શબ—મડદું.
શાપ—શરાપ.
શારીરિક—શરીરને લગતું.
શાંતિજનક—શાંતિ કરનાર.
શાસન—શિક્ષા.

શિરા દ્વારે—નસ રસ્તે.
શિરોમણી—વડીલ.
શિષ્ય—ચેલા.
શૂન્ય—સ્વ્રન મારેલું, મૂગું.
શૂરાતન—બહાદુરી.
શૂલ—ચસક.
શ્રમ—મહેનત.
શ્રમસાધ્ય—મહેનતનું.
શ્વાસોચ્છ્વાસ—સાંસ, દમ.
શ્રેષ્ઠ—ઉત્તમ, ઉંચું.
હ્રાસ—થાકી જવું.
હૃદય ભેદક—દિલમાં ભોંકાતું.
ક્ષય—ખઈ.
ક્ષણભંગુર—જલદી ભાગી જાય તેવું.
ક્ષાર—ખાર.
ક્ષિતિજ—નજરમાં આસ્માનને દરિઆ અથવા આસ્માનને ધરતી મળેછે તે.
ક્ષીણાવસ્થા—દુબળાપણું.
ક્ષુધા—ભૂખ.
જ્ઞાનેંદ્રિય—જે ઇંદ્રિયોથી જ્ઞાન મળે તે.